પ્રકાશન નં. : ૧૫૮



# અલ ફારૂક

## [ હઝરત ઉમર (રદિ.)નું જીવનવૃત્તાંત ]


લેખક :
મૌલાના શિબ્લી નો'માની સાહેબ મર્હૂમ





ભાષાંતરકાર :
અબ્દુલ જબ્બાર અમીન





પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુા. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત—ઈન્ડિયા)

# અલ ફારૂક

[હઝરત ઉમર (રદિ.)નું સવિસ્તર જીવનવૃત્તાંત]

✷ ભાગ ૧-૨ ✷



*લેખક :*

**મૌલાના શિબ્લી નો'માની સાહબ મર્હૂમ**



*ભાષાંતરકાર :*

**અબ્દુલ જબ્બાર અમીન**





★ પ્રકાશન વિભાગ ★

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

## ☆ પ્રકાશકીય ☆

અભ્યાસ હેઠળની કિતાબ ''અલ ફારૂક''ને તેની અતિ પુરાણી આવૃત્તિના આધારે ઑફસેટ પ્રેસ પર પ્રગટ કરતાં આનંદની લાગણી અનુભવીએ છીએ.

કિતાબની અતિ જુની પુરાણી ભાષાશૈલીએ સ્વાભાવિક રીતે આજની વિકાસશીલ ગુજરાતી ભાષાનો સાથ આપવાનું છોડી દીધું છે; પરંતુ સમયના અભાવે તથા કિતાબ સસ્તી કિંમતે આપવાના નેક આશયે અક્ષરશઃ અને પૂર્વવતઃ પ્રગટ કરવાનું હિતાવહ માન્યું છે.

અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લોકોપયોગી બનાવે, આમીન !

–(મવ.) ઇસ્માઈલ અહમદ મનુબરી

ખાદિમ : દારુલ ઉલૂમ ભરૂચ,

મહમૂદનગર, કંથારીઆ.

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ؕ

# ✤ મારી કથની ✤

સકળ સંસારના પરમ પાલનહાર કે જેણે આ મારું બીજું પુસ્તક ગુજરાતી સજ્જનોના હસ્ત કમળમાં ધરવા મને શક્તિમાન કર્યો તેનો હું સહૃદયે પ્રથમ અતિ આભાર માનું છું. મારું પ્રથમ પુસ્તક હતું મૌલિક, પરંતુ નાનકડું, છતાં હતું સમયને અનુસરતું ને ઉપયોગી. આ છે મોટું, પરંતુ અનુવાદિત, છતાં છે અતિ ઉચ્ચ મહત્ત્વનું ને ઉપયોગી. પુસ્તકની પ્રશંસા કે ઓળખાણ કરવા કે કરાવવાની આવશ્યકતા ન જ હોય, કારણ કે "અલ ફારૂક" શબ્દથી જ એની પ્રશંસા ને પ્રખ્યાતી ઝરપે છે; છતાંયે જનાબ મૂળ–ગ્રંથકાર સાહબ અને મુસ્લિમ–ગુજરાતના ધુરંધર ટીકાકાર, લેખક અને ગ્રંથકાર જનાબ "મુનાદી" સાહબનો પરિચય એ વિષય માટે પૂરતું નીવડશે એવી મારી અચલ શ્રદ્ધા છે.

મારા મિત્ર અને ''સાદિક'' માસિકના સાહસિક અને ઉત્સાહી તંત્રી જનાબ મૌલાના મૌલવી અબ્દુર્રહીમ સાહબના હૃદયમાં પ્રથમ ઉર્દૂ ''અલ ફારૂક''ને ગુજરાતીમાં ભાષાંતર કરાવી ગુજરાતી સાહિત્યની સેવા કરવાનો વિચાર સ્ફુરી આવ્યો; એથી ઉર્દૂ ''અલ ફારૂક''ને ગુજરાતી ''અલ ફારૂક'' બનાવવા એમણે ''અમીન'' જેવા ગુમનામ લેખકને, એક નિર્બળ અને અજ્ઞાનીને આજ્ઞા કરી. સેવા મહાન અને ગંભીર હતી; છતાં હૈડે હામ ભરી મેં કલમ ઉપાડી અને ૧૯૩૦ ના એપ્રિલની સોહામણી પ્રભાતે ભાષાંતર કરવાનું કાર્ય આરંભી દીધું.

''ફુરસદે જો યારી આપી તો ઘણી જ ટૂંક મુદતમાં 'અલ ફારૂક'નું ભાષાંતર પુસ્તક રૂપે પ્રગટ કરવાની મારી તીવ્ર ઇચ્છા છે'' એ શબ્દો મેં ''સાદિક''માં પ્રગટ કરાવેલ ''અલ ફારૂક''ના પ્રથમ હફતાની ટૂંક નોંધમાં લખેલા. એ શબ્દો સુરબાયા (જાવા) મધ્યે એક ઇસ્લામી–સાહિત્યના સાચા પ્રેમી, શક્કરના શાહ વેપારી જનાબ અબ્દુર્રહમાન હબીબ પટેલ વંથલીવાલા સાહબને દૃષ્ટિગોચર થયા. ''અલ ફારૂક'' શબ્દમાં જ રહેલા અજબ જાદૂએ શક્કરના એ શાહ વેપારીને પોતાના ખર્ચે ''અલ ફારૂક'' છપાવી પ્રગટ કરવા ઉત્સુક શું, એકપગ કર્યા; ને ''અલ ફારૂક''ને પુસ્તક રૂપે સત્વરે જોવાની મારાથીયે દસ ગણી તીવ્ર ઉત્કંઠા એમને થઇ આવી ! પરંતુ હાય ! માણસ ધારે છે શું અને કિરતાર કરે છે શું !



**મા દર યે ખ્યાલેમ વ ફલક દર સે ખ્યાલ !**

''અલ ફારૂક''ને પુસ્તક રૂપે જોવાની મિત્રોની અને ખાસ કરીને એ શેઠ સાહબની આતુરતા જેટલીય વધુ તીવ્ર બનતી ગઇ તેટલીય વધુ ઢીલ ભાષાંતર પૂર્ણ કરવામાં મારા તરફથી થતી ગઈ. એ છે માલિકની અકળ ગતિ ને અજબ લીલા !

વિલંબના કારણો એક બે, પરંતુ અલ્લાહના તરફથી હોઇ, અનિવાર્ય હતા. એ વિલંબનું પ્રથમ પ્રયોજન તો મારી પોતાની માંદગી હતી, ને લ્યો, હજુ તો મેં મારી રોગ–શૈયા સંપૂર્ણ ત્યાગી ન હતી, એટલામાં તો મારાં પરમ પ્રિય પત્ની બીબી મહેરૂન્નિસા કે જેઓ પાંચ વરસથી એક અસાધ્ય વ્યાધિથી પીડાતાં હતાં તેઓ તા. ૧૪ નવેમ્બર–૧૯૩૦ ના રોજ જન્નતનશીં થયાં. અરે, એ ઘાથી હજુ તો હૃદય રૂઝાયું ન હતું ત્યાં તો જાણે કુદરતે હજુ મારાં ગમ, શોક અને દુઃખમાં કંઈ મણા રાખી હોય તેમ તા. ૧૦ ફેબ્રુઆરી–૧૯૩૧ના દિને કિરતારે મારા શોક અને ગમની અવધિ જ કરી ! કિંતુ વહાલાં માતૃશ્રી કે જેમની શીતલ છાયા મારા માટે ખુદાની અંતિમ કૃપા અને રહમતરૂપ હતી તેઓ પણ એ જ દિને આ દુઃખી સંસારના શોક સાગરમાં મને તરવરતો મુકી આ ક્ષણભંગુર જગત ત્યાગી જન્નતવાસી થયાં. આ છે ''અલ ફારૂક'' પ્રગટ થવામાં થયેલા વિલંબના મુખ્ય કારણો કે જે લખતાં આજે પણ હૃદય ચિરાય છે અને કલમ કંપે છે !

એ હૃદય–પિડાની પરંપરાના દિવસોયે વ્યતિત થતા ગયા, ને શોક ને ગમની રાત્રીઓ પણ ખત્મ થતી ગઈ; ને તા. ૧૭ જુલાઇ ૧૯૩૧ની તે રાત્રિ આવી કે જેની શુભ ઘડીએ ''અલ ફારૂક''નું ભાષાંતર સંપૂર્ણ કરવા હું ભાગ્યશાળી થયો; ને એ જ ભાષાંતરને પુસ્તક–આકારમાં પ્રગટ કરી ગુજરાતી વાંચકગણના હસ્ત કમળમાં મુકવા આજે હું શક્તિમાન થયો.

પુસ્તકનાં ભાષાંતર અને લિપ્યંતર વિશે કંઈક ન કહું તો મારી કથની અધૂરી ગણાય. એની ભાષા મેં જેમ બને તેમ સાદી અને સરળ રાખી છે. એનાથી સાદી ભાષા રાખવી એ મારી ગજા ઉપરાંત છે; ને નકામી આડંબરી ભાષા વાપરતાં તો મને આવડતી નથી. ઉર્દૂ ''અલ ફારૂક''માં જે પ્રકરણો હતાં તે જ રાખ્યાં છે, પરંતુ પહેલા પ્રકરણમાં ત્રણ વિષયો ભેગા છે માટે તે એક પ્રકરણનાં બે પ્રકરણ કર્યાં છે; અને ''આઇઝર બૈજાન પડયું'' ને ''તબરિસ્તાન પર ચઢાઈ'' એ બે અતિ ટૂંક પ્રકરણો હોવાથી તેમને ''અખિલ પ્રદેશ પર ચઢાઈ''ના પ્રકરણમાં પેટા પ્રકરણો તરીકે લઇ ત્રણ પ્રકરણોનું એક પ્રકરણ બનાવ્યું છે. હા, એક ફેરફાર એ કર્યો છે કે ઉર્દૂ ''અલ ફારૂક''માં પ્રકરણોને નંબર ન હતા, મેં તેમને અનુક્રમે નંબર આપ્યા છે.

જ્યાં કોઇ બાબતના સ્પષ્ટીકરણની આવશ્યકતા જણાઇ ત્યાં અતિ ટૂંક ફુટનોટ લખી છે, ને ગ્રંથકાર સાહબની ફુટનોટથી મારી ફુટનોટ જુદી પાડવા અર્થે ભાષાંતરકાર શબ્દ મારી પ્રત્યેક ફુટનોટના અંતે લખ્યો છે. એ સિવાય ઝાઝા ફેરફાર વિના ભાષાંતર કર્યું છે.

અરબી વિશેષ નામો, અરબી કાવ્યો, આયતો ઈત્યાદીના શુદ્ધ ઉચ્ચાર માટે અને ગુજરાતી શબ્દ જોડણી પ્રત્યે મેં ઘણી કાળજી રાખી છે, છતાંયે માણસ માત્ર ભૂલને પાત્ર છે, તેથી જે સ્થળે જોડણી-દોષ, ભાષા-દોષ, પ્રૂફ-દોષ કે અન્ય દોષ જણાય ત્યાં તે દોષ સુધારી લેવા સુજ્ઞ વાચકોને મારી નમ્ર વિનંતી છે.

"અલ ફારૂક" પ્રગટ કરવામાં જે સાહબો સહાયકરૂપ નીવડયા તેમના વિશે કંઈક લખું તો તે અસ્થાને ન જ ગણાય. મારે પ્રથમ મારા મિત્ર જનાબ મૌલાના મૌલવી અબ્દુર્રહીમ સાહબનો આભાર એ માટે માનવો જોઈએ કે તેમણે મને "અલ ફારૂક"નું ભાષાંતર કરવાની આજ્ઞા કરી ગુજરાતી-સાહિત્યની સેવા કરવાની અનેરી તક અર્પી. એઓ જો મને એ કાર્ય તરફ ન દોરવત તો કદાચ "અલ ફારૂક" જેવા પુસ્તકના ભાષાંતરકાર તરીકેનું માન કોઈ અન્ય સાહબને મળત. જનાબ પ્રકાશક સાહબને એમના ઈસ્લામી સાહિત્ય પ્રત્યે પ્રેમ અને ધગશ માટે ધન્યવાદ ઘટે છે, કે તેમણે સત્વરે "અલ ફારૂક"ને પોતાના ખર્ચે છપાવવાની તીવ્ર ઈચ્છા દાખવી મને ઉતાવળે ભાષાંતર સંપૂર્ણ કરવા પ્રોત્સાહન આપ્યું, એટલું જ નહિ, બલકે દરિયા દિલી વાપરી ભારે ખરચે "અલ ફારૂક"ને એક સુંદર પુસ્તક રૂપે ગુજરાતી આલમ માટે પ્રગટ કર્યું. આ તકે હું મારા મિત્ર જનાબ મૌલાના મૌલવી મુહિબ્બુલ્લાહ સાહબનું નામ લેવાનું વિસરી જાઉં તો હું તેમને કૃતઘ્નજ લેખાઉં. એઓ સાહબે ઉર્દૂ-"અલ ફારૂક"માં પ્રૂફ-દોષથી અશુદ્ધ રહેલા અરબી કાવ્યો શુદ્ધ કરવા અને અરબી વિશેષ નામોના શુદ્ધ ઉચ્ચાર કરવામાં જે સહાયતા અર્પી છે તે માટે હું એમનો કૃતજ્ઞ છું-ને મુસ્લિમ-ગુજરાત પ્રેસના માલિકોને કેમ ભૂલું ? એમનો ઈસ્લામી સાહિત્ય પ્રત્યેનો પ્રેમ અને ધગશ તો જુઓ ! ટાઈપો પ્રેસમાં પૂરતા સ્ટોકમાં હોવા છતાંયે "અલ ફારૂક" માટે ભારે ખર્ચે ખાસ નવા ટાઈપો ખરીદ્યા ! એમને એ પ્રેમ અને ધગશ માટે ધન્યવાદ ! જનાબ "મુનાદી" સાહબે પોતાના અમૂલ્ય સમયના ભોગે ગુજરાતી "અલ ફારૂક"નું અવલોકન કરી તે પર એક પરિચય લખી આપ્યો તે માટે હું એમનો ઋણી છું. એ સિવાય પ્રેસના મેનેજર મી. "નાદી" સાહબ અને તેમના સહકારીઓ કે જેઓએ કાળજી અને સંભાળપૂર્વક "અલ ફારૂક"ની છપામણીનું કાર્ય સુંદર રીતે પૂર્ણ કરી આપ્યું તેમના એ આભાર સહિત હું આ આભાર-પ્રકરણ અત્રે સમાપ્ત કરીશ.

અંતમાં કૃપાળુ કિરતારથી મારી એ યાચના છે કે હે ખુદા ! "અલ ફારૂક"માં અમ મુસ્લિમો ! જે પૂર્વજોના સત્ય કથન છે, તે મહાત્મા અને મહાવીરોના ડગલે ને પગલે ચાલવાની અમને શક્તિ અને તૌફીક અર્પો ! તેમના જેવા ધૈર્ય, હિંમત, વીરતા, દઢતા, નીડરતા, અડગતા, સત્યતા, ધર્મ-શ્રદ્ધા, સુનીતિ, સદાચરણ અને ઈસ્લામી કાનૂન પાલનની શક્તિ અમારામાં ઉત્પન્ન કરો ! અમારી આત્મ શક્તિ જગાડી અમારામાં ખરી ઈસ્લામી ધગશ, ચૈતન્ય અને આત્મા રેડો ! પરમ દયાળુ દાતાર ! શું એટલું કરી આપવું તારી શક્તિની બહાર છે ? ના, ના, તું તો સર્વ-શક્તિમાન છે, તો ફરી આ રંક પાપી છતાંયે તારા જ સર્જેલા સેવકની એટલી પ્રાર્થના કબૂલ રાખો, આમીન !

*વખારઓલી-સ્ટ્રીટ, રાંદેર,*
*રવિ તા. ૨-૯-૧૯૩૧* **અબ્દુલજબ્બાર હાજી ચાંદમિયાં અમીન**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ؕ

# ❈ પરિચય ❈

અલ ફારૂક જેવી પ્રસિદ્ધ, પ્રિય અને અજોડ ઈતિહાસ કૃતિને ગુજરાતી પોશાકમાં દર્શન આપતાં ત્રીસ બત્રીસ વર્ષ વીતી શકે એ વાત જ, જેમ મુસ્લિમ–ગુજરાતની સાહિત્યની અસહ્ય દુર્દશાને, મુસ્લિમ–ગુજરાતની અમાન્ય રસહીણતાને, મુસ્લિમ–ગુજરાતી જનતાની પોતાના કવમી અને સંસ્કારી સાહિત્ય પ્રત્યે નાશકારક બેપરવાઈને, મુસ્લિમ–ગુજરાતી સાહિત્યકારોનો સુઘડ અને રચનાત્મક ઈસ્લામી સાહિત્યના સાહસો પ્રત્યે અભાવને ચકડોળે ચઢાવી રહી છે તેમ,

**દેર આયદ દુરુસ્ત આયદ !–**

–ની ગત અનુસાર, એવી મહત્ત્વતા અને નામનાવાળું પુસ્તક, ભાષાનો ભેસ બદલી એક સમાજ કે દેશમાંથી બીજા સમાજ કે દેશમાં પ્રવેશે અને પ્રગટે એ, તે સાહિત્ય અને સમાજના ઈતિહાસમાં એક ઉજવવા જેવો પ્રસંગ પણ છે જ અને એ સામાન્ય દુર્દશા, રસહીણતા, બેપરવાઈ અને સાહસ સૂનાપણામાં, આવશ્યક પલ્ટાની આશાનું એક ચિહ્ન લેખાય તો ખોટું નથી. આપણી એવા પ્રસંગ ઉપર એ જ યાચના હોય કે જે આજે ચિહ્નરૂપ છે તે ખરેખરા આગમન કિંવા ખરા આગમનના આરંભ રૂપ સિદ્ધ થાય, એની ઉજવણી પણ વાસ્તવિક અને ઉપયોગી રીતે ત્યારે જ કરેલી લેખાય જ્યારે આપણે એ વિશેના આપણા ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ ઉપર પણ કંઈક વિચાર કરી લઈએ. આ ટૂંક પરિચય દરમિયાન હું તેના જ બે ચાર સ્વરૂપોને ઉપર ટપકે છેડવાનો ઈરાદો રાખું છું.

ઈતિહાસ, સાહિત્યનો તે વિભાગ છે જે માનવ–કુટુંબને પોતાના પૂર્વજોના વિચાર અને વર્તનથી જ્ઞાત રાખે છે, એક પ્રજાને પોતાની કહાણીથી આગાહ કરે છે, વર્તમાનને ભૂત સાથે સંયુક્ત કરે છે. આ સઘળાની અગત્યતાનો કોઈને નકાર ન હોય. એટલે જેટલી એની અગત્યતા તેટલી જ સાહિત્યના તે સઘળા વિભાગની પણ અગત્યતા જે એની સંબંધિત હોય. પોતાના ભૂતથી કોઈ પણ પ્રજા કે સમાજ અજ્ઞાન રહી કિંવા વિખૂટી જઈ પડી, પોતાનું વર્તમાન

જાળવવાની અને ભાવિ ઘડવાની અભિલાષા કદી ન જ રાખી શકે. એ જ કારણ, પોતાનું ભૂત-અર્થાત પોતાનો ઈતિહાસ-રક્ષતી, લખતી અને ચીવટપૂર્વક ચાહતી આજની કાંઈ પણ પ્રજા એટલા જ આદરને પાત્ર છે અને જીવનની નેતા છે જેટલી કિર્તિવંત ગઈ કાલની કાંઈ પણ શાનદાર ઈતિહાસ ઘડનાર પ્રજા.

ઈતિહાસ સત્યનું આલેખન છે અને ઈતિહાસનો આશય માર્ગદર્શન. શાનદાર ઈતિહાસ વિજયી સાહસ અને વીરતાની પ્રેરણા આપે અને પ્રજામાં શાન પોષે; સામાન્ય કે શાન-શૂન્ય ઈતિહાસ રહબરી કરે, પગલપસણીઓથી બચાવે, ખરાખોટાની તમીઝ શીખવે. એટલે ઈતિહાસનું ધોરણ ખરાખોટાનું છે; સત્યાસત્યનું છે; ભલા કે બુરાનું નથી; એ સ્પષ્ટ જ થયું. સામાન્ય રીતે, શાનદાર ઈતિહાસની પદવી અને સામાન્ય ઈતિહાસનો દરજ્જો પણ એટલાથી જ સ્પષ્ટ થઈ ગયાં હશે.

શાનદાર ઈતિહાસનો વારસો લઈ આવેલ કોઈ પણ પ્રજા, પારકાઓના સામાન્ય ઈતિહાસના મનન વડે તો બીજાઓ અને બીજાઓના પૂર્વજોથી થયેલી ભૂલો, પોતે ન કરતાં શીખે; પરંતુ પોતાના પૂર્વજોના સાહસો યાદ કરી તેમાંથી પ્રેરણા પ્રાપ્ત કરે અને તેમનું અનુકરણ કરવા પ્રેરાય. એમ પોતાનાઓ સાથે પોતાનો-પુત્રો સાથે પિતાઓનો સંબંધ, આત્મિક સંબંધ પણ અતૂટ રહે અને વીરતાને યોગ્ય પોષણ મળી નિરંતરતા મળે. એમાં જ માનવીય પ્રગતિનો મર્મ છે અને એમાં જ કવમોની ચડ-ઉતરનો ભેદ. એ જ માપ-ધોરણ, પ્રજાઓમાં કોણ જીવે છે, કોણ મરૂં પડું થઈ રહ્યું છે, કોણ મરણને શરણ થયું છે તે દેખાડી શકે છે, એ ન હોય, એમ ન હોય તો નથી ઈતિહાસનો કશો બીજો અર્થ કે નથી ઈતિહાસની બીજી કશી અગત્યતા. બે જ શબ્દોમાં કહું તો એનું જ નામ ઈતિહાસ-રક્ષણ છે. પ્રજા કે વ્યક્તિ, જીવતી હોય-એટલે ભાનસૂની ન હોય-તો એવી એકેય ન જ હોય કે જેને મહાન ન થવું હોય, વિજયી ન બનવું હોય, સ્વાધીન અને આઝાદ ન રહેવું હોય. એનું જ નામ અભિલાષા છે. જિંદગી એટલે જ અભિલાષા. એ ફાળવા અર્થે ઈતિહાસ-ભાન અનિવાર્ય છે, અને ઈતિહાસ-ભાસ વિના ઈતિહાસ-ભાન દુર્લભ. ટૂંકમાં, અભિલાષાનું એટલે જિંદગીનું સાફલ્ય, ઈતિહાસ-ભાસ વિના લગભગ અશક્ય છે. ઈતિહાસ-ભાસ અને ઈતિહાસ-ભાન વિના ઈતિહાસ-જ્ઞાન પણ નકામું છે. જેમ આત્મા વિનાનું શરીર અને ગર વિનાનું ફળ. ગુજરાતનો અભ્યાસી મુસ્લિમ યુવક-વર્ગ, એ સ્પષ્ટ સત્યો દિમાગે ઝીલે તો, દિલ સાથે દિમાગનું તે એક તારાપણું પણ પ્રાપ્ત થઈ જાય જે કવમી તરક્કી માટે અત્યંત જરૂરી છે. ઈલ્મનો એ આત્મા મેળવી લઈએ તો આપણો સંઘ હમણા જ મંઝિલ પ્રત્યે પંથે પડી જાય.

અલ્લામહ શિબ્લી નુઅમાની મર્હૂમનું, અર્વાચીન મુસ્લિમ જગતના સાહિત્ય ક્ષેત્રમાં ઉમૂમન અને મુસ્લિમ હિન્દ તેમજ ઉર્દૂ ગિરાના ઈલ્મી મેદાનમાં ખુસૂસન જે માન અને સ્થાન છે, વિશેષ કરીને મુસ્લિમ-ઈતિહાસ લેખનમાં તેમનો જે દરજ્જો અને મકામ છે તે સૈકામાં કવચિત કવચિત જ, કયાંક કયાંક જ મળે અને એક બે વ્યક્તિઓ જ ભોગવી તથા

મેળવી શકે એવું છે. અંગ્રેજી સાહિત્યમાં જે ઈતિહાસ-સેવાના લ્હાવા એડવર્ડ ગિબ્બન અને હૅલ્લામને મળ્યા, ઉર્દૂમાં આબાદ તેવો જ લ્હાવો શિબ્લી નુઅમાની ખાટી ગયા. અરબીમાં અને મિસ્રમાં જે પદવી ગઇ કાલે અશ્-શયખ મુહમ્મદ અલ-ખઝરી ભોગવી ગયા અને આજે અલ્લામહ અહમદ ઝકી પાશા ભોગવી રહ્યા છે, અંગ્રેજીમાં અને હિન્દમાં જે શાનદાર સંશોધન સર જાદુનાથ સરકારે મુસ્લિમ-ઈતિહાસ-પટ ઉપર શણગાર્યું છે, શામમાં મુસ્લિમ જગતની જે ઈતિહાસ-સેવા અલ્લામહ અહમદ કુર્દ અલી શાહ કરી રહ્યા છે તેવી જ પદવી, મુસ્લિમ-હિન્દના આ ફરઝંદની ઉર્દૂમાં અને હિન્દમાં છે, તેવા જ સંશોધનને તેણે પણ પોતાને ખાતે નોંધાવ્યું છે, તેવી જ સેવાઓ તેણે પણ મુસ્લિમ-દુન્યાની અને મુસ્લિમ-ઈતિહાસ સાહિત્યની કરી છે.

કવિતા, તત્ત્વજ્ઞાન, ધર્મ એ વિષયોને કોરે મુકીએ તેમજ તેમના નાના નાના લેખો અને પરચુરણ અસંખ્ય પત્રોને પણ નહિ ગણીએ તો, શિબ્લીની ઐતિહાસિક કૃતિઓ ઢગલાબંધ છે અને સંખ્યા અને દળને અંગે જે માન આધીમાન ઈતિહાસકારને "હક સ્વાધીન" છે તે ગર અને સત્વને અંગે પણ તેનો ઈજારો છે જ. સાચે જ, એ કહેવું મુદલ અતિશયોક્તિ કર્યા વિના કહેવું છે કે, મુસ્લિમ-સ્પેઇનમાં અબ્દુર્રહમાન ઈબ્ને ખલ્દૂને યુરોપને જેમ અર્વાચીન ઈતિહાસ-લેખનની કળા અને અર્વાચીન ઈતિહાસ-સંશોધનનું શાસ્ત્ર શીખવ્યા હતા તેમ ઉર્દૂમાં એ વિશેની બિસ્મિલ્લાહ પ્રથમ મવલાના મર્હૂમે બોલી હતી. આમ તેઓ આપણી ઉર્દૂગિરાના અને મુસ્લિમ-હિન્દના નિઃસંદેહ ઈબ્ને ખલ્દૂન હતા.

તેમણે પા સૈકાની પોતાની એ સેવા વડે ઉર્દૂ સાહિત્યનો ઈતિહાસ-ભંડાર ખૂબ પોષ્યો. તેમની જિંદગી દરમિયાન અને તેમની વફાત કેડે આજ સુધી, મવલાના સૈયિદ સુલયમાન નદવી જેવા તેમના શાગિર્દો અને પ્રોફેસર મુહમ્મદ ઈકબાલ તથા મવલાના અકબરશાહ નજીબાબાદી જેવા અનુયાયીઓએ એ ભંડારને હજી વધુ રૂષ્ટ પુષ્ટ કર્યો છે અને એ તરક્કી જારી જ છે જેને પ્રતાપે અને પરિણામે એ દાવો શંકાની બીક, આક્ષેપનું જોખમ કે અતિશયોક્તિનો ભય રાખ્યા વિના કરી શકાય કે ઇસ્લામી ઈતિહાસની હિન્દી સેવાનો ફાળો એ કે અન્ય ઇસ્લામી દેશના (બેશક મિસ્ર સુદ્ધાં) ફાળાથી ઉતરતો નથી, બલકે ઘણા દેશોના ફાળા કરતાં ઘણો જ ચઢતો છે અને ઉર્દૂ સાહિત્યનો ઈતિહાસ-વિભાગ હિન્દની બીજી કોઇ પણ બોલીના (બેશક, બંગાળી સુદ્ધાં) ઈતિહાસ-વિભાગ સાથે ખૂબ ખૂબ સ્પર્ધા કરી અને સરસાઇ ખાટી શકે છે.

રૂપિયા, આના અને પાઈની વાણિયા વૃત્તિ અને વેપારી બુદ્ધિવાળા ગુજરાતને ઉર્દૂની આ ખુશનસીબી ઉપર રશક આવે તો પણ ગનીમત લેખીએ, પરંતુ અહિં ત્રુટીનું જ્યાં ભાન નથી ત્યાં તે દૂર કરવાની ધગશ પણ નથી. ધનનો લોભ અને ઉચ્ચ સંસ્કૃતિ, એ ઉભય સાથે સાથે શોભવાની વાત કોરે રહી, ફળવા જ દુર્લભ છે. ગુર્જર જનતા છે તેથી કોમળ સાહિત્યની ત્યાગી છે. કોણ નથી જાણતું કે વેપારની રાગી ગુજરાતીઓનો કળાનો રસ છેક જ નમાલો છે

અને કવિતાનો રસ કેવળ કનિષ્ઠ છે ? ગુજરાતીઓ ઈતિહાસના શોખીન નથી અને થઈ શકવાના પણ નથી. કળા અને કવિતા માટે પ્રકાશિત દિલ અને પ્રફુલ્લ દિમાગ જોઈએ; વાણિયાગત સાથે પ્રકાશ અને પ્રફુલ્લતા અસંભવિત છે. ઈતિહાસ એટલે ભૂત-દર્પણ, કાળ-વર્ણન, સત્ય-દર્શન. સત્ય ન હોય તે ઈતિહાસ જ નહિ અને વેપારના લોભો અને લાભો સાથે સત્યને લેવું દેવું જ શું હોય ? પરિણામે, ગુર્જરો ઈતિહાસકો પણ નથી અને ઈતિહાસપ્રેમીઓ પણ નથી; પરિણામે, ગુર્જર સાહિત્યનો ઈતિહાસ-વિભાગ ભંડોળ વિનાનો છે. ગુજરાતી ભાષામાં "ઈતિહાસ"ને નામે નહિ જેટલું પણ જે કંઈ છે તે બહુધા મગ ને મરીમાં કિંવા જવ ને ઘઉંમાં ખપાવવાની બાઝી છે. તેઓ વેપારમાં નકલ ને અસલમાં ખપાવવા, વેજીટેબલી ને પોરબંદરીમાં ઠસાવવા, સ્વદેશી ને વિદેશી અને વિદેશી ને સ્વદેશી ઠોકવા, જાપાની માલને જર્મની માલ અને જર્મન બનાવટને બ્રિટીશ બનાવટ બતાવવામાં કયા કયા પેંતરા દાવ નથી ખેલતા ? કેટકેટલીવાર ફાવી જાય છે ? અહીં પણ "પુરાણ" ને "ઈતિહાસ" કહેવાની પ્રથા ચાલુ થઈ ગઈ છે. એ વંઠેલ સાહિત્ય-રસને આભારી હો કે અક્ષમ્ય અજ્ઞાનતાના પ્રતાપે હો, જાણપણે અને અજાણપણે છડેચોક એમ થઈ રહ્યું છે. વેપાર વૃત્તિ પુરાણ વૃત્તિ જ હોય, ઈતિહાસ વૃત્તિ ન જ હોય.

એ વૃત્તિનું વધુ દિગ્દર્શન ગુજરાતી ભાષાને શોભાવતા "ઐતિહાસિક" નવલોના એક ઉપલકીઆ પૃથક્કરણથી પણ થઈ શકે છે. કહેવાતી નવલો આપણે ત્યાં પુષ્કળ છે અને તેમના વધુ અને નવા રાફડા પણ નિત્ય નિત્ય ફાટતા જ રહે છે. અહિં બનાવોની, સત્યની, સંસ્કૃતિની, ભૂતકાળની જે "કત્લે આમ" ચાલતી રહે છે તે કોઈ પણ અભ્યાસીને નિરાશ કર્યા વિના અને ઈન્સાફવૃત્તિ અને ઈતિહાસ વૃત્તિ હોય તો-કોઈ પણ "ગરવી"ને શરમાવ્યા વિના નહિ રહે. એક અમાન્ય ભાન-શૂન્યતા અને એક અસીમ બેલગામી આ નવલકારોમાં કામ કરી રહી છે જે ગુર્જર જનતામાં ઈતિહાસ-જ્ઞાન અને ઈતિહાસ-રસ કેળવતી તો કોરે રહી, ગુર્જરોનું ઈતિહાસ-ભાન-વંઠેલ, વિફરેલ ઈતિહાસ-ભાન-હજી વધુ બગાડી રહી છે. ઈતિહાસ-જ્ઞાનીઓ ન હોવાનું "દુઃખ" તો હતું જ. ઈતિહાસ-ખૂનીઓના એ "દુઃખ ઉપર ડામો" બાકી હતાં; તેય આપણા ગુજરાતીઓ ખમી રહ્યા છીએ. આપણને તે ખમ્યે જ છૂટકો.

ગુજરાતી ભાષાની કહેવાતી ઈતિહાસ-નવલોમાં નેવું ટકા શું છે ? ન ઈતિહાસ કે ન નવલ. ઈતિહાસ એટલે વીતેલ વાત. ઈતિહાસ-નવલ એટલે વીતેલ વસ્તુનું શબ્દ-ચિત્રમય વર્ણન, એ ખરું ને ? ગુજરાતને એ રૂચિકર નથી. ગુર્જર રસ વીતેલને ઈચ્છાનુસાર વીત્યું હોય તો જ 'વીતેલ' કહે. નહિ તો તેને મરડી મચડી ઈચ્છાનુસાર બનાવે અને પછી તેને 'વીતેલ' કહે. દોરાયલા ચિત્રને પુનઃ દોરવાની, ભૂતને પુનઃ ભજવવાની આ બાળક્રીડા છે. ટૂંકમાં ઈતિહાસ સાથે નવલની છૂટછાટો લેવાતી રહી છે અને ખુદ ઈતિહાસ એટલે સત્ય. નવલ એટલે મનઘડત અને અસત્યના રૂપમાં અહિં શોભી રહ્યું છે. ખરી સંસ્કૃતિમાં અસત્યને ડગમગ્યે જ છૂટકો. ગુજરાતમાં અસત્ય ન હોય. તેને બેશક સાહિત્ય સૃષ્ટિમાં-કોઈ પૂછે પણ નહિ. જ્યાંનો ઈતિહાસ-ભંડોળ જ નવલના રૂપ રંગમાં દીપી રહ્યો છે, ત્યાંની ઈતિહાસ-

નવલોનું તો પૂછવું જ શું ? તેમાં ઈતિહાસ જેવું પણ કશું ન જ હોઇ શકે અને ઈતિહાસ-નવલ જેવું પણ કશું નહિ જ સંભવે. બધેબધ ઈતિહાસ-ખૂન છે અને શોભા રહિત બળાત્કાર છે. ગુજરાત પોતે જ નવલ છે, રગેરગ નવલ છે ઈતિહાસ નથી, અને ઈતિહાસ પ્રેમી તો નથી જ.

ખયર મુસલમાનો સાહસે, વૃત્તિએ કે રસે ન એવી અમધતા પોસી શકે ન સાંખી શકે. તેઓ સંસ્કૃતિએ અને ઈતિહાસે ઈતિહાસમય છે. છતાં સહવાસ અને પાડોશના છાંટાથી તેઓ કોરા રહી ન શક્યા. મુસ્લિમ-ગુજરાત આજે નવલમય તો નથી, પરંતુ ઈતિહાસ રહિત તો છે જ. જે ખુદ ઈતિહાસ છે તે સાવ નવલ તો બની જ ક્યાં પડે ? પરંતુ તેના સમાજની શર્મનાક અજ્ઞાનતા અને સહવાસને અંગે સહેવી પડતી વાનર નકલ, તેને ઈતિહાસમય થઇ રહેવા દેતી નથી. ગુજરાતી મુસલમાનો ઈતિહાસ-ગર્વીતો છે જ-બીજા મુસલમાનો પેઠે અને મુસલમાનો છે તેથી, હોવા પણ જોઇએ જ-છતાં તેઓ ઈતિહાસ જ્ઞાની નથી અને તેથી, પાસેનો ચેપ તેમને કનડી રહ્યો છે, તેમને ઈતિહાસ-સૂના બનાવી રહ્યો છે, ખરું અને નર્યું ઈતિહાસ વાંચન પણ આપણી પાસે નથી અને એવા વાંચનના અભ્યાસીઓ અને કદ્રદાનો પણ નથી. તેથી જ વાતાવરણ જેને માગતું અને જેના વિના તલસતું કિંવા રડતું નથી તે જન્મે પણ શા માટે ? મુસ્લિમ-ગુજરાતનો શિબ્લી હજી જન્મ્યો નથી.

અને એ પણ સ્પષ્ટ છે કે તેને જનમતાં હજી જમાનો જોઇએ. ત્યાં સુધી વાટ જ જોવાય, કશું જ ન કરવામાં આવે તો તેનો-આપણા ગુર્જર શિબ્લીનો-જન્મ હજી વિલંબાય. મહાન ઈતિહાસકારના જન્મ માટે આવશ્યક વાતાવરણ ઊભું કરવું, એવા મોંઘેરા મેહમાનના ઘટિત સ્વાગત માટે તૈયારી કરવી, એ આજના ઈતિહાસ સેવકોનો ધર્મ છે. એ ધર્મ બજાવવાની એક અત્યંત સરળ રીત, ઉર્દૂના શિબ્લીને ગુજરાતી પોશાકમાં સજ્જ કરી દેવાની છે. સાચે જ, જો આપણે, મવલાના મર્હૂમની સઘળી ઈતિહાસ કૃતિઓને ગુજરાતીમાં આણી મુકીએ તોય આપણે ઘણું જ કર્યું કહેવાય; તોય આપણે એક મોટી મંઝિલ ખેડી ચુક્યા એમ લેખાય અને અલ ફારૂકની પ્રસિદ્ધિ સાથે એ મહત્ત્વની સેવાનું શુભ મુહૂર્ત અને મંડાણ થઇ રહ્યું છે એમ કહેવામાં મુદલ અતિશયોક્તિ નથી, કારણ કે ગમે તેટલી અફસોસકારક વાત હોય છતાં એ ખરી વાત છે કે આજ સુધી ગુજરાતને શિબ્લીના કલમી અને અદબી આત્માનો અત્યંત આછો અને અત્યંત ઓછો જ પરિચય થવા પામ્યો છે. આપણે ગુજરાતીમાં તેમના થોડા છૂટા-છવાયા લેખો અને ચોપાનીયા સિવાય વધુ કશું જોયું નથી.

એ જ અંગે જે શેઠ સાહબની ઉદારતા આ સાહસને પોષી રહી છે તેઓ ખરી મુબારક-બાદના મુસ્તહિક છે કે તેમની મદદ અને હિમ્મતથી ગુજરાતી ભાષામાં, ઈસ્લામી ઈતિહાસ સેવાની એક ઐતિહાસિક "બિસ્મિલ્લાહ !" બોલાઇ રહી છે. અલ્લાહ પાક મુસ્લિમ-ગુજરાતને પણ એ "બિસ્મિલ્લાહ" મુબારક કરે અને તેને એવી, ભવિષ્યની બીજી સંખ્યાબંધ સેવાઓના મુકટરૂપ લેખે, આમીન. અહીં એટલું પણ યાદ રહે તો સારું કે અલ્લામહ મર્હૂમની એવી કૃતિઓમાં અલ ફારૂક સૌથી મોટી છે. સીરતુન્નબી સૌથી મોટી થવાની હતી, પણ દુર્ભાગ્યે

તે પૂરી થયા અગાઉ તેઓ સ્વર્ગવાસી થઇ ગયા. પરિણામે પ્રથમ પદવી અલ ફારૂકને મળી ગઇ.

હવે, આ ચરિત્રના નાયક વિશે કંઇ પણ લખી આ પરિચય લંબાવવો, તે ચરિત્રના વાચકોની ધીરજ હદપાર કસવાનો ભય ભર્યું સાહસ ખેડવા સમાન છે અને ખરું પૂછો તો તેમ કરવાની જરૂરત પણ નથી જ કે બે ચિલ્લુની, તૃપાતૃપ્તિ માટે વિસાત જ શી. જ્યારે આ પ્રસ્તાવનાની આડ વટાવી કે સામે આકર્ષક છોળો મારતો સાગર સાક્ષાત ઊભો છે ?

વાત એમ છે કે જનાબે ફારૂકનું ચરિત્ર પોતાની મનહર વીરતાને અંગે અને તેમનો જીવનયુગ પોતાની કિર્તિવંત દિવ્યતાને અંગે અત્યંત સહેલાઈથી એટલો તો માનનીય અને મનનીય છે કે—જો કે અહિં તો તેની આલેખના સટિક, સવિસ્તર અને શ્રમભર્યા પૃથક્કરણથી થઇ છે છતાં—જો તે ટીકાના પૃથક્કરણ કે ખુલાસાની સમજણ વિના એમ ને એમ જ સાદા વર્ણન કે સરળ હકીકત રૂપે જ લખાય તો તે સામાન્ય વાચક જનતાનું લક્ષ હર્યા કે વર્યા વિના રહે જ નહિ. કાળચક્રના ભાગ્યે જ કોઇ અરસાના ઈતિહાસ વિશે અને તે અરસાની થોડી જ વ્યક્તિઓના જીવન વિશે એવો દાવો આસાનીથી કરી શકાશે. ઈસ્લામના પહેલા સૈકા વિશે એ દાવો કાઇમ છે; આજ સુધી ન કોઇએ તેની અજોડતા વિશે શંકા કરી છે ન તેની જોડ આણવાની હામ ભીડી છે. તે યુગ ધર્મનો હતો. તેને અસ્તિત્વમાં લાવનારા કર્મના યોગીઓ હતા. કર્મના ધર્મ અને ધર્મના કર્મનું આવું અજુગતું અને અનેરું સમાગમ જ માનવ કુટુંબ માટે—તેના ઉદાહરણ, અનુકરણ અને માર્ગદર્શન માટે—એવી ઘનઘડીઓ જગાડી શક્યું. તેણે આકાશને જમીન ઉપર આણી મૂક્યું. નભ મંડળના ચંદ્ર, ગ્રહો, તારાઓ ચરિત્રની જમીન ઉપર ચમકતા, દીપતા રોશની આપતા થઇ ગયા. તેથી જ, ઈસ્લામનો જે ગર્વ-યુગ છે તે ઈતિહાસનો યુગ-ગર્વ છે.

આ છે ત્યારે, ટૂંકમાં "ખયરુલ કુરૂનિ કર્ની-" (મારો સૈકો, સૈકાઓમાં સર્વોત્તમ છે.) ના મર્મનો ઉકેલ ! અમારા હઝરતે (સલ.) જે યુગને યુગોનો યુગ કહ્યો તે ઉપર અમારા એકલાનો ઈજારો ન જ હોય. તેની શાન એવી છે તે એક સાર્વજનિક લ્હાવા, વારસા કે મુંડી તરીકે ઈતિહાસના ખઝાનામાં અખંડ અને રક્ષિત ચાલુ છે અને ચાલુ રહેશે.

**સિલીએ આમ હય, સારાને નુકતાદાં કે લિયે !**

ઈસ્લામીઓ તેની ઉપર ગર્વ ભલે કરે, તેના મનન માટે, તેનો અભ્યાસી મુસલમાન જ હોય એ મુદ્દલ ઝુરૂરી નથી. ઈન્સાફ શર્ત છે, ઈસ્લામી ભલે ન હોય. (અને એ તો ઈતિહાસના અભ્યાસી માટે હરહમેશ શું એક આવશ્યક, બલકે અનિવાર્ય ગુણ નથી ?] પૂર્વ કે પશ્ચિમનો કોઇ પણ ગેર મુસ્લિમ સ્હેજે તેને અભ્યાસ-પ્રત્યક્ષ અને મનનપાત્ર કરી શકે છે. ઈર્ષા અને ધર્માંધપણાના ઘણા જ થોડા-આંગળીને વેઢે ગણી શકાય તેટલા-શિકારોના અપવાદ સિવાય ઘણા ગેર મુસ્લિમો તેને સાંખવાનો આનંદ ભોગવી શક્યા છે અને તેના અભ્યાસથી પાવન થયાનો લ્હાવો ગ્રહી શક્યા છે.

હા, "ખયરૂલ કુરૂન" (સર્વોત્તમ સૈકો) એટલે પયગમ્બર-યુગ. માનવોના આદર્શ નેતાનો



યુગ હોવાથી તે યુગોનો યુગ છે અને જગતના આદર્શ અનુયાયીઓનો યુગ હોવાથી તે ઇતિહાસનો જીવંત અને જ્વલંત અને અમર યુગ છે. ભલાઇ અને સાદાઇના તે ભવ્ય અને સુંદર ભૂતના અનુયાયીઓ વર્તમાન યુગના તેમજ ભાવિના સઘળા યુગોના આદર્શ-નેતાઓ થાય તેમાં નવાઇ શી! બેશક, તેઓ છે પણ.

એવા આદર્શ-નેતાઓમાંના એક હઝરત ઉમરે ફારૂક છે-અલ્લાહ તેમનાથી રાજી રહો! -જેમનાં ચરિત્ર અને જીવનના અભ્યાસ અને મનન, એ "ખયરૂલ કુરૂન"ના આલેખન, અવલોકન અને ગ્રહણ બરાબર છે કારણ કે આ નેક, તે અનેકોમાંના એક છે જેમનો એ યુગના યોજન અને ઘડતરમાં અપાયેલો ફાળો રાક્ષસી છે; તેની રગેરગમાં એમનું આત્મિક રૂધિર ઓતપ્રોત છે. તેના સઘળા નાયકો અને નેતાઓમાં તેઓ ફક્ત એકથી જ-એટલે પોતાના રહબર અને મુર્શિદ (સલ.)થી જ-ઉતરે છે, અને તે પણ, તેમનાથી પયગમ્બર-પદવીની સમાપ્તિ થઇ જાય છે તેથી જ ઉતરે છે નહિ તો ખરેખર, એટલા જ ઉતરે કે તેમનું સ્થાન લેવાને પાત્ર લેખાય છે; ["મારી પછી નુબુવ્વત બાકી હોત તો ઉમર નબી થાત" -હદીષ] તેના સઘળા નાયકો અને નેતાઓમાં તેમની હરોળમાં સ્થાન લઇ શકે એવા બે-ત્રણ જ છે. એ બે-ત્રણ અલ્લાહ તેમની ઉપર પ્રસન્ન રહે! -પણ ફારૂકી ગુણોને ગાનારા અને ફારૂકી ચરિત્રને ચાહનારા છે. ટૂંકમાં, જે એક છે તે પ્રબળ રીતે એક છે અને એવા અનેકોના સમુહમાં એક છે જેની શાને, જેના સમયને સદાને માટે અજોડતાનું માન આપી દીધું છે. "ખયરૂલ કુરૂન" તે વર્તમાન છે જેના ભૂત અને ભાવિ ઉભય તેને સલામ કરે છે. એક, તેને માટે હસરતોના શ્વાસ લઇને; બીજો તેની ઉપર પોતાની આશાઓની મીટ માંડીને.

તેથી જ, ઉપર હું ઇશારો કરી આવ્યો તેમ અહીં ભાવિક અને અનુયાયી મુસલમાન પેઠે ટીકાકાર અને અભ્યાસી મુખાલિફ પણ સરખી રીતે પ્રશંસાલીન અને ગ્રહણ-તલ્લીન છે. હા, અને તેથી જ આ પયગમ્બર-યુગના ઇતિહાસની જે દશા છે તે જ તેના સઘળા નાયકોના જીવન ચરિત્રોની પણ દશા છે. હઝરત ઉમરનું જીવન ચરિત્ર એમાં જો કોઇ પણ અર્થે અપવાદરૂપ હોય તો તે, તેમના સહચરોમાં તેમના સ્થાનની વિશેષતાના પ્રમાણમાં તેની અગત્યતાની વિશેષતા છે એટલું જ. ઉલટું મુસ્લિમ સંસ્કારના વિધર્મીઓ અને વિરોધીના ઝુંડની તેમના પ્રત્યે ભાવની અને માનની સંમત ખંડણીઓ સામાન્ય અભ્યાસીને પણ આશ્ચર્યચકિત કર્યા વિના રહેતી નથી. હઝરત ઉમર વિશે મુખાલિફો અને મુવાફિકો, દુશ્મનો અને દોસ્તો એકમત છે.

અલ ફારૂકના મુસલમાન કે ગયર મુસલમાન સઘળા વાચકો અને અભ્યાસીઓને, ખયરૂલ કુરૂનના ઉપર છેડેલા સ્વરૂપો અને એ કાળના નાયકોના ઇતિહાસમાં સ્થપાયલા સ્થાન ઉપર ખાસ લક્ષ આપવા વિનવું છું. એમ થતાં, આ ચરિત્રના કોઇ પણ ગયૂર મુસ્લિમ ગુજરાતી વાચકને એમ ન લાગશે કે તેને ન્યાયને અને નિષ્પક્ષપાતપણાને ઉદારતા અને અકીદત (ભાવ) ઉપર સરસાઇ આપવી પડશે; ન કોઇ ગુજરાતી મુસલમાનને એમ લાગશે કે તે પોતાની

મુહબ્બત અને માયામાં ઈન્સાફ અને ઈતિહાસના હકોનું પાલન કડક રીતે, પોતે મુસલમાન છે તેથી નહિ કરી શકે, ઈન્શાઅલ્લાહ.

ટૂંકમાં, આપ મુસલમાન હોવ કે ગેર મુસલમાન, આ ઈતિહાસ-કાળની સ્વીકારાયેલી અજોડતાનું અને તેના આ ચરિત્ર-નાયકની સર્વમાન્ય આત્મિક મહાનતાનું પહેલા ભાન કરી લો અને પછી આપનો અભ્યાસ આપને ન્યાયી તુલના અને નિષ્પક્ષી આલેખનાના ધોરીમાર્ગ ઉપરથી કદી ડગવા દેશે નહિ અથવા ડગ્યાની ભ્રમણામાં નાખશે નહિ. વળી એમાં, જેમ સલામતીની ખાત્રી છે તેમ, વિષયની અગત્યતાનું ખરું ભાન પણ છે.

વાત જયાં એક આદર્શ માનવીની, એક આદર્શ અનુયાયી અને નેતાની છે ત્યાં, એ કહેવાની જરૂરત જ ક્યાં છે કે તેની જિંદગીનું એક એક સ્વરૂપ પણ તમને આદર્શના રૂપમાં જ પ્રત્યક્ષ થશે અને તે પણ હઝરત ઉમર (રદિ.) જેવા આદર્શ માનવીની. ટીકાનો હલ્લો-ફાવે તેટલી તીવ્ર અને તિક્ષ્ણ ઉગ્રતાથી-તમે એ અજોડ જીવનના અલૌકિક ચરિત્ર ઉપર ગમે તે દિશાથી લઈ જાવ, નીતિ અને ધોરણ ઉભયને અંગે ગઢ અજેય, અને અજિત જ રહેશે; કસોટીની હદ મરજીમાં આવે તેટલી સખ્ત રાખો, એ કંચન પૂરી ટચનું જ ઉતરશે; રણમાં કે સભામાં, વાદમાં કે મશ્વેરામાં, મસ્જિદમાં કે કુટુંબમાં બધેબધ અહિં એક અનેરાપણું છે જેની હડહડતી સાદગી અને બનાવટનું ગેર હાજરીપણું, જેનું સચોટ અને તડફડપણું તે આદર્શોની પ્રેરણા આપે છે જે કુદરતી જીવનનાં-અર્થાત, ઈસ્લામી જિંદગીના-મૂળ છે અને જેના પાલન વિના માનવ કુટુંબ આજે સર્વસ્વ કલેશમય, અશાંત અને દુઃખી થઈ રહ્યું છે, એ હઝરત ઉમર (રદિ.)ને તમે અનુયાયી તરીકે અવલોકો તો નીતિમાં અને અગ્રેસર તરીકે અવલોકો તો રીતિમાં, જીત વેળા જુઓ તો સ્વભાનમાં અને હાર વેળા જુઓ તો સ્વમાનમાં, શાગિર્દ તરીકે દેખો ત્યારે એકાગ્રતામાં અને શિક્ષક તરીકે દેખો ત્યારે નિપુણતામાં, મિત્ર તરીકે વફાદારીની અડગતામાં અને શત્રુ તરીકે હિસાબની ઉગ્રતામાં, ન્યાય આપતી વેળાની ઉદારતામાં અને ન્યાય કરતી વેળાની સખ્તાઈમાં, યુદ્ધ વ્યવહારની વીરતામાં અને રાજ વ્યવહારની કાર્યદક્ષતામાં, કુટુંબના વડા તરીકે અખ્લાકના અને રાજયના વડા (ખલીફહ) તરીકે ખર્ચના કડક ધોરણમાં, જેમાં જોશો તેમાં તમને આદર્શ જ આદર્શ નજર સમક્ષ તરી રહેશે. ન્યાય, ઉદારતા, ધર્મ પ્રેમ, વફાદારી, વીરતા, કરકસર પણ એમનાં જ અને વ્યવહાર- કુશળતા, કાર્યદક્ષતા, યુદ્ધ-કળા, રાજયનીતિ, બુદ્ધિબળ, દિર્ઘદષ્ટિ પણ એમના જ. અહિં જે ન હોય તે, માનવી ચરિત્રમાં નહિ હોવા જેવું જ હોય. અહિં જે કંઈ છે-અને શું નથી ?-તે હોવા પાત્ર જ છે અને જો આદમ-પુત્રો અને જગતજનો તેમાંથી થોડું પણ ગ્રહી લે તો આ આજનું આપણું કલેશમય અને દુઃખી જગત-જીવન, જન્નત બની જાય.

ટૂંકમાં ત્યારે, આ છે તે યુગ-વીર જેમનું જીવનચરિત્ર આ પ્રસ્તાવના દ્વારા મુસ્લિમ-ગુજરાત સમક્ષ પેશ થાય છે. એ અનેરી સેવા ગુજરાતી ભાષામાં કરવાનું પ્રથમ માન મુન્શી અબ્દુલ જબ્બાર સાહબ ખાટી ગયા છે તે બદલ તેમને મારા હાર્દિક મુબારકબાદ છે. "અમીન"



સાહબે જે શ્રમ વેઠયા છે તે અભ્યાસીઓ તો સ્હેજે જોઈ શકશે જ, પરંતુ એવા પારિભાષિક કાર્યના ભાષાંતરમાં રહેલી મુશ્કેલીઓનું ખરું ભાન અભ્યાસીઓ કરતાં અનુભવીઓને જ વધારે હોય છે. અહિં લિપ્યંતરમાં ભાષાંતરકારે પોતાની માન્યતા અનુસાર ચીવટ રાખેલી છે એમ સ્પષ્ટ દેખાય છે; ભાષાન્તરમાં પણ તેટલી જ સંભાળ રાખેલી નજરે પડે છે છતાં, એટલા મહાન કાર્યમાં ગમે તેટલી સંભાળ રખાય તે છતાં છૂટી છવાઇ ભૂલો ન થાય એ અસંભવિત હતું અને તેમ થયું પણ છે જ. ખરેખર, કેટલેક ઠેકાણે ગંભીર ભૂલો પણ થઇ ગઇ છે. એ સઘળા માટે વિશ્વાસ છે કે બીજી આવૃત્તિમાં ઘટતું કરવામાં આવશે જ. તેટલામાં, તેમને ફરીવાર ધન્યવાદ આપી, એવા જ પ્રકારની સાહિત્યસેવાઓમાં મચ્યા રહેવાની સિફારિશ કરું છું.

મુસ્લિમ-ગુજરાતી પત્રકારિત્વમાં "સાદિક"ના સાહસોએ ઘણી પહેલો કરી છે. "અલ ફારૂક"ની પ્રસિદ્ધિ એ સંખ્યાબંધ પહેલોમાંની એક એવી શાનદાર પહેલ છે જે ઈસ્લામી સાહિત્યની એક ભવ્ય ખિદમતને અંગે એમ પણ અજોડ તો હતી જ, પરંતુ જે અલ ફારૂકની પુસ્તિકાકારની આવી નોખી પ્રસિદ્ધિનો મોંઘો સાહસ જનાબ શેઠ અબ્દુર્રહમાન હબીબ પટેલ સાહબને ઉપાડી લેવાની પ્રેરણા આપવા માટે પણ યાદગાર જ રહી જશે. "સાદિક"ના તંત્રી અઝીઝી મૌલવી અબ્દુર્રહીમ સાહબના, મુસ્લિમ-ગુજરાતે હમેશને માટે ઋણી જ રહેવું પડશે કે તેમણે વંથલીવાળા, એ સાહિત્ય પ્રેમી પટેલ સાહબને અલ ફારૂકની નોખી પ્રસિદ્ધિના અધિકારો સોંપી દેવાની ઉદારતા પણ દેખાડી અને તેની છપાઇ ઉપર દેખરેખ રાખવાની જવાબદારી પણ પોતાને શિરે સ્વીકારી લીધી. એમ, જે નામના "સાદિક" કાર્યાલયે ખાટી જવાની પહેલ કરી હતી અને સર્વાંશે ખાટી જવાની જોગવાઇઓ પણ તૈયાર કરી રાખી હતી તે તેમણે ખુશી ખુશી એવે નામે નોંધાવી દીધી, જેના સાહસની જો કે આ બિસ્મિલ્લાહ જ છે, પણ જેની ઉદારતાથી અને મુસ્લિમ-સાહિત્ય પ્રત્યેના પ્રેમથી, મુસ્લિમ-ગુજરાતને ઘણી ઘણી આશાઓ પણ છે. શેઠ અબ્દુર્રહમાનને હું મૌલવી અબ્દુર્રહીમ જેવા પ્રેરક મેળવવા માટે અને મૌલવી અબ્દુર્રહીમને શેઠ અબ્દુર્રહમાન જેવા પોષક મેળવવા માટે અંતઃકરણ-પૂર્વક મુબારકબાદ આપું છું.

મુસ્લિમ-ગુજરાત આ મોંઘા સાહસની કેવી કદ્ર કરે છે તેના ઉપર ભવિષ્યના સુઘડ મુસ્લિમ-ગુજરાતી સાહિત્યના પોષણનો બહુધા આધાર રહે છે. કહેવાતા હળવા સાહિત્યના ભેષમાં આજે કેટલાંક વર્ષો થયા ચોમેરથી ગંદા સાહિત્યની જે દેમાર થઇ રહી છે તેણે આપણા યુવકોનો વાંચન-રસ બગાડવામાં પણ કશી કચાસ રાખી નથી. એવી પરિસ્થિતિમાં એવું ગંભીર અને નક્કર વાંચન તેમને પીરસાય એ તેમની ખરી અને આકરી કસોટી કરવા સમાન છે. એ કસોટીમાંથી તેમણે પૂરા ઉતરવાનું છે. તેઓ કેવા ઉતરે તે આપણે જોવાનું છે. આપણે આશા રાખીએ જ કે તેઓ પૂરા ઉતરશે; કારણ કે તેમ થયે જ આવા સાહસો અને સેવાઓ ફળી અને પ્રસરી શકે છે. ત્યાં વિના નહિ. વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ. વસ્સલામ.

ભાગાતલાવ રોડ, સુરત. — આશાવાદી,

૨૦-૭-'૩૧ — મુનાદી

# ...અનુક્રમ...

## ✱ ભાગ-પહેલો ✱

# ✷ ભાગ-બીજો ✷





بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

**અય હમા દર પરદા નિહાં રાઝે તૂ, બે ખબર અંજામ ઝ આગાઝે તૂ**

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વસ્સલાતુ અલા રસૂલિહી મુહમ્મદિન વ આલિહી વ અસ્હાબિહી અજમઇન......**

સુધારાના સમયમાં જે વિદ્યા કળા ઉદ્દભવે છે, તેઓમાંથી ઘણી ખરી એવી હોય છે કે જેના તત્ત્વો પહેલાંથી અસ્તિત્ત્વ ધરાવે છે. સુધારાના સમયમાં તે એક બંધબેસતું સ્વરૂપ ધારણ કરી લે છે અને ફરી એક ખાસ નામ કે સંજ્ઞાસૂચક નામે પ્રખ્યાત થઇ જાય છે. ઉદાહરણ રૂપે પ્રમાણ–દલીલને પુરાવાના મુદ્દાના નિયમો પ્રથમથી અસ્તિત્ત્વ ધરાવતા હતા, અને આમ કે ખાસ સર્વે લોકો તેને ઉપયોગમાં લેતા હતા, પરંતુ જ્યારે અરસ્તૂ (એરીસ્ટોટલ)એ એ વિભાગોને એક ખાસ રીતે વ્યવસ્થિત કર્યા તો તેનું નામ મન્તિક–તર્કશાસ્ત્ર (લૉઝીક) પડી ગયું અને તે એક જુદી કળા બની ગઇ.

ઈતિહાસ–કથા કહાણીઓ પણ એ જ પ્રકારની કળા છે. જગતમાં જ્યાં પણ મનુષ્યોની કોઇ ટોળી રહેતી હતી ત્યાં ઈતિહાસ કે કથા કહાણીઓ પણ સાથે સાથે અસ્તિત્ત્વ ધરાવતી હતી, કારણ કે અભિમાન અને સરસાઇ દાખવવાના અવસરે લોકો પોતાના પૂર્વજોની કારકિર્દીઓના જાણ્યે અજાણ્યે વર્ણન કરતા હતા. મિત્ર મંડળને રીઝવવા કે વિનોદની ખાતર મંડળોમાં પૂર્વે બનેલા જંગોને યુદ્ધોનું વર્ણન અવશ્ય કરવામાં આવતું. બાપદાદાના અનુકરણની પુરાણી પ્રણાલિકાને રૂઢીઓની યાદગીરીને ગમે તે રીતે કાયમ રાખવામાં આવતી. એ જ સર્વે બાબતો ઈતિહાસ અને કથા કહાણીઓની પુંજી છે. એ જ બીનાને લઈને અરબ, ઈરાની, તુર્ક, તાતારી, હિન્દી, અફઘાની, મિસરી, ગ્રીક વગેરે જગતની સર્વે પ્રજા ઈતિહાસ–કળાની પારંગતતામાં સ્પર્ધાનો દાવો કરી શકે છે.

**અરબોની વિશેષતા :**

પરંતુ એ બાબતમાં અરબ પ્રજા એક ખાસ વિશેષતા ધરાવતી હતી. અરબોમાં કેટલીક બાબતો એવી મળી આવતી હતી કે જેનો ઐતિહાસિક ઘટનાઓ સાથે સંબંધ હતો, અને એ બાબતો બીજી કૌમોમાં મળી શકતી ન હતી. ઉદાહરણ રૂપે વંશાવલી–જ્ઞાનનો વા એવો વાયો હતો કે બાળકો સુદ્ધાંયે પોતાના બાપ–દાદાઓના નામ, તેમની સગાઇ સંબંધ દસ–દસ અને બાર–બાર પેઢીઓ સુધી સાચવી રાખતા હતા; એટલું જ નહિ પણ ઘોડા અને ઊંટોની વંશાવલી પણ સંઘરી રાખવામાં આવતી હતી. "અય્યામુલ અરબ"–"આરબ દિન"ના પ્રતાપે ઉકાઝના વાર્ષિક મેળામાં કૌમી કારકિર્દીઓની દંતકથાઓ પરંપરા લાખો માણસો સુધી પહોંચી જતી હતી અથવા કાવ્ય–વિદ્યા કે જેની એ સ્થિતિ હતી કે ઊંટ ચારનારા બદુ કે જેઓ કાળા અક્ષરને કુટી મારનારા હતા, તેઓ પોતાની ભાષા–કાબિલીયત આગળ

સર્વે જગતને કંઈ સમજતા નહોતા અને ખરેખર જે સરળતા અને અસલીયતની સાથે બનાવો અને ભાવના–લાગણીઓનું ચિત્ર તેઓ દોરી શકતા હતા, તે પ્રમાણે જગતની કોઈપણ પ્રજાને એવી લાયકાત પ્રાપ્ત થઈ નહોતી.

**અરબમાં ઈતિહાસનો આરંભ :**

એ બીનાના કારણે જ્યારે અરબસ્તાનમાં સુધારાનો વા ફુંકાયો ત્યારે સૌથી પ્રથમ ઐતિહાસિક ગ્રંથો રચાયા. ઈસ્લામ આગમનની ઘણી મુદત પહેલાં હીરાના બાદશાહે ઐતિહાસિક બનાવોની નોંધ રખાવી હતી અને તે લાંબા સમય સુધી સુરક્ષિત રાખવામાં આવી હતી. એ ઉપરથી ઈબ્ને હિશામે "કિતાબુત્તીજાન"માં સ્પષ્ટીકરણ કર્યું છે કે "મેં એ ગ્રંથોથી લાભ લીધો." ઈસ્લામના જમાનામાં મોઢેની દંતકથાઓનો ભંડાર પ્રથમથી એકઠો થયો હતો, પરંતુ લખાવીને પ્રગટ કરવાનું કાર્ય સામાન્ય રીતે એક મુદત પછી આરંભાયું તેથી કોઈ ખાસ પુસ્તક એ કળા સંબંધી લખવામાં આવ્યું નહિ; પરંતુ જ્યારે પ્રગટ કરવાનું કાર્ય શરૂ થયું તો સૌ પ્રથમ પુસ્તક જે લખાયું તે ઈતિહાસ–કળા સંબંધી હતું.

અમીર મુઆવિયા (વફાત–સને ૬૦ હિજરી)ના સમયમાં ઉબૈદા ઈબ્ને શરબા નામે એક પુરુષ હતો. એણે અજ્ઞાનતાનો સમય જોયો હતો અને અરબસ્તાન ને ઈરાનના ઘણા યુદ્ધો એને યાદ હતા. અમીર મુઆવિયાએ એને સન્આથી બોલાવ્યો અને એ જે કંઈ વર્ણન કરતો જાય તે નોંધી લેવા માટે લહીયા અને કારકુનો નિર્માણ કર્યા. અલ્લામા ઈબ્ને નદીમે "કિતાબુલ ફેહરિશ્ત"માં એના કેટલાક ગ્રંથોનું વર્ણન કર્યું છે, જેમાંથી એક પુસ્તકનું નામ "કિતાબુલ મુલૂક વ અખબારિલ માઝીન" લખ્યું છે. ઘણું કરીને એ તે જ પુસ્તક છે કે જેનો ખરડો અમીર મુઆવિયાની આજ્ઞાથી તૈયાર કરવામાં આવ્યો હતો. ઉબૈદના પછી અવાની ઈબ્નુલ હકમ (વફાત–૧૪૭ હિજરી)નું નામ વર્ણવવા પાત્ર છે કે જે વૃત્તાંત અને વંશાવળીમાં મહા પારંગત હતો. એણે સામાન્ય ઈતિહાસ ઉપરાંત ખાસ બનૂ ઉમૈયા અને અમીર મુઆવિયાના વૃત્તાંતમાં એક પુસ્તક લખ્યું હતું. સને ૧૧૭ હિજરીમાં હિશામ ઈબ્ને માલિકની આજ્ઞાથી ઈરાનના અતિ સવિસ્તર ઈતિહાસનું પહેલ્વી ભાષામાંથી અરબીમાં ભાષાંતર કરવામાં આવ્યું અને પર ભાષામાંથી અરબી ભાષામાં જેનું પ્રથમ ભાષાંતર થયું હોય તો તે એ પુસ્તક હતું.

સને ૧૪૩ હિજરીમાં જ્યારે તફસીર, હદીષ, ફિકહ, વગેરેને સંગ્રહ કરવાનું કાર્ય આરંભાયું ત્યારે બીજી વિદ્યાઓની સાથે ઈતિહાસ અને 'રિજાલ'ના* જુદા પુસ્તકો રચાયાં. એથી મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે (વફાત–સને ૧૫૧ હિજરી) મન્સૂર અબ્બાસીના માટે ખાસ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર જીવન વૃત્તાંત પર એક પુસ્તક લખ્યું કે જે આજે પણ મળી શકે છે. આપણા ઈતિહાસકારોનો દાવો છે કે ઈતિહાસ–કળાનું એ પ્રથમ પુસ્તક છે, પરંતુ ખરું એ છે કે એના પૂર્વે મૂસા ઈબ્ને ઉકબા (વફાત–સને ૧૪૧ હિજરી)એ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના કાફિરો સાથે થયેલા યુદ્ધોનું વૃત્તાંત લખ્યું હતું. મૂસા ઘણા જ

* રાવીઓ (હેવાલ કહેનારા)ના સારા ને નરસા ચારિત્ર્ય આલેખતું પુસ્તક. –ભાષાંતરકાર

વિશ્વાસપાત્ર અને ચોકસાઈ રાખનારા પુરુષ હતા અને એમણે સહાબાઓનો સમય જોયો હતો; એથી એમનું એ પુસ્તક મુહદ્દિષીનોના વર્તુળમાંયે માનની દષ્ટિએ જોવાય છે.*

એના પછી ઈતિહાસ-કળાએ અતિ ઉન્નતિ કરી અને મોટા મોટા પ્રખ્યાત ઈતિહાસકારો પેદા થયા, જેઓમાં અબૂ મખનફ કલ્બી, વાકિદી વધુ મશહૂર છે. એ લોકોએ ઘણા સરસ અને નવિન વિષયો પર પુસ્તકો લખ્યા; ઉદાહરણ રૂપે કલ્બીએ "ઈસ્લામના લશ્કરો", "કુરૈશીઓના ધંધા-રોજગાર", "અરબ કબીલાના દશ્યો", "અજ્ઞાનતા અને ઈસ્લામના હુકમોનું એક સ્થળે ઉતરવું" -એ વિષયો પર જુદાં જુદાં પુસ્તકો લખ્યાં, ધીમે ધીમે એ કાર્યનો વિસ્તાર એટલો વધ્યો કે ચોથી સદી સુધીમાં તો એક અમર્યાદિત દફતર તૈયાર થઈ ગયું અને મહાન ખૂબીની વાત તો એ છે કે પ્રત્યેક ગ્રંથ કર્તાઓના મુદા અને વિષય જુદા હતા.

એ યુગમાં અસંખ્ય ઈતિહાસકારો થઈ ગયા છે, તેઓમાંથી જે લોકોએ ખાસ કરીને જનાબ રસૂલુલ્લાહ (સલ.) અને અસ્હાબોના વૃત્તાંત વિશે પુસ્તકો લખ્યાં છે, જેનું ટૂંકું લિસ્ટ નીચે પ્રમાણે છે :

| ગ્રંથ-કર્તાનું નામ | ગ્રંથ | વિગત |
|---|---|---|
| બહીહ મદની | "ગઝવાતે નબવી" | |
| નસર ઈબ્ને મુઝાહિમ કૂફી | કિતાબુલ જમલ અર્થાત્ હઝરત અલી (રદિ.) અને હઝરત આઈશા (રદિ.)ની લડાઈનું વર્ણન | ઘણા મશહૂર ઈતિહાસકાર છે. |
| સૈફ ઈબ્ને ઉમર અલ અસદી | કિતાબુલ ફત્હુલ કબીર | ઈમામ બુખારીના ઉસ્તાદના ઉસ્તાદ હતા. |
| મુઅમ્મ ઈબ્ને રાશિદ કૂફી | કિતાબુલ મગાઝી | |
| અબ્દુલ્લાહ ઈબ્ને સા'દ ઝુહરી (વફાત સને ૩૮ હિજરી) | ફુતૂહાતે ખાલિદ ઈબ્ને વલીદ | |
| અબૂલ બુખતરી વહબ ઈબ્ને વહબ | કિતાબુલ સીરતુન્નબી સલ્લઅમ અને કિતાબ ફઝાઈલુલ અનસાર | સને ૨૦૦ હિજરીમાં વફાત પામ્યા. |
| અબૂલ હસન અલી ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ અલ મદાયની-વફાત સન ૩૨૪ હિજરી. | | એણે જનાબ રસૂલુલ્લાહ (સલ.) અને ખલીફાઓના વૃત્તાંતમાં ઘણા પુસ્તકો લખ્યા અને નવા નવા મથાળાઓ બાંધ્યા. |
| અહમદ ઈબ્ને હારિષ ખઝઝાઝ | કિતાબુલ મગાઝી અસ્માઉલ ખુલ્ફા વ કિતાબુહુમ | મદાયનીનો શિષ્ય હતો |
| અબ્દુર્રહમાન ઈબ્ને અબ્દ | મુનાકિબે કુરૈશ | ઘણો વિશ્વાસપાત્ર અને ભરોસેદાર ઈતિહાસકાર છે. |
| ઉમર ઈબ્ને શબા વફાત સને ૨૬૨ હિજરી | કિતાબ ઉમરાઉલ કૂફા- કિતાબ ઉમરાઉલ બસરા | મશહુર ઈતિહાસકાર છે. |

* મૂસા ઈબ્ને ઉકબા માટે તઝહીબુત્તહઝીબ અને ફત્હુલ બારીની ભૂમિકા-શર્હે સહીહ બુખારી જૂઓ.

જો કે ઉપરોકત ગ્રંથો આજે મળી શકતા નથી, પરંતુ બીજા પુસ્તકો જેઓ તે જ સમયે અથવા તેના પછીના વધુ સમીપ કાળમાં રચાયા હતા, તેઓમાં એ ગ્રંથોનો સાર મોજૂદ છે; તેથી અમે એ પુસ્તકોના નામ તેમના કર્તાઓના નામ, મથાળાઓ સાથે નીચે પ્રમાણે લખીએ છીએ.

**અબ્દુલ્લાહ ઇબ્ને મુસ્લિમ ઇબ્ને કુતૈબા (જન્મ સને ૨૧૩ હિજરી વફાત સને ૨૭૬ હિ.**

એ ઘણો પ્રખ્યાત અને વિશ્વાસપાત્ર ગ્રંથકર્તા છે. મુહદ્દિષીનો પણ એના પર વિશ્વાસ અને ભરોસો રાખે છે. ઇતિહાસના વિષયમાં એનો મશહૂર ગ્રંથ "મઆરિફ" છે કે જે મિસર વગેરે સ્થળે છપાઇ પ્રગટ થઇ ચૂકયું છે. એ પુસ્તક જો કે નાનકડું છે, પરંતુ એમાં એવી લાભદાયક જાણવાજોગ વાતો છે કે જે મોટા પુસ્તકોમાં મળતી નથી.

**અહમદ ઇબ્ને દાવૂદ અબૂ હનીફા દીનુરી (વફાત સને ૨૮૧ હિજરી)**

એ પણ મશહુર ગ્રંથકર્તા છે. ઇતિહાસમાં લખાયલા એના પુસ્તકનું નામ "અલ અખબારુત્તિવાલ" છે. એમાં ખલીફા મુઅતસિમ બિલ્લાહ સુધીનો હેવાલ છે. ખુલફાએ રાશિદીનની જીતોમાં ઇરાનની જીતને સવિસ્તર આલેખી છે. એ પુસ્તક યુરોપમાં લીડન સ્થળે સને ૧૮૮૮ ઇસ્વીમાં છાપવામાં આવ્યું છે.

**મુહમ્મદ ઇબ્ને સા'દ કાતિબ અલ વાકિદી (વફાત ૨૩૦ હિજરી)**

એ ઘણો જ વિશ્વાસપાત્ર અને ભરોસાદાર ઇતિહાસકાર છે. એનો ગુરૂ વાકિદી જો કે અવિશ્વાસુ કથાકારોમાંથી છે, પરંતુ એ પોતે વિશ્વાસપાત્ર હોવામાં કોઇને શંકા નથી. એણે જનાબ રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા, તાબિઇન અને તબ્એ તાબિઇનના વૃત્તાંતમાં એક પુસ્તક ઘણાં જ વિસ્તાર અને વિગતપૂર્વક દસ ભાગોમાં રચ્યું છે; અને સર્વે બનાવોને મુહદ્દિષોની જેમ સહીહ સનદની સાથે આલેખ્યા છે. એ પુસ્તક "તબકાતે ઇબ્ને સઅદ"ના નામથી પ્રખ્યાત છે. મેં એની એક હસ્ત લિખીત પ્રત જોઇ છે. હાલ જર્મનીમાં એ પુસ્તક ઘણી વ્યવસ્થા પૂર્વક છપાઇ રહ્યું છે.

**અહમદ ઇબ્ને અબી યાકૂબ ઇબ્ને વાજેહ કાતિબ અબ્બાસી**

એ ત્રીજી સદીનો ઇતિહાસકાર છે. મને એનું વૃત્તાંત "રિજાલ"ના પુસ્તકોમાંથી ન મળ્યું, પરંતુ એનું પુસ્તક પોતે પુરાવો આપે છે કે તે એક ઉચ્ચ પંક્તિનો ગ્રંથકર્તા છે. એને અબ્બાસીયા ખલીફાઓના દરબાર સાથે સંબંધ હતો. તેથી એ ઇતિહાસનો સારો ભંડોળ એકઠો કરી શક્યો હતો. એનું પુસ્તક જે "તારીખે યાકૂબી"ના નામે પ્રખ્યાત છે તે યુરોપમાં લીડન સ્થળે સને ૧૮૮૩ માં છપાયું હતું.

**અહમદ ઇબ્ને યહ્યા અલ બલાઝરી (વફાત સને ૨૭૯ હિજરી)**

એ ઇબ્ને સઅદનો શિષ્ય અને અલ મુતવક્કિલ બિલ્લાહ અબ્બાસીનો દરબારી હતો.

એની દષ્ટિની વિશાળતા અને એના સત્ય કથનને મુહદ્દિષીનો પણ માન્ય રાખે છે. ઈતિહાસ અને ''રિજાલ''માં એના બે પુસ્તકો ''ફતૂહુલ બુલદાન'' અને ''ઈન્શાબુલ અશરાફ'' -મશહૂર છે. પહેલા પુસ્તકની પદ્ધતિ એવી છે કે ઈસ્લામી દેશોમાંથી દરેક દરેક પ્રાંત કે જિલ્લાના નામના જુદા જુદા મથાળા બાંધ્યા છે, અને તેમના સંબંધી જીતના આરંભથી તે પોતાના સમય સુધીનું વૃત્તાંત લખ્યું છે. બીજું પુસ્તક વાર્તારૂપે લખ્યું છે કે જેમાં હઝરત ઉમર (રદિ.)નું જીવન વૃત્તાંત પણ છે. ''ફતૂહુલ બુલદાન'' યુરોપમાં ઘણી જ કાળજી પૂર્વક છપાયું છે અને ''ઈન્સાબુલ અશરાફ''ની હસ્ત લિખીત પ્રત કોન્સ્ટાન્ટીનોપલમાં મારા જોવામાં આવી હતી.

**અબૂ જા'ફર મુહમ્મદ ઇબ્ને જરીર અલ તબરી (વફાત ૩૧૦ હિજરી)**

એઓ ફિકહ અને હદીષના પણ ઈમામ મનાય છે. એથી ચાર ઈમામોની સાથે લોકોએ તેમને મુજતહિદીનના વર્ગમાં ગણ્યા છે. ઈતિહાસમાં એમણે એક મહાન પુસ્તક લખ્યું છે જે ૧૩ મોટા ભાગોમાં છે અને યુરોપમાં લીડન મુકામે ઘણી જ શુદ્ધતા અને કાળજી સાથે છપાયું છે.

**અબુલ હસન અલી ઇબ્ને હુસૈન મસ્ઊદી (વફાત ૩૮૬ હિજરી)**

એ ઈતિહાસકળાનો ઈમામ છે. ઈસ્લામી જગતમાં આજ સુધી એની સ્પર્ધામાં આવી શકે એવો એકે વિશાળ દષ્ટિવાળો ઈતિહાસકાર થયો નથી. તે જગતની બીજી અનેક પ્રજાઓના ઈતિહાસનો પણ મહા જાણકાર હતો. એના સર્વે ઐતિહાસિક પુસ્તકો મળી આવત તો બીજા કોઈ ગ્રંથની આવશયકતા રહેત નહિ; પરંતુ અફસોસ કે કૌમની અરસિકતાના પ્રતાપે એના ઘણાંખરા ગ્રંથો મળી શકતા નથી. યુરોપે ભારે શોધ કરી બે પુસ્તકો મેળવ્યા છે. એક ''મુરવ્વઝ ઝહબ'' અને બીજું ''કિતાબુલ અશરાફ વત્તનબીયા'' છે. એમાંથી ''મુરવ્વઝ ઝહબ'' મિસરમાં છપાઈ પણ ગયું છે.

**ઇતિહાસકારોનો યુગ :**

એ ગ્રંથો જે કાળના છે તે પ્રાચીન લોકોનો યુગ કહેવાય છે. પાંચમી સદીના પ્રારંભ પછી અર્વાચીન પ્રજાનો યુગ શરૂ થાય છે કે જે ઐતિહાસિક કળાની પડતીનું પ્રથમ પગથિયું છે. અર્વાચીન સમયમાં જો કે ઘણા ઈતિહાસકારો થઈ ગયા, જેઓમાંથી ઇબ્નુલ અષીર, સમઆની, ઝહબી, અબૂ ફિદાઅ, નુવૈરી, સુયૂતી વગેરેએ મોટી નામના પ્રાપ્ત કરી, પરંતુ અફસોસ કે એ લોકોએ એક કળા તરીકે ઈતિહાસ પર કોઈ ઉપકાર કર્યો નથી.

**પ્રાચીનોની વિશેષતા :**

પ્રાચીન લોકોની જે ખાસ વાતો હતી તે એ લોકો ખોઈ બેઠા અને એઓએ કોઈ નવીન વાત પેદા કરી નહિ; ઉદાહરણ રૂપે પ્રાચીનોની ખાસ વિશેષતા એ હતી કે પ્રત્યેક ગ્રંથમાં નવિન જાણવાજોગ બાબતોનો ઉમેરો કરેલો હોય છે. અર્વાચીનોએ એવી રીત ધારણ કરી કે કોઈ જુનો ગ્રંથ સામે રાખી લીધું અને તેમાં કંઈક વધારો કર્યા વિના ફેરફાર અને ટૂંકો કરી

તેનું સ્વરૂપ બદલી નાખ્યું. ઈબ્નુલ અષીરના ઈતિહાસને અલ્લામા ઈબ્ને ખલ્કાને "મિન ખિયારિત્તવારીખ" (સર્વોત્તમ ઈતિહાસ) કહ્યો છે અને ખરું જોતાં એની સામાન્ય પ્રસન્નતાએ પુરાતન ગ્રંથો મળવા અશક્ય કરી દીધા; પરંતુ જ્યાં સુધી સમયનો સંબંધ છે ત્યાં સુધી એક બાબત પણ એમાં "તબરી"થી વધુ મળી શકતી નથી. એ જ પ્રમાણે ઈબ્નુલ અષીર પછી જે લોકો પેદા થયા તેઓએ પોતાના ગ્રંથોનો આધાર ઈબ્નુલ અષીર પર રાખ્યો. એથી વધુમાં એ કે અર્વાચીન ગ્રંથકારોએ પ્રાચીન લોકોના ગ્રંથોનું જે સંક્ષેપ કર્યું તે એવી રીતે કર્યું કે જ્યાં જે વાતને પડતી મુકી તે જ અખિલ ઘટનાનો આત્મા હતો એથી અમારા પુસ્તકના બીજા ભાગમાં એનાં ઘણાં દૃષ્ટાંત આપવામાં આવશે.

પ્રાચીન ગ્રંથકારોમાં એક વિશેષતા એ હતી કે તેઓ સર્વે બનાવોને હદીષની પેઠે "સનદે મુત્તસિલ"થી આલેખતા હતા. અર્વાચીન ગ્રંથકારોએ એ પદ્ધતિને છોડી દીધી. પ્રાચીન ગ્રંથકારોમાં એક બીજી વિશેષતા એ હતી કે તેઓ જો કે કોઈ કાળના જીવન વ્યવહાર કે સુધારા પર જુદું પ્રકરણ બાંધતા ન હતા, પરંતુ સાથે સાથે એ પેટા વિષયોને લખતા હતા કે જેથી સુધારા અને જીવન વ્યવહારની કંઈક ઝાંખી થઈ શકતી. અર્વાચીન ગ્રંથકારોએ એ વિશેષતાને પણ ટકાવી રાખી નહિ.

પરંતુ એ સામાન્ય ટીકામાં ઈબ્ને ખલદૂનનું નામ ગણવામાં આવતું નથી. એણે ઈતિહાસની ફિલોસોફીની કળા ઉપજાવી અને એ માટે ફક્ત અર્વાચીનો જ નહિ, બલકે પૂરી મુસ્લિમ પ્રજા અભિમાન ધરાવી શકે છે. એ જ પ્રમાણે એના શિષ્ય અલ્લામા મકરેઝી પણ ટીકાને બદલે પ્રશંસા ને વખાણને પાત્ર છે.

પ્રત્યેક રીતે "અલ ફારૂક"ને પ્રસિદ્ધ કરવા અર્થે જે ભંડોળ ઉપયોગમાં આવી શકતું હતું તે પ્રાચીન ગ્રંથકારોના ગ્રંથો હતા; પરંતુ વસ્તુસ્થિતિ એમ છે કે વાર્તા—ઈતિહાસની કળાએ આજે જે ઉન્નતિ કરી છે તે જોતાં એ કિંમતી ભંડારો પણ કંઈક ઉપયોગી નીવડે તેમ નથી. એ ગુઢ પ્રકરણની વિગત સમજવા અર્થે પ્રથમ એ જાણવું જોઈએ કે ઈતિહાસ—કળાની વસ્તુસ્થિતિ અને સ્વરૂપ શું છે.

**ઇતિહાસની વ્યાખ્યા :**

ઈતિહાસની વ્યાખ્યા એક મહાન ગ્રંથકારે એ પ્રમાણે કરી છે કે કુદરતની ઘટનાઓએ મનુષ્યની સ્થિતિમાં જે પરિવર્તનો કર્યા છે અને મનુષ્યે જગત—પ્રકૃતિ પર જે સંસ્કાર પાડયા હોય છે તે બંનેના સંગ્રહનું નામ ઈતિહાસ છે. બીજા એક તત્ત્વજ્ઞાનીએ નીચે પ્રમાણે વ્યાખ્યા લખી છે.

એવા વૃત્તાંત અને ઘટનાઓને શોધી કાઢવું કે જેઓથી એવું જણાય કે વર્તમાનકાળ કેવી રીતે ભૂતકાળથી પરિણામ રૂપે ઉત્પન્ન થયો છે; અર્થાત એ સર્વમાન્ય છે કે આજે જગતમાં જે સુધારા, જીવન વ્યવહાર, વિચારો, ધર્મો અસ્તિત્વ ધરાવે છે તે સર્વે ભૂતકાળની ઘટનાઓના

પરિણામ છે કે જે તેમનાથી ગમે તે રીતે ઉપજવા જોઈતા હતા, તેથી એ ભૂતકાળમાં બનેલા બનાવોની શોધ કરવી અને તેઓને એવી રીતે વ્યવસ્થિત કરવા કે જેથી એ જાહેર થઈ શકે કે વર્તમાન ઘટનાઓ ભૂતકાળની ઘટનાઓથી કેવી રીતે ઘડાવા પામી; એનું જ નામ ઈતિહાસ છે.

એ વ્યાખ્યાની રૂએ ઈતિહાસ માટે બે બાબતો આવશ્યક છે :

એક તો એ કે જે કાળનું વૃત્તાંત લખવામાં આવે તે કાળના દરેક પ્રકારના બનાવો લખવા જોઈએ; અર્થાત સુધારા, જીવન વ્યવહાર, નીતિ–ચારિત્ર્ય, રીતરિવાજ, ધર્મો–દરેક બાબત સંબંધી જ્ઞાનનો સંગ્રહ કરવો જોઈએ. બીજી બાબત એ કે સર્વે બનાવોમાં કારણ અને કારણભૂતના સંબંધો શોધવા જોઈએ.

પુરાતન ઈતિહાસો એ બંને બાબતો રહિત હતા. પ્રજાના નીતિ, ગુણો, રીતરિવાજ, સુધારા અને જીવન વ્યવહારનું તો મૂળથી જ વર્ણન કરવામાં આવતું ન હતું. સામયિક રાજ્ય કર્તાનું વૃત્તાંત હોય છે, પરંતુ તેમાંયે જીતો અને આંતર વિગ્રહોના સિવાય બીજું કંઈ હોતું નથી. એ ન્યૂનતા કેવળ ઈસ્લામી ઈતિહાસોમાં જ હોય એમ નથી, બલકે સર્વે એશિયાઈ ઈતિહાસોની એવી જ પ્રણાલિકા હતી અને ન્યાયની રૂએ એવું જ થવું જોઈતું હતું. એશિયામાં હંમેશા આપખુદ સત્તાનો રિવાજ રહ્યો છે. સામયિક રાજ્યકર્તાની મોટાઈ અને શક્તિ આગળ સર્વે વસ્તુઓ નિર્માલ્ય ગણવામાં આવતી. એની અનિવાર્ય અસર હતી કે ઈતિહાસના પૃષ્ઠો પર શાહી પ્રભાવ ને પ્રતાપના સિવાય બીજી કશી બાબતનું વર્ણન થવું ન જોઈએ, અને તે સમય કાનૂન અને ધારા જે કંઈક હતા તે બાદશાહની જીભ હતી, તેથી રાજ્યના ધારા ને કાયદાઓનું વર્ણન કરવું એ પણ નિરર્થક જેવું હતું.

બનાવોની હારમાળાના કારણ પર લક્ષ ન આપવાનું મહાન કારણ એ હતું કે ઈતિહાસની કળા હંમેશા એવા લોકોના હાથમાં રહી કે જેઓ તત્ત્વજ્ઞાન ને બુદ્ધિવાદથી અજાણ હતા, તેથી ઐતિહાસિક તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો પર તેમની દષ્ટિ પડી શકતી નહોતી. એ જ કારણે હદીષો અને જીવન વૃત્તાંતોમાં બુદ્ધિવાદ કરતાં રિવાયતનું પલ્લું હંમેશા ભારે રહ્યું; બલકે વાત તો એ છે કે બુદ્ધિવાદનો જેટલો ઉપયોગ કરવામાં આવ્યો તે ન કર્યા બરોબર હતું. અંતે ઈબ્ને ખલદુને ઈતિહાસના તત્ત્વજ્ઞાનનો પાયો નાખ્યો અને એના ધારા ધોરણો ઘડયા, પરંતુ એને એટલો બધો અવકાશ મળ્યો નહિ કે તે પોતાના ઈતિહાસમાં એ સિદ્ધાંતોનો ઉપયોગ કરત. એના પછી મુસલમાનોમાં વિદ્યા પડતીની એવી પરંપરા ચાલુ રહી કે કોઈએ ફરી એ પ્રતિ લક્ષ પણ આપ્યું નહિ.

મુસલમાનોમાં નહિ, બલકે સર્વે પ્રજાઓમાં ઈતિહાસની કળા અપૂર્ણ રહી તેનું એક મોટું કારણ એ છે કે ઈતિહાસમાં જે બનાવો વર્ણવવામાં આવ્યા હોય છે તેમને વિવિધ કળાઓથી સંબંધ હોય છે; ઉદાહરણ રૂપે યુદ્ધોના બનાવો યુદ્ધ–કળા સાથે, વ્યવસ્થાના કાર્યો કાનૂન સાથે, નૈતિક કથનો નીતિ–વિદ્યા સાથે સંબંધ ધરાવે છે. ઈતિહાસકાર જો એ સર્વે વિષયોનો જાણકાર હોય તો તે બનાવોને વિદ્યાના ધોરણે નીરખી શકે છે, નહિતર એની એવી

ઉપર–ટપકેની ઉડતી નજર હશે કે જેવી એક સાધારણ માણસની હોઇ શકે છે. એનું ઉદાહરણ એવું છે કે જો કોઇ સુંદર ઇમારત પાસે એક એવા કથાકાર સાક્ષરનું આગમન થાય કે જે એન્જિનિયરી કળાથી અજાણ છે તો જો કે તે એ ઇમારતનું વર્ણન એવા હૃદય–આકર્ષક શૈલીમાં કરશે કે જેથી ઇમારતની ભવ્યતા, વિશાળતા, દેખીતી સૌંદર્યતા ને શ્રેષ્ઠતાનું ચિત્ર. આંખો સમક્ષ દોરાઇ જશે, પરંતુ એના વર્ણનમાં એન્જિનિયરી વિદ્યા સંબંધી સિદ્ધાંતો અને એની બારીકીઓ શોધશો તો મળી શકશે નહિ; એ જ કારણે ઇતિહાસોમાં યુદ્ધ–વર્ણનના હજારો પૃષ્ઠો વાંચ્યા પછી પણ યુદ્ધ–કળાના સિદ્ધાંતો વિશે વિશ્વાસપાત્ર જ્ઞાન મળી શકતું નથી.

વ્યવસ્થાની બાબતોના વર્ણનમાં કાનૂની ધોરણનું એ કારણે કંઇ માહિતી મળતી નથી કે ઇતિહાસકારો પોતે કાનૂન–જ્ઞાની નહોતા; જો સદભાગ્યે ઇતિહાસની કળા તે લોકોના હાથમાં રહી હોત કે જેઓ ઇતિહાસ કળાની સાથે યુદ્ધ કળા, ધારાના સિદ્ધાંતો, રાજનીતિના સિદ્ધાંતો, નીતિ–વિદ્યાથી પણ જાણકાર હોત તો એ કળા ક્યાંથી ક્યાં સુધીની ઉન્નતિએ પહોંચી ગઇ હોત.

એ વિવેચન તો એ માટે કરવામાં આવ્યું કે પુરાતન ઇતિહાસોમાં સર્વે આવશ્યક બનાવો વર્ણવેલા હોતા નથી; અને જેટલાં હોય છે તેઓમાં કારણોની પરંપરા હોતી નથી; પરંતુ એ સિવાય બીજું એક આવશ્યક વિવેચન એ છે કે જે બનાવો વર્ણવવામાં આવ્યા હોય તેના ખરાપણા પર આપણે ક્યાં સુધી વિશ્વાસ લાવી શકીએ છીએ ? બનાવોને કસવા માટે ફક્ત બે રીત છે. એક "રિવાયત" અને બીજી "દિરાયત."

રિવાયતના અર્થ એ થાય છે કે જે બનાવનું વર્ણન કરવામાં આવે તે એવા માણસ દ્વારા વર્ણન કરવામાં આવવું જોઇએ કે જે માણસ પોતે એ બનાવમાં હાજર હોય અને તે માણસથી લઇને છેલ્લા કથન કરનાર સુધી રિવાયતની પરંપરા સવિસ્તર વર્ણન કરવામાં આવી હોય અને એ ઉપરાંત તમામ રાવીઓ (કથન કરનારા) સંબંધી તપાસ કરવામાં આવવી જોઇએ કે એ રાવીઓ સાચા અને ધારાગ્રહી હતા કે નહિ. "દિરારત" એટલે બુદ્ધિના સિદ્ધાંતોથી બનાવને પરખવામાં આવવો જોઇએ.

એ બાબત માટે મુસલમાનો ખરેખર અભિમાન ધરાવી શકે છે કે રિવાયતની કળા પ્રત્યે એમણે જેટલું લક્ષ આપ્યું તેટલું કોઇ પ્રજાએ કદી આપ્યું નથી. એમણે દરેક પ્રકારની રિવાયતોમાં એક પછી એક અનુક્રમવારી પુરાવાઓની શોધ કરી અને રાવીઓ (કથન કરનાર)ના વૃત્તાંતની એવી બારીક શોધખોળ કરી તેમનો સંગ્રહ કર્યો કે તેને એક જુદી કળા બનાવી દીધી. એ કળા 'ફને રિજાલ'ના નામે મશહુર છે.* એ ચોકસાઇ અને વ્યવસ્થા જો કે

* હદીસો કહેનાર રાવીઓની નીતિ અને ચારિત્ર્ય જાણવાની કળા "રિજાલ" નામે મસહુર છે, એથી રાવી વિશ્વાસપાત્ર છે કે નહિ તે જાણી શકાય છે. એ કળાના સ્થાપક મુસલમાનો છે. એમના સિવાય બીજી પ્રજાઓમાં ઐતિહાસિક ઘટનાઓનું વર્ણન કરનારી વ્યક્તિઓના ચારિત્ર્ય તેમના નીતિ–સદ્‌ગુણો કે દુર્ગુણો જાણવાનું કોઇ ખાસ સાધન નથી. એ કળાના આધારે દાવાની સાથે કહી શકાય છે કે ઇસ્લામી ઇતિહાસમાં અસત્યનું જરાયે ભેળસેળ નથી. એથી ઉલટું બીજી પ્રજાઓના ઇતિહાસમાં સત્યની સાથે અસત્ય વાતોનું એટલું બધું મિશ્રણ થઇ ગયું છે કે એમાં તદન અસ્વભાવિક અને અશક્ય બીનાઓએ પણ સ્થાન લઇ લીધું છે. –ભાષાંતરકાર



પ્રથમમાં "અહાદીષે નબવી" માટે શરૂ કરવામાં આવી હતી, પરંતુ ઈતિહાસ–કળા પણ એ લાભથી વંચિત રહી નહિ. "તબરી" "ફુતૂહુલ બુલ્દાન" "તબકાતે ઇબ્ને સઅદ" વગેરેમાં સર્વે બનાવો એક પછી એક અનુક્રમવાર રાવીઓના પુરાવા સહિત વર્ણવવામાં આવ્યા છે. યુરોપીયન ઈતિહાસકારોએ ઈતિહાસકળાને ઉન્નતિના શિખરે પહોંચાડી છે, પરંતુ એ ખાસ બાબતમાં તેઓ મુસ્લિમ ઈતિહાસકારોથી ઘણા પાછળ છે. તેઓને બનાવ વર્ણન કરનાર ભરોસાપાત્ર છે કે નહિ તેની દરકાર હોતી નથી અને વળી "જરહ" અને "તાદીલ" (વર્ણન–હેવાલ કહેનારના સદ્‌ગુણોને જાણવાની કળા)નું નામ પણ જાણતા નથી. રિવાયતના સિદ્ધાંતો જો કે અસ્તિત્વમાં હતા, જેથી ઇબ્ને હજમ, ઇબ્નુલ કય્યિમ, ખિતાબી અને ઇબ્નુલ બર્રે, ઘણી ખરી રિવાયતોની ટીકામાં એ સિદ્ધાંતોનો ઉપયોગ કર્યો છે, પરંતુ સત્ય એ છે કે એ કળાની જેટલી જોઇએ તેટલી ઉન્નતિ થઇ નહિ અને ઈતિહાસમાં તો એનું નામ પણ લેવામાં આવ્યું નથી. અલબત્ત, અલ્લામા ઇબ્ને ખલદુન કે જે આઠમી સદી હિજરીમાં થઇ ગયો છે તેણે જયારે ઈતિહાસના તત્વજ્ઞાનનો પાયો નાખ્યો તો બુદ્ધિવાદના સિદ્ધાંતો ઘણી જ ચોકસાઇ અને ઝીણવટ સહિત રચ્યા. એ માટે એણે પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, "ખબરોમાં જો ફક્ત રિવાયત પર વિશ્વાસ કરવામાં આવે અને રીતભાતના સિદ્ધાંતો, રાજનીતિના ધારા અને માનવ સમાજની આવશ્યકતાઓની દરકાર સારી પેઠે રાખવામાં ન આવે અને પરોક્ષનો પ્રત્યક્ષ પર અને વર્તમાનનો ભૂત પર અનુમાન બાંધવામાં ન આવે તો ઘણીવાર ભૂલ થશે."

એમણે સ્પષ્ટીકરણ કર્યું છે કે બનાવોના ખરા ખોટા માટે રાવીઓની સારા અને નરસા નીતિ–ચારિત્ર્ય પર ચર્ચા કરવી ન જોઇએ, બલકે એ જોવું જોઇએ કે બનાવ જ શક્ય છે કે નહિ, કારણ કે જો બનવાનું બનવું જ શક્ય નથી તો રાવીનું સત્યવાદી હોવું નકામું છે. મજકૂર અલ્લામાએ એ પણ જાહેર કર્યું છે કે એ પ્રસંગોએ શક્યાર્થના અર્થ બુદ્ધિ પ્રમાણે શક્ય હોવું એમ નથી, બલકે ગુણ–સ્વભાવ અને સુધારાના ધારા અનુસાર શક્ય છે કે નહિ તે અર્થ લેવાનો છે.

હવે આપણે એ જોવું જોઇએ કે જે ન્યૂનતાઓ પુરાતન ઈતિહાસો સંબંધી વર્ણન કરવામાં આવી છે તેની ખોટ આજે ક્યાં સુધી પૂરી કરી શકાય છે; એટલે અમે અમારા પુસ્તકમાં એ ખોટને કેટલા અંશે પૂરી કરી શકીએ છીએ.

જો કે આ બાબત તદ્દન સત્ય છે કે જે પુસ્તકો હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંત સંબંધી જુદા ધોરણે લખાયા છે તેમાં દરેક પ્રકારના અગત્યના બનાવો મળી શકતા નથી, પરંતુ બીજા પ્રકારના ગ્રંથો વડે અમુક અંશે એની ખોટ પુરાઇ શકે છે. ઉદાહરણ રૂપે ઇબ્ને વરદીના "અલ અહકામુ સ્સુલતાનિયા", "મુકદમા ઇબ્ને ખલ્દુન" અને "કિતાબુલ ખિરાજ" વડે આપણને હઝરત ઉમર (રદિ.)ની રાજ્ય પદ્ધતિ અને વ્યવસ્થાના ધારાઓ સંબંધી ઘણી બાબતો જાણી શકાય છે. મુહમ્મદ ઇબ્ને ખલફ અલ વકીઅના "અખબારૂલ કુઝાત"થી ખાસ ન્યાય–

ખાતા સંબંધી એમની કાર્ય પદ્ધતિ જાણી શકાય છે. અબી હિલાલ અલ અસકરીના "કિતાબુલ અવાયલ" અને "મજાલિસલ વસાયલ ઈલા અખબારિલ અવાયલ"માં એમના નવા સુધારાઓની વિગત છે. જાહિઝના "અકદુલ ફરીદ" અને "કિતાબુલ બયાન વત્તબઈન"માં એમના ખુત્બા આલેખાયા છે. ઈબ્ને રશીક અલ કૈરવાનીના "કિતાબુલ ઉમદા"થી એમની કાવ્ય રસિકતા જણાય છે. મયદાનીએ "કિતાબુલ ઈમસાલ"માં એમના તત્વજ્ઞાની વચનો લખ્યાં છે. ઈબ્ને જવઝીએ "સીરતુલ ઉમરૈન"માં એમના નિતી–ગુણો અને સ્વભાવ સંબંધી વિગત પૂર્વક લખ્યું છે. શાહ વલીઉલ્લાહ સાહબે "ઈઝાલતુલ ખિફા"માં એમના ફિકહ અને "ઈજતેહાદ" પર એવી સ્વતંત્રપણે ચર્ચા કરી છે કે તેથી વધુ અશક્ય છે. એ* સર્વે ગ્રંથો મારી દષ્ટિ સમક્ષ છે અને મેં એમનાથી લાભ લીધો છે. મુહિબ–અલ તબરીના "રિયાઝુન્નદરા"માં પણ હઝરત ઉમર (રદિ.)નું સવિસ્તર વૃત્તાંત મળે છે અને શાહ વલીઉલ્લાહ સાહબે એ પુસ્તકને પોતાનો મૂળ આધાર ઠરાવ્યું છે, પરંતુ એમાં બનાવટી અવિશ્વાસપાત્ર કથનો ઘણા છે તેથી જાણી જોઈને મેં એ પુસ્તકને અડક્યું નથી.

બનાવોની તપાસ અને નિરીક્ષણ માટે "દિરાયત" (બુદ્ધિવાદ)ના સિદ્ધાંતોથી ઘણી સહાય મળી શકે છે. "દિરાયત"ની કળા હવે એક જુદી કળા બની ગઈ છે; અને એના સિદ્ધાંતો ધારા ઘણી જ સારી રીતે ઘડાયા છે, એમાંથી જે સિદ્ધાંતો આપણા ઉપયોગમાં આવી શકે તે નીચે પ્રમાણે છે :

(૧) વર્ણવવામાં આવેલો બનાવ રીતભાત, લક્ષણના નિયમોની રૂએ શક્ય છે યા નહિ ?

(૨) તે સમયે લોકોની સામાન્ય વલણ બનાવના વિરુદ્ધ હતી કે અનુકૂળ હતી ?

(૩) બનાવ જો કંઈક અંશે અસાધારણ છે તો એના સંબંધી સાબિતીના પુરાવા પણ તેટલા પ્રમાણમાં વધુ સબળ છે કે નહિ ?

(૪) એ બાબતની શોધખોળ કરવી જોઈએ કે રાવી જે વસ્તુને બનાવ તરીકે જાહેર કરે છે તેમાં એના અનુમાન અને મતનું પ્રમાણ કેટલું છે ?

(૫) રાવીએ બનાવને જે રૂપે જાહેર કર્યો તે બનાવનું પૂરેપૂરું ચિત્ર છે અથવા એ બાબતનો સંભવ રહે છે કે રાવી એની પ્રત્યેક બાજુ પર દષ્ટિ કરી શક્યો નથી અને બનાવની સર્વ વિશેષતાઓ દષ્ટિગોચર થઈ શકી નથી ?

(૬) એ બાબતનો અંદાઝો કાઢવો જોઈએ કે લાંબા કાળે અને જુદા જુદા રાવીઓની વર્ણન શૈલીએ રિવાયતમાં કયા કયા અને કેવા કેવા પ્રકારના ફેરફારો પેદા કર્યા છે ?

એ સિદ્ધાંતોના વ્યાજબીપણા માટે કોઈ ના પાડી શકતું નથી અને એ દ્વારા ઘણાખરા

---

* એ ગ્રંથોમાંથી "કિતાબુલ અવાયલ" અને "કિતાબુલ ઉમદા"ની એક હસ્તલિખીત પ્રત મારા પુસ્તકાલયમાં મોજૂદ છે. "સીરતુલ ઉમરૈન", "અખબારૂલ કુઝાત" અને "મજાલિસુલ વસાયલ"ની નકલો કોન્સ્ટાન્ટીનોપલની લાયબ્રેરીમાં છે અને મેં એમાંથી જરૂરી લખાણો નકલ કરી લીધા છે. બાકીના પુસ્તકો પ્રગટ થયાં છે ને તે મારી પાસે છે.



છૂપા ભેદો જાણી શકાય છે; ઉદાહરણ રૂપે આજે જેટલાયે ઈતિહાસો પ્રચલિત છે તેઓમાં પર કૌમો પ્રત્યે હઝરત ઉમર (રદિ.)ની અતિ આકરી આજ્ઞાઓ આલેખાયલી છે, પરંતુ જ્યારે એ બાબત પર લક્ષ અપાય કે એ ઈતિહાસો તે કાળના ગ્રંથો છે કે જ્યારે ઈસ્લામી પક્ષોમાં દ્વેષવૃત્તિ, પક્ષપાતનો ભાવ પેદા થવા પામ્યો હતો અને એ ઉપરાંત જો પુરાતન કાળના ગ્રંથોનું અવલોકન કરવામાં આવે કે જેઓમાં એ પ્રકારના બનાવો તદ્દન નથી અથવા અતિ થોડાં છે તો સ્પષ્ટ જણાઇ આવે છે કે જેમ જેમ પક્ષપાતની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ વધુ પ્રમાણમાં રિવાયતો એની મેળે પક્ષપાતના બીબામાં ઢળતી ગઈ. સર્વે ઈતિહાસોમાં લખાયું છે કે "હઝરત ઉમરે (રદિ.) આજ્ઞા કરી કે ખ્રિસ્તીઓ કોઈ વેળા અને કદી શંખ વગાડી શકતા નથી," પરંતુ પુરાતન ગ્રંથો (કિતાબુલ ખિરાજ, તબરી વગેરે)માં બુદ્ધિવાદના સિદ્ધાંતોથી જે બાબતનો પતો મળે છે તે રિવાયત એ શરતે છે કે જે વેળા મુસલમાન નમાઝ પઢતા હોય તે વેળા ખ્રિસ્તીઓએ શંખ વગાડવું ન જોઈએ. ઈબ્નુલ અષીર વિગેરેએ લખ્યું છે કે હઝરત ઉમરે (રદિ.) આજ્ઞા કરી હતી કે તગલબ કબીલાના ખ્રિસ્તીઓ પોતાના બાળકોને જળ સંસ્કાર (બેપ્ટીઝમ) કરી શકતા નથી, પરંતુ એ જ કથન "તારીખે તબરી"માં નીચેના શબ્દોમાં છે, "કે જે લોકો ઈસ્લામ સ્વીકારી ચૂક્યા છે તેઓના બાળકોને બળજબરી જળ સંસ્કાર કરવા દેવામાં આવશે નહિ" અથવા તો ઘણા ઈતિહાસોમાં એવો ખુલાસો છે કે હઝરત ઉમરે (રદિ.) ખ્રિસ્તીઓનું અપમાન અને હલકાઈ કરવા તેમને એક અમુક વસ્ત્ર ધારણ કરવા ફરજ પાડી હતી, પરંતુ વધુ બારીક તપાસ કરવાથી જણાય છે કે બનાવ ફક્ત એમ બન્યો હતો કે હઝરત ઉમરે (રદિ.) ખ્રિસ્તીઓને એક અમુક વસ્ત્રો ધારણ કરવાની ભલામણ કરી હતી. હલકાઈની નિષ્ઠા એ તો રાવીનું અનુમાન છે; એથી એની સવિસ્તર ચર્ચા આગળ આવશે.

અથવા ઉદાહરણ રૂપે જે રિવાયતો ઐતિહાસિક હોવા ઉપરાંત ધાર્મિક ધોરણ પણ ધરાવે છે તેમાં એ વિશેષતાઓ સ્પષ્ટ જણાઈ આવે છે કે જેમ જેમ એની તપાસ થતી ગઈ તેમ તેમ શંકાસ્પદ અને શંકાશીલ બાબતો ઓછી થતી ગઈ. ફદક, અવતાસ, સકીફા બની સાઈદાના બનાવો ઈબ્ને અસાકિર, ઈબ્ને સા'દ, બયહકી, મુસ્લિમ, બુખારી સર્વેએ લખ્યાં છે, પરંતુ એ બુઝુર્ગોના સિદ્ધાંત અને ચોકસાઈની સખતાઈમાં જેટલો ફેર પડતો ગયો તેટલા જ પ્રમાણમાં રિવાયતોમાં શંકાશીલ અને મતભેદી શબ્દો ઓછા થતા ગયા, તે એટલે સુધી કે મુસ્લિમ અને બુખારીમાં એ ફેરફારની અસર મૌજુદ છે, એનું વર્ણન એક વાસ્તવિક સ્થળે સવિસ્તર રીતે કરવામાં આવશે.

એ જ બુદ્ધિવાદના સિદ્ધાંતોના આધારે વિવિધ પ્રકારના બનાવોમાં સત્યતા અને વિશ્વાસના વિવિધ ધોરણો પણ નિર્માણ કરવા પડશે, ઉદાહરણ રૂપે એ માનનીય છે કે હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતના બનાવો સો વરસ પછી લખવામાં આવ્યા, એ આધારે એમ માનવું જોઈએ કે મહાન યુદ્ધો અને લડાઈઓની ઘણી પેટા વિગતો-દાખલા તરીકે લશ્કરની રચના, બંને પક્ષોના સવાલ જવાબ, એક એક યૌદ્ધાની યુદ્ધ કરવાની રીત, પહેલવાનોના દાવપેચ-એ પ્રકારની પેટા બાબતોની વિગતનું ધોરણ વિશ્વાસ સુધી પહોંચી શકતું નથી,

પરંતુ વ્યવસ્થાની બાબતો, રાજ્યના ધારા લાંબી મુદ્દત સુધી દેખીતા સ્વરૂપમાં મૌજુદ રહ્યા તેથી એમના સંબંધી જે બનાવો લખાયા છે તે નિઃસંદેહ વિશ્વાસપાત્ર છે. અકબરે હિન્દુસ્તાનમાં જે ધારા અને કાયદા ચાલુ કર્યા હતા તેમનાથી દરેક જાણકાર છે અને એમના સંબંધી કોઇ શંકા કરી શકાતી નથી, એનું કારણ એમ નથી કે હદીષની પેઠે એના માટે સિદ્ધ થયેલી રિવાયતો મૌજૂદ છે, પરંતુ એ કારણે કે એ વ્યવસ્થાઓ લાંબી મુદ્દત સુધી કાયમ રહી અને તેઓને અકબરના નામે ખ્યાતી મળી હતી.

હઝરત ઉમર (રદિ.)ના ખુત્બા અને તત્ત્વજ્ઞાનના વચનો જે લખાયા છે તેઓ સંબંધી એવું અનુમાન કરવું જોઇએ કે જે ફકરાઓ વધુ અસરકારક લાવણ્યમય અને સુભાષિત છે તેઓ જરૂર ખરા છે, કારણ કે છટાદાર વક્તાના એવા ફકરાઓ અવશ્ય જાળવી રાખવામાં આવે છે અને એની ચર્ચા લાંબી મુદ્દત સુધી રહે છે કે જેઓમાં કંઇક ખાસ અલૌકિકતા અને અસર હોય છે. એ જ પ્રમાણે ખુત્બાના તે વાક્યો અવશ્ય વિશ્વાસપાત્ર છે કે જેઓમાં ધાર્મિક આદેશોનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે એવા પ્રકારની બાબતોને ફિકહની પંક્તિની હોવાને લીધે લોકો જાળવી રાખતા હતા.

જે બનાવો તે સમયની અભિરૂચી મુજબ એટલા બધા વર્ણવવા યોગ્ય ન હતા, છતાં એમનું વર્ણન આવી જતું હતું, તેમના સંબંધી એમ સમજવું જોઇએ કે મૂળ બનાવ એથી વધુ હશે; ઉદાહરણ રૂપે આપણા ઇતિહાસકારો યુદ્ધની ઝપાઝપીઓ અને નવિનતાઓના મુકાબલામાં વ્યવસ્થાની બાબતોનું વર્ણન કરવા ટેવાયેલા નથી, એ છતાં હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંતમાં અદાલત, પોલીસ, વ્યવસ્થા, વસતી ગણતરી, વગેરે વગેરેનું વચ્ચે જે વર્ણન આવી જાય છે તે સંબંધી એમ ધારવું જોઇએ કે જેટલું લખાયું તેથી ઘણું જ વધારે છોડી દેવામાં આવ્યું છે. હઝરત ઉમર (રદિ.)ની પરહેઝગારી, ખુશ્ક મિઝાજી, આકરાપણું અને શિક્ષા, સખતાઇ વિશે સેંકડો રિવાયતો લખાઇ છે અને નિઃસંદેહ બીજા સહાબાઓ કરતાં એ ગુણો એમનામાં વધુ પ્રમાણમાં હતા, પરંતુ એ સંબંધી એ સર્વે રિવાયતોને ખરી માનવી જોઇએ નહિ કે જે ''હુલ્યતુલ અવલિયા'', ''ઇબ્ને અસાકિર'', ''કન્ઝુલ ઉમ્માલ'', ''રિયાઝુન્નદરા'' વગેરેમાં લખાઇ છે, બલકે એમ સમજવું જોઇએ કે એ પ્રકારની રિવાયતો સામાન્ય રીતે મેહફિલો અને મંડળોની ગમ્મતનું કારણ બનતી અને સામાન્યજનો તેમને ઘણી જ રસપૂર્વક સાંભળતા હતા તેથી આપમેળે એ રિવાયતોમાં અતિશયોક્તિનો રંગ ચઢતો ગયો છે, એની સાબિતી એથી થાય છે કે જે પુસ્તકો વધુ સનદી અને વિશ્વાસપાત્ર છે તેઓમાં એવી રિવાયતો ઘણી ઓછી મળે છે; તેથી મેં એવા પ્રકારની જે રિવાયતો મારા પુસ્તકમાં લખી છે તેમાં ઘણી સાવચેતી વાપરી છે અને ''રિયાઝન્નદરા'', ''ઇબ્ને અસાકિર'', ''હુલ્યતુલ અવલિયા'' વગેરેની રિવાયતોને મેં તદન છોડી દીધી છે.

અંતમાં લેખન શૈલી વિશે કંઇક લખવું આવશ્યક છે. આજકાલના ઉચ્ચ કોટિના ઇતિહાસો જેઓએ સામાન્ય લોક-પ્રસન્નતા પ્રાપ્ત કરી છે તેઓ તત્ત્વજ્ઞાન અને ભાષા-લાલિત્યનું



મિશ્રણ છે, અને એ શૈલીથી વધીને બીજી કોઈ શૈલી સામાન્ય પ્રસન્નતા પ્રાપ્ત કરી શકતી નથી, પરંતુ ખરું જોતાં ઈતિહાસ અને વકતૃત્વ બે જુદી જુદી વસ્તુઓ છે. એ બેમાં જે ભેદ છે તે નકશા અને ચિત્ર વચ્ચેના ભેદને મળતો છે. નકશા દોરનારાનું કાર્ય એ છે કે કોઈ જમીનના ભાગનો નકશો દોરે તો ઘણી જ દિર્ઘદષ્ટિ વાપરી એનું સ્વરૂપ, એનો ઘાટ, એની દશા, બાજુ, જિલ્લાઓ એમ એક એક વસ્તુની તે હદબંધી કરશે, એથી ઉલટું ચિત્રકાર ફકત તે વિશેષતાઓને લેશે અથવા તેમને વધુ સ્પષ્ટ રૂપમાં બતલાવશે કે જેમનામાં કંઈક અમુક અલૌકિકતા હોય છે અથવા જેથી મનુષ્યની ગ્રહણશકિત પર અસર પડે છે. ઉદાહરણ રૂપે રૂસ્તમ અને સોહરાબની વાર્તાને એક ઈતિહાસકાર લખશે તો સાદી રીતે બનાવની સર્વે પેટા બાબતોનું વર્ણન કરશે, પરંતુ એક સાહિત્યકાર એ પેટા-બાબતોને એવી રીતે વર્ણવશે કે સોહરાબની મઝલૂમી અને લાચારી અને રૂસ્તમની લજ્જા અને અફસોસનું ચિત્ર આંખો સમક્ષ તરી આવશે અને બનાવની બીજી નાની પેટા બાબતો સન્મુખ હોવા સાથે પણ દષ્ટિગોચર થશે નહિ.

ઈતિહાસકારની મૂળ ફરજ એ છે કે તેણે સાદા વિષય-લેખનની સીમા વટાવી જવી ન જોઈએ. યુરોપમાં આજકાલ જે મહાન ઈતિહાસકાર થઈ ગયો છે અને જે હાલની શૈલીનો પ્રયોજક છે તે રેનકી છે. એના વખાણ એક પ્રોફેસરે નીચેના શબ્દોમાં કર્યા છે, "એણે ઈતિહાસમાં કાવ્ય-કળાનો ઉપયોગ કર્યો નથી; તે ન તો કૌમનો શુભેચ્છક બન્યો ન તો ધર્મ કે કૌમનો પક્ષકાર બન્યો છે. કોઈ વિષયનું વર્ણન કરવામાં એની બિલકુલ જાણ થતી નથી કે તે કઈ બાબતોથી ખુશ થાય છે અને તેની અંગત માન્યતા શું છે."

એ બાબત પણ જણાવી દેવી આવશ્યક છે કે જો કે મેં બનાવોમાં કારણો અને સાધનોનો ક્રમ ઉત્પન્ન કરવા કોશિશ કરી છે, પરંતુ એ વિષયમાં યુરોપની અજુગતી બાબતોને મેં ત્યજી દીધી છે. સાધન અને કારણોના ક્રમો ઉત્પન્ન કરવા અર્થે ઘણી જગ્યાએ અનુમાનથી કામ કાઢવું પડયું છે; તેથી ઈતિહાસકારને અનુમાન અને બુદ્ધિમતની સહાય લીધા વિના છૂટકો નથી, પરંતુ એ તેની આવશ્યક ફરજ છે કે તે અનુમાન અને પોતાના બુદ્ધિ-મતને બનાવના હેવાલ સાથે એવા ભેળસેળ કરી દે કે કોઈ છૂટા પાડવા માંગે તો તેમ કરી શકે નહિ.

યુરોપીયનોની સામાન્ય પદ્ધતિ એવી છે કે તેઓ બનાવને પોતાના બુદ્ધિ-મત અનુસાર કરવા માટે એવી ગોઠવણી અને શૈલીથી લખે છે કે બનાવને તદ્દન તેમના બુદ્ધિ-મતના બીબામાં ઢાળે છે અને કોઈ માણસ અનુમાન અને બુદ્ધિ-મતને બનાવથી છૂટું પાડી શકતો નથી.

આ પુસ્તકની રચના અને લેખન-સિદ્ધાંતના સંબંધી કેટલીક બાબતો લક્ષમાં રાખવાના પાત્ર છે.

(૧) કેટલાક બનાવો વિવિધ બાજુઓ ધરાવે છે, અને વિવિધ મથાળા હેઠળ આવી શકે

છે. તેથી એ પ્રકારના બનાવો પુસ્તકમાં વારંવાર આવી ગયા છે અને એમ થવું આવશ્યક હતું. પરંતુ એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે જે ખાસ વિષય હેઠળ તે બનાવને આલેખવામાં આવ્યો છે ત્યાં તે વિષયની રૂપરેખા વધુ દેખાડવામાં આવી છે.

(૨) પુસ્તકોના હવાલા ઘણાખરા તે જ બનાવોમાં આપવામાં આવ્યા છે જે કોઈ પણ રીતે તપાસના પાત્ર હતા અને કોઈ ખાસ વિશેષતા ધરાવતા હતા.

(૩) જે પુસ્તકો રિવાયતની રૂએ હલકા ધોરણના છે જેવાં કે "ઈઝાલતુલ ખિફા," "રિયાઝુન્નઝરા" વિગેરે-એમનો જ્યાં હવાલો આપવામાં આવ્યો છે ત્યાં એ કારણે આપવામાં આવ્યો છે કે ખાસ કરી તે રિવાયતની સાબિતી બીજી વિશ્વાસપાત્ર પુસ્તકોથી કરી લેવામાં આવી છે. સારાંશ કે કેટલાય વર્ષોની કોશિશ, મહેનત અને શોધખોળનું જે પરિણામ આવ્યું તે કૌમ સમક્ષ મુકવામાં આવે છે.

**મનકે યક ચંદ ઝદમ મુહરે ખમૂશી બર લબ,**
**કસ ચે દાનદ કે દરીં પરદા ચે સવ્દા કરદમ.**
**પચકરે તાઝા કે ખ્વાહમ બ અઝીઝાં બનમૂદ,**
**લખતે અઝ ઝૌકે ખુદશ નીઝ તમાશા કરદમ.**
**મહફિલ અઝ બાદએ દોશીના ન્યા સૂદા હનૂઝ,**
**બાદએ તુંદતર અઝ દૌશ બ મચના કરદમ.**
**બાઝ ખ્વાહમકે દમમ દર તને અંદેશા રવાં,**
**મનકે દરવીઝએ ફૈઝ અઝ દમે ઇસા કરદમ.**
**હમ નશીં નુકતએ હિકમત ઝે શરીઅત મી જુસ્ત,**
**લખતે અઝ નુસ્ખએ રૂહુલ કુદુસ ઇમલા કરદમ.**
**શાહેદ રાઝ કે કસ પરદાઃ ઝે રવીશ ન ગિરિફત,**
**ગિરેહ અઝ બંદે કુબાયશ બ ફસૂં વા કરદમ.**
**બસ કે હરબાર ગુહરેબાર ગુઝશતમ ઝીં રાહ,**
**દસ્ત મ્અની હમા પર લુલુ એ લાલા કરદમ.**



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ؕ

# અલ ફારૂક (ભાગ ૧)

## પ્રકરણ પહેલું

### હઝરત ઉમર (રદિ.)નું ખાનદાન

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ની વંશાવળી નીચે પ્રમાણે છે :

ઉમર ઈબ્ને ખત્તાબ ઈબ્ને નુફેલ ઈબ્ને અબ્દુલ ઉઝ્ઝા ઈબ્ને રબાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને કુર્ત ઈબ્ને ઝુર્રાહ ઈબ્ને અદી ઈબ્ને કઅબ ઈબ્ને લુવય ઈબ્ને ફહર ઈબ્ને માલિક.

આરબ પ્રજા સામાન્ય રીતે અદનાન કે કહતાનના વંશજો છે. અદનાનની વંશપરંપરા હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) સુધી પહોંચે છે. અદનાનના પછી અગિયારમી પેઢીએ ફહર ઈબ્ને માલિક ઘણા સામર્થ્યવાન થઈ ગયા. એમના જ વંશજો કુરૈશના ઈલકાબથી પ્રખ્યાત છે. કુરૈશના વંશમાં દસ માણસોએ પોતાની શક્તિ–લાયકાત વડે ઘણી નામના મેળવી અને તેમના સંબંધથી દસ જુદા નામીચા કબીલા બની ગયા. જેવા કે હાશિમ, ઉમય્યા, નોફલ અબ્દુદાર, અસદ, તયમ, મખ્ઝુમ, અદી, હમજ અને સમઅ.

હઝરત ઉમર (રદિ.) અદીના વંશજોમાંથી છે. અદીના બીજા ભાઈ મુર્રા હતા કે જેઓ રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પૂર્વજોમાંથી છે; આ કારણે હઝરત ઉમર (રદિ.)ની વંશાવળી હઝરત રસૂલે ખુદા (સલ.)ની આઠમી પેઢીમાં જઈને મળી જાય છે. કુરેશ લોકો કા'બાના મુજાવર પણ હતા; તેથી કરીને દુન્યવી પ્રતાપ અને પ્રભાવની સાથે ધાર્મિક મોટાઈનું છત્ર પણ પોતાની છાયા તેમના પર નાખતું હતું. સંબંધોની વિશાળતા અને કામની વિશેષતાના લીધે એ લોકોના કારભારોની જુદી જુદી શાખાઓ પડી ગઈ હતી અને પ્રત્યેક ખાતા કે શાખાની વ્યવસ્થા જુદી હતી–જેવી કે કા'બાના ઘરની રખેવાળી, હિજાઝની સંભાળ, એલચી ખાતું, કબીલાના શેખોની ચૂંટણી, મસલત કમિટી, વગેરે વગેરે.

અદી જેઓ હઝરત ઉમર (રદિ.)ના વડા દાદા હતા, તેઓ એ શાખાઓ પૈકી એલચી ખાતાના અમલદાર હતા, એટલે કુરૈશીઓને કોઈ કબીલાની સાથે કોઈ મુલ્કી બાબતમાં વાંધો ઉઠતો તો તેઓ એલચી બનીને જતા. એ ઉપરાંત કુળવંશની ઊંચનીચની હરિફાઈઓમાં તેઓ લવાદ પણ નીમાતા. અરબસ્તાનમાં એવો રિવાજ હતો કે એક સરખા બે અમીરો વચ્ચે કોઈને બીજાથી મોટાઈ–સરસાઈનો દાવો હોય તો એક લાયક મરતબા જાણનાર માણસને લવાદ બનાવવામાં આવતો અને બંને એની સમક્ષ પોત પોતાના સરસાઈપણાની દલીલો રજુ કરતા. કોઈ વેળા એ ઝઘડાઓ એટલા લંબાતા કે મહિનાઓ સુધી રમખાણો રહેતા. જે લોકો એ ઝઘડાઓમાં સરપંચ નિમાતા તેઓમાં વ્યવહારિક બુદ્ધિ હોવા ઉપરાંત વાક્ચાતુરી ને વ્યાખ્યાન કરવાની શક્તિની પણ જરૂર જણાતી. એ બંને પદવીઓ અદીના ખાનદાનમાં વંશપરંપરા ઉતરી આવી હતી.

### હઝરત ઉમરના દાદા :

હઝરત ઉમર (રદિ.)ના દાદા નુફૈલ ઈબ્ને અબ્દુલ ઉઝઝા પોતાના વડવાઓની પેઠે એ સેવાઓ ઘણી જ કાબિલીયતથી બજાવી લાવતા, એ કારણે ઘણા ઉચ્ચ પદવીના માણસોના મુકર્દમાઓ એમને ફૈસલો કરવા માટે મળતા હતા. રસૂલે અકરમ (સલ.)ના દાદા અબ્દુલ મુત્તલિબ અને હર્બ ઈબ્ને ઉમય્યા વચ્ચે જ્યારે જાગીરના દાવા માટે ઝઘડો ઉઠયો તો બંને જણે એ નુફૈલને જ સરપંચ સ્વીકાર્યો. નુફૈલે અબ્દુલ મુત્તલિબના તરફેણમાં ફૈસલો આપ્યો અને તે જ વખતે હર્બની તરફ મોઢું કરી નીચેના વચનો કહ્યા :

"અતુનાફિરૂ રજુલન હુવ અત્વલુ મિન્ક કામતન વ અવસમુ વસામતન વ આઝમુ મિન્ક હામતન વઅકસરૂ મિન્ક વલદન વ અજઝલુ મિન્ક સફદન વઈન્ની લઅકૂલુ હાઝા વ ઈન્નક લ બઈદુલ ગઝબિ રફીઉસ્સવતિ ફીલ અરબિ જલ્દુલ મરીરા લિ હબલિલ અશીરા.

### હઝરત ઉમર (રદિ.)ના પિત્રાઈઓ :

નુફૈલ અને ઉમર અને ખત્તાબ નામે બે પુત્રો હતા. ઉમર સાધારણ લાયકાતના પુરુષ હતા, પરંતુ એમના પુત્ર ઝૈદ જેઓ નુફૈલના પૌત્ર અને હઝરત ઉમર (રદિ.)ના પિત્રાઈ ભાઈ હતા. તેઓ ઘણી જ ઉચ્ચ પંક્તિના માણસ હતા; તેમજ તેઓ તે પ્રતિષ્ઠિત મહાન માણસોમાંથી હતા કે જેઓએ રસૂલે કરીમ (સલ.)ના પયગમ્બરી પદે પહોંચ્યા પહેલાં પોતાની જ સમજ શક્તિથી મૂર્તિપૂજાનો ત્યાગ કરી દીધો હતો, અને એકેશ્વરવાદી બની ગયા હતા. તેઓમાં ઝૈદના સિવાય બાકીઓના નામ કુસ્સ ઈબ્ને સાયિદા, વરકા ઈબ્ને નૌફલ છે. ઝૈદ મૂર્તિપૂજા અને અજ્ઞાનતાના રીત–રિવાજોને છડેચોક ખરાબ કહેતા હતા અને લોકોને ઈબ્રાહીમના દીન તરફ પ્રેરતા હતા. આથી સર્વે લોકો એમના શત્રુ બની ગયા હતા. તેઓમાં હઝરત ઉમર (રદિ.)ના પિતા ખત્તાબ સૌથી વધુ કોશિશમાં હતા. ખત્તાબે એમની એટલી બધી સતામણી કરી કે તેઓ અંતે લાચાર બની મક્કાથી ચાલ્યા



ગયા અને હિરામાં જઈને વસ્યા. છતાં કોઈ કોઈ વાર છુપી રીતે ખાન–એ–કા'બાની જાત્રાએ આવતા.

ઝૈદના કાવ્યો આજે પણ મૌજુદ છે, જેનાથી એમની સમજ શક્તિ અને હોશિયારીનો અંદાઝો થઈ શકે છે. બે અશઆર નીચે પ્રમાણે છે :

**અરબ્બન વાહિદન અમ અલ્ફા રબ્બિન** એક ખુદાને માનો કે હજારોને ?
**અદીનુ ઇઝા તક સમતિલ ઉમૂરૂ**જયારે કાર્યોની વહેંચણી થઈ ગઈ.
**તરકતુલ લાત વલ ઉઝઝા જમીઅન**મેં લાત તથા ઉઝઝાને છોડી દીધા
**કઝાલિકા યફઅલુર્રરજલુલ બસીરૂ**.અને સમજદાર માણસ એમ જ કરે છે.

હઝરત ઉમર (રદિ.)ના પિતા ખત્તાબ કુરૈશના પ્રતિષ્ઠિત પુરુષોમાંથી હતા. અદી તથા બનૂ અબ્દિશ્શમ્સ કબીલા વચ્ચે મુદ્દતો થયાં વેર ચાલતું હતું. બનૂ અબ્દિશ્શમ્સનો કબીલો ભારે હોવાથી હમેશા તેઓની જ જીત રહેતી. અદીના પૂરા ખાનદાને જેઓમાં ખત્તાબ પણ સામેલ હતા, લાચાર બની સહમની તળેટી નજીક આસરો લીધો; તોયે વિરોધીઓએ લડાઈની ધમકી આપી, ત્યારે ખત્તાબે નીચેની કડીઓ કહી :

**અય ઇદુની અબૂ અમ્રીન વદૂની, રિજાલુન લા યુન્હનિહુ અલ વઇદુ,**
**રિજાલુનમ્મિ બની સહમિબ્ને અમ્રીન, ઇલા અબયાતિહિમ યાવિ–વરીદુ.**

જુમલે આઠ કાવ્યપદો છે અને અલ્લામા અઝરકીએ મક્કાના ઇતિહાસમાં તે સર્વે ઉતાર્યા છે. અદીનું સર્વ કુટુંબ મક્કા મધે મુકામે સફામાં રહેતું હતું, પરંતુ જયારે તેઓએ બનૂ સહમથી સંબંધ પેદા કર્યો તો ઘરો પણ એ લોકોને વેચી નાખ્યા, પરંતુ ખત્તાબના કેટલાક ઘરો સફામાં બાકી રહ્યા, જેઓમાંથી એક હઝરત ઉમર (રદિ.)ને વારસામાં મળ્યું હતું. એ ઘર સફા અને મરવાની વચ્ચે હતું. હઝરત ઉમરે (રદિ.) પોતાની ખિલાફતના જમાનામાં એને તોડી હાજીઓના ઉતરવા માટે મેદાન કરી નાખ્યું, પરંતુ એના સંબંધની કેટલીક દુકાનો મુદત સુધી હઝરત ઉમર (રદિ.)ના ખાનદાનના કબજામાં રહી.

ખત્તાબે ઘણાં લગ્નો ઉચ્ચ કુટુંબોમાં કર્યા. આથી હઝરત ઉમર (રદિ.)ની મા કે જેમનું નામ ગનતમા હતું તે હિશામ ઇબ્ને મુગીરાના બેટી હતાં. મુગીરા તે પદવીના માણસ હતા કે જયારે કુરૈશ કોઈ કબીલા સાથે લડવા માટે જતા તો લશ્કરની વ્યવસ્થાનું કામ એમને જ સોંપવામાં આવતું. આ સંબંધના લીધે એમને "સાહિબુલ અઈન્ના"નો ખિતાબ પ્રાપ્ત થયો હતો. હઝરત ખાલિદ એમના જ પૌત્ર હતા. મુગીરાના પુત્ર હિશામ કે જેઓ હઝરત ઉમર (રદિ.)ના નાના હતા તેઓ પણ એક પ્રતિષ્ઠિત માણસ હતા.

## હઝરત ઉમરનો જન્મ :

હઝરત ઉમર (રદિ.) મશહૂર રિવાયત અનુસાર હિજરતે નબવીથી ૪૦ વરસ પૂર્વે પેદા થયા. એમના જન્મ અને બાળપણની હકીકત બિલકુલ અપ્રસિદ્ધીમાં છે. હાફિઝ ઈબ્ને અસાકિરે "તારીખે દમિશ્ક"માં અમ્ર ઈબ્ને આસના શબ્દોમાં એક રિવાયત નકલ કરી છે કે, "હું કેટલાક સ્નેહીઓની સાથે એક સભામાં બેઠો હતો કે એક શોર સંભળાયો. પૂછવાથી જણાયું કે ખત્તાબના ઘેર પુત્રનો જન્મ થયો." આ ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે હઝરત ઉમર (રદિ.)નો જન્મ થતાં અસાધારણ ખુશાલી કરવામાં આવી હતી. એમના પ્રૌઢ વયની હકીકત પણ ઘણી જ થોડી મળી આવે છે, અને કેવી રીતે મળે ? તે વેળા કોણે ધાર્યું હતું કે એ નવયુવાન આગળ જતાં "ફારૂકે આ'ઝમ" બનનારા છે ? છતાં ઘણી જ તપાસ અને શોધખોળથી કંઈક હકીકત મળી આવી જેને અત્રે આલેખવું અસ્થાને નહિ ગણાશે.

# પ્રકરણ બીજું

## પ્રૌઢવય અને કેળવણી

જ્યારે તેઓ પ્રૌઢ વયે પહોંચ્યા ત્યારે એમના પિતા ખત્તાબે એમના હસ્તક જે સેવા સોંપી તે ઊંટો ચારવાની હતી. આ કામ અરબસ્તાનમાં હલકું લેખાતું ન હતું; પરંતુ એક કૌમી રિવાજ હતો; છતાં ખત્તાબ એમની સાથે ઘણી જ નિર્દય રીતે વર્તતા હતા. આખો દિવસ ઊંટ ચારવાનું કાર્ય કરાવતા અને કદી થાકી શ્વાસ લેવા ઇચ્છતા તો એમને શિક્ષા કરતા. જે મેદાનમાં હઝરત ઉમર (રદિ.)ને દુ:ખજનક સેવા કરવી પડેલી તેનું નામ દજનાન હતું. એ મક્કા મુઅઝઝમાની પાસે કુદૈદથી દસ માઇલના અંતરે છે. ખિલાફતના સમયમાં હઝરત ઉમરનું તે તરફ જવાનું થયું તો એમને ઘણો જ બોધ મળ્યો. આંખોમાં અશ્રુ લાવી કહ્યું : "અલ્લાહુ અકબર ! એક તે સમય હતો કે જાડી ઉનનો કુરતો પહેરી ઊંટો ચાર્યા કરતો અને થાકી બેસી જતો તો પિતાના હાથનો માર ખાતો, આજે એવો સમય છે કે ખુદા વિના મારા માથે કોઇ હાકિમ નથી."

જ્યારે યુવાન અવસ્થાએ પહોંચ્યા તો હઝરત ઉમર (રદિ.) એવા ઉત્કૃષ્ટ કાર્યોમાં લાગી ગયા કે જેનો અરબસ્તાનના કુલીનજનોમાં સામાન્ય રિવાજ હતો. અરબસ્તાનમાં આ વેળા જે વસ્તુઓની તા'લીમ (શિક્ષણ) આપવામાં આવતી હતી અને જે કુલીનતા માટે આવશ્યક લેખાતી હતી, તે વંશાવળી જ્ઞાન, સીપાઇગીરી, પહેલવાની, વાક્ચાતુરી હતી. વંશાવળી જાણવાની કળા હઝરત ઉમર (રદિ.)ના ખાનદાનમાં વંશપરંપરા ઉતરી આવી હતી. જાહિઝે "અલબયાન વત્તબયીન" નામક પુસ્તકમાં સ્પષ્ટ જણાવ્યું છે કે હઝરત ઉમર (રદિ.) અને તેમના બાપ અને દાદા નુફૈલ ત્રણે મહાન વંશાવળી જ્ઞાની હતા. કદાચ એનું કારણ એ હતું કે હઝરત ઉમર (રદિ.)ના ખાનદાનમાં જેમ હમણાં અમે ઉપર લખી ગયા તેમ એલચી ખાતા અને કુળ કે વંશની મોટાઇનું નિરાકરણ કરવાના કાર્યો વંશપરંપરા ચાલ્યા આવતા હતા અને તેને પાર પાડવા અર્થે વંશવાળીનું જાણવું સૌથી વધુ આવશ્યક હતું. હઝરત ઉમર (રદિ.) વંશાવળીની કળા પોતાના પિતા પાસે શીખ્યા હતા. જાહિઝે ખુલાસો કર્યો છે કે હઝરત ઉમર (રદિ.) જ્યારે વંશાવળી સંબંધી કંઇક વિવેચન કરતા તો હંમેશા પોતાના પિતાનો હવાલો રજુ કરતા હતા. પહેલવાની અને કુશ્તીની કળામાં પણ તેઓ નિપૂણ હતા. તે એટલે સુધી કે ઉકાઝના દંગલમાં મોટી મોટી કુશ્તીઓ લડતા હતા. ઉકાઝ અરફાતના પહાડની નજીક એક જગ્યા હતી ત્યાં વરસો વરસ એવા હેતુથી મેળો ભરવામાં આવતો કે અરબસ્તાનના સર્વે કળાકારો એકઠા

થઇ પોતપોતાની નિપુણતા-કાબિલિયતના જૌહર દેખાડતા હતા. આથી અહિંયા ફક્ત તે જ લોકો મુકાબલામાં ઉતરતા કે જેઓ કોઇ કળામાં નિપૂણતા ધરાવતા હતા. નાબિગા ઝુબયાની, હસ્સાન ઇબ્ને સાબિત, કુસ્સ ઇબ્ને સાયિદા, ખનસા-જેમની કાવ્યકળા અને વ્યાખ્યાનોનો અખિલ અરબસ્તાન સ્વીકાર કરતો હતો, તેઓ એ જ કેળવણી-સ્થાનના કેળવાયલા હતા. હઝરત ઉમર (રદિ.) સંબંધી અલ્લામા બલાઝરીએ 'કિતાબુલ અશરાફ' નામક પુસ્તકમાં સનદ સહિત એ રિવાયત લખી છે કે "ઉકાઝના દંગલમાં કુશ્તી લડતા રહેતા હતા." એથી એવું અનુમાન થઇ શકે છે કે હઝરત ઉમરે (રદિ.) એ કળામાં પૂરી નિપૂણતા પ્રાપ્ત કરી હતી. ઘોડેસવારીમાં તેઓની નિપૂણતા સામાન્ય રીતે સર્વમાન્ય હતી, જેમ કે જાહિઝે લખ્યું છે "તેઓ ઘોડા પર ઉછળીને સવાર થતા હતા અને એવી રીતે મજબૂત બેસતા કે ઘોડા સાથે ચોંટી જતા." વ્યાખ્યાન આપવાની શક્તિ વિશે જો કે કોઇ સ્પષ્ટ પુરાવા નથી, પરંતુ એ બાબત સર્વે ઇતિહાસકારોએ સહમતે લખી છે કે ઇસ્લામ સ્વીકાર્યા અગાઉ કુરૈશ લોકોએ એમને એલચીપણાનો હોદ્દો આપ્યો હતો અને એ પદવી ફક્ત તે જ લોકોને મળી શકતી હતી, જેઓ વ્યાખ્યાન શક્તિ અને વ્યવહારિક બુદ્ધિમાં નિપૂણતા ધરાવતા હતા.

આ પુસ્તકના બીજા ભાગમાં અમોએ આ બાબતને વિગતવાર લખી છે કે હઝરત ઉમર (રદિ.) કાવ્યકળામાં સારો શોખ ધરાવતા હતા અને સર્વે મશહૂર કવિઓના ચુનંદા કાવ્યો એમણે મોઢે કર્યા હતા. એથી એવું અનુમાન બંધાય છે કે એ શોખ તેમને અજ્ઞાનતાના સમયમાં જ ઉકાઝની શાળામાંથી થયો હશે; કારણ કે ઇસ્લામ લાવ્યા પછી તેઓ ધાર્મિક કાર્યોમાં એટલા બધા નિમગ્ન થઇ ગયા કે એવા પ્રકારની ચર્ચાને જરાય તેઓ પસંદ ન કરતા.

એ સમયમાં તેમણે લખતાં વાંચતાં પણ શીખી લીધું હતું અને એ તે કાળે એક એવી વિશેષતા હતી કે ત્યારે ઘણા જ થોડા લોકોને પ્રાપ્ત થતી હતી. અલ્લામા બલાઝરીએ સનદ સહિત લખ્યું છે કે જ્યારે રસૂલે ખુદા (સલ.) પયગમ્બરી પદે બિરાજ્યા ત્યારે કુરૈશના સર્વે કબીલામાંથી ૧૭ માણસો હતા કે જેઓ લખી જાણતા હતા. તેઓમાંથી એક હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) હતા.

એ હુન્નરોથી પરવારી તેઓ આજીવિકાની ચિંતામાં વળગી ગયા. અરબસ્તાનમાં આજીવિકા મેળવવાનું સાધન વિશેષ કરીને વ્યાપાર હતો, તેથી તેમણે પણ એ ધંધો પકડયો અને એ જ ધંધો એમની મહાન પ્રગતિઓનું કારણ રૂપ નિવડયો. એઓ વ્યાપાર અર્થે દૂરદૂર દેશોમાં જતા હતા અને મોટામાં મોટા માણસોથી મુલાકાત કરતા. સ્વાભિમાન, ઉચ્ચ હિંમત, અનુભવ, વ્યવહારિક જ્ઞાન એ સર્વે ગુણો કે જે ઇસ્લામ લાવ્યા પહેલાંથી તેમનામાં આવી ગયા હતા, તે સર્વે એ જ તત્ત્વોના પ્રતાપે હતા. એ સર્વે દેશાટણોના વૃત્તાંત ઘણા જ દિલચસ્પ અને પરિણામ સૂચક હશે, પરંતુ અફસોસ કે કોઇ

ઇતિહાસકારે એ પ્રતિ ધ્યાન આપ્યું નથી. અલ્લામા મસઉદીએ પોતાના પ્રસિદ્ધ પુસ્તક 'મુરુવ્વુઝ ઝહબ'માં ફક્ત એટલું જ લખ્યું છે કે :

**"વલિ ઉમર ઇબ્નિલ ખત્તાબીન અખબારુ કસીરતુન ફી અસફારિહિ ફીલ જાહિલિયતિ ઇલ શશામિ વલ ઇરાકિ, મા કસીરિમ્મિમ મુલૂકિલ અરબિ વલ અજમિ વકદ અતયના અલા મબસૂતિહા ફી કિતાબિના અખબારિઝ ઝમાનિ વલ કિતાબિલ અવસતિ."**

"ઉમર ઇબ્ને ખત્તાબે અજ્ઞાનતાના સમયમાં ઇરાક અને સિરિયાની જે મુસાફરીઓ કરી અને તે મુસાફરીઓમાં જેવી રીતે તેઓ અરબસ્તાન અને અજમના બાદશાહોથી મળ્યા તેના સંબંધી ઘણા બનાવો છે જેને મેં મારા પુસ્તક કિતાબ 'અખબારૂઝ ઝમાન' અને કિતાબુલ 'અખબાર' અને 'કિતાબુલ અવસત'માં લખ્યું છે."

અલ્લામા મસ્ઉદીએ જે પુસ્તકોનો હવાલો આપ્યો છે તે જો કે ઐતિહાસિક કળાનો આત્મા છે, પરંતુ કૌમની અરસિકતાના પ્રતાપે મુદ્દત થયાં મળી શકતાં નથી. હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંતનો કાંઇક પત્તો મળી શકે એ હેતુથી કોન્સ્ટાન્ટિનોપલના સર્વ પુસ્તકાલયો મેં ખોળી નાખ્યા, પરંતુ કંઇ વળ્યું નહિ.

મુહદ્દિસ ઇબ્ને અસાકિરે "તારીખે દમિશ્ક" કે જેના કેટલાક ભાગો મારી દષ્ટિએ ચઢયા છે તેમાં હઝરત ઉમર (રદિ.)ની મુસાફરીના કેટલાક બનાવો લખવામાં આવ્યા છે, પરંતુ એમાં કંઇ દિલચસ્પી નથી.

ટૂંકમાં એટલું જ કે ઉકાઝની હરિફાઇઓ અને વ્યાપારના અનુભવોએ એમને પૂરા અરબસ્તાનમાં જાણીતા કરી દીધા હતા અને લોકોને એમની કાબિલીયતના જૌહરો દેખાતા ગયા, તે એટલે સુધી કે અંતે કુરૈશ લોકોએ એમને એલચીના હોદ્દા પર નિમ્યા. કબીલાઓમાં જ્યારે કોઇ ભયંકર મામલો ઉપસ્થિત થતો તો એમને એલચી બનાવી મોકલતા.

# પ્રકરણ ત્રીજું

## ઇસ્લામ સ્વીકાર

હઝરત ઉમર (રદિ.)ને સત્તાવીસમું વરસ ચાલતું હતું ત્યારે અરબસ્તાનમાં ''રિસાલતના આફતાબ''નો ઉદય થયો, એટલે હઝરત મુહમ્મદ (સલ.) પયગમ્બર તરીકે જાહેર થયા અને ઈસ્લામનો અવાજ વેગપૂર્વક સંભળાવા લાગ્યો. હઝરત ઉમરના કુટુંબમાં ઝૈદના કારણે તૌહીદ (એકેશ્વરવાદ)નો અવાજ બિલકુલ અપ્રિય ન રહ્યો હતો. આથી સૌથી પહેલાં ઝૈદના પુત્ર સઈદે ઈસ્લામનો સ્વીકાર કર્યો. સઈદના લગ્ન હઝરત ઉમર (રદિ.)ના બહેન ફાતિમાથી થયા હતા. આ સંબંધના લીધે ફાતિમા પણ મુસલમાન થઈ ગયાં. એ જ ખાનદાનના બીજા એક આબરૂદાર ગૃહસ્થ નુઐમ ઇબ્ને અબ્દુલ્લાહે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો, પરંતુ હઝરત ઉમર આજ સુધી ઈસ્લામથી સાવ અજાણ રહ્યા હતા. એમના કાનોમાં જ્યારે એ અવાજ પહોંચ્યો ત્યારે તેઓ એટલા બધા રોષે ભરાયા કે એમના કબીલામાં જે લોકો ઈસ્લામ કબૂલ કરી ચૂક્યા હતા તેમના તેઓ શત્રુ બની ગયા. એમના ખાનદાનમાં લુબયના નામે એક કનીઝ હતી. એણે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો તેથી એને હઝરત ઉમર (રદિ.) ખૂબ માર મારતાં અને મારતાં મારતાં થાકી જતા તો કહેતા, ''જરા દમ લઈ લઉં તો ફરી તારી ખબર લઉં.'' લુબૈના સિવાય બીજા જે જે માણસ પર એમની સત્તા હતી તેને મારપીટ કરવામાં કચાશ રાખતા નહિ; પરંતુ ઈસ્લામની કેફ એવી હતી કે જેને એ ચઢી જતી તેને ઉતરતી ન હતી. એ સર્વે સખ્તીઓ કરવા છતાં તેઓ એક માણસને પણ ઈસ્લામ તરછોડવા તરફ વાળી શકયા નહિ. અંતે નિરૂપાયે એમણે નિશ્ચય કરી લીધો કે (નઊઝુબિલ્લાહ) ''ઈસ્લામના સ્થાપકનું જ કાસળ કાઢી નાખું.'' કમરે તલવાર લટકાવી તેઓ સીધા રસૂલે ખુદા (સલ.)ની તરફ ચાલ્યા. ભાગ્યના કાર્યકર્તાઓએ કહ્યું :

આમદ આં યારે કે મા મિખ્વાસ્તીમ

માર્ગમાં એકાએક નુઐમ અબ્દુલ્લાહ મળ્યા. એમના ભવાં ચઢેલા જોઈ તેમણે પૂછ્યું ''કેમ ખયર તો છે ?'' એમણે કહ્યું, ''મુહમ્મદ (સલ.)નો ફેંસલો કરવા જાઉં છું.'' તેમણે કહ્યું, ''પ્રથમ તમારા પોતાના ઘરની તો ખબર લ્યો. પોતે તમારી બહેન તેમજ બનેવી ઈસ્લામનો સ્વીકાર કરી ચૂક્યા છે.'' આથી તેઓ તરત જ પરત ફર્યા અને બહેનને ત્યાં પહોંચ્યા. તેઓ કુર્આન પઢી રહ્યાં હતાં. એમનો પગરવ સાંભળી તેઓ ચુપ થઈ ગયાં

અને કુર્આનના ભાગોને સંતાડી દીધા; પરંતુ કુર્આનની અવાજ હઝરત ઉમર (રદિ.)ના કાનોમાં પડી ચૂકી હતી; તેથી બેનને પૂછયું, "એ અવાજ શાનો હતો ?" બહેને કહ્યું, "કંઇ નહિ." તેઓ બોલ્યા, "હું સાંભળી ચૂક્યો છું કે તમે બંને મુર્તદ (સ્વધર્મ–ત્યાગી) થઇ ગયા છો. એમ કહી બનેવી સાથે બાઝમબાઝ પડયા, જ્યારે એમની બહેન બચાવ કરવા આવ્યાં તો તેમની પણ ખબર લઇ નાખી. તે એટલે સુધી કે બહેનનું શરીર લોહીલુહાણ થઇ ગયું. એવી સ્થિતિમાં એમની જીભે એ શબ્દો નીકળ્યાં, "ઉમર ! તમારાથી જે થાય તે કરી લ્યો, પરંતુ ઈસ્લામ હવે દિલમાંથી નીકળી શકતો નથી."

એ શબ્દોએ હઝરત ઉમર (રદિ.)ના હૃદય પર ભારે અસર કરી. બહેનની તરફ સ્નેહની દષ્ટિએ જોયું. તેમના શરીરમાંથી લોહી વહેતું હતું તે જોઇ તેમનું દિલ વધુ વલોવાઇ ગયું. તેઓ બોલ્યા, "તમે લોકો જે વાંચી રહ્યા હતા તે મને પણ સંભળાવો." ફાતિમાએ કુર્આનના ભાગો લાવી સામે મુક્યા. તેઓને ઉઠાવી જોયું તો એ સૂરત હતી :

**"સબ્બ–હ લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ વલ અર્દિ વહુવલ અઝીઝુલ હકીમ."** એક એક શબ્દથી એમનું હૃદય કંપી રહ્યું હતું, તે એટલે સુધી કે જ્યારે તેઓ એ આયત પર પહોંચ્યા, "આમિનુ બિલ્લાહી વ રસૂલિહી" તો નિરંકુશપણે બોલી ઉઠયા, "અશહદુ અન લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદુર્રસૂલુલ્લાહ."

આ તે સમયની વાત છે કે જ્યારે રસૂલે ખુદાએ (સલ.) અરકમના મકાન કે જે સફા પહાડની તળેટીમાં આવેલું હતું તેમાં આસરો લીધો હતો. હઝરત ઉમરે (રદિ.)એ મુબારક સ્થાને પહોંચી દ્વાર ખખડાવ્યા. તેઓ એક તો હાથમાં તલવાર પકડી ગયા હતા અને આ તાજા બનાવની કોઇને ખબર ન હતી તેથી અસહાબો વિચારમાં પડયા, પરંતુ હઝરત અમીર હમઝાએ કહ્યું, "આવવા દો નિષ્કપટપણે આવ્યો છે તો ઠીક, નહિતર એની જ તલવારે એનું માથું ઉતારી દેવામાં આવશે." હઝરત ઉમરે માંહે પગ મૂક્યો કે રસૂલુલ્લાહ (સલ.) પોતે આગળ વધ્યા અને તેમનો દામન પકડી બોલ્યા, "કેમ, ઉમર ? શા ઈરાદાથી આવ્યા છો ?" નુબુવ્વતના પ્રભાવશાળી અવાજે તેમને કંપાવી દીધા. તેમણે ઘણી જ નમ્રતાથી વિનવ્યું, "ઇમાન લાવવા માટે." હઝરત મુહમ્મદ (સલ.) નિરંકુશપણે "અલ્લાહુ અકબર" પુકારી ઉઠયા અને સાથે જ સર્વે અસહાબો (રદિ.)એ મળી એટલા મોટે સાદે "અલ્લાહુ અકબર"નો નારો માર્યો કે સર્વે પહાડો ગુંજી ઉઠયા.

હઝરત ઉમર (રદિ.)ના ધર્મ પરિવર્તને ઈસ્લામના ઇતિહાસમાં એક નવો યુગ પ્રવર્તાવ્યો. આજ સુધી જો કે ૪૦–૫૦ માણસોએ જ ઇસ્લામ કબૂલ કર્યો હતો અને અરબના મશહૂર બહાદુર વીરનર હઝરત અમીર હમ્ઝા સૈયદશ્શુહદાએ પણ ઈસ્લામ સ્વીકાર્યો હતો છતાં મુસલમાનો પોતાની ધાર્મિક ફરજો છડેચોક અદા કરી શકતા ન હતા અને કા'બામાં નમાઝ પઢવું તો તદન અશક્ય હતું. હઝરત ઉમર (રદિ.)ના ઈસ્લામની

સાથે એકાએક એ દશા બદલાઈ ગઈ. એમણે છડેચોક પોતાનો ઈસ્લામ જાહેર કર્યો. કાફિરોએ પહેલવહેલાં તેઓ પર ઘણી સખ્તીઓ વાપરી, પરંતુ તેઓ દઢતાથી મુકાબલો કરતા રહ્યા, તે એટલે સુધી કે એમણે મુસ્લિમોની જમાઅત સાથે કા'બામાં જઈ નમાઝ અદા કરી. ઈબ્ને હિશામે એ બનાવને અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદની ભાષામાં નીચેના શબ્દોમાં રિવાયત કર્યો છે : "ફલમ્મા અસલમા ઉમર કાતલા કુરૈશન હત્તા સલ્લા ઈન્દલ કઅબતિ વસલ્લયના મઅહુ." અર્થાત્ : "જ્યારે ઉમર ઈસ્લામ લાવ્યા તો કુરૈશથી લડયા તે એટલે સુધી કે કા'બામાં નમાઝ પઢી અને તેમની સાથે અમે લોકોએ પણ પઢી."

હઝરત ઉમર (રદિ.)ના ઈસ્લામ સ્વીકારનો બનાવ સને નબવીના છઠ્ઠા વરસમાં બન્યો છે.

# પ્રકરણ ચોથું

## હિજરત

કુરૈશ લોકો એક મુદત સુધી રસૂલે ખુદા (સલ.)ની નુબુવ્વતના દા'વાને બેપરવાઇની નજરે જોતા રહ્યા, પરંતુ ઇસ્લામનો જેમ જેમ પ્રચાર થતો ગયો તેમ તેમ તેઓની બેપરવાઇ રોષ અને ઇતરાજીમાં ફેરવાતી ગઇ, તે એટલે સુધી કે જ્યારે એક મહા સમૂહ ઇસ્લામના વર્તુળમાં દાખલ થયો ત્યારે કુરૈશીઓએ બળ અને શક્તિ વડે ઇસ્લામનો નાશ કરવાનો ઇરાદો કર્યો. હઝરત અબૂ તાલિબના જીવતાં સુધી તો તેઓ કંઇક કરી શક્યા નહિ, પરંતુ તેઓના મૃત્યુકાળ પછી કાફિરો દરેક બાજુએથી ઊભા થઇ ગયા; અને જેને જેના પર કાબૂ મળ્યો તેની એવી રીતે સતામણી શરૂ કરી કે જો તેઓમાં ઇસ્લામની ધગશ અને ધૂનની અસર ન હોત તો એક માણસ પણ ઇસ્લામ પર દૃઢતાથી વળગી રહેત નહિ. આ સ્થિતિ પાંચ છ વરસ સુધી રહી અને એ સમય એવા કષ્ટો સહિત પસાર થયો કે એની વિગત ઘણા જ કરૂણાજનક દાસ્તાનોથી ભરપૂર છે.

એ અરસામાં મદીના મુનવ્વરાના એક પ્રતિષ્ઠિત ટોળાએ ઇસ્લામ સ્વીકારી લીધો હતો. આથી હઝરત રસૂલે કરીમે (સલ.) આજ્ઞા આપી કે, "જે લોકોને કાફિરોના અત્યાચારોથી છુટકારો મળી શકતો નથી તેઓ મદીના હિજરત કરી શકે છે." સૌથી પહેલાં અબ્દુલ્લાહ ઇબ્ને અશહલ, ફરી હઝરત બિલાલ મોઅઝ્ઝિન અને અમ્મારે યાસરે હિજરત કરી. એમના પછી હઝરત ઉમરે (રદિ.) વીસ માણસો સહિત મદીના જવાનો નિશ્ચય કર્યો. સહીહ બુખારીમાં ૨૦ની સંખ્યા દર્શાવી છે, પરંતુ નામોની વિગત નથી. ઇબ્ને હિશામે કેટલાકોના નામ લખ્યાં છે અને તે આ રહ્યા–ઝૈદ ઇબ્ને ખત્તાબ, સઇદ ઇબ્ને ઝૈદ ઇબ્ને ખત્તાબ, ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમી, ઉમર ઇબ્ને સુરાકા, અબ્દુલ્લાહ ઇબ્ને સુરાકા, વાકિદ ઇબ્ને અબ્દુલ્લાહ તમીમી, ખ્વલા ઇબ્ને અબી ખવલા, માલિક ઇબ્ને અબી ખવલા, અયાસ ઇબ્ને બુકૈર, આમિર ઇબ્ને બુકૈર, ખાલિદ ઇબ્ને બુકૈર–એઓમાંથી ઝૈદ હઝરત ઉમરના ભાઇ, સઇદ ભત્રીજા, ખુનૈસ જમાઇ અને બાકીના મિત્રો અને સ્નેહીઓ હતા.

મદીના મુનવ્વરાનો વિસ્તાર ટૂંક હોવાના કારણે મુહાજિરીનનો વધુ ભાગ કુબામાં (જે મદીનાથી બે ત્રણ માઇલ દૂર છે.) નિવાસ કરી રહ્યો હતો. હઝરત ઉમર (રદિ.) પણ અહિંયા જ રૂફાઅહ ઇબ્ને અબ્દુલ મન્ઝિરના ઘેરે ઉતર્યા હતા. કુબાને અવાલી પણ કહેવામાં આવે છે, એથી સહીહ મુસ્લિમમાં એમના ઉતારાનું નામ અવાલી જ લખવામાં આવ્યું છે. હઝરત ઉમર (રદિ.)ના પછી ઘણા અસહાબોએ હિજરત કરી અને સને ૬૨૨ ઇસ્વીમાં

જનાબ રિસાલત પનાહે (સલ.) પોતે મક્કા છોડયું અને રિસાલતરૂપી સૂર્યનો મદીનાની ક્ષિતિજમાંથી ઉદય થયો. મદીના પહોંચી સૌથી પહેલાં હઝરતે (સલ.) મુહાજિરીનના રહેવા સહેવાનો બંદોબસ્ત કર્યો. અનસાર (મદીનાવાસીઓ)ને બોલાવી તેમની અને મુહાજિરીન (મક્કાથી હિજરત કરી આવેલા) વચ્ચે ભાઇચારો કાયમ કર્યો. એની એવી સારી અસર થઇ કે મુહાજિર કે અનસારીનો ભાઇ બની જતો, તેને પોતાની મિલકત, માલમત્તા, રોકડ સર્વે વસ્તુઓમાંથી અર્ધોઅર્ધ ભાગ આપી દેતો. એ પ્રમાણે સર્વે મુહાજિરીન અને અનસાર એકમેકના ભાઇ બની ગયા. એ સગાઇ સ્થાપવામાં રસૂલે કરીમ (સલ.) બંને પક્ષોના દરજ્જા, લાયકાત અને પાયરીના તફાવતને ધ્યાનમાં લેતા હતા, એટલે જે મુહાજિર જે દરજ્જાનો હતો તે જ દરજ્જાના અન્સારીને તેનો ભાઇ બનાવતા હતા. એ પ્રમાણે હઝરત ઉમર (રદિ.)ને જેમના ભાઇ બનાવ્યા તેમનું નામ અતબાન ઈબ્ને માલિક હતું કે જેઓ કબીલા બની સાલમના સરદાર હતા. રસૂલે અકરમ (સલ.)ની પધરામણી થયા પછી ઘણા અસહાબીઓએ કુબામાં જ નિવાસ રાખ્યો. હઝરત ઉમર (રદિ.) પણ અહીંયા જ રહ્યા, પરંતુ તેમણે એ નિયમ બાંધ્યો કે એક દિવસના આંતરે વગર ચૂકે રસૂલે ખુદા (સલ.)ની પાસે જતા અને આખો દિવસ તેમની પવિત્ર સેવામાં હાજર રહેતા. ગેર હાજર દિવસે એવી ગોઠવણ કરી હતી કે એમના ઈસ્લામી ભાઈ અતબાન ઈબ્ને માલિક હઝરત (સલ.)ની સેવામાં હાજર થતા અને જે કંઈ આંહઝરત (સલ.)થી સાંભળતા તે હઝરત ઉમર (રદિ.) સમક્ષ જઈને બયાન કરતા. આથી બુખારીએ સંખ્યાબંધ પ્રકરણો જેવાં કે "બાબુલ-ઈલ્મ" "બાબુન્નિકાહ" વગેરેમાં એ બનાવનું સાથે સાથે વર્ણન કર્યું છે.

મદીના પહોંચ્યા પછી ઈસ્લામના ફરજો અને અરકાનો સમર્યાદ અને ચોક્કસ કરવાનો સમય આવ્યો, કેમકે મક્કા મુઅઝઝમામાં જીવની રક્ષા કરવી એ જ સૌથી મોટી ફરજ થઈ પડી હતી, તેથી નમાઝોમાં પણ ટૂંકાપણું હતું કે મગરિબના સિવાય બાકી નમાઝોમાં માત્ર બબ્બે રકાતો હતી. નમાઝની ખબર કરવાની રીત પણ ચોક્કસ થઈ ન હતી. આથી હઝરતે (સલ.) સૌથી પહેલાં એની ગોઠવણ કરવાની ઈચ્છા દર્શાવી. યહૂદીઓ અને ખ્રિસ્તીઓને ત્યાં નમાઝની ખબર કરવા માટે શીંગકે શંખનો રિવાજ હતો, તેથી અસહાબોએ એનો જ અભિપ્રાય આપ્યો. ઈબ્ને હિશામે રિવાયત કરી છે કે એ દરખાસ્ત હઝરત રસૂલે ખુદા (સલ.)ની પોતાની હતી. ગમે તેમ રીતે એ સવાલ ચર્ચાતો હતો અને કોઈ ઠરાવ મંજુર થયો ન હતો કે હઝરત ઉમર (રદિ.) આવી ચઢયા. એમણે કહ્યું "એક માણસ જાહેરાત કરવા માટે કેમ નિર્માણ કરવામાં ન આવે?" તે જ ઘડીએ રસૂલે ખુદા (સલ.)એ હઝરત બિલાલ (રદિ.)ને અઝાનની આજ્ઞા આપી. એ બાબત લક્ષમાં લેવાને પાત્ર છે કે અઝાન નમાઝની પ્રસ્તાવનારૂપે છે અને ઈસ્લામનું એક મહા ચિહ્‌ન છે. હઝરત ઉમર (રદિ.)ના માટે એથી વધુ ગર્વની કઈ બાબત હોઈ શકે છે કે એ "શિઆરે-આ'ઝમ" (મહાન ચિહ્‌ન) એમના જ અભિપ્રાય મુજબ કાયમ થયું ?

# પ્રકરણ ૫ મું

## સને ૧ હિજરી, ૬૨૩ ઇસ્વીથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત સુધી

### ગઝવાત* અને બીજું વૃત્તાંત

સને ૧ હિજરીથી રસૂલે કરીમ (સલ.)ની વફાત સુધી હઝરત ઉમર (રદિ.)ને લગતી ઘટનાઓ અને વૃત્તાંતો ખરું જોતાં રસૂલે ખુદા (સલ.)ના જીવન વૃત્તાંતના ભાગો છે. હુઝૂર (સલ.)ને જે લડાઇઓ લડવી પડી, ગેર કૌમો સાથે જે કોલકરારો કરવા પડયા, વખતો વખત જે ગોઠવણો કરવામાં આવી, ઈસ્લામ પ્રચાર માટે જે જે યોજનાઓ હાથ ધરવામાં આવી, એઓમાંથી એકેય બનાવ એવો નથી કે જેમાં હઝરત ઉમર (રદિ.)ના ભાગ લીધા વિના તે બન્યો હોય; પરંતુ મુશ્કેલી એ છે કે જો સર્વે ઘટનાઓ પૂરી વિગતની સાથે વર્ણવવામાં આવે તો પુસ્તકનો એ ભાગ રસૂલે ખુદાના જીવન વૃત્તાંતમાં ફેરવાઈ જાય છે; કારણ કે હઝરત ઉમર (રદિ.)ના કાર્યો ગમે તેટલાંયે મહાન હોય છતાં તેઓ રસૂલે કરીમ (સલ.)ના વૃત્તાંત સાથે જોડાયેલાં છે તેથી જયારે તેઓને આલેખવામાં આવશે ત્યારે સર્વે બનાવોનું મથાળું રસૂલુલ્લાહના શુભ નામથી બાંધવામાં આવશે, અને એના પેટામાં હઝરત ઉમર (રદિ.)ના કાર્યોનું વર્ણન આવશે. એથી અમારે નિરૂપાયે એ રીત ધારણ કરવી પડી કે એ બનાવો ઘણા જ ટૂંકમાં લખવામાં આવે અને જે બનાવો સાથે હઝરત ઉમર (રદિ.)નો ખાસ સંબંધ છે તેને કંઇક વિગતવારથી આલેખવામાં આવે. એ રીતે હઝરત ઉમર (રદિ.)ના જાહેર કાર્યો જો કે દષ્ટિએ ન પડશે, કારણ કે જયાં સુધી બનાવનું પૂરેપૂરું ચિત્ર દેખાડવામાં ન આવે ત્યાં સુધી તેની અસલી મહત્તા કાયમ રહી શકતી નથી, છતાં એના સિવાય બીજો કોઇ ઉપાય ન હતો. હવે અમે ઘણી જ સંક્ષિપ્તમાં એ ઘટનાઓને લખીએ છીએ.

રસૂલે ખુદા (સલ.)એ જયારે મદીના મુનવ્વરા હિજરત કરી તો કુરૈશ પ્રજાએ વિચાર કર્યો કે જો મુસલમાનોના મુળીયાં જલદી ઉખેડવામાં ન આવશે તો તેઓ વધુ પ્રબળ બની

---

* "ગઝવાત" એ "ગઝવા"નું બહુવચન છે. "ગઝવા"નો અર્થ તે ધાર્મિક યુદ્ધ થાય છે કે જેમાં મુસ્લિમો ઇસ્લામ અર્થે કાફિરો સાથે લડયા હતા અને જે જંગમાં રસૂલે ખુદા (સલ.) પોતે સામેલ હતા અને એવા જે યુદ્ધમાં હઝરત રસૂલે કરીમે (સલ.) પોતે ભાગ ન લીધો હોય તેને "સરિય્યા" કહેવામાં આવે છે. –(ભાષાંતરકાર)



જશે. એ વિચારે તેઓ મદીના પર હુમલો કરવાની તૈયારી કરવા લાગ્યા, છતાં હિજરતના બીજા વરસ સુધી કોઇ વર્ણન કરવાપાત્ર બનાવ બનવા પામ્યો નહિ. માત્ર એટલું બન્યું કે બે-ત્રણ વાર કુરૈશીઓ નાની મોટી ટોળીઓ સાથે મદીના તરફ આગળ વધ્યા, પરંતુ આંહઝરત (સલ.)ને ખબર મળતાં તેમને અટકાવવા માટે થોડુંક લશ્કર મોકલ્યું એટલે તેઓ ત્યાં જ અટકી પડયા.

**બદરની લડાઇ :-**

સને ૨ હિજરી, ૬૨૪ ઇસ્વીમાં બદરનો બનાવ બનવા પામ્યો કે જે ઘણો મશહૂર વિગ્રહ છે. એની શરૂઆત એમ થઇ કે અબૂ સુફયાન જે કુરૈશીઓનો મોટો સરદાર હતો, તે વ્યાપારનો માલ લઇ સિરીયાથી પાછો આવી રહ્યો હતો. માર્ગમાં એણે એવી (ખોટી) ખબર સાંભળી કે મુસલમાનો એના પર હુમલો કરવા ઇચ્છે છે; તેથી તેણે કુરૈશીઓ પાસે કાસદ મોકલ્યો અને સાથે જ પૂરું મક્કા ઓસડાઇને ધસી આવ્યું. હઝરત (સલ.) એ સમાચાર સાંભળી ત્રણ સો માણસોની સાથે મદીનાથી નીકળ્યા અને સામાન્ય ઇતિહાસકારો એમ બતાવે છે કે હઝરત રસૂલે ખુદા (સલ.)નું મદીનાથી ઉપડવું માત્ર કાફલાની લૂંટના મતલબે હતું, એ બાબત તદ્દન ખોટી છે. કુર્આનથી વધુ ભરોસેદાર પુરાવો કોઇનો હોઇ શકતો નથી. એમાં જે ઠેકાણે એનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં એ શબ્દો છે :

**કમા અખરજક રબ્બુક મિન બયતિક બિલ હક્કિ વઇન્ના ફરિકન મિનલ મોમિનીન લકારિ-હૂન યુજાદિલૂન-ક ફીલ હક્કિ બઅ્દ મા તબય્યન કઅન્નમા યુસાકૂન ઇલલ મવતિ વહુમ યનઝુરૂન વઇઝ યઇદુકુમુલ્લાહુ ઇહ્દત્તાઇફતયનિ અન્નહા લકુમ વતવદ્દૂન અન્ન ગયર ઝાતિ-શ્શવકતિ તકુનુ લકુમ.**

"જેમ આપને આપના પરવરદિગારે આપના ઘર (મદીના)થી સત્ય પર કાઢયા અને બેશક, મુસ્લિમોની એક ટોળી નાખુશ હતી. તેઓ આપની સાથે સાચી વાત પર ઝઘડો કરતા હતા, એના પછી કે સાચી વાત જાહેર થઇ ગઇ. જાણે તેઓ મૌતની તરફ હંકાતા જાય છે અને તેઓ એને જોઇ રહ્યા છે અને જ્યારે ખુદા બે ટોળામાંથી એક ટોળાનું તમને વચન આપતો હતો, અને તમે ઇચ્છતા હતા કે જે ટોળામાં કંઇક શક્તિ નથી તે હાથમાં આવી જાય."

આ આયતોથી સાફ સાબિત થાય છે કે :

(૧) જ્યારે રસૂલે ખુદા (સલ.)એ મદીનાથી નીકળવા ઇચ્છા દર્શાવી તો મુસ્લિમોનો એક પક્ષ અચકાતો હતો અને સમજતો હતો કે મૃત્યુના મોંમાં જવાનું છે.

(૨) મદીનાથી રવાનગીના વખતે કાફિરોના બે ટોળાં હતા. એક ''ગયર ઝાતિશશવ્કતિ–અર્થાત અબૂ સુફયાનનો વેપારી કાફલો અને બીજું મક્કાના કુરૈશીઓનું ટોળું કે જેઓ મક્કાથી હુમલો કરવા માટે શસ્ત્ર–સામાન સહિત નીકળી ચૂક્યા હતા. એ ઉપરાંત અબૂ સુફયાનના કાફલામાં કુલ્લે ૪૦ માણસો હતા અને રસૂલે ખુદા (સલ.) મદીનાથી ત્રણસો યોદ્ધાઓની સાથે નીકળ્યા હતા. ત્રણસો માણસો ચાળીસ માણસોનો મુકાબલો કરવામાં કોઈ પણ રીતે મૌતના મોંમાં જવું એવો વિચાર લાવી શકાતો નથી. એથી જો રસૂલે ખુદા (સલ.) કાફલાને લૂંટવા માટે નીકળત તો ખુદા કદી પણ કુર્આન મજીદમાં એમ ન દર્શાવત કે મુસલમાન તેમના મુકાબલાને મૃત્યુના મોંમાં જવાનું સમજતા હતા.

સારાંશ કે તા. ૮ રમઝાન સને ૨ હિજરીના દિવસે રસૂલે ખુદા (સલ.) ત્રણ સો તેર માણસો જેમાં ૮૩ મુહાજિરીન હતા અને બાકીના અનસાર હતા, તેમની સાથે મદીના મુનવ્વરાથી રવાના થયા. કુરૈશીઓ સાથે ૯૫૦ માણસોનું લશ્કર હતું; જેમાં મોટા મોટા નામાંકિત યોદ્ધાઓ સામેલ હતા. બદર નામક સ્થળે કે જે મદીનાથી લગભગ ૬ મંઝિલ દૂર છે ત્યાં લડાઈ થઈ અને કાફિરોને સખ્ત હાર ખમવી પડી. મુસલમાનોના ૧૪ માણસો શહીદ થઈ ગયા, જેઓમાં ૬ મુહાજિર હતા અને ૮ અન્સાર હતા. કુરૈશીઓના ૮૦ માણસો માર્યા ગયા અને તેટલા જ કેદ પકડાયા. માર્યા ગયેલાઓમાં અબૂ જહલ, ઉત્બા ઇબ્ને રબીઆ, શયબા અને મક્કાના મોટા મોટા સરદારો હતા, અને એમના માર્યા જવાથી કુરૈશીઓનું જોર તૂટી ગયું.

હઝરત ઉમર (રદિ.) જો કે આ લડાઈમાં પોતાની બુદ્ધિ, ડહાપણ, બહાદુરી અને હિમ્મતની રૂએ દરેક પ્રસંગે રસૂલુલ્લાહ (સલ.)ના મદદગાર રહ્યા, પરંતુ એમની સામેલગીરીની ખાસ ખુસૂસિયત નીચે પ્રમાણે છે :

(૧) કુરૈશીના સર્વે કબીલાઓ એ લડાઈમાં આવ્યા, પરંતુ બનૂ અદી અર્થાત હઝરત ઉમરના કબીલામાંથી એક વ્યક્તિએ પણ એ લડાઈમાં ભાગ લીધો નહિ. એમ થવાનું કારણ એમ માની શકાય છે કે હઝરત ઉમર (રદિ.)ના પ્રભાવ અને પ્રતાપની એ અસર હતી.

(૨) હઝરત ઉમર (રદિ.)ની સાથે એમના કબીલાના તથા મિત્ર–કબીલાના ૧૨ માણસ લડાઈમાં સામેલ હતા, તેઓના નામ નીચે પ્રમાણે છે :

ઝૈદ, અબ્દુલ્લાહ ઇબ્ને સુરાકા, વાકિદ ઇબ્ને અબ્દુલ્લા, ખવલા ઇબ્ને અબી ખવલા, માલિક ઇબ્ને અબી ખવલા, આમિર ઇબ્ને રબીઆ, આમિર ઇબ્ને બુકૈર, આકિલ ઇબ્ને બુકૈર, ખાલિદ ઇબ્ને બુકૈર, અયાસ ઇબ્ને બુકૈર.

(૩) સૌથી પહેલાં આ જંગમાં જે માણસ શહીદ થયા તે હઝરત ઉમર (રદિ.)ના ગુલામ મહજઅ્ હતા.

(૪) આસી ઈબ્ને હિશામ ઈબ્ને મુગીરા જે કુરૈશીઓનો એક પ્રતિષ્ઠિત સરદાર હતો અને હઝરત ઉમર (રદિ.)નો મામો હતો. તે હઝરત ઉમર (રદિ.)ના હાથે માર્યો ગયો. એ બાબત હઝરત ઉમર (રદિ.)ના ખાસ ગુણોમાંથી ગણવામાં આવે છે કે ઈસ્લામના મામલામાં સગાઈ કે સ્નેહની અસર એમના પર ફાવી શકતી ન હતી. એના પ્રથમ દષ્ટાંતરૂપે આ બનાવ છે.

આ જંગમાં દુશ્મનના લશ્કરમાંથી જે લોકો જીવતા કેદ પકડાયા તેમની સંખ્યા ઓછામાં ઓછી ૭૦ હતી અને તેઓમાંના ઘણા ખરા કુરૈશ પ્રજાના મોટા મોટા સરદાર હતા, જેવા કે હઝરત અબ્બાસ, અકીલ (હઝરત અલીના ભાઈ) અબૂલ આસ ઈબ્ને રબીઆ, વલીદ ઈબ્નુલ વલીદ. સરદારોનું અપમાનિત દશામાં કેદ થઈ આવવું એક બોધદાયક સમય હતો. એ બનાવે મુસ્લિમોના દિલો પર પણ અસર કરી તે એટલે સુધી કે રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર પત્ની હઝરત સવદા (રદિ.)ની નજર તેઓ પર પડી તો તેઓ નિરંકુશ રીતે બોલી ઉઠયાં, "આતયતુમ બિઅયદીકુમ હલ્લા મુત્તુમ કિરામા" "તમે તાબે થઈ આવ્યા છો, શરીફોની પેઠે લડી મરી નહિ ગયા ?"✦

એઓ સાથે કેવી વર્તણૂક આદરવી તે બાબત પર વિવાદ થયો. રસૂલુલ્લાહે (સલ.) સર્વે અસહાબીઓના મત લીધા. લોકોએ જુદા જુદા મત આપ્યા. હઝરત અબૂબકે (રદિ.) કહ્યું, "એઓ આપણાં જ ભાઈભાંડુઓ છે, એમની પાસેથી ફિદયા (યુદ્ધ દંડ) લઈ મુક્ત કરી દેવા જોઈએ." હઝરત ઉમર (રદિ.) વિરુદ્ધ પડયા અને બોલ્યા, "ઈસ્લામના મામલામાં સગાઈ અને સંબંધને ગણવામાં આવતાં નથી. એ સર્વને કતલ કરવા જોઈએ અને એવી રીતે કે આપણામાંથી દરેક માણસ પોતાના સગાને પોતે જ કતલ કરી નાખે, અલી અકીલની ગરદન ઉડાવે, હમઝા અબ્બાસનું માથું છેદે અને અમુક કે જે મારો સગો થાય છે તેને હું પૂરો કરી નાખું"*

આંહઝરતે શાને રહમતની ઈચ્છાએ હઝરત અબૂબકનો અભિપ્રાય પસંદ કર્યો અને "ફિદયો" લઈ તેમને મુક્ત કર્યા. એ માટે નીચેની આયત ઉતરી :

**"મા કાન લિનબીય્યિન અંય્યકૂ-ન લહુ અસરા હત્તા યુસખિના ફિલ અરદિ....."**

"કોઈ પયગમ્બર માટે એ શોભાસ્પદ નથી કે એની પાસે કેદીઓ બને કે જ્યાં સુધી તેઓ ખુબ ખૂનરેઝી ન કરી લે."

---

* તબરી પૃષ્ઠ-૧૩૫૫

✦ તબરી પૃષ્ઠ-૧૩૫૫.

બદરના વિજયે જો કે કુરૈશીઓના બળમાં ઘટાડો કર્યો, છતાં એથી નવી મુશ્કેલીઓની એક હારમાળા શરૂ થઇ ગઇ. મદીના મુનવ્વરા અને તેની આસપાસ એક મુદ્દતથી યહૂદીઓએ કબજો કરી રાખ્યો હતો. રસૂલે કરીમ (સલ.) જ્યારે મદીના પધાર્યા તો રાજય વ્યવસ્થાના મામલામાં સૌથી પહેલું એ કાર્ય કર્યું કે યહૂદીઓ સાથે કરાર કર્યો. તે કરાર એમ હતો કે યહૂદીઓ મુસ્લિમો વિરુદ્ધ શત્રુને મદદ કરશે નહિ અને કોઇ દુશ્મન મદીના પર ચઢાઇ કરશે તો મુસ્લિમોને મદદ આપશે, પરંતુ જ્યારે રસૂલે અકરમ (સલ.) બદરથી વિજય મેળવી આવ્યા તો યહૂદીઓને ભય ઉત્પન્ન થયો કે મુસલમાનો બળવાન બની એમના બરોબરીઆ હરીફ ન બની બેસે. આથી તેઓ જ છેડતી કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "કુરૈશ પ્રજા યુદ્ધકળાથી અજાણ હતી, અમારાથી કામ પડત તો અમે બતાવી આપત કે લડવું એને કહેવાય છે." આ મામલો અહિંયા સુધી પહોંચ્યો કે રસૂલુલ્લાહ (સલ.) સાથે જે કરાર કર્યો હતો તેનો ભંગ કરવામાં આવ્યો. રસૂલે ખુદાએ શવ્વાલ સને ૨ હિજરીમાં તેઓ પર ચઢાઇ કરી અને અંતે તેઓને ગિરફતાર કરી દેશ પાર કર્યા. ઇસ્લામી ઇતિહાસમાં યહૂદીઓ સાથેની લડાઇઓની જે ચાલુ હારમાળા નજરે પડે છે તેની શરૂઆત આ પ્રમાણે થઇ છે.

કુરૈશીઓ બદરમાં હાર ખાઇ વેર વાળવાની ધગશથી બેચેન બન્યા હતા. અબૂ સુફયાને એવી પ્રતિજ્ઞા લીધી હતી કે બદરનું વેર ન લઇશ ત્યાં સુધી સ્નાન સુદ્ધાં ન કરીશ. આથી ઝિલહજ સને ૨ હિજરીમાં બસો સાંઢણી સવારોની સાથે મદીનાની નજીક પહોંચી દગાથી બે મુસલમાનોને પકડી તેમને કત્લ કરી નાખ્યા. રસૂલુલ્લાહ (સલ.)ને એ વાતની જ્યારે ખબર થઇ ત્યારે તેમણે એની પૂંઠ પકડી, પરંતુ અબૂ સુફયાન છટકી ગયો. આ પ્રકારના નાના બનાવો બનતા રહ્યા.

## ઉહદની લડાઇ :-

અંતે શવ્વાલ સને ૩ હિજરી, ૬૨૫ ઇસ્વીમાં જંગે ઉહદનો મશહૂર બનાવ બનવા પામ્યો. આ બનાવની વિગત એમ છે કે અકરિમા ઇબ્ને અબી જહલ અને ઘણા ખરા કુરૈશના સરદારોએ અબૂ સુફયાન પાસે જઇ કહ્યું કે, "જો તમે બધો ખર્ચ ઉપાડી લો તો હજુ પણ બદરનું વેર વાળી શકાય છે." અબૂ સુફયાને કબૂલ કર્યું અને તરત જ હલ્લાની તૈયારીઓ કરવા માંડી. કિનાના અને તિહામાના સર્વ કબીલાઓ પણ સાથે થઇ ગયા. અબૂ સુફયાન એ સર્વેનો સેનાપતિ બની મોટી સામગ્રીઓ સહિત મક્કાથી રવાના થયો અને માહે શવ્વાલ ને બુધવારે મદીના મુનવ્વરાની નજીક પહોંચી મુકામ નાંખ્યો. રસૂલે કરીમ (સલ.)નો અભિપ્રાય એ હતો કે મદીનામાં રહી કુરૈશીઓનો હુમલો વાળવો જોઇએ, પરંતુ અસહાબીઓએ માન્યું નહિ. અંતે નિરૂપાયે હઝરત (સલ.) શુક્રના દિવસે મદીનાથી નીકળ્યા. કુરૈશીઓની સંખ્યા ૩૦૦૦ ની હતી, જેમાં બસો ઘોડેસવાર અને સાતસો બખ્તરધારી હતા. લશ્કરની જમણી પાંખના સરદાર ખાલિદ ઇબ્ને વલીદ અને ડાબી

પાંખના ઉપરી અકરિમા ઇબ્ને અબી જહલ હતા. (એ વખત સુધી એ બંને સાહેબોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો ન હતો.) આ બાજુએ કુલ ૭૦૦ માણસો હતા, જેમાં સો બખ્તરધારી હતા અને માત્ર બસો સવારો હતા. મદીનાથી નજીક ત્રણ માઈલ પર ઉહદ એક પહાડ છે, એ પહાડની તળેટીમાં બંને લશ્કરો સામસામે થયાં. રસૂલુલ્લાહે (સલ.) અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરને પચાસ બાણાવટીઓની સાથે ફોજની પાછળ નિર્માણ કર્યો કે જેથી તે તરફથી શત્રુ હુમલો કરવા ન પામે.

૭ શવ્વાલ ને શનિવારના દિવસે લડાઇ શરૂ થઇ. સૌથી પહેલાં ઝુબૈરે પોતાના તાબાની ફોજ સાથે હલ્લો કર્યો અને કુરૈશીઓની જમણી પાંખને હાર ખવાડી, પછી સામાન્ય જંગ શરૂ થઇ. હઝરત હમઝા, હઝરત અલી અને અબૂ દુજાના દુશ્મનની ફોજમાં ઘુસી ગયા અને તેમની હારો તોડી નાખી, પરંતુ જીત થવા પછી લોકો ગનીમત હાથ કરવામાં પડી ગયા, તીરંદાઝો સમજયા કે લડાઇનો અંત આવ્યો. એ વિચારથી તેઓ પણ એ કાર્યમાં સામેલ થઇ ગયા. તીરંદાઝોનું હઠવું હતું કે ખાલિદે એકાએક પાછળથી ઘણા જોશભેર હુમલો કર્યો.

મુસલમાન પોતાના હથિયારો મુકી 'ગનીમત' હાથ ધરવામાં પડયા તેથી આ અણધાર્યા હલ્લાને ખાળી શક્યા નહિ. કાફિરોએ રસૂલુલ્લાહ (સલ.) પર પથ્થરો અને તીરોની વૃષ્ટિ કરી, તે એટલી હદે કે આપ (સલ.)ના દાંત મુબારક શહીદ થયા, કપાળ મુબારક પર ઝખ્મ થયો અને લોખંડી ટોપની કડીઓ ગાલોમાં ઘોંચાઇ ગઇ. તે ઉપરાંત આપ (સલ.) એક ખાડામાં પડી ગયા અને લોકોની નજરથી અદશ્ય થઇ ગયા. એ જ ગરબડમાં એ બુમ ઉડી કે રસૂલુલ્લાહ (સલ.) શહીદ થઇ ગયા. આ ખબરે મુસ્લિમોની દઢતાને ઔર ડગમગાવી અને જે જયાં હતો ત્યાં જ બેબાકળો બની થોભી રહ્યો.

આ બાબતમાં મતભેદ છે કે હઝરત (સલ.)ની સાથે છેલ્લી ઘડી સુધી કેટલા અસહાબીઓ અડગ રહ્યા. સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે ઉહદમાં આંહઝરત (સલ.)ની સાથે માત્ર સાત અનસારીઓ અને બે કુરૈશીઓ—એટલે સઅદ અને તલહા બાકી રહી ગયા હતાં. નસાઈ અને બયહકીમાં સનદ સહિત ચોક્કસ દર્શાવવામાં આવ્યું છે કે અગિયાર અનસારીઓ અને તલહાના સિવાય બીજો કોઈ હઝરત રસૂલે કરીમ (સલ.)ની સાથે રહ્યો ન હતો. મુહમ્મદ ઇબ્ને સઅદે ચૌદ માણસોના નામ આપ્યાં છે, એ જ પ્રમાણે બીજીય જુદી જુદી રિવાયતો છે.✦ હાફિઝ ઇબ્ને હજરે "ફત્હુલ બારી"માં એ રિવાયતોમાં એ પ્રમાણે સમ—પ્રમાણ આપ્યું છે કે જયારે લોકો અહિંતહિં ફેલાઇ ગયા તો કાફિરોએ અચાનક પાછળથી હુમલો કર્યો અને મુસલમાનો ગભરાઇ જતાં. જે જયાં હતો, ત્યાં જ ઊભો થઇ રહ્યો. ફરી જેમ જેમ તક મળતી ગઇ તેમ તેમ લોકો હઝરત (સલ.)ની પાસે પહોંચતા ગયા.

---

✦ એની પૂરી વિગત "ફત્હુલ બારી" (મિસરમાં છપાયલી)ના પ્રકરણ સાતમાના પૃષ્ઠ ૨૭૨માં છે.



સર્વે રિવાયતો પર દષ્ટિ નાખતા જણાય છે કે જ્યારે હઝરત રસૂલે ખુદા (સલ.)ની શહાદતની ખબર પ્રસિદ્ધ થઈ તો કેટલાક લોકો તો એવા બેબાકળા બની ગયા કે મદીના સુધી તેમણે શ્વાસ જ ન લીધો. કેટલાક લોકો એમ સમજી જીવ સટોસટની લડાઈ લડતા રહ્યા કે રસૂલુલ્લાહ (સલ.)ના પછી જીવવું નિરર્થક છે. કેટલાકોએ નિરાશ બની શસ્ત્રો નાખી દીધા કે હવે લડવાથી શો લાભ છે ? હઝરત ઉમર (રદિ.) એ ત્રીજા ટોળામાં હતા. અલ્લામા તબરીએ "સનદે મુત્તસિલ"* મુજબ કે જેના રાવીઓ ઈબ્ને હુમૈદ, સલમા, મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક કાસિમ ઈબ્ને અબ્દુર્રહમાન ઈબ્ને રાફિઅ છે, તેઓથી રિવાયત છે કે એ સમયે જ્યારે અનસ ઈબ્ને નદ્ર હઝરત ઉમર (રદિ.) અને હઝરત તલહા અને કેટલાક મુહાજિરીન અને અનસારોને જોયા કે તેઓ નિરાશ બની બેસી ગયા છે તો તેમણે પૂછયું : "બેસીને શું કરો છો ?" એ લોકોએ જવાબમાં કહ્યું કે, "રસૂલુલ્લાહને તો શહાદત મળી." અનસ બોલ્યા, "રસૂલુલ્લાહના પછી જીવતા રહીને શું કરશો ? તમે પણ એમની પેઠે લડીને મરી જાવ." એમ કહી કાફિરો પર હલ્લો કર્યો અને શહીદ થઈ ગયા. કાઝી અબૂ યુસૂફ સાહબે પોતે હઝરત ઉમરના શબ્દોમાં લખ્યું છે કે "અનસ ઈબ્ને નદ્ર મારી પાસેથી પસાર થયા અને મને પૂછયું કે "રસૂલુલ્લાહ (સલ.)નું શું થયું ?" મેં કહ્યું : "મારી ધારણા છે કે આપ (સલ.) શહીદ થઈ ગયા." અનસે કહ્યું, "રસૂલુલ્લાહ શહીદ થયા તો થયા, ખુદા તો જીવતો છે ?" એમ કહી મ્યાનમાંથી તલવાર કાઢી અને ત્યાં સુધી લડયા કે શહીદ થઈ ગયા.✤ "ઈબ્ને હિશામ"માં દર્શાવ્યું છે કે અનસે એ જંગમાં સિત્તેર ઝખ્મ ખાધા હતા.

તબરીની રિવાયતમાં એ બાબત ધ્યાન આપવા યોગ્ય છે કે હઝરત ઉમર (રદિ.)ના સાથીઓમાં તલહાનું નામ પણ છે, અને એ વાત માનનીય છે કે આ રમખાણમાં એમનાથી વધુ કોઈ અડગ રહ્યો નથી. ગમે તે રીતે એ બાબત સર્વે રિવાયતોથી સિદ્ધ થાય છે કે ઘણા જ ગભરાટની હાલતમાં પણ હઝરત ઉમર (રદિ.) લડાઈના મેદાનમાંથી પાછા હઠયા નથી, અને જ્યારે હઝરત (સલ.)ના જીવતા હોવાની વાત જણાઈ તો તરત જ એઓ આપ (સલ.)ની પવિત્ર સેવામાં પહોંચી ગયા. તબરી અને "સીરતે ઈબ્ને હિશામ"માં દર્શાવવામાં આવ્યું છે કે :

| | |
|---|---|
| **ફલમ્મા અરફલ મુસ્લિમૂન રસૂલલ્લાહિ વનહઝુ બિહી વનહઝા નહવશ્શિ અબિ મઅહુ અલીયુબ્નુ અબી તાલિબિન વ અબૂ બક્રુ બ્નુ** | પછી જ્યારે મુસ્લિમોએ હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)ને જોયા ત્યારે આં હઝરત (સલ.) પાસે પહોંચ્યા અને આપ (સલ.) લોકોને લઈને પહાડના ઘાટ પર ચઢી ગયા. તે વેળા આપ |

* જે રિવાયતમાં રાવીઓની હારમાળા તૂટી ન હોય, પરંતુ તે રિવાયત મૂળ કહેનારથી લગાતાર ઠેઠ સુધી રાવીઓની સનદ મળતી હોય તે. (ભાષાંતરકાર)

✤ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ-૨૫

અબી કુહાફતા વ ઉમર ઉબ્નુલ ખત્તાબિ વ તલ્હા તુબ્નુ ઉબય-દિલ્લાહિ વઝ્ઝુબૈરુરૂબ્નુલ અવ્વામિ વલ હારિષુબ્નુ સમ્મતા.

(સલ.)ની સાથે હઝરત અલી, હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, તલહા ઈબ્ને ઉબૈદિલ્લાહ, ઝુબૈર ઈબ્ને અવ્વામ અને હારિષ ઈબ્ને સમ્મહ હતા.

અલ્લામા બલાઝરી માત્ર એક ઈતિહાસકાર છે કે જેમણે "અન્સાબુલ અશરાફ"માં હઝરત ઉમરના વિશે એમ લખ્યું છે :–

"વ કાન મિમ્મનિન કશફા યવમ ઉહુદિન ફગુફિર લહુ"

"હઝરત ઉમર તે લોકોમાંથી હતા કે જેઓ ઉહદના દિને હઠી ગયા હતા, પરંતુ ખુદાએ એમને ક્ષમા અર્પી."

અલ્લામા બલાઝરીએ એક બીજી રિવાયત નકલ કરી છે જેનો સાર એ છે કે હઝરત ઉમરે (રદિ.) જ્યારે પોતાની ખિલાફતના સમયમાં લોકોના પગાર નિર્માણ કર્યા તો એક માણસના પગાર સંબંધી લોકોએ કહ્યું કે એનાથી વધુ હકદાર તો આપના ફરઝંદ અબ્દુલ્લાહ છે. હઝરત ઉમરે (રદિ.) દર્શાવ્યું કે, "ના, કારણ કે એનો બાપ ઉહદની લડાઈમાં અડગ રહ્યો હતો અને અબ્દુલ્લાહનો બાપ (અર્થાત હઝરત ઉમર પોતે) અડગ રહ્યો ન હતો." પરંતુ એ રિવાયત સમજ બુદ્ધિની રૂએ પણ ખોટી ઠરે છે તે વાતને પડતી મુકીએ, તો યે જિહાદના જંગમાંથી નાસવું એક એવી નામોશી હતી કે જેને કોઈપણ માણસ જાહેરમાં કબૂલ કરી શકતો નથી. રિવાયતના સિદ્ધાંતની રૂએ પણ અમે એના પર ભરોસો મુકી શકતા નથી. અલ્લામા બલાઝરીએ જે રાવીઓની સનદથી એ રિવાયત બયાન કરી છે તેઓમાં અબ્બાસ ઈબ્ને અબ્દુલ્લાહ બાકસાઈ અને ગયઝ ઈબ્ને ઈસ્હાક છે અને એ બન્નેના જીવન વૃત્તાંત અંધારામાં છે. એ ઉપરાંત બીજી સર્વે રિવાયતો એના વિરુદ્ધની છે. આટલા વિવેચન પછી અમે ફરી મૂળ બનાવ તરફ આવીએ છીએ.

ખાલિદ એક લશ્કરની ટુકડી સાથે રસૂલે કરીમ (સલ.) તરફ વધ્યા. રસૂલુલ્લાહ (સલ.) એ વેળા ત્રીસ સહાબાઓની સાથે પહાડ પર થોભ્યા હતા. ખાલિદને આવતાં જોઈ આપે ફરમાવ્યું કે, "હે ખુદા ! એ લોકો અહિંયા સુધી આવવા ન પામે !"

હઝરત ઉમરે કેટલાક મુહાજિરિન અને અન્સારોની સાથે આગળ ધપી હલ્લો કર્યો અને એ લોકોને હઠાવી કાઢયા.

કુરૈશીઓના સેનાપતિ અબૂ સુફયાને ઘાટની નજીક પહોંચી બૂમ પાડી, "એ ટોળામાં મુહમ્મદ (સલ.) છે કે નહિ ?"

રસૂલે અકરમે (સલ.) ઈશારો કર્યો કે કોઈ જવાબ ન આપે. અબૂ સુફયાન ફરી હઝરત

અબૂબક્ર અને ઉમર (રદિ.)નું નામ લઇ બોલ્યો કે, "એ બંને એ ટોળામાં છે કે નહિ ?" જ્યારે કોઇએ ઉત્તર ન વાળ્યો તો બોલ્યો કે, "અવશ્ય એ લોકો માર્યા ગયા."

હઝરત ઉમર (રદિ.)થી ન રહેવાયું. બૂમ પાડીને તેમણે કહ્યું, "હે ખુદાના દુશ્મન ! અમે સર્વે જીવતા છીએ." "ઉઅલુ હુબલ" અર્થાત "હુબલની જય" (હુબલ એક મૂર્તિનું નામ હતું). રસૂલુલ્લાહે (સલ.) હઝરત ઉમરથી કહ્યું, જવાબ આપો : "અલ્લાહુ આલા વઅજલ્લ" "ખુદા વધુ ઉત્કૃષ્ટ અને ઉચ્ચ છે."★

એ વર્ષે હઝરત ઉમર (રદિ.)ને એ માન મળ્યું કે એમની સાહબઝાદીના લગ્ન રસૂલુલ્લાહ (સલ.) સાથે થયાં.

હફસાના લગ્ન ઇસ્લામ સ્વીકાર પૂર્વે ખુનૈસ ઇબ્ને હુઝાફા સાથે થયાં હતાં. ખુનૈસના મૃત્યુ પછી હઝરત ઉમરે હઝરત અબૂબક્રથી હફસા સાથે લગ્નની માંગણી કરી હતી. એમણે કંઇક ઉત્તર આપ્યો નહિ, પછી હઝરત ઉસ્માનને દરખાસ્ત કરી. તેઓ પણ મૌન રહ્યા, કારણ કે એ બંને સાહેબોને ખબર હતી કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) પોતે હફસા સાથે નિકાહ કરવા ઇરાદો રાખે છે. આથી શાબાન સને ત્રણ હિજરીમાં રસૂલુલ્લાહે (સલ.) હઝરત હફસા સાથે નિકાહ કર્યાં.

સને ૪ હિજરી (૬૨૬ ઇસ્વી)માં બનૂ નદીરની ઘટના બનવા પામી. ઉપર અમે બતાવી આવ્યા છીએ કે મદીના મુનવ્વરામાં જે યહૂદી કબીલાઓ વસતા હતા તેઓ સાથે રસૂલુલ્લાહે (સલ.) સલાહના કરાર કરી લીધા હતા. એઓમાંથી "બનૂ કયનુકાઅ"વાળાઓએ બદરની લડાઇ પછી કરારભંગ કર્યો, આ ગુનાહના લીધે તેઓને મદીનાથી કાઢી મુકવામાં આવ્યા. બીજો કબીલો બનૂ નદીરનો હતો. એ લોકો ઇસ્લામના સખ્ત શત્રુ હતા. સને ૪ હિજરીમાં રસૂલે અકરમ (સલ.) કોઇ મામલામાં મદદ માટે હઝરત ઉમર (રદિ.) અને હઝરત અબૂબક્ર (રદિ.)ને સાથે લઇ એમની પાસે ગયા. એ લોકોએ એક માણસ કે જેનું નામ ઉમર ઇબ્ને હજાશ હતું તેને છત પર ચઢાવી હઝરત (સલ.)ના માથા પર પથ્થરની સીલ ફેંકવા માટે તૈયાર કર્યો. એ માણસ છત પર ચઢી ચૂક્યો હતો, પરંતુ હઝરત (સલ.)ને એની ખબર થઇ ગઇ. આપ (સલ.) ત્યાંથી ઉઠીને ચાલ્યા આવ્યા અને કહેવડાવી મોકલ્યું કે, "તમે લોકો મદીનાથી નીકળી જાવ." એ લોકોએ ના પાડી અને મુકાબલો કરવા માટે તૈયારીઓ કરવા લાગ્યા. રસૂલુલ્લાહે એમને તાબે કરી દેશપાર કર્યાં. આથી એઓમાંથી કેટલાક તો સિરીયા ચાલ્યા ગયા, કેટલાક ખૈબરમાં જઇ વસ્યા અને ત્યાં રાજય સ્થાપ્યું.⅃

ખૈબરવાળાઓમાંથી સલામ ઇબ્ને અબીલ હકીક, કિનાના ઇબ્ને રબીઅ અને હુયય

★ "સીરતે હિશામ" પૃષ્ઠ ૫૮૨ અને "તબરી" પૃષ્ઠ ૬૪૧૭

⅃ 'તબરી', પૃષ્ઠ ૧૪૫૨

ઇબ્ને અખતબ મોટા મોટા સરદાર હતા. એ લોકો ખેબર પહોંચી નિરાંત થયા તો રસૂલુલ્લાહ (સલ.)થી વેર વાળવા વિચાર કર્યો. એઓએ મક્કે જઇ કુરૈશીઓને ઉશ્કેર્યા. આરબ કબીલાઓમાં પ્રવાસ કર્યો અને પૂરા દેશમાં દાવાનળ સળગાવી મૂક્યો. થોડા દિવસમાં દસ હજાર માણસ કુરૈશીઓના ઝંડા તળે એકત્ર થઇ ગયા અને સને ૫ હિજરીના શવ્વાલ માસમાં એ રેલ મદીના તરફ વળી. હઝરતે (સલ.) મદીનાથી બહાર નીકળી સિલગ* આગળ એક ખાઇ ખોદાવી. અરબસ્તાનમાં ખાઇનો રિવાજ ન હતો. એથી કાફિરોને એનો કંઇક ઉપાય ન સુઝયો. નિરૂપાયે ઘેરો ઘાલી ચારે તરફ સૈનિકોને ફેલાવી દીધા અને ખાધા-ખોરાકી વગેરે બંધ કરી દીધાં. એક મહિના સુધી ઘેરો રહ્યો. કાફિરો કદી કદી ખાઇ ઓળંગી હલ્લો કરતા હતા. દુશ્મનો તે તરફથી ન આવવા પામે એવા ઉદ્દેશથી રસૂલુલ્લાહે (સલ.) ખાઇની પેલી તરફ થોડા થોડા અંતરે અગ્રગણ્ય સહાબાઓને ગોઠવી દીધા હતા. એક ભાગ પર હઝરત ઉમર (રદિ.) નિર્માણ થયા હતા. એથી અહિંયા એમના નામની એક મસ્જિદ આજે પણ મોજૂદ છે. એક દિવસે કાફિરોએ હુમલાનો ઇરાદો કર્યો તો હઝરત ઉમરે (રદિ.) ઝુબૈર સાથે આગળ વધી તેમને અટકાવ્યા અને તેઓના સમૂહને છિન્ન ભિન્ન કરી નાંખ્યો.✝ એક બીજા દિવસે કાફિરોના મુકાબલામાં એટલા બધા પરોવાયલા રહેવું પડયું કે અસરની નમાઝ કઝા થતાં થતાં રહી ગઇ. આથી હઝરત (સલ.)ની પાસે જઇ એમણે વિનવ્યું કે, "આજે કાફિરોએ નમાઝ અદા કરવા જેટલો પણ સમય આપ્યો નહિ. રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું, "મેં પણ હજુ સુધી અસરની નમાઝ પઢી નથી."

## હુદયબિય્યહની લડાઇ :-

આ લડાઇમાં અમ્ર ઇબ્ને અબ્દિ વુદ નામક અરબસ્તાનનો મશહૂર યોદ્ધો જે પાંચ સો બહાદુર લડવૈયાની બરાબર ગણાતો હતો તે હઝરત અલી (રદિ.)ના હાથે માર્યો ગયો. એના માર્યા જવાથી એક તરફ તો કુરૈશીઓમાં ગભરાટ ઉત્પન્ન થયો અને બીજી તરફ નુઐમ ઇબ્ને મસ્ઊદ જેઓ ઇસ્લામ કબૂલી ચૂકેલા, પરંતુ કાફિરોને એમના ઇસ્લામની જાણ ન હોવાથી તેમણે જોડ તોડ કરી કુરૈશી અને યહૂદીઓમાં ફૂટ નંખાવી. ટૂંકમાં કુફ્રના કાળાં વાદળાં જે મદીનાની ક્ષિતિજ પર છવાઇ ગયાં હતાં તે દિન-પ્રતિદિન હઠતા ગયાં અને થોડા જ દિવસોમાં આકાશ બિલકુલ સાફ થઇ ગયું.

સને ૬ હિજરી (૬૨૮ ઇસ્વી)માં રસૂલુલ્લાહે (સલ.) અસ્હાબોની સાથે કા'બાની ઝિયારત કરવાનો વિચાર કર્યો અને કુરૈશ લોકોને લડાઇનો શક ન જાય તે હેતુથી આજ્ઞા આપી કે કોઇ માણસ હથિયાર બાંધી આવે નહિ. ઝુલહુલયફા (મદીનાથી ૬ માઇલ પર

* એ મદીનાની જોડે એક પહાડ છે.

✝ એ બનાવને શાહ વલીઉલ્લાહ સાહબે "ઇઝાલતુલ ખિફા"માં લખ્યું છે. મને કોઇ પુસ્તકમાં એની સનદ મળી નથી.



એક સ્થળ છે) પહોંચતાં હઝરત ઉમર (રદિ.)ને વિચાર થયો કે એમ જવું એ ડહાપણ ભરેલું નથી. આથી એમણે હઝરત (સલ.)ને વિનવ્યું કે વિના હથિયારે જવું ઠીક નથી. રસૂલુલ્લાહે (સલ.) એમના મતથી મળતા થઇ મદીનાથી હથિયારો મંગાવી લીધા. જ્યારે મક્કા બે માઇલ રહી ગયું ત્યારે મક્કાથી બિશર ઇબ્ને સુફયાને આવી એવા સમાચાર સંભળાવ્યા કે સર્વે કુરૈશીઓએ નિશ્ચય કરી લીધો છે કે મુસ્લિમોને મક્કામાં પગ મૂકવા ન દઈશું. રસૂલુલ્લાહે ઇચ્છયું કે આગેવાન અસહાબોમાંથી કોઇને એલચી તરીકે મોકલી કહેવડાવીએ કે અમારો ઇરાદો લડવાનો નથી. આથી હઝરત ઉમર (રદિ.)ને એ સેવા માટે નિમવાનો ઇરાદો હઝરતે (સલ.) કર્યો, પરંતુ એમણે કહ્યું કે, "કુરૈશીઓ સાથે મારે સખ્ત અદાવત છે અને મારા કુટુંબમાંથી કોઇ માણસ મારો સહાયક ત્યાં મૌજૂદ નથી. ઉસ્માનના સગા–સ્નેહીઓ ત્યાં જ છે તેથી એમને મોકલવું વ્યાજબી છે." હઝરતે (સલ.) એ અભિપ્રાયને પસંદ કર્યો અને હઝરત ઉસ્માન (રદિ.)ને મક્કા મોકલ્યા. કુરૈશીઓએ હઝરત ઉસ્માન (રદિ.)ને અટકાવી રાખ્યા અને જ્યારે કેટલાય દિવસો પસાર થઇ ગયા તો એવી અફવા ઉડી કે તેમને શહીદ કરી નાખ્યા. રસૂલુલ્લાહ (સલ.) એ સાંભળી અસહાબીઓ કે જેમની સંખ્યા ૧૪૦૦ની હતી, તેઓની પાસે જિહાદની બયત લીધી. એ બયત એક ઝાડના નીચે બેસી લેવામાં આવી હતી તેથી એ બનાવ "બયતુશ્શજરહ"ના નામે પ્રસિદ્ધ થયો. કુર્આન મજીદની નીચે મુજબની આયતમાં **"લકદ રદિયલ્લાહુ અનિલ મુઅમિની–ન ઇઝ યુબાયિઊન–ક તહ્તશ્શજરા"**માં એ જ ઘટનાની તરફ ઈશારો છે અને એ આયતના સંબંધથી એને "બયતુર્રિદ્‌વાન" પણ કહે છે.

હઝરત ઉમરે (રદિ.) "બયત"ના અગાઉથી લડાઇની તૈયારીઓ કરવા માંડી હતી. સહીહ બુખારી (ગઝવએ હુદયબિય્યહ)માં છે કે હુદયબિય્યહમાં હઝરત ઉમરે (રદિ.) પોતાના સાહબઝાદા અબ્દુલ્લાહને અમુક અન્સારી પાસેથી ઘોડો માંગી લાવવા મોકલ્યા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે બહાર નીકળી જોયું તો હઝરત રસૂલે કરીમ (સલ.) લોકો પાસેથી જિહાદ માટે "બયત" લઇ રહ્યા છે. એમણે પણ જઇ 'બયત' કરી. તેઓએ હઝરત ઉમર પાસે પાછા આવી જોયું તો તેઓ શસ્ત્ર સજી રહ્યા છે. અબ્દુલ્લાહે એમની આગળ બયત વાળી ઘટનાનું વર્ણન કર્યું. હઝરત ઉમર (રદિ.) તે જ વેળાએ ઉઠયા અને હઝરત (સલ.) પાસે જઇ તેમના હાથ પર "બયત" કરી.

કુરૈશીઓએ હઠ–જીદ પકડી કે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં કદી પણ પ્રવેશ કરી શકતા જ નથી. ઘણી જ રકઝક પછી નીચેની શરતો પ્રમાણે કરાર કરવામાં આવ્યો :

"આ વેળા મુસલમાન પાછા ચાલ્યા જાય. આવતા વર્ષે તેઓ આવી શકે છે, પરંતુ ત્રણ દિવસથી વધુ થોભી શકતા નથી." વળી કરારમાં એ પણ શરત હતી કે દસ વરસ સુધી લડાઇ બંધ રહે અને એ દરમિયાન જો કુરૈશીઓનો કોઇ માણસ રસૂલુલ્લાહ (સલ.)ને ત્યાં ચાલ્યો જાય તો રસૂલુલ્લાહ (સલ.) તેને કુરૈશ લોકો પાસે પાછો મોકલી આપે,

પરંતુ મુસલમાનોમાંથી કોઇ જો કુરૈશીઓને હાથ ચઢી જાય તો તેમને એ સત્તા રહેશે કે એને પોતાની પાસે અટકાવી રાખે. છેલ્લી શરત દેખીતી રીતે કાફિરોની તરફેણમાં વધુ લાભદાયક હતી, તેથી હઝરત ઉમર (રદિ.)ને ઘણી વ્યાકુળતા ઉત્પન્ન થઇ. કરાર હજુ લખાઇ ચૂકયો નહોતો કે તેઓ હઝરત અબૂબક (રદિ.)ની પાસે પહોંચ્યા અને બોલ્યા, "એમ એટલા બધા દબાઇને કેમ સુલેહ કરવામાં આવે છે ?" તેમણે સમજાવ્યું કે, "રસૂલુલ્લાહ (સલ.) જે કંઇ કરે છે, તેમાં જ ડહાપણ હશે," પરંતુ હઝરત ઉમર (રદિ.)ને સંતોષ વળ્યો નહિ. પોતે જ રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા અને નીચે પ્રમાણે વાતચીત કરી :

હઝરત ઉમર (રદિ.) : યા રસૂલલ્લાહ ! શું આપ અલ્લાહના રસૂલ નથી ?

રસૂલુલ્લાહ (સલ.) : બેશક છું.

હઝરત ઉમર (રદિ.) : શું આપણા શત્રુઓ મુશ્રિક નથી ?

રસૂલુલ્લાહ (સલ.) : અવશ્ય છે.

હઝરત ઉમર (રદિ.) : ત્યારે આપણે આપણા મઝહબને કેમ અપમાનિત કરીએ ?

રસૂલુલ્લાહ (સલ.) : હું ખુદાનો પયગમ્બર છું અને ખુદાની આજ્ઞા વિરુદ્ધ કરતો નથી.

હઝરત ઉમરની એ વાતચીત અને ખાસ કરી વાત કરવાની એ રીત જો કે વિવેક વિરુદ્ધ હતી અને એથી પાછળથી તેમને ઘણો પસ્તાવો થયો અને એના કફફારા માટે રોઝા રાખ્યા, નફલો પઢી, દાન કર્યું, ગુલામો આઝાદ કર્યા, તો પણ સવાલ—જવાબની મૂળ બિના આ મુદ્દા પર હતી કે રસૂલુલ્લાહ (સલ.)ના કયા કાર્યો ઇન્સાની હેસિયતથી સંબંધ રાખે છે અને કયા કાર્યો રિસાલતની પદવીથી ? આથી એની પૂરી વિગત આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવશે.

સારાંશ કે સુલેહના કોલકરાર લખાયા અને એના પર મોટા આગેવાન અસહાબીઓ કે જેઓમાં હઝરત ઉમર (રદિ.)ની પણ ગણતરી થાય છે તેઓની સહીઓ લેવાઇ. આ કરાર થયા પછી હઝરતે (સલ.) મદીના મુનવ્વરા જવાનો ઇરાદો કર્યો. માર્ગમાં "સૂરએ ફત્હ" ઉતરી. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમર (રદિ.)ને બોલાવીને કહ્યું, "આજે મારા પર એવી સૂરત ઉતરી છે કે જે મને તમામ જગતની વસ્તુઓથી વધુ પ્રિય છે." એમ કહી આપે આ આયત પઢી : **"ઇન્ના ફત્હના લક ફત્હન મુબીના."**

મુહદ્દિષીનોએ લખ્યું છે કે અત્યાર સુધી મુસલમાન અને કાફિરો જુદા જુદા રહેતા



હતા; સુલેહ થઈ જવાથી માંહો માંહે મેળમેળાપ થયો, રાત–દિવસની ચર્ચાથી ઈસ્લામના સિદ્ધાંતો અને વિચારોનો દિન પ્રતિદિન વધુ પ્રચાર થવા લાગ્યો. એની એટલી બધી અસર થઈ કે બે વરસની અંદર અંદર એટલા બધા મુસલમાન થયા કે ૧૮ વરસ પહેલાંની લાંબી મુદતમાં થયા ન હતા. જે મુદ્દા પર રસૂલુલ્લાહે (સલ.) સુલેહ કરી હતી, તે પ્રારંભમાં હઝરત ઉમરની સમજમાં ન આવી શકી અને એ જ બિના પર ખુદાએ "સૂરએ ફત્હ"માં સુલેહનો અર્થ "જીત"ના શબ્દમાં કર્યો.

અત્યાર સુધી કાફિર સ્ત્રીઓને નિકાહમાં રાખવી કાયદેસર ગણાતું, પરંતુ જ્યારે આ આયત ઉતરી : **"વલા તુમસિકુ બિઅમસિલ કવાફિર"** –તો એ કાર્યની બંધી થઈ ગઈ. આ બીનાની રૂએ હઝરત ઉમરે (રદિ.) પોતાની બંને પત્નીઓ કે જેઓ કાફિર હતી તેમને તલાક આપ્યાં. આ પત્નીઓમાંથી એકનું નામ કરીબા અને બીજીનું નામ ઉમ્મે કુલસુમ બિન્તે જરવલ હતું. આ બંને સાથે છુટાછેડા કર્યા પછી હઝરત ઉમરે (રદિ.) જમીલા કે જેઓ સાબિત ઈબ્ને અબિલ અફલ્હના પુત્રી હતાં તેઓ સાથે નિકાહ કર્યા. હઝરત ઉમરના પુત્ર આસિમ એમનાં જ પેટથી જન્મયા હતા.

## જંગે ખયબર સને ૭ હિજરી (૬૩૯ ઈ.સ.) :-

એ જ વરસે રસૂલુલ્લાહ (સલ.)એ દેશો દેશના રાજાઓ અને શહેનશાહોના નામે ઈસ્લામ આમંત્રણના પત્રો મોકલ્યા. સને હિજરી ૭માં ખૈબરની મશહૂર ઘટના બનવા પામી. ઉપર તમે વાંચી ગયા છો કે બનૂ નદીર કબીલાના યહૂદીઓ કે જેઓને મદીનાથી કાઢી મૂકવામાં આવ્યા હતા તેઓ ખૈબરમાં જઈ વસ્યા હતા. તેઓમાંથી સલામ અને કિનાના વગેરેએ કુરૈશીઓ પાસે જઈ તેમને સને ૫ હિજરીમાં ઉશ્કેરી મૂક્યા અને મદીના પર હુમલો કરવા લાવ્યા. જો કે તેઓની આ યુક્તિ વ્યર્થ ગઈ તો પણ તેઓએ વેરના વિચારો છોડયા નહિ અને એની યુક્તિઓ કરતા રહ્યા. આથી સને ૬ હિજરીમાં બની સઅદે એમને સહાય કરવા ખુશી બતાવી. રસૂલુલ્લાહ (સલ.)ને એના સમાચાર મળ્યા એટલે એમણે હઝરત અલી (રદિ.)ને તે તરફ મોકલ્યા. બનૂ સઅદવાળા નાસી ગયા અને ૫૦૦ ઊંટ તેમને ગનીમત (લડાઈમાં મળેલો માલ)માં હાથ લાગ્યા.* ફરી ગતફાન કબીલાને તૈયાર કરાવ્યો. એથી જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ખૈબર તરફ ગયા ત્યારે સૌથી પહેલાં એ કબીલાએ વચ્ચે આડે આવવા ઈરાદો કર્યો. આ સંજોગોને લક્ષમાં લેતાં યહૂદીઓનું જોર તોડવું આવશ્યક હતું, નહિતર મુસ્લિમો એમના ભયથી નિશ્ચિંત થઈ શકતા ન હતા.

ટૂંકમાં સને ૭ હિજરીમાં રસૂલુલ્લાહે (સલ.) ૧૪૦૦ પાયદળ અને બસો ઘોડેસવારોની સાથે ખૈબર તરફ કૂચ કરી. ખૈબરમાં યહૂદીઓએ મોટા મોટા મજબૂત

*"મવાહિબે લદુન્યા" અને "ઝરકાની"

કિલ્લાઓ ચણાવ્યા હતા, જેવા કે હિસ્ને નાઈમ, હિસ્ને કુમુસ, હિસ્ને સઅબ, વતિહ અને સલાલિમ–એ સર્વે કિલ્લાઓ ઘણી જ ઝડપે જીતાયા; પરંતુ વતીહ, અને સલાલિમ કે જેઓ પર અરબસ્તાનના મશહૂર યોદ્ધા મુરહહબનો કબજો હતો તે સહેલાઈથી લઈ શકાયો નહિ. રસૂલુલ્લાહે (સલ.) પ્રથમ હઝરત અબૂબક (રદિ.)ને સેનાપતિ બનાવી મોકલ્યા, પરંતુ તેઓ એ જીતવા નિષ્ફળ નિવડયા. પછીથી હઝરત ઉમર (રદિ.)ને મોકલ્યા અને તેઓ બે દિવસ સુધી જઈ બરાબર લડતા રહ્યા, પરંતુ બંને દિવસે ફાવ્યા નહિ. રસૂલુલ્લાહે (સલ.)એ જોઈ ફરમાવ્યું કે, "કાલે હું એવા માણસને ઝંડો આપીશ કે જે હલ્લો કરશે." બીજે દિવસે સર્વે આગેવાન અસહાબીઓ નબવી ધ્વજ મેળવવાની આશાએ પૂરા સાધનો–શસ્ત્રો સહિત સજ્જ થઈને આવ્યા. તેઓમાં હઝરત ઉમર (રદિ.) પણ હતા અને એમનું પોતાનું વર્ણન છે કે, "મેં આ વેળા સિવાય કદી અલમબરદારી અને સરદારીની ઈચ્છા કરી નથી." પરંતુ નસીબે એ માન હઝરત અલી (રદિ.)ના માટે રાખી મૂક્યું હતું. આથી આં હઝરતે (સલ.) કોઈની તરફ લક્ષ્ય આપ્યું નહિ, પરંતુ હઝરત અલી (રદિ.)ને બોલાવી ધ્વજ તેમને અર્પણ કર્યો. મુરહહબ હઝરત અલી (રદિ.)ના હાથે માર્યો ગયો અને એના પડતાની સાથે લડાઈનો પણ અંત આવ્યો. ખૈબરની ભૂમિ રસૂલુલ્લાહે (સલ.) મુજાહિદીનો વચ્ચે વહેંચી દીધી. આમાંથી જે જમીનનો ટુકડો હઝરત ઉમર (રદિ.)ના ભાગે આવ્યો તેનું નામ ષમ્ગ હતું. હઝરત ઉમરે (રદિ.) એને ખુદાના માર્ગે વકફ કર્યો. એથી સહીહ મુસ્લિમના વકફ પ્રકરણમાં એની હકીકત વિગતવાર વર્ણવવામાં આવી છે અને ઈસ્લામના ઈતિહાસમાં એ પ્રથમ વકફ હતું કે જે વ્યવહારમાં મુકાયું.

એ જ વર્ષે રસૂલુલ્લાહે (સલ.) હઝરત ઉમર (રદિ.)ને ૩૦ માણસો સહિત હવાઝિન કબીલાનો મુકાબલો કરવા મોકલ્યા. એ લોકોને જ્યારે હઝરત ઉમર (રદિ.)ના આગમનના સમાચાર મળ્યા તો તેઓ નાસી છુટયા અને કંઈક લડાઈ થઈ નહિ.

## મક્કાની જીત :-

સને ૮ હિજરી (૬૩૦ ઈસ્વી)માં મક્કા જીતાયું. એની શરૂઆત એમ થઈ કે હુદયબિય્યહમાં જે કોલકરાર થયા હતા તેમાં એક શરત એ હતી કે આરબ કબીલાઓમાંથી જેને મરજી પડે તે કુરૈશીઓનો સાથ આપે અને જેને મરજી પડે તે ઈસ્લામના છત્ર તળે રહે. આથી કબીલા ખુઝાઅહ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મળી ગયો અને બનૂ બકરનું ખાનદાન કુરૈશીઓ સાથે જોડાયું. એ કબીલાઓ વચ્ચે મુદતથી અણબનાવ હતો અને તેમની વચ્ચે ઘણી લડાઈઓ થઈ હતી. તેઓ વચ્ચે હજુ વિગ્રહ ચાલુ હતો કે હુદયબિય્યહની સુલેહ થવા પામી અને કરારની શરતો મુજબ બંને કબીલાઓએ લડાઈ તહકુબ કરી; પરંતુ થોડા જ દિવસો પછી બનૂ બકરે કરારનો ભંગ કર્યો અને કુરૈશીઓએ એમને સહાય કરી. અંતે ખુઝાઅહ કબીલાએ હર્મમાં જઈ આસરો લીધો; છતાં ત્યાં પણ તેઓને આશ્રય ન મળ્યો. ખુઝાઅહે હઝરત (સલ.) પાસે જઈ ફરિયાદ કરી. અબૂ સુફયાનને

જ્યારે એની ખબર થઇ તો સાવચેતીના પગલા આગળથી ભરવા અર્થે તે મદીના પહોંચ્યો અને હઝરત રસૂલે ખુદા (સલ.)ની સેવામાં હાજર થઇ સુલેહના કરારને પુનઃ તાજા કરવા માંગણી કરી તો હઝરતે (સલ.) કંઇ ઉત્તર વાળ્યો નહિ. ત્યાંથી ઉઠી તે હઝરત અબૂબક્ર (રદિ.)ની પાસે ગયો અને ફરી હઝરત ઉમર (રદિ.) પાસે ગયો અને વિનવ્યું કે, "આપ એ મામલાનો ફેંસલો કરી આપો." હઝરત ઉમરે (રદિ.) એવો કડક જવાબ આપ્યો કે તે તદન નિરાશ થઇ ગયો.

રસૂલુલ્લાહ (સલ.) મક્કાની ચઢાઇ માટે તૈયારીઓ કરવા માંડી અને સને ૮ હિજરીના રમઝાન માસમાં દસ હજારના લશ્કર સહિત મદીનાથી રવાના થયા. મરઝઝ ઝહરાનના સ્થળે પહોંચ્યા તો હઝરત અબ્બાસ (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ના ખચ્ચર પર સવાર થઇ મક્કા તરફ ચાલ્યા. તે તરફથી અબૂ સુફયાન આવી રહ્યો હતો. હઝરત અબ્બાસે (રદિ.) એમને કહ્યું, "આવ, હું તને રસૂલુલ્લાહ પાસે રક્ષા અપાવું, નહિ તો આજે તારી આવી બની સમજ." અબૂ સુફયાન એ અવસર લાભદાયી ગણી હઝરત અબ્બાસ (રદિ.)ની સાથે થઇ ગયો. માર્ગમાં હઝરત ઉમર (રદિ.) મળ્યા. અબૂ સુફયાનને સાથે આવતો જોઈ હઝરત ઉમરે (રદિ.) જાણ્યું કે હઝરત અબ્બાસ (રદિ.) એમની ભલામણ માટે જઇ રહ્યા છે. તેથી હઝરત ઉમર (રદિ.) ઘણાં જ વેગે ચાલી હઝરત રસૂલે ખુદા (સલ.)ની સેવામાં હાજર થઇ બોલ્યા, "લાંબી મુદત પછી આ ઈસ્લામનો શત્રુ હાથ આવ્યો છે, આજ્ઞા આપો તો હું એને કત્લ કરી નાખું." હઝરત અબ્બાસ (રદિ.) બોલ્યા, "ઉમર ! જો અબૂ સુફયાન અબ્દે મુનાફના ખાનદાનમાં ન હોત, પરંતુ તમારા કબીલામાંથી હોત તો તમે એટલી બધી એના પ્રાણ લેવાની જીજ્ઞાસા ન બતાવત." હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "ખુદાની કસમ ! મારો બાપ ખત્તાબ ઈસ્લામ કબૂલ કરત તો મને એટલી બધી ખુશી પ્રાપ્ત ન થાત જેટલી તે વખતે મને પ્રાપ્ત થઇ હતી કે જયારે આપે ઈસ્લામ સ્વીકાર્યો હતો." રસૂલુલ્લાહે (સલ.) હઝરત અબ્બાસ (રદિ.)ની ભલામણ માન્ય રાખી અને અબૂ સુફયાનને રક્ષા આપી.

રસૂલુલ્લાહ (સલ.) ઘણાં જ ઠાઠ અને દમામ સાથે મક્કામાં દાખલ થયા અને કા'બાના દ્વારે ઊભા રહી ઘણી જ લાવણ્યમય અને છટાદાર ભાષામાં ખુત્બો સંભળાવ્યો. બરોબર તેવી જ રીતે એ ખુત્બો ઈતિહાસોમાં આલેખાયો છે. આ પછી હઝરત ઉમર (રદિ.)ને સાથે લઇ રસૂલુલ્લાહ (સલ.) સફા મુકામે લોકોથી 'બયત' લેવા માટે ગયા. લોકો ટોળે ટોળાં વળી આવતા હતા અને બયત લઇ પાછા વળતા હતા. હઝરત ઉમર (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ની નજીક, પરંતુ થોડાક નીચે બેઠા હતા. જયારે સ્ત્રીઓની વારી આવી તો પારકી સ્ત્રીઓને પોતાના હાથે હઝરત રસૂલુલ્લાહ (સલ.) અડકતા નહિ તેથી હઝરત ઉમરને કહ્યું કે, "તમે એઓથી બયત લઇ લો." આથી સર્વે સ્ત્રીઓએ હઝરત ઉમર (રદિ.)ના હાથ પર રસૂલુલ્લાહ (સલ.)થી બયત કરી.



## ગઝવએ હુનૈન :-

આ જ વરસે હવાઝિનની લડાઇ બનવા પામી. એ વિગ્રહ* "ગઝવએ હુનૈન"ના નામથી પ્રખ્યાત છે. હવાઝિન અરબસ્તાનનો એક મશહુર કબીલો હતો. એ લોકો શરૂઆતથી ઇસ્લામી ઉન્નતિને દ્વેષ–દષ્ટિએ જોઇ રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) જયારે મક્કા ફતેહ કરવાની ઇચ્છાએ મદીનાથી નીકળ્યા તો એ લોકોએ એવું અનુમાન કર્યું કે એમની અમારા પર હલ્લો કરવાની ઇચ્છા છે, તેથી એમણે તે જ વેળા જંગની તૈયારી કરવા માંડી; પરંતુ જયારે તેમને એમ જણાયું કે રસૂલુલ્લાહ (સલ.) મક્કે પહોંચ્યા તો મક્કા પર હલ્લો કરવા માટે ઘણા શસ્ત્રો–સાધનો સહિત રવાના થઇ હુનૈન આગળ છાવણી નાંખી. રસૂલુલ્લાહે (સલ.)એ ખબર સાંભળી તો બાર હજાર માણસો સહિત મક્કા મુઅઝઝમાથી રવાના થયા. હુનૈન આગળ બંને લશ્કરો સામ સામે થયા. મુસ્લિમોએ પહેલા હલ્લામાં હવાઝિનવાળાઓને નસાડી મૂકયા, પરંતુ 'ગનીમત' (લડાઇમાં જીતેલો માલ) લૂટવામાં લાગી જવાથી હવાઝિનોએ હુમલો કર્યો અને એટલા બધા તીરોની વૃષ્ટિ કરી કે મુસ્લિમોમાં ખળભળાટ મચી ગયો અને બાર હજાર માણસોમાંથી ગણતરીના થોડાકના સિવાય સર્વે નાસી છૂટયા. એ યુદ્ધમાં જે અસહાબીઓ અડગ રહ્યા તેઓના નામ વિશેષતા સાથે લેવામાં આવ્યા છે. એઓમાં હઝરત ઉમર (રદિ.) પણ સામેલ છે. આથી અલ્લામા તબરીએ સ્પષ્ટ સમજાવ્યું છે કે મુહમ્મદ ઇબ્ને ઇસ્હાક કે જેમની ગણતરી ઇમામ બુખારીના "શુયુખે હદીષ"માં થાય છે અને "મગાઝી" અને "સીયર"ના ઇમામ મનાય છે, તેઓ "કિતાબુલ મગાઝી"માં લખે છે કે :–

"વ બા પયગમ્બર ચંદ તન અઝ મુહાજિરીન વ અન્સાર વ અહલે બયત બાઝ માન્દા બુદંદ મિસ્લે અબૂબક્ર વ અલી, વ ઉમર, વ અબ્બાસ....."●

અર્થાત : અને પયગમ્બર (સલ.)ની સાથે મુહાજિરીન, અનસાર અને અહલે બયતમાંથી કેટલાક જણ જેવા કે અબૂબક્ર, અલી, ઉમર અને અબ્બાસ બાકી રહ્યા હતા.

લડાઇનું રૂપ બગડીને સુધરી ગયું, કિન્તુ મુસ્લિમોનો વિજય થયો અને હવાઝિનના છ હજાર માણસો કેદ પકડયા.

સને ૯ હિજરી ૬૩૧ ઇસ્વીમાં એવા સમાચાર ફેલાયા કે રોમન બાદશાહ અરબસ્તાન પર હુમલો કરવાની તૈયારીઓ કરવા લાગ્યો છે. રસૂલુલ્લાહે (સલ.) આ સમાચાર

---

* "હુનૈન", અરફાતની પાછળ એક ખીણનું નામ છે કે જે મક્કાથી નવ–દસ માઇલ દૂર છે.

● ઇબ્ને ઇસ્હાકનું મૂળ પુસ્તક મેં જોયું નથી, પરંતુ એનો ઘણો જ પુરાણો અનુવાદ ફારસી ભાષામાં મારા જોવામાં આવ્યો છે. ઉપર લખેલી એ ઇબારત તેમાંથી જ લેવામાં આવી છે. એ અનુવાદ સઅદ ઇબ્ને જંગીની આજ્ઞાથી કરવામાં આવ્યો હતો અને એની એક ઘણી જ પુરાણી નકલ અલ્હાબાદ સાર્વજનિક લાયબ્રેરીમાં મૌજૂદ છે.

સાંભળી અસહાબીઓને તેયારી કરવાની આજ્ઞા કરી. એ સમય ઘણી ભીડ અને મુશ્કેલીના હતો, તેથી હઝરતે (સલ.) લોકોને માલ કે પૈસાથી મદદ કરવા તરફ પ્રેર્યા. આથી ઘણાખરા સહાબીઓએ મોટી મોટી રકમો આગળ ધરી. સારાંશ કે શસ્ત્રો અને ખોરાકનો સામાન મળી ગયો, ત્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીનાથી ઉપડયા, પરંતુ તબૂક મુકામે પહોંચી જણાયું કે એ સમાચાર ખોટાં હતા એથી થોડાક દિવસ ત્યાં થોભી પાછા ફર્યા.

એ જ વરસે રસૂલુલ્લાહ (સલ.) "અઝવાજે મુતહ્હરાત" (રસૂલુલ્લાહ (સલ.)ની પવિત્ર બીવીઓ)થી નારાજ થઇ તેમનાથી વિખૂટા પડયા. આપ (સલ.)ની કાર્યરીતિથી લોકોએ ધાર્યું કે આપે સર્વે બીવીઓને તલાક આપ્યાં. આથી સર્વેને ઘણું જ દુ:ખ થયું. તે છતાં કોઇ માણસ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં કંઇક કહેવા-સાંભળવાની હિમ્મત કરી શકતો ન હતો. હઝરત ઉમરે (રદિ.) એમની સેવામાં હાજર થવા ઇચ્છયું, પરંતુ વારંવાર રજા માંગતા યે આજ્ઞા ન મળી. આથી હઝરત ઉમરે (રદિ.) બૂમ પાડી દરબાનથી કહ્યું કે, "કદાચ રસૂલુલ્લાહ (સલ.)ને એવું ગુમાન હશે કે હું હફસા (હઝરત ઉમરના સાહબઝાદી અને રસૂલુલ્લાહના પવિત્ર બીવી)ની ભલામણ કરવા આવ્યો હોઇશ, ખુદાની કસમ ! જો રસૂલુલ્લાહ આજ્ઞા કરે તો હું જઇને હફસાને કતલ કરી નાખું." રસૂલુલ્લાહે (સલ.) તરત જ એમને બોલાવી લીધા. એમણે પૂછયું, "શું આપે બીવીઓને તલાક આપી ?" રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું, "ના." હઝરત ઉમરે (રદિ.) કહ્યું, "સર્વે મુસલમાન મસ્જિદમાં ચિંતાગ્રસ્ત બેઠા છે; આપ આજ્ઞા આપો તો હું એ ખુશખબર તેમને સંભળાવી આવું." આ બનાવથી હઝરત ઉમર (રદિ.)ના નિકટ સંબંધનો અંદાઝો થઇ શકે છે. એ ઉપરથી હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ આજ ઘટના સંબંધી એક વેળાએ કહ્યું, "ઉમર ! તમે દરેક બાબતમાં વચ્ચે આવો છો તે એટલે સુધી કે પત્નીઓના મામલામાં પણ તમે દખલગીરી કરવા ચાહો છો."

સને ૧૦ હિજરી ૬૩૨ ઇસ્વીમાં પૂરા અરબસ્તાનના આસપાસથી ઘણા જ પ્રતિનિધિઓ આવ્યા અને હજારો અને લાખો માણસો ઇસ્લામના વર્તુળમાં દાખલ થયા. એ જ વર્ષે રસૂલુલ્લાહે (સલ.) હજ માટે ઇરાદો કર્યો અને એ હજ એમની છેલ્લી હજ હતી.

સને ૧૧ હિજરી (૬૩૩ ઇસ્વી)ના સફર માસમાં રસૂલુલ્લાહે (સલ.) રોમન લોકોનો મુકાબલો કરવા માટે ઉસામા ઇબ્ને ઝૈદને નિમ્યા અને આગેવાન સહાબીઓને એમની સાથે જવા આજ્ઞા કરી. લોકો તૈયાર થઇ ચૂક્યા હતા, એટલામાં છેલ્લા સફર માસમાં હઝરત મુહમ્મદ (સલ.) બીમાર પડયા; તેથી એ તજવીજ મુલતવી રાખવામાં આવી.

મશહૂર રિવાયત મુજબ રસૂલુલ્લાહ (સલ.) ૧૩ દિવસ બીમાર રહ્યા. બયહકીએ સહીહ સનદ સહિત ૧૦ની સંખ્યા બતાવી છે. સુલયમાન તયમીએ પોતાની "મગાઝી"માં

એ જ સંખ્યા લખી છે.* માંદગીની સ્થિતિ એક સરખી ન હતી. કદી તાવનું જોર રહેતું તો કદી એટલો સુધારો થઇ જતો કે મસ્જિદમાં જઇ તેઓ નમાઝ અદા કરતા હતા, તે એટલે સુધી કે બરોબર વફાતના દિને સવારની નમાઝ વેળા એવી સારી સ્થિતિમાં હતા કે તેઓ (હુઝૂર (સલ.) દ્વાર સુધી આવ્યા અને પડદો ઉઠાવી લોકોને નમાઝ પઢતા જોયા તો ઘણા જ ખુશ થયા અને મુસ્કુરાયા.

માંદગીની ઘણી પ્રખ્યાત ઘટના કિરતાસની ઘટના છે. એની વિગત એમ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વફાતના ત્રણ દિવસ પહેલાં કલમ અને ખડીયો માંગ્યા અને ફરમાવ્યું કે, "હું તમારા માટે એવી વસ્તુ લખીશ કે તમે ભવિષ્યમાં અવળે માર્ગે ન જશો." આ ઉપરથી હઝરત ઉમરે (રદિ.) લોકોને ઉદેશીને કહ્યું, "રસૂલુલ્લાહ (સલ.)ને દર્દની વેદના છે અને અમારા માટે કુર્આન પૂરતું છે." હાજર રહેલાઓમાંથી કેટલાક જણાઓએ કહ્યું કે "રસૂલુલ્લાહ (સલ.) બહેકી વાતો કરી રહ્યા છે. (નઊઝુબિલ્લાહ ! રિવાયતમાં "હજર"નો શબ્દ વપરાયો છે જેનો અર્થ માંદગીની બેહોશીનો લવારો થાય છે.)

એ ઘટના દેખીતી ઘણી આશ્ચર્યજનક છે. એક ટીકાકાર કહી શકે છે કે એથી વધુ બેઅદબી અને ઉદ્ધતાઇ શી હોઇ શકે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) મૃત્યુ પથારીએ છે અને ઉમ્મત (અનુયાયીઓ)ના લાભ અને હિતાર્થે ફરમાવી રહ્યા છે કે લાવ, હું એક વસિયતનામું લખી આપું કે જે તમને કુમાર્ગે જતાં અટકાવશે. એ વાત સ્પષ્ટ છે કે ગુમરાહીથી બચાવવા માટે જે હિદાયત હશે તે નબવી હોદાની મુજબ હશે અને એ માટે એમાં ભૂલચૂકનો અંદેશો હોઇ શકતો નથી. એમ છતાં હઝરત ઉમર (રદિ.) બેપરવાઇ બતાવે છે અને કહે છે કે, "કંઇ જરૂર નથી, આપણને કુરઆન પૂરતું છે." અધૂરામાં પૂરું કેટલીક રિવાયતોમાં છે કે, હઝરત ઉમરે (રદિ.) જ રસૂલુલ્લાહ (સલ.)ની એ આજ્ઞાને બેહોશીનો લવારો બતાવ્યો હતો, (નઊઝુ બિલ્લાહ)

એ આક્ષેપ એક લાંબા સમયથી ચાલ્યો આવે છે અને મુસ્લિમોના બે જુદા જુદા પક્ષોએ પોતપોતાના જ્ઞાનના ભંડારો એ પર ઠાલવ્યા છે, પરંતુ એ વિવાદમાં અસંબંધી બાબતો વચ્ચે આવી ગઇ અને "ઉસૂલે દિરાયત" (સમજબુદ્ધિના સિદ્ધાંત)નો કોઇએ ઉપયોગ ન કર્યો તેથી મૂળ સવાલ ચોખ્ખો થયો નહિ અને વિચિત્ર બેકાર ચર્ચા ઉત્પન્ન થઇ ગઇ. એ સવાલ એટલે સુધી લંબાયો કે પયગમ્બરને ચિત્તભ્રમ થવું શક્ય છે, કારણ કે ચિત્તભ્રમ ઇન્સાની રોગોમાંથી છે અને રસૂલુલ્લાહ (સલ.) ઇન્સાની બીમારીઓથી મુક્ત ન હતા. અહિંયા મૂળ એ વાત વિચારવા યોગ્ય છે કે જે બનાવ રિવાયતોમાં જેવી રીતે વર્ણવવામાં આવ્યો છે તે રીતે એમાંથી કોઇ બાબતને ટેકો મળે છે કે નહિ એ ચર્ચા માટે નીચેના બનાવોને દષ્ટિ સમક્ષ રાખવા જોઇએ :

* "ફત્હુલ બારી" ભાગ-૫, પૃષ્ઠ-૯૮.

(૧) રસૂલુલ્લાહ (સલ.) ઓછામાં ઓછા ૧૩ દિવસ સુધી બીમાર રહ્યા.

(૨) કાગળ-કલમ માંગવાનો બનાવ ગુરૂવારે બનવા પામ્યો. એ જ મુજબ સહીહ બુખારી અને મુસ્લિમમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યું છે અને હઝરત રસૂલે ખુદા (સલ.)એ સોમવારે દેહત્યાગ કર્યો તેથી મજકુર બનાવ પછી રસૂલુલ્લાહ (સલ.) ચાર દિવસ સુધી જીવતા રહ્યા.

(૩) એ બીમારીની પૂરી મુદ્દત દરમ્યાન હઝરત (સલ.) બેશુદ્ધ થઇ ગયા હોય તેવા કોઇ બનાવનું વર્ણન કોઇ રિવાયતમાં કરવામાં આવ્યું નથી.

(૪) આ બનાવ વેળા ઘણાખરા અસહાબીઓ મૌજુદ હતા, તેમજ એ હદીસ ઘણી રીતે વર્ણવવામાં આવી છે. (સહીહ બુખારીમાં સાત રીતે વર્ણવવામાં આવી છે.) એ છતાં ફક્ત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસના સિવાય બીજા કોઇ સહાબી તરફથી એ બનાવ વિશે એક અક્ષર પણ આલેખવામાં આવ્યો નથી.

(૫) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસની વય એ વેળા ફક્ત ૧૩-૧૪ વરસની હતી.

(૬) સૌથી મહત્વની બાબત એ છે કે જે વેળા એ બનાવ બનવા પામ્યો તે વેળા અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) પોતે જ ત્યાં હાજર ન હતા અને એની કંઇ માહિતી નથી કે એ બનાવ એમણે કોનાથી સાંભળ્યો.*

(૭) સર્વે રિવાયતોમાં એવું વર્ણન છે કે જ્યારે રસૂલુલ્લાહે (સલ.) કાગળ-કલમ માંગ્યા ત્યારે લોકો બોલ્યા, ''રસૂલુલ્લાહ (સલ.) બહેકેલી વાતો કરી રહ્યા છે.''*

એ સર્વેના પહેલાં એ બાબત લક્ષમાં લેવા યોગ્ય છે કે જ્યારે આંહઝરત (સલ.)ની બેહોશીનો બીજો કોઇ પ્રસંગ કે સંબંધ કોઇ જગ્યાએ કોઇ રિવાયતમાં દર્શાવવામાં આવ્યો નથી, ત્યારે ફક્ત કલમ-ખડીયો લાવ એટલું બોલી દેવાથી લોકોમાં બેહોશીના લવારાનો વિચાર કેમ ઉત્પન્ન થઇ ગયો ? માની લ્યો કે પયગમ્બરોને બેહોશીમાં લવારો કરવાની બીમારી લાગુ પડી શકે છે, પરંતુ એથી એમ અર્થ નીકળી શકતા નથી કે તેઓ સામાન્ય વાત કહે તેને પણ લવારો સમજી લેવામાં આવે ! એક પયગમ્બરનું વફાતના નજીક એમ

* ''બુખારી''ના ''કિતાબતુલ ઇલ્મ''ના પ્રકરણમાં જે હદીપ આલેખવામાં આવી છે, એથી દેખીતી રીતે સમજાય છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ આ બનાવ વેળા મૌજુદ હતા. આથી મુહદ્દિષીનોએ એ પર ચર્ચા ચલાવી છે અને દલીલો સહિત સ્પષ્ટ સિદ્ધ કર્યું છે કે તેઓ હાજર ન હતા-જુઓ ''ફત્હુલ બારી'' પ્રકરણ ''કિતાબુલ ઇલ્મ.''

* અલ્લામા કુર્તુબીએ એવા અર્થ ઘડયા છે કે અને તે પર એમને અભિમાન છે કે લોકોએ એ શબ્દ નકાર અને અચંબાની રીતે કહ્યા હતા અર્થાત કે રસૂલુલ્લાહ (સલ.)ની આજ્ઞા માનવી જોઇએ, ખુદા ન કરે અને હઝરતના બોલ બેહોશીનો લવારો તો નથી કે તે પર અમલ ન કરી શકાય ! એ ઘડેલા અર્થ બંધબેસતા છે, પરંતુ બુખારી-મુસ્લિમની કેટલીક રિવાયતોમાં એવા સ્પષ્ટ શબ્દો છે કે જેમાં એ કાઢેલા અર્થનો સંભવ નથી. દષ્ટાંતરૂપે ''હજર હજર (બે વાર) અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) યહજર.'' (સહીહ-મુસ્લિમ).

કહેવું કે, "કલમ—ખડીયો લાવો, હું એવી ચીજ લખી આપું કે તમે ભવિષ્યમાં ઉંધા માર્ગે દોરાવ નહિ." એમાં તે બેહોશીના બકવાટની શી વાત છે ?❑ જો એ રિવાયતને ખરી પણ સમજી લેવામાં આવે તો પણ એટલું તો ગમે તેમ માનવું જ પડશે કે રિવાયત બયાન કરનારાએ રિવાયતમાંની તે બીનાઓને છોડી દીધી છે કે જેથી લોકોને એવો વિચાર પેદા થયો કે રસૂલુલ્લાહ (સલ.) શુદ્ધિમાં નથી અને બેશુદ્ધિની સ્થિતિમાં કલમ—ખડીયો માંગી રહ્યા છે. આથી જે રિવાયતમાં રાવી (રિવાયત કરનાર) એ બનાવની ઘણી જરૂરી ખુસૂસિયતો છોડી દીધી હોય તેનાથી કોઇ બનાવની કેવી રીતે સાબિતી થઇ શકે છે ? એની સાથે જ્યારે એ બાબતોને ધ્યાનમાં લેવામાં આવે કે એવા મહાન બનાવ સંબંધી ફક્ત સર્વે અસહાબીઓમાંથી ફક્ત હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) જ રાવી છે અને એ કે ત્યારે એમની વય ફક્ત ૧૩—૧૪ વરસની હતી અને વધુમાં એ કે તેઓ પોતે એ બનાવ વેળા ત્યાં હાજર ન હતા; તો દરેક માણસ સમજી શકે છે કે એ રિવાયતનું કેટલું મહત્ત્વ રહી જાય છે ? એ સંભવિત છે કે કોઇ ટૂંક દષ્ટિવાળાને એ બીના ભારે પડે કે બુખારી અને મુસ્લિમની હદીસ પર શંકા લાવવામાં આવે છે, પરંતુ તેણે સમજવું જોઇએ કે બુખારી અને મુસ્લિમના કોઇ રાવી સંબંધી એવી શંકા રાખવી કે તે બનાવની પૂરેપૂરી રૂપરેખા દોરી શક્યો નથી તેના કરતાં કંઇક વધુ સહેલું છે કે રસૂલુલ્લાહ (સલ.) પર બેહોશીના લવારા અને હઝરત ઉમર (રદિ.) પર અવિવેકપણાનો આરોપ મૂકવામાં આવે.

ટૂંકમાં રસૂલુલ્લાહ (સલ.) એ સમય પછી ચાર દિવસ સુધી આ દુનિયામાં રહ્યા અને એ દરમિયાન વખતો વખત ઘણી વસિયતો અને શિખામણો આપી. બરોબર વફાતના દિવસે આપ (સલ.)ની સ્થિતિ એવી સુધરી ગઇ હતી કે લોકોને બિલકુલ તંદુરસ્તીનું અનુમાન થયું અને હઝરત અબૂબક્ર (રદિ.) એ જ વિચારથી પોતાના ઘેર કે જે મદીનાથી બે માઇલ પર હતું ત્યાં પાછા ચાલ્યા ગયા; પરંતુ હઝરત ઉમર (રદિ.) વફાતના સમય સુધી હાજર રહ્યા. રસૂલુલ્લાહે (સલ.) ૧૨—રબીઉલ અવ્વલ સને ૧૧ હિજરીના દિને સોમવારે બપોરના સમયે હઝરત આયશા (રદિ.)ના ઘરમાં આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કર્યો. મંગળવારે બપોર નમ્યા પછી આપ (સલ.)ને દફન કરવામાં આવ્યા. ઇસ્લામી જગતને આપ (સલ.)ની વફાતથી જે આઘાત પહોંચ્યો તેનો અંદાઝો કોણ કરી શકે છે ? એવી સામાન્ય રિવાયત છે કે હઝરત ઉમર (રદિ.) એટલા બધા આવેશમાં આવી ગયા કે મસ્જિદે નબવીમાં જઇ જાહેર કર્યું કે જે માણસ એમ કહેશે કે રસૂલુલ્લાહ વફાત પામી ગયા તો તેને હું કત્લ કરી નાંખીશ, પરંતુ સંજોગો એ રિવાયતને સિદ્ધ કરતા નથી. અમારા મત પ્રમાણે મદીનામાં ઘણા મુનાફિકોનો સમૂહ હતો કે જે ફિત્ના—ફસાદ

❑ આપણા નુકતાદાનોએ એવી વાત ઉપજાવી છે કે રસૂલુલ્લાહ (સલ.) લખવાનું જાણતા ન હતા તેથી આપનું એમ ફરમાવવું કે, "હું લખી આપું" એ બેહોશીનું કારણ હતું; પરંતુ એ લોકોને એની ખબર નથી કે લખવાના અર્થ લખાવવાના પણ લઇ શકાય છે અને એ ભાષા—અલંકાર સામાન્ય રીતે પ્રસિદ્ધ છે.

ફેલાવવા માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાતની રાહ જોતા હતા તેથી હઝરત ઉમરે (રદિ.) ડહાપણપૂર્વક એ સમાચારને ફેલાવતાં અટકાવ્યા હશે. એ જ બનાવે રિવાયતોના ફેરફારોના લીધે જુદા જુદા રૂપો ધારણ કર્યાં છે; પરંતુ મુશ્કેલી એ છે કે સહીહ બુખારી વિગેરેમાં એવા પ્રકારની સમજૂતીઓ મૌજૂદ છે કે જે અમારી કલ્પનાને મળતી આવતી નથી.

# પ્રકરણ છઠ્ઠું

## હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફત અને હઝરત ઉમર (રદિ.)ની ચૂંટણી

આ બીના દેખીતી રીતે આશ્ચર્યકારક જણાય છે કે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આ દુનિયા છોડી ગયા કે તરત જ ખિલાફતનો ઝઘડો ઉપસ્થિત થવા પામ્યો અને પ્રથમ રસૂલુલ્લાહની કફન–દફનની ક્રિયામાંથી પરવારી જવાની પણ રાહ ન જોવાઇ ! એમ કોણ માની શકે છે કે રસૂલુલ્લાહ (સલ.) ગુજરી જશે કે તરત જ જે લોકોને એમના પ્રેમ અને મુહબ્બતનો દાવો હતો તેઓ કફન–દફનની ક્રિયા કર્યા વિના એમને છોડી ચાલ્યા જશે અને રાજગાદી બીજાના હાથોમાં ન છટકી જાય તેની પેરવીમાં લાગી જશે ?

અતિ આશ્ચર્યની વાત તો એ છે કે એ કાર્ય તે લોકો [હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)]એ કર્યું કે જેઓ ઇસ્લામરૂપી આકાશના સૂર્ય અને ચંદ્ર મનાય છે ! આ કાર્યનું ગેરવ્યાજબીપણું ત્યારે ઓર વધુ પ્રકાશિત થઇ જાય છે કે જ્યારે એમ વિચારવામાં આવે છે કે જે લોકોને રસૂલુલ્લાહ (સલ.) સાથે કુદરતી સંબંધ હતો એટલે હઝરત અલી અને બની હાશિમના ખાનદાન પર એ કુદરતી સંબંધની પૂરી અસર થઇ અને એ જ કારણે રસૂલુલ્લાહ (સલ.)ની વફાતના શોક અને દુ:ખે અને આપ (સલ.)ની કફન–દફનની ક્રિયાએ તેઓને એ બાબત પ્રત્યે લક્ષ આપવાનો અવકાશ ન આપ્યો.

અમે એનો સ્વીકાર કરીએ છીએ કે હદીષોના પુસ્તકો અને જીવનવૃત્તાંત પરથી દેખીતા એવી તરેહના ઉપલા વિચારો ઉત્પન્ન થાય છે, પરંતુ ખરી રીતે જોતાં એમ નથી. એ વાત સાચી કે હઝરત ઉમર (રદિ.) [અને અબૂબકર (રદિ.) વગેરે] રસૂલુલ્લાહ (સલ.)ની કફન– દફનની ક્રિયાઓને છોડી સકીફહ બની સાઇદહ ચાલ્યા ગયા. એ પણ સત્ય છે કે એમણે પોતાની ખિલાફત અન્સાર પાસે નહિ, બલકે બનૂ હાશિમ અને હઝરત અલી (રદિ.) પાસે પણ બળજબરીથી કબૂલ કરાવી. જો કે બનૂ હાશિમના કબીલાએ એમની ખિલાફત આસાનપણે સ્વીકારી નથી; છતાં એ ચર્ચામાં જે બાબત વિચારવા જોગ છે તે નીચે પ્રમાણે છે :–

(૧) શું ખિલાફતનો સવાલ હઝરત ઉમર (રદિ.) વગેરેએ ઉઠાવ્યો હતો ?

(૨) શું એ લોકો પોતાની ઇચ્છાએ સકીફહ બની સાઇદહ ગયા હતા ?



(૩) શું હઝરત અલી (રદિ.) અને બનૂ હાશિમના કબીલાવાળા ખિલાફતથી સાવ ચિંતારહિત હતા ?

(૪) એવી સ્થિતિમાં હઝરત ઉમર (રદિ.) વગેરેએ જે કંઇ કર્યું તે કરવું જોઇતું હતું કે નહિ ?

પહેલા બે મુદ્દાઓના સંબંધી અમે અતિ વિશ્વાસપાત્ર પુસ્તક "મુસ્નદે અબૂ યઅ્લા"નું લખાણ અત્રે નકલ કરીએ છીએ :–

બયનમા નહ્નુ ફી મન્ઝિલિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઇઝા રજુલુયં યુનાદી મિંવ વરાઇલ જીદારિ અનિખરૂજ ઇલય્ય યા ઇબ્નિલ ખત્તાબિ ફકુલ્તુ ઇલયક અન્ની ફઇન્ન અન્ક મશાગીલુ યા'ની બિઅમરિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, ફકાલ લહુ કદ હદષ અમરૂન ફઇન્નલ અનસાર ઇજતમઉ ફી સકીફતિ બની સાઇદતા ફઅદરિકૂહુમ અંય્યુહદિષૂ અમ્રય્યકૂનુ ફીહિ હરબુન ફકુલ્તુ લિ અબી બકરિન ઇન્તલિક.

"હઝરત ઉમર (રદિ.) દર્શાવે છે કે અમે રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ઘેર બેઠા હતા કે એકાએક એક માણસે ભીંતની પાછળથી બૂમ પાડી, 'ઇબ્ને ખત્તાબ ! (હઝરત ઉમર) જરાક બહાર આવો' મેં કહ્યું 'ચાલ્યા જાવ, અમે લોકો રસૂલુલ્લાહના બંદોબસ્તમાં મશગૂલ છીએ.' તેણે કહ્યું, 'એક ઘટના બની છે. અર્થાત અનસાર લોકો સકીફહ બની સાઇદામાં એકઠા થયા છે, તેથી ઉતાવળે પહોંચી એમની ખબર કાઢો. એવું ન બને કે અનસાર લોકો કંઈક એવી બાબત કરી બેસે કે જેથી લડાઇ ઊભી થાય." તે વખતે મેં અબૂબક્રને કહ્યું કે, 'ચાલો.'

આ બીનાથી એટલું જાહેર થયું કે હઝરત ઉમર (રદિ.) વગેરેએ ખિલાફતની ચર્ચા ઉપાડી ન હતી તેમજ તેઓ પોતાની મરજીથી સકીફહ બની સાઇદહ જવા માંગતા ન હતા. ત્રીજા મુદ્દાની હકીકત એમ છે કે તે વેળાએ ઇસ્લામી સમૂહને ત્રણ ટોળીઓમાં વહેંચી શકાતી હતી : (૧) બનૂ હાશિમના ખાનદાનના લોકો; જેમાં હઝરત અલી પણ સામેલ છે. (૨) મુહાજિરીન જેમના આગેવાન અને સરદાર હઝરત અબૂબક્ર અને ઉમર (રદિ.) હતા. (૩) અનસારીઓ–જેમના કબીલાના વડા "શયખ" ઉબ્બાદહ હતા–એ ત્રણે પક્ષોમાંથી એક પક્ષ પણ ખિલાફતના વિચારોથી મુક્ત ન હતો. અનસારીઓએ તો છડેચોક પોતાનો ઇરાદો જાહેર કરી દીધો હતો. બનૂ હાશિમના વિચારો નીચેની રિવાયતથી માલુમ પડી આવશે.

રસૂલુલ્લાહ (સલ.)ની વફાતના દિવસે હઝરત અલી (રદિ.) ઘરથી બહાર નીકળ્યા. લોકોએ એમને પૂછયું, "રસૂલુલ્લાહની કેવી તબીઅત છે ?" રસૂલુલ્લાહ (સલ.)ની

ઝાહિરી હાલત સુધરી ગઇ હતી તેથી હઝરત અલી (રદિ.)એ કહ્યું, "ખુદાના ફઝલથી આપ (સલ.) સારા થઇ ગયા." હઝરત અબ્બાસે એમનો હાથ પકડી કહ્યું, "ખુદાના સોગંદ ! તમે ત્રણ દિવસ પછી ગુલામી ભોગવશો. હું મારી આંખોથી જોઇ રહ્યો છું કે રસૂલુલ્લાહ (સલ.) ટૂંક સમયમાં એ બીમારીથી વફાત પામશે, કારણ કે મને એનો અનુભવ છે કે અબ્દુલ મુત્તલિબના કબીલાનો ચહેરો મોતના સમયે કેવો બદલાઇ જાય છે. ચાલો, આવો આપણે રસૂલુલ્લાહ (સલ.)થી પૂછી લઇએ કે આપ (સલ.)ના પછી એ પદવી (ખિલાફત) કોને મળશે ? જો આપણે એના હકદાર છીએ તો રસૂલુલ્લાહ (સલ.) આપણા માટે વસિય્યત કરી દેશે." હઝરત અલી (રદિ.) બોલ્યા, "હું ન પૂછીશ, કારણ કે પૂછતાં જો તેમણે ના પાડી તો પછી ભવિષ્યમાં કોઇ આશા રહેશે નહિ."*

આ રિવાયત ઉપરથી હઝરત અબ્બાસ (રદિ.)નો વિચાર સ્પષ્ટ જણાઇ આવે છે. હઝરત અલી (રદિ.)ને રસૂલુલ્લાહ (સલ.)ની વફાતની હજી સુધી ખાતરી ન હતી; એથી એમણે કોઇ ચળવળ કરવી વાસ્તવિક સમજી નહિ. એ ઉપરાંત એમને પોતાની ચૂંટણી થવાની ખાત્રી ન હતી.

રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી હઝરત ફાતિમા (રદિ.)ના ઘરમાં એક મંડળ એકઠું મળ્યું; જેમાં સર્વે બની હાશિમના કબીલાવાળા તથા તેમના તાબેના માણસો સામિલ હતા. હઝરત અલી (રદિ.) એમના આગેવાન હતા. સહીહ બુખારીમાં હઝરત ઉમર (રદિ.)ના શબ્દોમાં રિવાયત છે :

"કાન મિન ખબરિના હીના તવફ્ફલ્લાહુ નબીય્યહુ અન્નલ અનસારા ખાલફુના વજતમઉ બિ અસરિહીમ ફી સકીફતિ બનિ સાઇદતા વ ખાલફ અન્ના અલીયુન વઝ્ઝુબૈરૂ વમિમ્મઅહુમા વજ તમઅલ મુહાજિરૂન ઇલા અબીબક્ર."

"અમારી દાસ્તાન એ છે કે જ્યારે ખુદાએ પોતાના પયગમ્બરને ઉઠાવી લીધા ત્યારે અનસાર લોકોએ અમારો વિરોધ કર્યો અને સકીફહ બની સાઇદહમાં એકઠા થયા અને અલી, ઝુબૈર અને એમના સાથીઓએ વિરુદ્ધતા કરી અને મુહાજિરીન અબૂબક્ર (રદિ.)ની પાસે એકઠા થયા."

એ ભાષણ હઝરત ઉમરે (રદિ.) એક મહાન જનસમૂહ સમક્ષ કર્યું હતું. એમાં સેંકડો અસહાબીઓ હાજર હતા. એથી એ વાતનો અંદેશો રહેતો નથી કે એમણે કોઇ બાબત બનાવથી ઉલ્ટી કહી હોય, નહિ તો લોકો એમને ત્યાં જ અટકાવી દેત. ઇમામ માલિકની રિવાયતના શબ્દો નીચે પ્રમાણે છે :–

વઇન્ના અલીયન વ ઝ્ઝુબૈરા વમન કાના મઆ હુમા તખલ્લફુ ફી બયતિ ફાતિમતા

* સહીહ બુખારી, બાબ–મરઝિન્નબી મઅ વફ્તહુલ બારી.

બિન્તે રસૂલિલ્લાહિ.

"અને અલી અને ઝુબૈર અને જે લોકો એમની સાથે હતા તે હઝરત ફાતિમા (રદિ.)ના ઘરમાં અમારાથી વિખૂટા પડી એકઠા મળ્યા."

"તવારીખે તબરી"માં લખ્યું છે કે હઝરત અલી અને ઝુબૈર જુદા પડી ગયા અને ઝુબૈરે મ્યાનમાંથી તલવાર કાઢી કહ્યું, "જ્યાં સુધી અલીના હાથ પર બયઅત ન કરવામાં આવશે ત્યાં સુધી તલવારને મ્યાનમાં ન મુકીશ."

એ સર્વે રિવાયતો પરથી સ્પષ્ટ રીતે નીચેના પરિણામો નીકળે છે કે :–

(૧) રસૂલુલ્લાહ (સલ.)ની વફાત સાથે જ ખિલાફત માટે ત્રણ પક્ષો પડી ગયા : અનસાર, મુહાજિરીન, બનૂ હાશિમ.

(૨) મુહાજિરીન હઝરત અબૂબક્ર (રદિ.)ની અને બનૂ હાશિમ હઝરત અલી (રદિ.)ની સાથે હતા.

(૩) જેવી રીતે હઝરત ઉમર (રદિ.) વગેરે રસૂલુલ્લાહ (સલ.)ને છોડી સકીફા ચાલ્યા ગયા તે જ પ્રમાણે હઝરત અલી (રદિ.) પણ રસૂલે ખુદા (સલ.) પાસેથી ચાલ્યા આવ્યા હતા અને હઝરત ફાતિમા (રદિ.)ના ઘરમાં બનૂ હાશિમના કુટુંબીઓની સભા મળી હતી.

સકીફામાં હઝરત અલીનું ન જવું એ કારણે ન હતું કે તેઓ રસૂલુલ્લાહ (સલ.)ના શોક–દુ:ખમાં હતા અને તેમને એવા પ્રસંગે ખિલાફતના વિચારો આવી શકતા ન હતા, બલકે એનું કારણ એ હતું કે સકીફામાં મુહાજિરીન અને અનસારો એકઠા મળ્યા હતા, અને એ બંને પક્ષોમાંથી કોઇ હઝરત અલી (રદિ.)ના દાવાને ટેકો નહિ આપત, કારણ કે મુહાજિરીન હઝરત અબૂબક્ર (રદિ.)ને પોતાના આગેવાન માનતા હતા અને અનસારના સરદાર સઅદ ઇબ્ને ઉબાદહ હતા.

અંતિમ તકરાર એ છે કે જે કંઇ બન્યું તે વ્યાજબી હતું કે ગેરવ્યાજબી ? દરેક માણસ કે જે લગાર સુધારાના સિદ્ધાંતોનો જાણકાર છે તે સ્હેજે સમજી શકે છે કે જે વેળા રસૂલુલ્લાહ (સલ.) વફાત પામ્યા ત્યારે મદીના મુનવ્વરા મુનાફિકો (પાખંડીઓ)થી પૂર હતું. એ પાખંડીઓ લાંબી મુદતથી એ વાતની વાટ જોઇ રહ્યા હતા કે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થાય કે અમે ઇસ્લામને પાયમાલ કરી નાખીએ. એવા બારીક સમયે કોલાહલ, કલ્પાંત અને શોક વિલાપમાં મંડયા રહેવું જરૂરી હતું કે એક સુવ્યવસ્થિત હાલત કાયમ કરવા અર્થે ખિલાફતનો નિકાલ કરવો આવશ્યક હતો ? અનસાર લોકોએ ખિલાફતની તકરાર ઉપસ્થિત કરી સ્થિતિ વધુ ગંભીર બનાવી દીધી; કારણ કે કુરૈશીઓ અનસારને એટલા

બધા હલકા ગણતા હતા કે બદરના યુદ્ધમાં જ્યારે અનસારીઓ તેઓનો મુકાબલો કરવા બહાર પડયા ત્યારે ઉત્બાએ હઝરત રસૂલુલ્લાહને (સલ.) ઉદ્દેશીને કહ્યું :

"અય મુહમ્મદ (સલ.) ! અમે નીચ જાતિથી લડી શકતા નથી." એવા લોકો કેવી રીતે અનસારોની સમક્ષ પોતાનું માથું નમાવી શકે ? કુરૈશીઓ તો શું, પરંતુ અખિલ અરબસ્તાન અનસારીઓની તાબેદારી સ્વીકારવાની ના પાડત. એથી જ હઝરત અબૂબક્રે (રદિ.) સકીફામાં જે ખુત્બો પઢયો તેમાં સ્પષ્ટ રીતે એ વિચારને જાહેર કર્યો અને કહ્યું :

**વઇન્નલ અરબાલ તઆરિફ હાઝલ અમ્રા ઇલ્લા લિહાઝલ હચ્યિ મિન કુરૈશીન.***

એ ઉપરાંત અનસારોમાં પણ બે પક્ષો—અવસ અને ખઝરજ—નામે હતા, એ બંને પાર્ટીઓમાં અંદરો અંદર ઐક્ય ન હતું. એવી સ્થિતિમાં અનસારોના ખિલાફતના દા'વાને દાબી દેવાની અને કોઈ યોગ્ય માણસની ચૂંટણી કરી લેવાની જરૂર હતી. સભામાં જે લોકો હાજર હતા, તેઓમાં સૌથી વધુ મોભેદાર અને વયોવૃદ્ધ હઝરત અબૂબક્ર (રદિ.) હતા અને તરત જ એમની ચૂંટણી થઈ જાત, પરંતુ લોકો અનસારોની તકરારમાં ફસાઈ ગયા હતા અને તકરાર વધુ લંબાતા, મ્યાનોમાંથી તલવારો ઉછળવાનો મામલો અણી પર હતો. હઝરત ઉમરે (રદિ.) આવો રંગ જોઈ એકાએક હઝરત અબૂબક્રના હાથમાં પોતાનો હાથ આપ્યો અને બોલ્યા કે, "સૌથી પહેલાં હું બયઅત કરું છું."

એમની સાથે જ હઝરત ઉસ્માન (રદિ.) અબૂ ઉબૈદા, જર્રાહ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફે પણ હાથ લંબાવ્યો અને પછી સામાન્ય પ્રજા તૂટી પડી.

આ કાર્યથી એક ઉપસ્થિત થતું તોફાન અટકી ગયું અને લોકો સંતોષ પામી કામકાજમાં વળગી ગયા. ફક્ત બનૂ હાશિમ કબીલાવાળા પોતાના દા'વા પર કાયમ રહ્યા અને હઝરત ફાતિમા (રદિ.)ના ઘરમાં વખતો વખત એકઠા મળી મસલત ચલાવતા રહ્યા. હઝરત ઉમરે (રદિ.) એમની પાસે બળજબરીથી બયઅત લેવા ચાહી, પરંતુ બનૂ હાશિમ કબીલા-વાળા હઝરત અલી (રદિ.)ના સિવાય બીજા કોઈની આગળ માથું નમાવી શકતા નહોતા. ઈબ્ને અબી શૈબાએ "મુસન્નફ"માં અને અલ્લામા તબરીએ "તારીખે કબીર"માં રિવાયત લખી છે કે, "હઝરત ઉમરે હઝરત ફાતિમા (રદિ.)ના ઘરદ્વારે ઊભા રહી કહ્યું કે, "યા બિન્તે રસૂલુલ્લાહ ! ખુદાની કસમ, આપ અમોને સૌથી વધુ વહાલા છો, છતાં જો આપને ત્યાં એ પ્રમાણે લોકો એકઠા થતા રહ્યા તો હું એ લોકોના કારણે ઘરને આગ લગાડી મુકીશ."

સનદની રૂએ જો કે આ રિવાયત પર આપણે વિશ્વાસ મૂકી શકતા નથી, કારણ કે એ

* અર્થાત્ અને અરબ પ્રજા આ મામલા (ખિલાફત) માટે કુરૈશનો આ કબીલા સિવાય કોઈને કાબિલ સમજતી નથી.



રિવાયતના રાવીઓ (રિવાયત–હેવાલ કરનાર)ની હકીકત આપણને મળી શકી નથી; છતાં સંજોગો જોતાં આ ઘટનાની ના પાડવાનું કંઈક કારણ નથી. હઝરત ઉમર (રદિ.)ના આકરા અને ઉગ્ર સ્વભાવને લઈને એવી બાબત બનવાજોગ છે. વાત એમ છે કે એવા કટોકટીના અવસરે હઝરત ઉમરે (રદિ.) ઘણી જ ત્વરા અને ખંતથી જે કાર્યો પાર ઉતાર્યાં તેઓમાં જો કે કેટલીક અજુગતી બાબતો દષ્ટિગોચર થાય છે છતાં યાદ રાખવું જોઈએ કે એ જ અજુગતી બાબતોએ ઉપસ્થિત થતા ફિત્નાઓને દાબી દીધા. બનૂ હાશિમ કબીલાના કાવતરાં જો ચાલુ રહેત તો તે જ વેળા ઈસ્લામી જનસમાજનું સંગઠન છિન્ન ભિન્ન થઈ જાત અને માંહો માંહે તેવું જ દાવાનળ સળગી ઉઠત કે જેવું આગળ જતાં જનાબ અમીર અલયહિસ્સલામ અને અમીર મુઆવિયહ વચ્ચે સળગ્યું.

હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફતની મુદ્દત સવા બે વરસ છે; કારણ કે જમાદીઉસ્સાની સને–૧૩ હિજરીમાં એમનો ઈન્તિકાલ થયો. આ સમય દરમિયાન જો કે જેટલાંયે કાર્યો પાર ઉતારવામાં આવ્યા તે સર્વે હઝરત ઉમર (રદિ.)ની શામિલગીરી સાથે જ પાર ઉતર્યાં, છતાં એ બનાવોને અમે ''અલ ફારૂક''માં લખી શકતા નથી; કારણ કે તે સર્વે અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના શાસનકાળના બનાવો છે. હઝરત અબૂબક્ર (રદિ.)નું જીવનવૃત્તાંત લખવાનું માન જેને પ્રાપ્ત થાય તે જ એ બનાવોની વિગત લખી શકે છે.

હઝરત અબૂબક્ર (રદિ.)ને લાંબી મુદ્દતના અનુભવથી જો કે ખાત્રી થઈ ગઈ હતી કે ખિલાફતનો ભારે બોજો હઝરત ઉમર (રદિ.)ના સિવાય બીજો કોઈ ઉઠાવી શકતો ન હતો, છતાં વફાતના લગભગ એમણે સામાન્ય અભિપ્રાયનો અંદાઝો કાઢવા અર્થે આગેવાન અસહાબીઓથી મસલત કરી. સૌથી પહેલાં એમણે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફને બોલાવી પૂછયું, એમણે જવાબ આપ્યો કે ''ઉમર (રદિ.)ની કાબિલિયત માટે બે મત છે જ ક્યાં ? પરંતુ એમનાં સ્વભાવમાં આકરાપણું છે.'' હઝરત અબૂબક્રે (રદિ.) કહ્યું, ''એઓમાં આકરાપણું એમ હતું કે હું નરમ હતો, પરંતુ જ્યારે કામ એમના માથે જ આવી પડશે તો તેઓ આપોઆપ નરમ બની જશે.'' ફરી હઝરત ઉસ્માનને બોલાવી પૂછયું તો એમણે જવાબમાં કહ્યું, ''હું એટલું કહી શકું છું કે હઝરત ઉમરનું અંતસ્થ બાહ્ય કરતાં શ્રેષ્ઠ છે. અમારામાં કોઈ એમનો બરોબરીયો નથી.''

જ્યારે એ વાત ચર્ચાઈ કે હઝરત અબૂબક્ર (રદિ.) હઝરત ઉમર (રદિ.)ને ખલીફા બનાવવા ચાહે છે તો કેટલાક ચિંતામાં પડયા. આથી તલહાએ હઝરત અબૂબક્ર (રદિ.)થી જઈ કહ્યું કે, ''આપના હોવા છતાં ઉમરે (રદિ.) અમારી સાથે કેવી વર્તણુંક આદરી ? હવે જ્યારે તેઓ ખલીફા બનશે તો ખુદા જાણે તેઓ શું કરશે ? હવે આપ ખુદાના દરબારમાં જઈ રહ્યા છો; એનો વિચાર કરી લ્યો કે ખુદાને શો જવાબ આપશો ?'' હઝરત અબૂબક્રે (રદિ.) જવાબ આપ્યો કે, ''હું ખુદાથી કહીશ કે મેં તારા બંદાઓ પર એવા માણસને અફસર નિર્માણ કર્યો કે જે તારા બંદાઓમાં સૌથી સારો હતો.'' એટલું બોલી

એમણે હઝરત ઉસ્માન (રદિ.)ને બોલાવ્યા અને ખિલાફતનું કરારનામું લખાવવા માંડયું. શરૂઆતના શબ્દો લખાવી ચૂક્યા હતા કે એમને મૂર્છા આવી ગઇ. હઝરત ઉસ્માન (રદિ.) એ જોઇ એટલા શબ્દો ઉમેરી દીધા કે "ઉમર (રદિ.)ને ખલીફા નિર્માણ કરું છું." થોડીવાર પછી હોશ આવ્યો ત્યારે હઝરત ઉસ્માનથી પૂછયું, "શું લખ્યું ? મને વાંચી તો સંભળાવો." હઝરત ઉસ્માને વાંચી સંભળાવ્યું. તેઓ નિરંકુશપણે "અલ્લાહુ અકબર" બોલી ઉઠયા અને બોલ્યા, "ખુદા તમને એનો સારો બદલો આપે."

કરારનામું લખાઇ ચૂકયું ત્યારે હઝરત અબૂબકે (રદિ.) પોતાના ગુલામને સભામંડળને તે વાંચી સંભળાવવા આપ્યું. પછી હઝરત અબૂબકે (રદિ.) પોતે માળ પર જઇ જે લોકો નીચે એકઠા હતા તેમને ઉદ્દેશીને કહ્યું, "મેં કોઇ મારા ભાઇ—ભાંડુને ખલીફા બનાવ્યો નથી, બલકે ઉમરની નિમણૂક કરી છે. શું તમે સર્વે લોકો એ માટે રાજી છો ? સર્વે "સમિઅ્ના વ અતઅ્ના" –(મંજુર છે, મંજુર છે !) બોલ્યા. ફરી હઝરત ઉમર (રદિ.)ને બોલાવી ઘણી જ અસરકારક અને લાભદાયક શિખામણો આપી કે જે એમને એક ઉમદા કાર્યક્રમ તરીકે લાભદાયી નીવડી.

# પ્રકરણ ૭ મું

## ખિલાફત અને વિજયો

હઝરત અબૂબક્ર (રદિ.)ના વખતમાં મુર્તદો અને નબુવ્વતના શત્રુઓનો અંત આવ્યો અને રાજકીય વિજય પ્રાપ્તિઓની શરૂઆત થઇ ચૂકી હતી. ખિલાફતના બીજે જ વરસે એટલે સને ૧૩ હિજરીમાં ઇરાક પર ચઢાઇ થઇ અને હીરાના તમામ જિલ્લાઓ જીતી લેવાયા. સને ૧૩ હિજરી (ઇ. સ. ૬૩૪)માં સિરીયા પર ચઢાઇ થઇ અને ઇસ્લામી સેનાઓ એના સર્વે જિલ્લાઓમાં ફરી વળી. આ મહાન કાર્યોની હજુ શરૂઆત જ થઇ હતી કે હઝરત અબૂબક્રે (રદિ.) આ દુનિયાનો ત્યાગ કર્યો. હઝરત ઉમરે (રદિ.) ખિલાફતની લગામ હાથમાં લીધી ત્યારે સૌથી વધુ અગત્યની ફરજ એ જ મહાન કાર્યો (જીતો) પાર પાડવાની હતી; પરંતુ અમે એ બનાવોની વિગત આલેખીએ તે પહેલાં એ બતાવવું આવશ્યક છે કે ઇસ્લામ પૂર્વે અરબસ્તાનનો ઇરાન અને સિરીયા સાથે શો સંબંધ હતો.

અરબસ્તાનનું ઘણું જ પુરાતન ખાનદાન અરબે બાયદાના નામે પ્રખ્યાત છે. જો કે એની હકીકત તદ્દન અપ્રસિદ્ધ છે; છતાં એટલી તો જાણમાં છે કે આદ અને અમાલિકાએ ઇરાક પર કબજો કર્યો હતો. અરબે અરબા જેઓ યમનના રાજયકર્તા હતા તેઓનું રાજય એક સમયે ઘણું બળવાન બન્યું હતું. તેઓએ કેટલીક વાર ઇરાક પર પણ પોતાનો કબજો જમાવ્યો હતો અને ઇરાનની સલતનતની બરાબરીનો દા'વો કરતા હતા.

ધીમે ધીમે આરબો જ ઇરાની રાજયના ઇલાકાઓમાં વસવા લાગ્યા. બુખ્તે નસ્સર કે જે બાબિલનો બાદશાહ હતો અને બયતુલ મુકદ્દસ (જેરૂસલેમ)ની બરબાદીએ એને પ્રખ્યાતીમાં આણ્યો હતો, તેણે જયારે અરબસ્તાન પર ચઢાઇ કરી તો ઘણા કબીલાઓ એના તાબે થઇ ગયા અને આ સંબંધને લઇને ઘણા ઇરાકમાં જઇ વસ્યા. ધીમે ધીમે મઅદ ઇબ્ને અદનાનના ઘણા વંશજો આ સ્થળોએ વસવા લાગ્યા, તે એટલે સુધી કે રાજયનો પાયો ચણાયો. તે સમયે ઇરાની રાજયમાં કબીલા રાજયના મંડાણ મંડાઇ ચૂક્યા હતા. તેથી આરબોએ એક જાથુક રાજય સ્થાપિત કર્યું કે જેનો પહેલો રાજયકર્તા માલિક ઇબ્ને ફહમ અદનાની હતો. એ ખાનદાનમાં જઝીમતુલ અબરશનું રાજય ઘણો ફેલાવો પામ્યું. એના ભાણેજ અમ્ર ઇબ્ને અદી જે એના પછી ગાદીએ આવ્યો તેને હીરાને રાજયધાનીનું શહેર નક્કી કર્યું અને પોતે ઇરાકનો બાદશાહ કહેવાયો. એ જમાનામાં સુધારો એટલી

પ્રગતિએ પહોંચ્યો કે હિશામ કલ્બી●નું કહેવું છે કે, "મેં અરબસ્તાનની ઘણી ખરી હકીકત અને ઈરાન અને અરબસ્તાનના સંબંધો ઘણું કરીને એ જ પુસ્તકોમાંથી લીધાં છે કે જે તે સમયે હીરામાં લખાયા હતાં" એ જમાનામાં અરદેશીર બાબકે કબીલા રાજયનો નાશ કરી એક વિશાળ રાજય સ્થાપન કર્યું અને અમ્ર ઇબ્ને અદીને ખંડીયો બનાવી લીધો. અમ્ર ઈબ્ને અદીના વંશજો જો કે મુદતો સુધી ઈરાક પર રાજય કરતા રહ્યા, પરંતુ ખરૂં જોતાં તે ઈરાની સરકારના તાબેનો એક પ્રાંત હતો.

શાહપુર ઈબ્ને અરદેશિર કે જે સાસાનીયા વંશનો બીજો રાજયકર્તા હતો, તેના શાસનકાળમાં હિજાઝ અને યમન બંને દેશો ખંડીયા બની ગયા અને ઇમરાઉલ કૈસ કિન્દી એ દેશોનો ગવર્નર નીમાયો હતો છતાં પારકાના તાબે થઈ રહેવું એ અરબોના સ્વભાવ વિરુદ્ધ હતું તેથી જયારે પણ તક મળતી ત્યારે બળવો જાગતો હતો. આથી સાબૂર ઝિલ અકતાફ (શાહપુર– ખભાવાળો) જયારે બાળ વયે ઈરાનની ગાદીએ બેઠો તો આખા અરબસ્તાનમાં બળવો જાગ્યો, તે એટલે સુધી કે અબ્દુલ કૈસ કબીલાવાળાઓએ જ ઈરાન પર ચઢાઈ કરી અને અયાદે ઈરાકના પ્રાંતો પચાવી પાડયા. શાહપુર મોટો થતાં ઉચ્ચ અને દઢ વિચારનો બાદશાહ નીવડયો અને તેણે આરબોના બંડનું વેર લેવા ઈચ્છા દર્શાવી. હજરમાં પહોંચી ઘણી ખૂનરેજી કરી અને અબ્દુલ કૈસ કબીલાનો નાશ કરતો તે મદીના મુનવ્વરા પહોંચ્યો. જે આરબ અમીરો કેદ થઈ એની સમક્ષ આવતા તેઓના ખભાઓ કઢાવી નંખાવતો. આ જ કારણને લઈને અરબસ્તાનમાં તે "ઝિલ અકતાફ" (ખભાવાળો)ના ઇલ્કાબથી પ્રખ્યાત છે.

હીરાના સુલતાનોમાંથી નુઅમાન ઈબ્ને મુન્ઝિર કે જે ખુસરૂ પરવીઝના જમાનામાં હતો તેણે ઈસાઈ ધર્મ કબૂલ કરી લીધો. આ ધર્મ પરિવર્તન કે બીજા કારણે પરવીઝે તેને કેદ કરી લીધો અને એ કેદખાનામાં જ મરણ પામ્યો. નુઅમાને પોતાના શસ્ત્રો વગેરે હાની કે જે કબીલા બકરનો સરદાર હતો તેને ત્યાં અમાનત તરીકે રાખી દીધા હતા. પરવીઝે એનાથી તે ચીજો માંગી અને જયારે તેણે તે આપવા ના પાડી તો પરવીઝે હુર્મઝાનને બે હજાર સવારોની સાથે મોકલી બળજબરીથી પડાવી લીધી. બકરના તમામ કબીલાઓ ઝીકાર મુકામે ઘણા જ સર સામાનની સાથે એકઠા થયા અને ભારે યુદ્ધ થયું. એમાં પારસીઓને ભારે હાર ખમવી પડી. આ યુદ્ધમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.) પણ હાજર હતા અને એમણે ફરમાવ્યું કે :

**"હાઝા અવ્વલુ યવ્મિન ઇન્ત સફતિલ અરબ મિનલ અજમિ."**

"આ પહેલો દિવસ છે કે અરબસ્તાને અજમ (ઈરાન)થી બદલો લીધો."

અરબસ્તાનના સર્વે કવિઓએ ઘણા જ અભિમાન અને જોશની સાથે કસીદા અને

● હિશામ કલ્બીએ એવો ખુલાસો "કિતાબુત્તિજાન"માં કર્યો છે.

કાવ્યો લખ્યાં. સને ૬ હિજરીમાં જ્યારે રસૂલુલ્લાહે (સલ.) સર્વે રાજ્યકર્તાઓ ઉપર ઈસ્લામ આમંત્રણના પત્રો લખ્યા ત્યારે એ પત્રોમાં યુદ્ધનો ઈશારો સુદ્ધાં ન હતો, છતાં પરવીઝે પત્ર વાંચી કહ્યું, "મારો તાબેદાર થઈ મને એમ લખે છે." એટલાથીયે સંતોષ ન થતાં બાઝાન નામે યમનના ગવર્નર પર પરવીઝે લખી મોકલ્યું કે "કોઈને મોકલી દો કે મુહમ્મદને કેદ પકડી દરબારમાં લાવે." ભોગ જોગે એ સમયે પરવીઝને એના પુત્રે મારી નાખ્યો એટલે મામલો એટલાથી જ અટકી પડયો.

રોમન શહેનશાહતથી અરબોનો જે સંબંધ હતો તે એ છે કે અરબસ્તાનના કેટલાક કબીલા–સલીહ, ગસ્સાન અને જુઝામ વગેરે સિરીયાના સરહદી પ્રગરણાઓમાં જઈને આબાદ થઈ ગયા હતા અને એ લોકોએ ધીમે ધીમે અંદરના જિલ્લાઓ ઉપર પણ પોતાનો કબજો કરી લીધો હતો અને વધુ પ્રબળ અને સંગઠિત બની તેઓ સિરીયાના બાદશાહ પોતાને કહેવડાવતા હતા, પરંતુ એ ઈલકાબ તેઓનો પોતાના ઘરનો ઘડેલો હતો, નહિતર જેમ ઈબ્નુલ અસીર ઈતિહાસકારે સ્પષ્ટ લખ્યું છે તેમ ખરૂં જોતાં તેઓ રોમન શહેનશાહના ગવર્નરો હતા. એ લોકોએ ઈસ્લામથી લાંબા સમય પૂર્વે ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લીધો હતો અને એ જ કારણે તેમને રોમન લોકો સાથે એક ખાસ પ્રકારનો સંબંધ પેદા થઈ ગયો હતો. ઈસ્લામનો જમાનો આવ્યો ત્યારે આરબ મુશરિકોની જેમ એ લોકો પણ ઈસ્લામના શત્રુ નીવડયા. સને ૬ હિજરીમાં જ્યારે રસૂલુલ્લાહે (સલ.) રોમના કૈસરને ઈસ્લામ આમંત્રણનો પત્ર લખ્યો અને દહ્યા કલ્બી (કે જેઓ પત્ર લઈ ગયા હતા) જ્યારે પાછા વળતાં જુઝામની ભૂમિમાં પહોંચ્યા તો એ જ સિરીયન (શામી) અરબોએ એમના પર હલ્લો કરી એમનો સર્વે માલ અને સામાન લૂંટી લીધો. એ જ પ્રમાણે રસૂલુલ્લાહે (સલ.) હારિસ ઈબ્ને ઉમૈરને પત્ર લઈ બુસરા મોકલ્યા તો ઉમર ઈબ્ને શુરહબીલે તેમને શહીદ કર્યા. આથી એમનો બદલો લેવા માટે રસૂલુલ્લાહે (સલ.) સને ૮ હિજરીમાં એમના પર ફોજ મોકલી, એટલે ગઝવએ મૂતાનો બનાવ બનવા પામ્યો. આ જંગમાં ઝૈદ ઈબ્ને હારિસહ, હઝરત જા'ફર તય્યાર, અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા કે જેઓ મોટા દરજ્જાના સહાબીઓ હતા, તેઓ શહીદ થઈ ગયા અને જો કે ખાલિદની કાર્ય–કુશળતાના લીધે સેના સહી–સલામત પાછી વળી છતાં જંગનું પરિણામ પરાજય થયો હતો.

સને ૯ હિજરીમાં રોમન લોકોએ ખાસ કરી મદીના પર હલ્લો લાવવાની તૈયારીઓ કરી, પરંતુ જ્યારે રસૂલુલ્લાહ (સલ.) જાતે પ્રથમથી તબૂક મુકામે પહોંચ્યા તો તેમની આગળ વધવાની હિંમત ન ચાલી. જો કે આ વખતે કામચલાઉ લડાઈ બંધ રહી, પરંતુ રોમન તેમજ ગસ્સાની લોકો પણ મુસલમાનોની ચિંતાથી બેદરકાર રહ્યા નહિ એટલે મુસ્લિમોને હંમેશા મદીના પર રૂમીઓના હુમલાનો અંદેશો લાગ્યા કરતો. સહીહ બુખારીમાં છે કે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) વિશે એવી વાત ઉડી કે આપે (સલ.) આપની પવિત્ર બીવીઓને તલાક આપી દીધી ત્યારે એક માણસે જઈ હઝરત ઉમર (રદિ.)ને

કહ્યું "તમે કંઇ સાંભળ્યું ?" હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો, "કેમ, કંઇ ગસ્સાની હલ્લો લઇ આવ્યા તો નથી ને ?"

એ જ બીના નિમિત્તે અગાઉથી બચાવ કરવા સને ૧૧ હિજરીમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉસામા ઇબ્ને ઝૈદને સરદાર બનાવી સિરીયાના કામ પર મોકલ્યા. એક મહાન સલતનતનો મુકાબલો હતો તેથી હઝરત અબૂબક્ર (રદિ.), હઝરત ઉમર (રદિ.) અને મોટા મોટા નામીચા અસહાબીઓ ફોજની સાથે જવા માટે નિમાયા. ઉસામા હજુ તો રવાના ન થયા હતા કે રસૂલુલ્લાહ (સલ.) બીમાર પડી ઇન્તિકાલ કરી ગયા. સારાંશ કે જ્યારે હઝરત અબૂબક્ર મસનદે ખિલાફત પર બિરાજમાન થયા ત્યારે અરબસ્તાનની એવી દશા થઇ હતી કે એ દેશ બંને પાડોશી (રોમન-ઇરાની) સલતનતોનું લક્ષ્ય બિંદુ બન્યું હતું. હઝરત અબૂબકર (રદિ.)એ જ્યારે સિરીયા (શામ) પર લશ્કર મોકલ્યું ત્યારે સૈનિકોને ઉદ્દેશીને કહ્યું, "તમારામાંથી જે માણસ માર્યો જશે તે શહીદ થશે અને જે બચશે તે દીનનો રક્ષક બનશે, એટલે તેણે દીનને શત્રુઓના હલ્લાથી બચાવ્યો હશે." આ પ્રસંગોથી એ જાહેર થઇ જશે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ જે કાર્યનો આરંભ કર્યો અને જેને હઝરત ઉમર (રદિ.)એ પૂરું કર્યું તેના શા કારણો હતાં ? પ્રસ્તાવના રૂપેના આ વર્ણન પછી અમે મૂળ વિષય શરૂ કરીએ છીએ.

# પ્રકરણ ૮ મું

## ઇરાક✤ની જીત ✦

ઈરાનના રાજયનો ચોથો યુગ જે સાસાની કહેવાય છે તે નૌશીરવાને આદિલના કારણે ઘણો જ પ્રખ્યાતી પામ્યો છે. રસૂલે ખુદા (સલ.)ના જમાનામાં નૌશેરવાનનો પૌત્ર પરવીઝ ગાદી પર હતો. આ ગર્વિષ્ઠ બાદશાહના જમાના સુધી એ સલતનત ઘણી જ બળવાન અને જોરાવર રહી, પરંતુ એના મરણની સાથે જ એકાએક એવી પડતી થવા લાગી કે રાજયની ઈમારત મુદ્દત સુધી ડગમગતી રહી. એના પુત્ર શેહવૈહે કુલ ૮ મહિના રાજય કર્યું અને એના ઓછામાં ઓછા આઠ ભાઈઓને એણે કતલ કરાવ્યા. એના પછી એનો પુત્ર અર્દશીર સાત વરસની વયે ગાદીએ બેઠો, પરંતુ દોઢ વરસ પછી દરબારના એક અમીરે એને મારી નાખ્યો અને પોતે બાદશાહ બની બેઠો. એ બનાવ સને બારમી હિજરીમાં બન્યો. થોડાક દિવસ પછી દરબારીઓએ એને મારી જવાનશેરને ગાદીએ બેસાડયો. એ એક વરસ પછી મરણ પામ્યો. હવે યઝદેજર્દ કે જે ઘણી નાની ઉંમરનો હતો તેના સિવાય કોઈ શાહી ખાનદાનમાં પુરુષ–ઔલાદ બાકી રહી ન હતી તેથી પુરાન દખ્તને એ શરતે ગાદીએ બેસાડયો કે યઝદેજર્દ પુખ્ત ઉંમરે પહોંચે તો તે જ રાજયનો માલિક બનશે.* પરવીઝના પછી જે રાજય પરિવર્તનો થતા રહ્યા તેના કારણે દેશમાં ઠેકઠેકાણે અશાંતિ ફેલાઈ. એથી પુરાનના જમાનામાં એ વાત પ્રસિદ્ધ થઈ ગઈ કે ઈરાનમાં કોઈ રાજયનો વાલી–વારસ રહ્યો નથી. શાહી મહેલમાં એક નામનો રાજા બેસાડી રાખ્યો

---

✤ ભૂગોળ લખનારાઓએ ઈરાકના બે ભાગ કર્યા છે, કિંતુ જે ભાગ અરબસ્તાનના જોડે આવેલો છે તેને અરબી ઈરાક કહે છે અને જે ભાગ ઈરાનની લગોલગ આવેલો છે તે અજમી (ઈરાની) ઈરાક કહેવાય છે. ઈરાકે અરબની હદ એમ છે કે ઉત્તરે જઝીરા, દક્ષિણે ઈરાની અખાત, પૂર્વે ખુઝીસ્તાન અને પશ્ચિમે દયારે બકર છે કે જેનું પ્રખ્યાત શહેર મુસેલ છે. એની રાજધાની બગદાદ છે. એના મોટા શહેરો–બસરા, કુફા, વાસેત વગેરે છે.

✦ આપણા ઈતિહાસકારોનો સામાન્ય રિવાજ છે કે તેઓ સનો (વર્ષો)નું મથાળું બાંધે છે, પરંતુ એમાં ખામી એ નડે છે કે એથી બનાવોની હારમાળા તૂટી જાય છે, જેમ કે તેઓ ઈરાનની જીતો લખતા જાય છે કે સૌને પૂર્ણ થઈ જાય છે અને તેમને એ સનમાં બનેલા સર્વે બનાવો લખવા છે, તેથી ઈરાનની સર્વે જીતો પૂર્ણ થાય તે અગાઉ અથવા કોઈ બંધબેસતા ઠેકાણે એનો સંબંધ તૂટે તે પહેલાં મિસર અને સિરીયાના બનાવો કે જે એ જ સનમાં બનવા પામ્યા હતા તેમને શરૂ કરી દેવા પડે છે. એથી મેં ઈરાનમાં થયેલી સર્વે જીતોને એક ઠેકાણે, સિરીયાની જીતોને એક ઠેકાણે અને મિસરની ફતેહો એક ઠેકાણે આલેખી છે.

* શેરવૈહના પછી રાજયની વંશાવળી અને નામોના નક્કીપણા માટે ઈતિહાસમાં એટલો મતભેદ છે કે બે ઈતિહાસકારો પણ સંમત નથી. ફિરદોસીનો હેવાલ સૌથી જૂદો પડે છે. પુરાતન કાળના અને ઈરાની વંશના હોવાના કારણે મેં અબૂ હનીફા દીનૂરીના હેવાલને પસંદગી આપી છે.



છે. આ વાત પ્રસિદ્ધ થતાં જ વાયલ કબીલાના બે સરદારો મુષન્ના શયબાની અને સુવૈદ અજલી થોડું થોડું લશ્કર મોકલી ઈરાકની સરહદે આવેલા હીરા અને અબલાની તરફના મુલકને ઉજ્જડ બનાવવા લાગ્યા. આ સમય હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફતનો હતો અને ખાલિદ સયફુલ્લાહ યમામા અને બીજા અરબી કબીલાઓના કાર્યોથી પરવારી ચુક્યા હતા. મુષન્નાએ હઝરત અબૂબક્ર (રદિ.)ની સેવામાં હાજર થઈ ઈરાક પર હુમલો કરવાની આજ્ઞા પ્રાપ્ત કરી. મુષન્ના પોતે ઈસ્લામ સ્વીકારી ચૂકયા હતા, પરંતુ હજુ સુધી એમનો આખો કબીલો ઈસાઈ કે મૂર્તિપૂજક હતો. હઝરત અબૂબક્ર (રદિ.)ની પાસેથી પાછા વળી પોતાના કબીલાને ઈસ્લામનો ઉપદેશ કર્યો અને આખો કબીલો મુસલમાન બની ગયો.

એમણે એ નવમુસ્લિમોનો એક મહાસમૂહ લઈ ઈરાકનો રસ્તો પકડયો. આ તરફથી ખાલિદને હઝરત અબૂબક્રે (રદિ.) મદદ માટે મોકલ્યા. ખાલિદે ઈરાકના સર્વે સરહદી સ્થળો જીતી લીધા અને હીરા પર વિજય પતાકા ફરકાવી. એ સ્થળ કૂફાથી ત્રણ માઈ દૂર છે. અહિંયા નુઅમાન ઈબ્ને મુન્ઝિરે ખ્વરનક નામે એક મશહુર મહેલ બંધાવ્યો હતો તેથી તે એક યાદગાર સ્થળ મનાતું હતું.

ઈરાકની એ જીતોમાં ખાલિદની બહાદુરીના મહાન કાર્યોનો સમાવેશ થાય છે, પરંતુ એને આલેખવાનો આ પ્રસંગ નથી. ખાલિદે ઈરાકના મામલાનો અંત આણ્યો હોત, પરંતુ એક તરફ સિરીયાનો મામલો ઊભો થયો હતો અને ત્યાં જે જોરશોરથી ખ્રિસ્તીઓએ જંગની તૈયારી કરી હતી, તેના મુકાબલાની સામગ્રીઓ ન હતી. હઝરત અબૂબક્રે (રદિ.) રબીઉસ્સાની સને ૧૩ હિજરી (૬૩૪ ઈ. સ.)માં ખાલિદને સિરીયા ઉપડવાનો અને મુષન્નાને પોતાનો ઉત્તરાધિકારી બનાવવાનો હુકમ મોકલ્યો. ખાલિદ તે તરફ રવાના થયા કે ઈરાકની જીતો તરત અટકી પડી.

હઝરત ઉમર (રદિ.) મસ્નદે ખિલાફત પર બિરાજમાન થયા તો સૌથી પહેલાં તેઓએ ઈરાકના મામલા તરફ લક્ષ આપ્યું. આપની ખિલાફતના સ્વીકાર–બયઅત માટે આસપાસના પ્રદેશમાંથી અસંખ્ય માણસો આવ્યા હતા અને ત્રણ દિવસો સુધી એ લોકોનું આવવું ચાલુ જ રહ્યું. હઝરત ઉમર (રદિ.)એ એ તક સારી સમજી આમ લોકસમૂહ સમક્ષ જિહાદનો બોધ કર્યો; પરંતુ લોકોની એવી ધારણા હતી કે ઈરાક એ ઈરાની શહેનશાહતનું રાજયધામ છે અને એ ખાલિદ વગર જીતી શકાય નહિ, તેથી લોકો ચુપ રહ્યા. હઝરત ઉમર (રદિ.)એ કેટલાક દિવસો સુધી ભાષણો કર્યા, પરંતુ કંઈ અસર ન થઈ. અંતે ચોથે દિવસે એવા જુસ્સાથી ભાષણ કર્યું કે શ્રોતાજનોનાં દિલો હાલી ગયાં. મુષન્ના શયબાનીએ ઊભા થઈ કહ્યું, "મુસલમાનો ! મેં જરથોસ્તીઓને અજમાવી જોયા છે, તેઓ મર્દે મેદાન નથી. ઈરાકના મોટા મોટા જિલ્લાઓ તો આપણે ફતેહ કરી ચૂકયા છીએ અને ઈરાને આપણી શક્તિનો સ્વીકાર કર્યો છે."

શ્રોતાજનોમાં અબૂ ઉબૈદ ષકફી કે જેઓ કબીલા ષકીફના મશહુર સરદાર હતા, તેઓ જુસ્સામાં આવી ઊભા થઈ ગયા અને બોલ્યા, "અનાલિહાઝા" અર્થાત "એ કામ માટે હું છું." અબૂ ઉબૈદની હિંમતે શ્રોતાજનોમાં ઉત્સાહ અને જોશ રેડયું. ચારે બાજુથી શોર થયો કે, "અમે પણ તૈયાર છીએ." હઝરત ઉમર (રદિ.)એ મદીના મુનવ્વરા અને આસપાસના ગામડાઓમાંથી એક હજાર માણસ ચૂંટી કાઢી તેમના અબૂ ઉબૈદને સેનાપતિ બનાવ્યા.

અબૂ ઉબૈદને રસૂલુલ્લાહ (સલ.)ના દર્શનનાં માન પ્રાપ્ત ન હતાં –અર્થાત તેઓ સહાબી ન હતા અને એ કારણે એમની સરદારી માટે કેટલાકો મુંઝાયા, તે એટલે સુધી કે તેઓમાંના એકે નિર્ભયપણે કહ્યું કે, "ઉમર ! અસહાબોમાંથી કોઈને એ પદવી આપો. લશ્કરમાં સેંકડો માણસો સહાબીઓ છે, એટલે એમનો સરદાર પણ સહાબી જ હોવો જોઈએ." હઝરત ઉમર (રદિ.) સહાબીઓ તરફ જોઈ બોલ્યા, "તમને જે માન અને મોટાઈ મળ્યાં હતાં તે તમારી હિંમત અને દઢતાને પ્રતાપે હતાં, પરંતુ એ માન–મોટાઈને તમે હાથે રહીને ગુમાવ્યાં. એમ કદી થઈ શકતું નથી કે જે લોકો લડાઈથી મોઢું સંતાડે તેમને સરદાર નીમવામાં આવે." એમ છતાં અસહાબોને રાજી રાખવાની જરૂર હતી, તેથી એમણે અબૂ ઉબૈદને સૂચના કરી કે, "એમને માન આપજો અને દરેક કાર્યમાં એમની સલાહ લેજો."

હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં ઈરાક પર જે હલ્લો થયો તેણે ઈરાનીઓને ચોંકાવી દીધા હતા. આથી પુરાનદખ્તે ખુરાસાનના ગવર્નર ફર્ખઝાદના પુત્ર રૂસ્તમ કે જે ઘણો બહાદુર અને બુદ્ધિશાળી હતો તેને દરબારમાં બોલાવ્યો, અને તેને લડાઈ ખાતાનો પ્રધાન બનાવી કહ્યું કે, "તું સર્વ કાળા ધોળાનો ધણી છે." આટલું બોલ્યા પછી તેના મસ્તક પર મુગટ મૂક્યું અને સર્વે દરબારીઓ જેમાં સર્વ અમીરો અને સલતનતના સંચાલકો સામેલ હતા તેમને આજ્ઞા કરી કે, "રૂસ્તમની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરશો નહિ." ઈરાની લોકો કુસંપનું ફળ ચાખી ચૂકયા હતા તેથી તેઓએ સહૃદયે એ આજ્ઞા માથે ચઢાવી. એનું પરિણામ એ નિપજ્યું કે થોડાક દિવસમાં સર્વે ગેરવ્યવસ્થાઓ નષ્ટ થઈ ગઈ અને સલતનતે ફરી હોર્મઝ અને પરવીઝના જમાના જેવાં જ બળ અને શક્તિ પાછાં પ્રાપ્ત કરી લીધાં.

રૂસ્તમે સૌથી પ્રથમ એ યોજના હાથ ધરી કે દરેક જિલ્લાઓમાં કાસિદો અને નકીબો (ખબર પ્રસિદ્ધ કરનારા) દોડાવ્યા, જેઓએ ધાર્મિક જોશ પ્રગટાવી પૂરા દેશમાં મુસ્લિમો વિરુદ્ધ બળવાની આગ લગાડી દીધી. આથી અબૂ ઉબૈદના પહોંચ્યા પહેલાં યુફેટીસ (ફુરાત) નદીના તમામ જિલ્લાઓમાં તોફાન ફાટી નીકળ્યું અને જે સ્થળો મુસ્લિમોના કબજામાં આવી ગયા હતા તે પાછા હાથથી છટકી ગયાં. પુરાનદખ્તે રૂસ્તમની કુમક માટે એક ભારે ફોજ તૈયાર કરી નરસી અને જાપાનને સેનાપતિ બનાવ્યા. જાપાન ઈરાકનો

એક મશહુર આગેવાન હતો અને અરબસ્તાનથી એને ખાસ અદાવત હતી. નસરી ઈસનના શાહનો મસીયાઈ ભાઈ હતો અને પુરાતન વખતથી ઈરાકના કેટલાક જિલ્લાઓ એની જાગીરમાં હતાં. એ બંને સરદારો જુદા જુદા માર્ગે ઈરાક તરફ ધપ્યા. આ તરફ અબૂ ઉબૈદ અને મુષન્ના હીરા સુધી પહોંચ્યા હતા કે દુશ્મનની તૈયારીઓના સમાચાર મળ્યા. પ્રસંગ નિહાળી લઈ ખફાન તરફ તેઓ પાછા ચાલ્યા આવ્યા. જાપાને નમારક પહોંચી છાવણી નાખી.

અબૂ ઉબૈદે એ દરમિયાન ફોજને સરસામાનથી સજ્જ કરી લીધી અને પહેલ કરી પોતે હલ્લા માટે આગળ વધ્યા. નમારક આગળ બંને લશ્કરો સામસામે થયા. જાપાનની જમણી અને ડાબી પાંખ પર અનુક્રમે જોશનશાહ અને મરદાનશાહ નામે બે મશહુર અફસરો હતા. તેઓ ઘણી જ દઢતાથી લડયા, પરંતુ અંતે હાર ખાધી અને બરોબર લડાઈમાં બંને કેદ પકડાયા. કમનસીબે મરદાનશાહને તે જ વેળા કતલ કરી નાખવામાં આવ્યો, પરંતુ જાપાન એક છળ રમી બચી ગયો કે જે માણસે એને પકડયો હતો તે એને ઓળખતો ન હતો. જાપાને એને કહ્યું કે, "મારી વૃદ્ધાવસ્થામાં હું તમને શી ખપનો નીવડીશ, મને છોડી દો અને તેના બદલામાં બે યુવાન ગુલામ લઈ લો." તેણે જાપાનની વાત મંજુર રાખી. આ પછી લોકોએ જાપાનને ઓળખ્યો તો તેઓએ શોર મચાવ્યો કે અમે એવા શત્રુને છોડી દેવા માંગતા નથી, પરંતુ અબૂ ઉબૈદે કહ્યું, "ઈસ્લામમાં વચનભંગ જાઈઝ નથી."

અબૂ ઉબૈદ આ યુદ્ધ પછી કસકર તરફ ધપ્યા કે જ્યાં નરસી ફોજ લઈ પડયો હતો. સકાતિયહ આગળ બન્ને લશ્કરો સામ સામે થયા. નરસી પાસે ભારે સેના હતી અને ખુસરૂના જ બે મોળાઈ ભાઈ-બંદવિયહ અને તીરવિયહ-લશ્કરની જમણી-ડાબી પાંખો પર ઊભા હતા. એ છતાં નરસી લડાઈ શરૂ કરવામાં એ માટે વાર લગાડતો હતો કે રાજધાનીથી સહાયક ફોજો રવાના થઈ ચૂકી હતી. અબૂ ઉબૈદને પણ એની ખબર થઈ ચૂકી હતી. તેમણે આગળ વધી યુદ્ધ શરૂ કરી દીધું. ભારે યુદ્ધ થયા પછી નરસીને સખ્ત હાર ખમવી પડી. અબૂ ઉબૈદે જાતે સકાતિયહમાં મુકામ કર્યો અને થોડીક લશ્કરની ટુકડીઓ ચારે તરફ મોકલી દીધી કે જ્યાં ઈરાનીઓએ આશરો લીધો હોય ત્યાંથી હાંકી કાઢવામાં આવે.

ફર્રૂખ અને ફરાદંદાદ કે જેઓ બાદુસમા અને ઝવાબીના જાગીરદારો હતા, તેઓ તાબે થઈ ગયા અને પોતાની વફાદારી જાહેર કરવા અર્થે એક દિવસે અબૂ ઉબૈદ પર ઘણા જ ઉમદા ઉમદા ભોજનો તૈયાર કરી મોકલ્યાં. અબૂ ઉબૈદે દર્શાવ્યું કે, "એ સામાન બધી ફોજ માટે છે કે ફક્ત મારા માટે ?" ફર્રૂખે જવાબ આપ્યો કે, એટલી ઉતાવળે આખી સેનાનો બંદોબસ્ત થઈ શકતો ન હતો. અબૂ ઉબૈદે આમંત્રણ નામંજુર કર્યું અને કહ્યું કે, "મુસલમાનોમાં એકને બીજા પર સરસાઈ આપી શકાતી નથી."

આ પરાજયની વાત સાંભળી રૂસ્તમે મરદાન શાહ કે જે અરબોથી હાર્દિક દ્વેષ ધરાવતો હતો અને જેને પૂજ્યભાવનાને લઈને નૌશેરવાને બહમનનો ખિતાબ અર્પણ કર્યો હતો તેને ચાર હજારની ફોજ આપી એવા સામાન સહિત રવાના કર્યો કે દુરફશે કાવિયાની* જે કંઇ હજારો વરસોથી કયાની રાજવંશની યાદગાર મનાતો હતો અને ફતેહ અને વિજયની પ્રસ્તાવનારૂપ ગણાતો હતો તે એના માથા પર છાયા નાંખતો જતો હતો. પૂર્વ-યુક્રેટીસના કિનારે એક મુરવ્વહા નામક સ્થળે બંને હરીફો સામસામા થયા. તેઓની વચ્ચે નદી હતી તેથી બહમને કહેવડાવ્યું કે, "તમે નદી ઉતરી આ પાર આવો અથવા અમે આવીએ." અબૂ ઉબૈદના સર્વ સરદારોએ એક મતે કહ્યું કે, "આપણે આ તરફ જ રહેવું જોઈએ," પરંતુ અબૂ ઉબૈદ જેઓ શૂરવીરતાના નશામાં ચૂર હતા તેઓ સમજ્યા કે આ પાર રહેવું એ નામર્દીની દલીલ છે. એમણે સરદારોથી કહ્યું કે "એમ થઇ શકતું નથી કે શુરવીરતાના મેદાનમાં મજૂસીઓ (પારસીઓ) અમારાથી આગળ વધી જાય."

મર્દાનશાહ કે જે સંદેશો લઇ આવ્યો હતો તેણે કહ્યું કે, "અમારા લશ્કરમાં એવી સામાન્ય ધારણા છે કે આરબો મર્દે મયદાન (બહાદુર) નથી." આ વાક્યે અબૂ ઉબૈદને ઔર ઉશ્કેરી મુક્યા. એટલે તેમણે તે જ વેળા ફોજને કમર કસવાનો હુકમ આપી દીધો. મુષન્ના અને સલીત વગેરે મોટા મોટા અફસરો આ અભિપ્રાયથી તદન વિરુદ્ધ હતા અને જો કે મોટાઈ અને મોભાની રૂએ તેઓનો દરજ્જો અબૂ ઉબૈદથી ઉચ્ચ હતો, છતાં જ્યારે અબૂ ઉબૈદે આગ્રહ કર્યો તો એ લોકોએ કહ્યું, "જો કે અમને તદન ખાતરી છે કે એ અભિપ્રાય પ્રમાણે આચરણ કરીશું તો સર્વ સેનાનું નખ્ખોદ વળી જશે, છતાં આ વખતે તમે અમલદાર છો એટલે ઉપરીની વિરુદ્ધતા કરવી એ અમારું કર્તવ્ય નથી." સારાંશ કે હોડીઓનો પુલ બાંધવામાં આવ્યો અને સર્વ ફોજે પેલે પાર ઉતરી શત્રુ સાથે મુકાબલો કર્યો. પેલે પારનું મેદાન સાંકડું અને ઊંચું-નીચું હતું, તેથી ફોજને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાનો અવસર મળી શકતો ન હતો.

ઈરાની ફોજનો દેખાવ ઘણો ભયાનક હતો. પહાડ સમા હાથીઓ ઘણા હતા. તેઓના ગળામાં ઘંટ લટકતા હતા અને તેઓ મોટા અવાજથી વાગતા હતા. ઘોડાઓને લોખંડીત સાજ પહેરાવ્યો હતો. સમ્મુર (નોળીયા જેવું એક પ્રાણી)ના ચામડાંની લાંબી ટોપીઓ સવારોએ પહેરી હતી, તેથી તેઓ રણવાસી પ્રાણીઓ જેવા દેખાતા હતા. અરબી ઘોડાઓએ આવું ભયાનક દશ્ય પણ કદી જોયું ન હતું. એટલે તેઓ ભડકી પાછા હટયા. અબૂ ઉબૈદે જોયું કે હાથીઓ સામે કંઇ બળ ચાલતું નથી, તો તેઓ ઘોડા પરથી કૂદી પડયા અને સાથીઓને લલકારી કહ્યું, "શૂરવીરો ! હાથીઓને વચ્ચે લઇ લો અને અંબાડીઓને સવારો સાથે ઉલટાવી નાખો."

આ લલકારની સાથે સર્વે ઘોડાઓ પરથી કૂદી પડયા અને અંબાડીઓના દોરડાં કાપી

* એ ફરીદુન બાદશાહની ફોજના ઝંડાનું નામ છે કે જેને કાવાહ નામે લુહારે બનાવ્યો હતો. (ભાષાંતરકાર)

હાથી પર બેસેલાઓને જમીન પર પાડી નાખી ધૂળ ચાટતા કરી નાખ્યા, પરંતુ હાથીઓ જે તરફ વળતા હતા તે તરફની સફોની સફો પીસાઇ જતી હતી. અબૂ ઉબૈદે આ દશ્ય જોઈ સફેદ હાથી કે જે સર્વેનો સરદાર હતો તેના પર હલ્લો કર્યો અને તલવારના એક ઝટકાની સાથે તેની સૂંઢ માથાથી જુદી કરી નાખી. હાથીએ આગળ ધસી એમને નીચે પાડી નાખ્યા અને એમની છાતી પર એવી રીતે પગ મુકી દીધા કે એમના હાડકાં પણ ચૂરેચૂરા થઇ ગયાં.

અબૂ ઉબૈદના શહીદ થતાં જ એમના ભાઇ હકમે ધ્વજ હાથમાં લીધો અને હાથી પર હલ્લો કર્યો. તેણે અબૂ ઉબૈદની પેઠે એમને પણ પગમાં લપેટી ચગડી નાખ્યા. એ જ પ્રમાણે સાત માણસો કે જે સર્વે અબૂ ઉબૈદના વંશના હતા અને ષકીફ ખાનદાનના હતા, તેઓએ વારાફરતી ધ્વજ (નિશાન) હાથમાં લઇ શહીદ થઇ ગયા. અંતે મુષન્નાએ ધ્વજ હાથ ધર્યો, પરંતુ એ વખતે લડાઇનો નકશો ફેરવાઇ ગયો હતો, લશ્કરમાં ભંગાણ પડી ગયું હતું, અધૂરામાં પૂરું એક માણસે દોડી પુલના પાટીયા તોડી નાખ્યાં કે કોઇ માણસ નાસી ન છૂટે; પરંતુ લોકો એટલા બધા ગભરાએલા નાસતા હતા કે પુલ તરફ માર્ગ ન મળ્યો તો નદીમાં કુદી પડયા. મુષન્નાએ ફરી પુલ બંધાવ્યો અને ઘોડેસવારોની એક ટુકડી મોકલી કે જેથી નાસતા લોકોને શાંતિથી પાર ઉતારી શકે અને પોતે થોડી ઘણી બચેલી સેના સાથે શત્રુના મોખરેના ભાગને રોકી ઊભા રહ્યા અને એવી દઢતા અને બહાદુરીથી લડયા કે મુસલમાનોને હઠાવતા જે ઇરાનીઓ આવતા હતા તેઓ અટકી ગયા અને આગળ વધી શક્યા નહિ. એ છતાં ગણતરી કરતાં માલુમ પડયું કે નવ હજારના લશ્કરમાંથી ફક્ત ત્રણ હજાર માણસો રહી ગયા છે. ઇસ્લામના ઈતિહાસમાં લડાઇના મેદાનમાંથી નાસી છુટવાના બનાવ બહુ અપવાદરૂપે બન્યા છે અને કદી એવો પ્રસંગ પડયો છે તો એની એવી અદ્દભૂત અને અફસોસકારક અસર પડી છે કે એ લડાઈમાં જે લોકોના ભાગ્યમાં એ નામોશી આવી હતી તેઓ મુદતો સુધી ઘરબાર છોડી ભટકતા રહ્યા અને શરમના માર્યા પોતાના ઘરે જતા ન હતા અને ઘણા ખરા રડયા કરતા અને લોકોથી મોઢું સંતાડતા ફરતા હતા. જે લોકો મદીના પહોંચી મોઢું સંતાડી ગયા હતા અને શરમના લીધે બહાર નીકળતા ન હતા હઝરત ઉમર (રદિ.) તેઓ પાસે જઇ દિલાસો દેતા હતા અને કહેતા કે તમે "અવ મુતહય્યઝન ઈલા ફિઅતિન"ની ગણતરીમાં આવ્યા છો, પરંતુ તેમને એ સમજુતીથી પણ શાંતિ વળતી ન હતી.

એ બનાવ (બલાઝરીના બયાન મુજબ) શનિવારના દિવસે સને ૧૩ હિજરીના રમઝાન માસમાં બનવા પામ્યાં. આ લડાઇમાં નામીચા અસહાબીઓમાંથી જે લોકો શહીદ થયા તેઓમાં સલીત, અબૂ ઝૈદ અનસારી, અકબા, અબ્દુલ્લાહ, કિબ્તીના પુત્રો–ઈબ્ને કૈસ, યઝીદ ઈબ્ને કૈસ અલ અનસારી, અબૂ ઉમ્મિયતિ લ ફીઝારી વગેરે હતા.

# પ્રકરણ ૯

## બુવૈબનો બનાવ

### રમઝાન સને ૧૪ હિજરી-૬૩૫ ઇસ્વી

આ પરાજયે હઝરત ઉમર (રદિ.)ને ઘણા ગુસ્સે કર્યા, એટલે એમણે બહુ જોરશોરથી હુમલાની તૈયારીઓ કરવા માંડી. પૂરા અરબસ્તાનમાં ભાષણ કરનારા ખતીબો અને નકીબોને મોકલ્યા, જેઓના જુસ્સેદાર ભાષણોએ સર્વત્ર અરબસ્તાનમાં અગ્નિ પ્રગટાવી દીધી અને ચારે બાજુથી કબીલાવાળાઓ ઉમટી આવ્યા. અઝદ કબીલાનો સરદાર મહનફ ઇબ્ને સલીમ સાત સો ઘોડેસવારો સહિત આવ્યો. બનૂ તમીમના એક હજાર માણસો હસીન ઇબ્ને મુઐદ સાથે આવી પહોંચ્યા. હાતિમ તાઈના પુત્ર અદી એક મોટું લશ્કર લઇ આવી લાગ્યા. એ જ પ્રમાણે બાબ કબીલાવાળા, બનૂ કિનાના કષમ બનુ હન્ઝલા, બનૂ ઝબ્બાના મોટા મોટા જથ્થાઓ પોતાના સરદારો સહિત આવી પહોંચ્યા.

એ ઉત્સાહ એટલે સુધી ફેલાયો કે નમર અને તગલિબના સરદારો કે જેઓ ધર્મે ખ્રિસ્તી હતા તેઓ હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થઇ કહેવા લાગ્યા કે, "આજે અરબ અને અજમ વચ્ચે મુકાબલો છે, એ રાષ્ટ્રીય યુદ્ધમાં અમે પણ કૌમની સાથે જ છીએ." એ બંને સરદારોની સાથે એમના કબીલાના હજારો માણસો હતા અને ઇરાનના મુકાબલા માટે ઉત્સુક હતા.

સારા સંજોગે એ દિવસો દરમ્યાન જરીર બજલી દરબારે ખિલાફતમાં હાજર થયો. એ એક મશહુર આગેવાન હતો. એણે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇ પોતાના કબીલાનો સરદાર નીમવા માટે વિનવ્યું હતું. રસૂલુલ્લાહ (સલ.)એ એ માંગણી મંજુર કરી હતી, પરંતુ એ પર અમલ કરવામાં આવ્યો ન હતો. હઝરત ઉમર (રદિ.) પાસે એ આવ્યો તો એમણે અરબસ્તાનના તમામ ગવર્નરો પર જે જે સ્થળે એ કબીલાના માણસો હોય, ત્યાંથી નક્કી કરેલી તારીખે તેમને એની પાસે મોકલી આપવા બાબતના ફરમાનો મોકલી દીધા. જરીર એ મહાન જનસમૂહ લઇ બીજી વારે મદીનામાં હાજર થયો.

તે તરફ મુષન્નાએ ઇરાકના સર્વ સરહદી સ્થળોએ નકીબો મોકલી એક મોટી સેના તૈયાર કરાવી લીધી હતી. ઇરાની જાસૂસોએ એ સર્વે સમાચારો શાહી દરબારમાં



પહોંચાડયા. પુરાનદખ્તે ખાસ ફોજમાંથી બાર હજાર માણસો ચૂંટી કાઢવા અને એ ફોજનો સેનાપતિ મેહરાન ઇબ્ને મેહરવૈહ હમદાનીને બનાવવા ફરમાન બહાર પાડયું. મેહરાનની ચૂંટણી થવાનું કારણ એ હતું કે તેણે અરબસ્તાનમાં કેળવણી લીધી હતી અને એ કારણે તે અરબોની શકિત અને બળનો અંદાઝો કરી શકતો હતો. કૂફાની નજીક બુવૈબ નામે એક સ્થળ હતું. ઇસ્લામી સેનાએ ત્યાં જઇ છાવણી નાખી. મેહરાન રાજધાનીથી રવાના થઇ સીધો બુવૈબ પહોંચ્યો અને યુફ્રેટીસ નદીને વચ્ચે રાખી છાવણી નાખી. સવાર થતાં ફુરાત (યુફ્રેટીસ) નદી ઉતરી ઘણા જ સરસામાન સહિત ફોજને ગોઠવવી શરૂ કરી. મુષન્નાએ પણ ઘણી જ યુકિતપૂર્વક પોતાની ફોજને ગોઠવી દીધી. ફોજના જુદા જુદા ભાગો કરી તેને મોટા મોટા મશહૂર સરદારો હેઠળ મુક્યા. આથી લશ્કરની જમણી પાંખ મઝઊરના, ડાબી પાંખને નસૈરના, પાયદળ મસઊદના, વોલન્ટીયર કોર આસિમના અને ફરતી ફોજ ઉસામાના હાથ હેઠળ મૂકવામાં આવી. ફોજ જયારે બરોબર ગોઠવાઇ ગઇ ત્યારે મુષન્નાએ એક મથાળેથી બીજા મથાળે સુધી એક આંટો માર્યો અને દરેક ઝંડાની પાસે ઊભા રહી કહ્યું, "શૂરવીરો ! યાદ રાખજો ! તમારા લીધે પૂરા અરબસ્તાનને નામોશીનું કલંક ન લાગે !"

ઇસ્લામી ફોજની લડાઇનો એવો કાયદો હતો કે સરદાર ત્રણ વાર "અલ્લાહુ અકબર" કહેતો. પહેલી તકબીરની સાથે ફોજ હથિયારો વડે સજ્જ થઇ જતી હતી. બીજી તકબીરની સાથે સૈનિકો હથિયારો ઉગામતા હતા અને ત્રીજી "અલ્લાહુ અકબર"ની લલકાર સાથે હલ્લો કરી દેવામાં આવતો હતો. મુષન્નાએ હજુ ત્રીજી તકબીર કહી ન હતી કે ઇરાનીઓએ હલ્લો કરી દીધો. આ જોઇ મુસલમાનોથી થોભી શકાયું નહિ. એટલે કેટલાક સૈનિકો ઉશ્કેરાઇ સફથી આગળ વધી ગયા. મુષન્નાએ ગુસ્સાથી દાઢી દાંતોમાં દબાવી અને લલકારી ઉઠયા કે, "ખુદાના લીધે ઇસ્લામને બદનામ ન કરો." આ ગર્જનાની સાથે તરત જ લોકો પાછળ હઠયા અને જે સૈનિકનું જયાં સ્થાન હતું ત્યાં આવી જમી ગયો. ચોથી તકબીર કહી મુષન્નાએ હલ્લો કર્યો.

ઇરાનીઓ એવી ગર્જના કરતા આગળ ધપ્યા કે આખું મેદાન ગાજી ઉઠયું. મુષન્નાએ ફોજને લલકારી કે, "ગભરાશો નહિ, એ કાયરતાની કીકીયારી છે." જે ઇસાઇ સરદારો સાથે હતા તેમને બોલાવીને કહ્યું કે, "તમે જો કે ધર્મે ઇસાઇ છો, પરંતુ સ્વદેશ બંધુઓ છો અને આજે સ્વદેશ-જનનો મામલો છે. હું મેહરાન પર હુમલો કરું છું, તમે મારી સાથે રહેજો." તેઓએ હા પાડી. મુષન્નાએ એ સરદારોને બંને બાજુએ રાખી હલ્લો કર્યો. પ્રથમ હલ્લાની સાથે મેહરાનની જમણી પાંખ તોડી વચ્ચે ઘુસી ગયા. ઇરાનીઓ ફરી પાછા સચેત થયા અને એવી રીતે તૂટી પડયા કે મુસલમાનોના પગ ઉખેડી નાખ્યા. મુષન્નાએ ગર્જના કરી કહ્યું કે, "મુસલમાનો ! કયાં જાવ છો ? હું ઊભો છું." આ લલકારની સાથે સર્વે પાછા ફર્યા. મુષન્નાએ એમને એકત્ર કરી ફરી હલ્લો કર્યો. આવી સ્થિતિના

સમયે મુષન્નાના ભાઇ અને મશહુર યોદ્ધા મસઊદ ઝખ્મી થઇ નીચે પડી ગયા. એમના તાબાની ફોજ હિમ્મત હારી જવાની તૈયારીમાં હતી કે મુષન્નાએ લલકાર કરી, "મુસલમાનો ! મારો ભાઇ માર્યો ગયો તો કંઇ જ પરવા નથી. શૂરવીરો પોતાના પ્રાણ એમ જ આપે છે. જો જો ! તમારા ઝંડા નીચા નમવા ન પામે." મસઊદે પોતે પણ રણમાં પડતાં પડતાં કહ્યું, "મારા મૌતથી તમે હિંમત હારશો નહિ."

ઘણીવાર ભારે ઘમસાણનું યુદ્ધ ચાલ્યું. ખ્રિસ્તી સરદાર અનસ ઇબ્ને હિલાલ જે ઘણી જ બહાદુરીથી લડી રહ્યો હતો તે ઘા ખાઇ નીચે પડયો. મુષન્નાએ જાતે ઘોડા પરથી ઊતરી તેને ગોદમાં લીધો અને પોતાના ભાઇ મસઊદની સાથે સૂવાડી દીધો. મુસલમાનોના મોટા મોટા સરદારો માર્યા ગયા છતાં મુષન્નાની દ્રઢતાના પ્રતાપે લડાઇનું પલ્લું એમના તરફ ભારે રહ્યું. ઇરાનીઓના ફોજનો મધ્ય ભાગ ખૂબ દ્રઢતાથી લડયો, પરંતુ સર્વ નાશ પામ્યો. શહરબરાઝ જે એક પ્રસિદ્ધ અમલદાર હતો તે કરતના હાથથી માર્યો ગયો, છતાં સેનાપતિ મેહરાન અડગ હતો અને ઘણી જ બહાદુરીથી હાથમાં તલવાર વડે લડી રહ્યો હતો, તેવામાં તગલિબ કબીલાના એક યુવાને તલવારથી એને પૂરો કરી નાખ્યો. મેહરાન ઘોડા પરથી જ્યારે પડયો ત્યારે પેલો જુવાન ઉછળીને ઘોડાની પીઠ પર જઇ બેઠો અને ગર્વની સાથે ગર્જના કરી કે, "હું છું તગલિબનો નવયુવાન અને ઇરાનીઓના સરદારનો ખૂની."

મેહરાનના માર્યા જવાથી લડાઇનો અંત આવ્યો. ઇરાનીઓ ઘણી જ ભૂંડી રીતે નાઠા. મુષન્નાએ ઇરાનીઓ નાસી ન છૂટે તે માટે તરત જ પુલની પાસે જઇ રસ્તો બંધ કર્યો. ઇતિહાસકારો કહે છે કે આના સિવાય કોઇ પણ લડાઇએ એટલી બધી અસંખ્ય લાશો પોતાની યાદગાર તરીકે છોડી ન હશે; કેમકે લાંબા સમય પછી જ્યારે મુસાફરો એ તરફથી પસાર થયા તો તેઓને ઠેક ઠેકાણે હાડકાંઓના ઢગે ઢગ નજરે પડયા. આ લડાઇનું એક ખાસ પરિણામ એ આવ્યું કે અરબો ઉપર ઇરાનીઓની જે ધાક બેસી ગઇ હતી તે નષ્ટ થઇ ગઇ. તેઓને ખાતરી થઇ ગઇ કે હવે ઇરાની સામ્રાજ્યની છેલ્લી ઘડીઓ આવી પહોંચી. મુષન્ના જાતે વર્ણન કરે છે કે ઇસ્લામથી પહેલાં હું ઘણીવાર ઇરાનીઓથી લડી ચૂક્યો છું, તે વેળા સો ઇરાની હજાર અરબોને ભારે હતા, પરંતુ આજે એક અરબ દસ ઇરાનીઓને ભારે છે. આ લડાઇ પછી મુસલમાનો ઇરાકના તમામ ઇલાકાઓમાં ફરી વળ્યા.

હાલ જ્યાં બગદાદ આબાદ છે ત્યાં તે સમયે એક ઘણું મોટું બજાર ભરાતું હતું. મુષન્નાએ બજાર ભરાવવાના દિવસે જ તે જગ્યા પર હલ્લો કરી દીધો. બજારવાળા જીવ લઇને આમ-તેમ નાસી ગયા. એથી બેશુમાર રોકડ અને સામાન હાથ આવ્યાં. રાજધાનીમાં એ સમાચાર પહોંચ્યા ત્યારે સર્વે એકીમતે બોલી ઉઠયા : "બાયલી સરકાર !" અને માંહોમાંહેની વિરોધતાનું પરિણામ એવું જ આવવું જોઇતું હતું. તે જ

વેળા પુરાનદખ્તને ગાદી પરથી ઉઠાડી મૂકી.* યઝદેજર્દ કે જે સોળ વરસની વયનો નવજુવાન હતો અને તે જ શાહી ખાનદાનના પુરૂષ વર્ગમાંથી એક યાદગાર રહી ગયો હતો-તેને ગાદી પર બેસાડવામાં આવ્યો. રૂસ્તમ અને ફીરોઝ કે જેઓ સલતનતના હાથ અને બાજુ હતા અને જેઓ માંહોમાંહે દ્વેષ રાખતા હતા, તેમને દરબારીઓએ કહ્યું કે, "હજુ પણ તમે બંને એકત્ર બની કામ ન કરશો તો અમે જ તમારો અંત લાવી મુકીશું."

સારાંશ કે યઝદેજર્દના રાજ્યાભિષેકની સાથે સલતનતમાં નવેસરથી એક આત્મા પડી ગયો. મુલ્કી અને ફૌજી અફસરો જ્યાં જ્યાં જે જે કામો પર રોકાયા હતા સચેત બની ગયા. સર્વ કિલ્લા અને લશ્કરી છાવણીઓ મજબૂત કરી દેવામાં આવી. ઈરાકનો જે પ્રદેશ જીતાઈ ચૂક્યો હતો ત્યાં પણ ઈરાનનો ટેકો મળતાં બળવો ફાટી નીકળ્યો અને તમામ જીતાયેલા સ્થળો મુસલમાનોના હાથમાંથી છટકી ગયાં.

હઝરત ઉમર (રદિ.)ને એ સમાચાર મળતાં તેમણે તરત જ મુષન્ના પર ફરમાન મોકલ્યો કે, "લશ્કરોને હરેક તરફથી સમેટી અરબસ્તાનની સરહદ તરફ પાછા હટી આવો. રબીઆ અને મુદર કબીલાઓ જે ઈરાકની સરહદ પર વસેલાં છે તેમને ઠરાવેલ તારીખે એકઠા થવાનો હુકમ મોકલી આપો."

એ ઉપરાંત એમણે પોતે ખૂબ સાધનો સાથે લશ્કરી તૈયારીઓ કરવા માંડી. અરબસ્તાનના જિલ્લાઓમાં જ્યાં પણ કોઈ બહાદુર અમીર, બુદ્ધિશાળી પુરૂષ, કવિ વકતા કે કાબિલ માણસ જણાય તેને દરબારે ખિલાફતમાં હાજર થવાનું કહેવા માટે ચારે બાજુ ખેપીયાઓ દોડાવ્યા. હજનો વખત આવી પહોંચ્યો હતો, તેથી હઝરત ઉમર (રદિ.) પોતે પણ મક્કા રવાના થયા. હજથી હજુ ફારેગ થયા ન હતા કે ચારે બાજુથી અરબ કબીલાઓ જોશ ખાતા સાગરની જેમ ઉમટી આવ્યા. સઅદ ઇબ્ને વક્કાસે ત્રણ હજાર માણસો મોકલ્યા કે જેઓમાંથી દરેક જણ બહાદુર લડવૈયો હતો. હદ્રમૌત, સદફ, મુદજ્જ કૈસ અને ઐલાનના સરદારો હજારો સૈનિકો લઇ આવી પહોંચ્યા. મશહૂર કબીલાઓમાંથી યમનના હજાર, બનૂ તમીમ અને રબાબના ચાર હજાર અને બનૂ અસદના ત્રણ હજાર સૈનિકો હતા.

હઝરત ઉમર (રદિ.) હજ કરી પાછા આવ્યા ત્યારે જ્યાં સુધી એમની નજર પહોંચતી હતી ત્યાં સુધી માનવ સાગર નજરે પડતો હતો. એમણે હુકમ કર્યો કે લશ્કર ઘણી જ વ્યવસ્થાપૂર્વક તૈયાર થવું જોઇએ, હું પોતે સેનાપતિ બની સાથે આવીશ. આથી મોખરેના લશ્કર પર તલહા, જમણી પાંખ પર ઝુબૈર, ડાબી પાંખ પર અબ્દુર્રહમાન ઇબ્ને ઔફને રાખ્યા. ફૌજ તૈયાર થઇ ગઇ ત્યારે હઝરત અલી (રદિ.)ને બોલાવી ખિલાફતનો કારભાર હઝરત ઉમર (રદિ.)એ તેમને હવાલે કર્યો અને પોતે મદીનાથી નીકળી ઈરાક તરફ

* એ અબૂ હનીફા દીનૂરીની રિવાયત છે. તબરાનીએ ૨૫ વર્ષની વય બતાવી છે.

રવાના થયા. હઝરત ઉમર (રદિ.)ની તત્પરતાથી લોકોમાં એક સામાન્ય ઉત્સાહ રેડાયો અને સર્વ માણસોએ મરવા માટે કમર કસી. મદીનાથી ત્રણ માઇલ પર આવેલા સરાર નામે એક વહેળા આગળ છાવણી નંખાઇ. આ એમની મુસાફરીની પહેલી મંઝિલ હતી. અમીરુલ મુઅમિનીનનું લડાઇના મોખરે જવું કેટલીક મસ્લિહતની રૂએ વાસ્તવિક ન હતું, તેથી સરાર મુકામે ફોજને એકત્ર કરી સર્વ લોકોના અભિપ્રાય લેવામાં આવ્યા. આમ લોકોએ એકીમતે કહ્યું કે, "અમીરુલ મુઅમિનીન ! એ કામ આપ વગર સર થશે નહિ." પરંતુ મોટા મોટા સહાબીઓ કે જેઓ મામલાનો સાર-અસાર સમજતા હતા, તેઓએ એના વિરુદ્ધ મત આપ્યો. અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે કહ્યું, "લડાઇની બે બાજૂ છે. જો ખુદા ન કરે ને આપણી હાર થઇ અને આપને કંઇ ઇજા થઇ તો ફરી ઇસ્લામનો અંત આવેલો જાણવો." હઝરત ઉમર (રદિ.)એ ઊભા થઇ એક અસરકારક ભાષણ કર્યું અને આમ લોકોને ઉદ્દેશીને કહ્યું, "હું તમારા અભિપ્રાય પ્રમાણે અમલ કરવા ચાહતો હતો, પરંતુ એ મતથી મહાન સહાબીઓ મળતા થયા નથી." અંતે એ વાત પર સર્વે એકમત થયા કે હઝરત ઉમર (રદિ.) જાતે સિપેહસાલાર (સેનાપતિ) થઇને ન જાય, પરંતુ મુશ્કેલી એ હતી કે સેનાપત્નીી ભારે જોખમદારી ઉઠાવવા માટે કોઇ કાબેલ માણસ મળતો ન હતો. અબૂ ઉબૈદા અને ખાલિદ સિરીયા (શામ)ના મામલાઓમાં રોકાયલા હતા. હઝરત અલી (રદિયલ્લાહુ અન્હૂ)ને પૂછવામાં આવતાં તેમણે ના પાડી. લોકો આ ગૂંચવાડામાં હતા કે એકાએક અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે ઊભા થઇ કહ્યું કે, "મને માણસ મળી આવ્યો." હઝરત ઉમર (રદિ.)એ પૂછયું, "કોણ ?" અબ્દુર્રહમાન બોલ્યા, "સઅદ ઇબ્ને અબી વક્કાસ."

સઅદ મોટા દરજ્જાના સહાબી અને રસૂલે કરીમ (સલ.)ના મામા હતા. એમની બહાદુરી અને વીરતા પણ સર્વમાન્ય હતી, પરંતુ જંગની યુક્તિ-કળા અને સેનાપત્નીી લાયકાત પ્રત્યે સમજ પડતી ન હતી. આ કારણે હઝરત ઉમર (રદિ.) ફરી વિચારમાં પડયા, પરંતુ જ્યારે સર્વે હાજર રહેલાઓએ અબ્દુર્રહમાન ઇબ્ને ઔફના મતને ટેકો આપ્યો તો એમણે નાછુટકે એ વાત મંજુર રાખી, એ છતાં સાવધાનીની ખાતર લશ્કરના સર્વે અગત્યના કાર્યો પોતાના હવાલામાં રાખ્યાં. આથી એ સર્વે લડાઇઓમાં પહેલેથી છેલ્લે સુધી લશ્કરની હિલચાલ, હુમલાની વ્યવસ્થા, લશ્કરની ગોઠવણી, ફૌજની વહેંચણી વગેરે સંબંધી હુકમો વખતો વખત તેઓ મોકલતા રહેતા અને કોઇ પણ કામ એમની ખાસ સૂચના વિના કરવામાં આવતું ન હતું. તે એટલે સુધી કે મદીનાથી લઇને તે ઇરાક સુધી ફૌજને મુકામ કરવા માટેની મંઝિલો પણ હઝરત ઉમરે (રદિ.) પોતે જ નક્કી કરી હતી. આથી ઇતિહાસકારોએ નામો સહિત એનું વિવરણ કર્યું છે.

સારાંશ કે સઅદે લશ્કરનો ઝંડો ચઢાવ્યો. મદીનાથી લશ્કર રવાના થયું અને ૧૭-૧૮ મંઝિલો પૂરી કરી સઅલબા પહોંચી લશ્કરે છાવણી નાખી. સઅલબા કૂફાથી ત્રણ મંઝિલ

દૂર છે અને પાણીની રેલમછેલ અને જગ્યાની ખૂબીના લીધે આ જગ્યાએ મહિનાઓ સુધી બજાર ભરાતું હતું. ત્રણ મહિના એ સ્થળે મુકામ રહ્યો. ઝીકાર ગામે મુષન્નાએ આઠ હજાર સૈનિકો સહિત પડાવ નાંખ્યો હતો. એમાંથી ખાસ બક્ર ઈબ્ને વાઅલના છ હજાર યુવાનો હતા. કૂફા પર સાથે મળી હલ્લો કરવા મુષન્ના સઅદની રાહ જોતા હતા, પરંતુ જસરના યુદ્ધમાં એમને જે ઘા વાગ્યા હતા તે વધતા ગયા અને અંતે એની પીડાથી એમનો ઈન્તિકાલ થયો. સઅદે સઅલબાથી ઉઠાવગીરી કરી શરાફમાં છાવણી નાખી. અત્રે મુષન્નાના ભાઈ મુઅન્ના એમને આવી મળ્યા અને મુષન્નાએ જે જે જરૂરી સૂચનાઓ આપી હતી, તે સઅદને કહી સંભળાવી. હઝરત ઉમર (રદિ.)નું એ ફરમાન હતું કે જે જગ્યાએ લશ્કર પડાવ નાખે તે જગ્યાની સર્વ હકીકત લખી એમના પર મોકલી આપવી જોઈએ. એથી સઅદે એ જગ્યાનો નકશો દોરી, લશ્કરનો ફેલાવો, છાવણીનો ઘાટ વગેરે સર્વે અહેવાલ એમના પર લખી મોકલ્યો. ત્યાંથી એક વિગતવાર ફરમાન આવ્યું, જેમાં ઘણી સૂચનાઓ, ફોજની ગોઠવણીના નિયમો હતા. સઅદે એ ફરમાન મુજબ પ્રથમ પૂરા લશ્કરની ગણતરી કરી કે જે ઓછામાં ઓછું વીસ હજાર સૈનિકોનું બનેલું માલુમ પડયું. ફરી લશ્કરને જમણી અને ડાબી પાંખમાં વહેંચી દરેક ભાગ પર એકેક જુદો જુદો સરદાર નિર્માણ કર્યો. લશ્કરના જુદા જુદા ભાગો અને તેમના ઓફિસરોની વિગત તબરીના વર્ણન મુજબ નીચે પ્રમાણેના નકશા ઉપરથી જણાશે.

| લશ્કરનો ભાગ | ઓફિસરનું નામ | ટૂંક અહેવાલ |
|---|---|---|
| મોખરેનું લશ્કર | ઝુહરા ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને કતાદા | અજ્ઞાનતાના સમયે તેઓ બહરૈનના બાદશાહ હતા. રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં પોતાની કૌમ તરફથી વકીલ બની આવેલા અને ઈસ્લામમાં દાખલ થયા હતા. |
| જમણી પાંખ | અબ્દુલ્લાહ ઈબ્નુલ મુઅતસિમ | સહાબી હતા. |
| ડાબી પાંખ | શુરહબીલ ઈબ્ને સામિત | નવયુવાન હતા. મુર્તદોના જંગમાં એમણે ભારે ખ્યાતી મેળવી હતી. |
| પાછલો ભાગ | આસિમ ઈબ્ને અમરિત્તમીમી | |
| ફરતી ટુકડી | સવાદ ઈબ્ને માલિક | |
| અનિયમિત ફોજ | સલમાન ઈબ્ને રબીયત લબાહલી | |
| પાયદળ | હમ્માલ ઈબ્ને માલિકિલ અસદી | |
| ઊંટ-સવારો | અબ્દુલ્લાહ ઈબ્ને ઝિસ્સહમૈન | |

| લશ્કરનો ભાગ | ઓફિસરનું નામ | ટૂંક અહેવાલ |
|---|---|---|
| કાઝી અને ખઝાનચી | અબ્દુર્રહમાન ઈબ્ને રબીયતિ લબાહલી | |
| રાયદ અર્થાત રાસન−સીધા સામાન વિગેરેની વ્યવસ્થા રાખનાર | સલમાન ફારસી | મશહુર સહાબી છે. તેઓ ઈરાનના રહેનારા હતા. |
| દુભાષિયો | હિલાલ હજરી | |
| મુન્શી | ઝિયાદ ઈબ્ને અબી સુફયાન | |
| તબીબ* | | |

એ ઉપરાંત અઅશારના અમીરોમાંથી સિત્તેર એવા અસહાબીઓ હતા કે જેઓએ ગઝવએ બદરમાં ભાગ લીધો હતો. ત્રણસો સૈનિકો એવા હતા કે જેઓ "બયઅતુર્રિદવાન"માં હાજર હતા. એટલી જ સંખ્યાના એવા મહાન પુરુષો હતા કે જેઓ મક્કાની જીતમાં સામેલ હતા. સાત સો એવા હતા કે જેઓ સહાબીઓ તો ન હતા, પરંતુ અસહાબોની અવલાદમાંથી હતા.

સઅદ શરાફ મુકામે જ હતા કે ખિલાફતથી એક ફરમાન આવ્યું જેનો મતલબ એ હતો કે "શરાફથી આગળ વધી કાદિસિયામાં પડાવ નાંખો અને એવી રીતે મોરચા જમાવો કે આગળ ઈરાનની ભૂમિ હોય અને પાછળ અરબસ્તાનના પહાડ આવી રહ્યા હોય, કેમ કે જો જીત થાય તો જ્યાં સુધી ચાહો ત્યાં સુધી આગળ વધતા ચાલ્યા જાઓ અને ખુદા ન કરે ને પરિણામ બીજું આવ્યું તો પાછળ હટી પહાડોમાં આસરો લઈ શકાય."

કાદિસિયા એક ઘણું જ લીલાલહેર અને નહેરો અને પુલોના લીધે મશહૂર મથક હતું. હઝરત ઉમર (રદિ.) જાહિલિય્યતના જમાનામાં આ સ્થળો પાસેથી ઘણી વાર પસાર થયા હતા અને એ સ્થળની રચના, ઘાટ અને હાલતના જાણકાર હતા, તેથી સઅદ પર જે ફરમાન મોકલ્યું હતું તેમાં કાદિસિયાની મોકાની જગ્યા પણ આલેખવામાં આવી હતી. એ છતાં હઝરત ઉમર (રદિ.)નો એ વિશે પુરાતન અનુભવ હતો તેથી સઅદને લખી મોકલ્યું કે "કાદિસિયા જઈ ત્યાંની જમીનનો પૂરેપૂરો નકશો દોરી મોકલો, કારણ કે કેટલીક અગત્યની બાબતો મેં એટલા માટે લખી નથી કે એ જગ્યા અને મથકની પૂરી હાલતનો હું જાણકાર નથી."

સઅદે ઘણી વિગતવારપૂર્વક લડાઈના મથકની હદો અને હાલત લખી મોકલી. દરબારે ખિલાફતથી કુચ કરવાની પરવાનગી મળી. આથી સઅદ શરાફથી મુકામ ઉઠાવી ગઝીબ પહોંચ્યા. અત્રે ઈરાનીઓનું મેગેઝીન રહેતું હતું, તે હાથ લાગ્યું. કાદિસિયા પહોંચી

* અફસોસ કે તબરીએ તબીબો (ડૉક્ટરો)ના નામ લખ્યાં નથી, ફક્ત એટલું જ લખ્યું છે કે હઝરત ઉમર (રદિ.)એ ફોજ સાથે ડૉક્ટરો મોકલ્યા હતા.

સઅદે દુશ્મનના સમાચાર મેળવવા ચારે તરફ જાસૂસો છોડી દીધા. તેમણે પાછા આવી ખબર કરી કે રૂસ્તમ (ફર્રૂખઝાદનો પુત્ર) જે આર્મિનિયાનો અમીર છે તેને સેનાપતિ નીમવામાં આવ્યો છે અને તે મદાયનથી આગળ વધી સાબાતમાં પડયો છે. સઅદે એ સમાચાર હઝરત ઉમર (રદિ.)ને પહોંચાડયા. ત્યાંથી જવાબ આવ્યો કે, "લડાઇ શરૂ કરવા પહેલાં થોડાક માણસોને એલચી બનાવી મોકલો અને તેમના દિલોમાં ઈસ્લામ પ્રતિ ચાહના ઉત્પન્ન કરો." સઅદે કબીલાના સરદારોમાંથી ચઉદ માણસોને ચૂંટી કાઢયા કે જેઓ તેઓના જુદા જુદા ગુણોની રૂએ પૂરા અરબસ્તાનમાં ચુનંદા હતા. ઉતારદ ઈબ્ને હાજિબ, અશઅષ ઈબ્ને કૈસ, હારિષ ઈબ્ને હસ્સાન, આસિમ ઈબ્ને ઉમર, અમ્ર ઈબ્ને મઅદીકરબ, મુગીરા ઈબ્ને શુઅબહ અને મુઅન્ના ઈબ્ને હારિષા શરીરના કદ અને જાહેરી રોબદાબની રૂએ તમામ અરબસ્તાનમાં પ્રખ્યાત હતા. નુઅમાન ઈબ્ને મકારન, બુસુર ઈબ્ને અબી રહમ, હમલહ ઈબ્ને જુવનહ, હન્ઝલા ઈબ્નુર્રબીઈત્તમીમી, ફુરાત ઈબ્ને હિબાનિલ અજલી, અદી ઈબ્ને સુહૈલ અને મુગીરા ઈબ્ને ઝુર્રાહની બુદ્ધિ,, કળા-કૌશલ્ય, ચાલાકી અને રાજનીતિમાં તેમની બરાબરીનો કોઈ ન હતો.

સાસાનીઓનું પાયતખ્ત પુરાના જમાનામાં અસતખર હતું. નૌશીરવાન બાદશાહે મદાયન શહેરને રાજધાની બનાવી હતી અને ત્યારથી એ જ પાયતખ્ત હતું. એ સ્થળ સઅદની છાવણી અર્થાત કાદિસિયાથી ૩૦-૪૦ માઈલ દૂર હતું. એલચીઓ ઘોડા ફેંકતા સીધા મદાયન રવાના થયા. માર્ગમાં જ્યાંથી તેઓ પસાર થતા ત્યાં જોનારાઓની ભારે ઠઠ જામતી. અંતે તેઓ રાજધાની નજીક પહોંચી થોભ્યા. જો કે તેઓનો જાહેરી દેખાવ એવો હતો કે ઘોડાઓ પર જીન કે હાથોમાં હથિયાર સુદ્ધાં ન હતાં, છતાં નિડરતા અને વીરતા એમના ચહેરાઓ પરથી સાફ જણાઇ આવતી હતી અને પ્રેક્ષકો પર એની ભારે અસર થતી હતી. જે ઘોડાઓ પર તેઓ સવાર હતા તેઓ છુટવા માંગતા હતા અને વારંવાર જમીન પર પગ મારતા હતા. આથી ઘોડાની ટાપોનો અવાજ યઝદેજર્દના કાનો સુધી પહોંચતાં તેણે પૂછાવ્યું કે, "એ શાનો અવાજ છે ?" તપાસ કરતાં જણાયું કે ઈસ્લામના એલચીઓ આવ્યા છે. આ સમાચાર સાંભળી બાદશાહે ઘણી જ દમામ અને ભપકા સાથે દરબાર ભર્યો અને એલચીઓને બોલાવ્યા. એ લોકો અરબી ઝભ્ભા પહેરી, ખભા ઉપર લાંબી ચાદરો નાખી, હાથોમાં કોરડાઓ લઇ મોજાઓ ચઢાવી દરબારમાં દાખલ થયા. છેલ્લી લડાઈઓએ સર્વ ઈરાનમાં અરબોની ધાક બેસાડી દીધી હતી. યઝદેજર્દ એલચીઓને આવા ભપકાને જોઈ તે પણ ધ્રૂજી ગયો.

ઈરાનીઓ સામાન્ય રીતે દરેક વસ્તુમાંથી શુકન લેવા ટેવાયેલા હતા. યઝદેજર્દે પૂછયું, "અરબીમાં ચાદરને શું કહેવામાં આવે છે !" તેઓએ કહ્યું, "બુર્દ." એણે (ફારસીની ભાષા-રૂઢિ પ્રમાણે) કહ્યું, "જહાંબુર્દ." પછી કોરડાની અરબી પૂછી તો તેઓએ જવાબમાં કહ્યું, "સોત." તે "સોખ્ત" સમજયો અને બોલ્યો, "પારસ રા

સોખતંદ.'' આ અપશુકનોથી આખાય દરબારમાં ગુસ્સાની લાગણી પ્રગટી નીકળી હતી પરંતુ શાહી વિવેકના લીધે કોઇ કંઇ કહી શકતું ન હતું. ફરી સવાલ કર્યો કે, ''તમે એ દેશમાં કેમ આવ્યા છો ?'' નુઅમાન ઇબ્ને મુકર્રિન જેઓ સરપંચ હતા, તેઓ જવાબ આપવા આગળ વધ્યા. પ્રથમ તેમણે ટૂંકમાં ઇસ્લામનું વર્ણન કર્યું ફરી બોલ્યા, ''અમે સારાય જગત સમક્ષ બે વસ્તુ મુકીએ છીએ-જઝિયા યા તલવાર !'' યઝદેજર્દ બોલ્યો, ''તમે ભૂલી ગયા કે પૂરા જગતમાં તમારાથી વધુ હલકી અને કમભાગી કોઇ પ્રજા ન હતી ? તમે જ્યારે પણ અમારી સામે માથું ઉઠાવતા ત્યારે સરહદના જમીનદારો પર અમે હુકમ મોકલી દેતા અને તેઓ તમારું બધું પાણી ઉતારી દેતા હતા.'' આ સાંભળી સર્વે મોન રહ્યા, પરંતુ મુગીરા ઇબ્ને ઝુર્રાહથી રહેવાયું નહિ અને તેઓએ ઊભા થઇ કહ્યું, ''એ લોકો (પોતાના મિત્રો તરફ ઇશારો કરીને) અરબસ્તાનના અમીરો છે અને સહિષ્ણુતા અને ઉદારતાના લીધે તેઓ બહુબોલા બની શકતા નથી. તેઓએ જે કંઇક કહ્યું તે ઘટિત હતું, પરંતુ કેટલીક કહેવાજોગ બાબતો રહી ગઇ તેનું હું વર્ણન કરું છું. એ સાચું કે અમે કમભાગી અને કુમાર્ગી હતા, માંહોમાંહે લડી પડતા હતા, પરંતુ ખુદાએ અમારા માટે એક પયગમ્બર મોકલ્યો, જેનું કુળ અને વંશ અમારાથી ઉચ્ચ હતું. પહેલ વહેલા અમે એની વિરોધતા કરી. તે સાચું કહેતો તો અમે તેને જુઠો પાડતા, એ આગળ વધતો હતો ત્યારે અમે પાછળ હટતા હતા, પરંતુ ધીમે ધીમે એની વાતોએ અમારા દિલ પર છાપ બેસાડી. તે જે કંઇ કહેતો તે ખુદાના હુકમથી કહેતો અને જે કંઇક કરતો તે ખુદાના હુકમથી કરતો હતો. એણે અમને આજ્ઞા કરી કે એ ધર્મને આખી દુનિયા સમક્ષ મુકો, જે લોકો ઇસ્લામ કબૂલ કરે તે સર્વે હકોમાં તમારી બરાબર છે. જે ઇસ્લામ કબૂલ કરવાની ના પાડે અને જઝિયા આપવા રાજી હોય તે ઇસ્લામના આસરા તળે છે અને જે બંને વાતોની ના પાડે તેને માટે તલવાર છે.'' યઝદેજર્દ ગુસ્સાથી બેચેન થઇ ગયો અને કહેવા લાગ્યો કે, ''જો કાસિદોને કત્લ કરવાનું યથાર્થ હોત તો તમારામાંથી એક પણ જીવતો બચીને જાત નહિ.''

એટલું કહી તેણે માટીની ટોપલી મંગાવી અને પૂછયું કે, ''તમારામાંથી સૌથી વધુ ઇઝઝતદાર કોણ છે ?'' આસિમ ઇબ્ને ઉમર આગળ વધી બોલ્યા, ''હું.'' આથી નોકરોએ એમના માથા પર ટોપલી મૂકી દીધી. તેઓ ઘોડો દોડાવતા સઅદ પાસે પહોંચ્યા અને બોલ્યા, ''ફતેહની મુબારકબાદી ! શત્રુએ પોતાની જમીન પોતે જ અમારે હવાલે કરી દીધી.''

આ બનાવ પછી કેટલાયે મહિના સુધી બંને બાજુએ ચુપકીદી જાળવી. ઇરાનની સરકાર તરફથી રૂસ્તમને એ કામ માટે મુકર્રર કરવામાં આવ્યો હતો, તે સાબાતમાં લશ્કર લઇ પડયો હતો અને યઝદેજર્દના આગ્રહ છતાં લડાઇની વાતને ઉડાવ્યા કરતો. આ તરફ મુસ્લિમોએ એવો દસ્તૂર કર્યો હતો કે તેઓ આસપાસના ગામડાઓ પર ચઢાઇ

લઈ જતા અને ખાધા–ખોરાકી માટે ઢોરઢાંખર વગેરે લૂંટી લાવતા. આ અરસામાં કેટલાક તે બાજુએથી આ તરફ આવ્યા, તેઓમાં જોશનમાહ પણ હતો કે જે સરહદના સમાચાર લખવા પર નિમાયો હતો. આ સ્થિતિ વધુ લંબાતા પ્રજાના ટોળેટોળાં યઝદેજર્દની પાસે ફરિયાદ લઈ ગયા કે, "અમારું રક્ષણ કરો, નહિતર અમે અરબોને તાબે થઈ જઈશું" આથી નાછૂટકે રૂસ્તમને મુકાબલા માટે આગળ વધવું જ પડયું. સાઠ હજારના લશ્કરની સાથે સાબાતથી તે નીકળ્યો અને કાદિસિયા પહોંચી એણે છાવણી નાખી, પરંતુ એની ફોજ જે જે ઠેકાણેથી પસાર થઈ ત્યાં ત્યાં અનાચાર કરતી ગઈ. સર્વે ઑફિસરો દારૂ પી ધીંગામસ્તી કરતા હતા અને લોકોની આબરૂ–ઈઝઝતની પણ પરવા ન કરતા. આ બાબતોના લીધે સામાન્ય રીતે આખા દેશમાં એવી વાત ફેલાવા પામી કે ઈરાની સરકારનો નાશ હવે નજીક દેખાય છે.

રૂસ્તમની ફોજ જે દિવસે સાબાતથી આગળ વધી તે દિવસે સઅદે ચારે બાજુ જાસૂસો ફેલાવી દીધા કે જેથી ઘડી–ઘડીના સમાચાર મળતા રહે. લશ્કરનો રંગ ઢંગ, સેનાની રચના, પડાવનું મુખ એ સર્વે બાબતોની બાતમી માટે ફોજી ઑફિસરો નિર્માણ કર્યા. એ દરમ્યાન કોઈક વેળા શત્રુ સાથે મુકાબલો પણ થઈ જતો, દાખલા તરીકે એક વેળા તુલૈહા રાતના વખતે શત્રુના લશ્કરમાં વેશ બદલી ગયા. ત્યાં એક ઠેકાણે એક કિંમતી ઘોડો થાન પર બાંધેલો જોયો. તલવારથી તેની લગામની દોર કાપી પોતાના ઘોડાની લગામના દોર સાથે બાંધી દીધી. આ અરસામાં લોકો જાગી ઉઠયા અને એમની પાછળ પડયા. એ ઘોડાનો સવાર એક મશહૂર અમલદાર હતો અને હજાર ઘોડેસવારોની બરાબર ગણાતો હતો. એ ઘોડેસવારે તુલૈહાની નજીક પહોંચી બરછીનો વાર કર્યો. એમણે એ વાર ખાળ્યો. ઘોડેસવાર જમીન પર પટકાઈ પડયો, એટલે એમણે વાંકા વળી એને એવી બરછી મારી કે છાતી પાર ઉતરી ગઈ. આ સવારની સાથે બીજા બે સવારો હતા. તેઓમાંથી એક એમના હાથે માર્યો ગયો અને બીજાએ એવી શરતે રક્ષણ માંગ્યું કે હું કેદી બની તમારી સાથે ચાલીશ. એ અરસામાં સર્વ ફોજમાં ખળભળાટ મચી ગયો. લોકો ચારે બાજુથી તૂટી પડયા, પરંતુ તુલૈહા લડતા લડતા સાફ નીકળી આવ્યા અને ૬૦ હજાર સેના જોતી જ રહી ગઈ. બંધીવાન સવારે સઅદની સામે આવી ઈસ્લામ સ્વીકાર્યો અને બોલ્યો કે બંને સવારો જે તુલૈહાના હાથે માર્યા ગયા તેઓ મારા પિત્રાઈ ભાઈઓ હતા અને દરેક જણ એક એક હજાર સવારની બરાબર ગણાતો હતો. ઈસ્લામથી પાવન થયા પછી એ બંધીવાનનું નામ મુસ્લિમ રાખવામાં આવ્યું. એના દ્વારા શત્રુની ફોજની એવી બાતમીઓ જાણવા મળી કે જે કોઈ પણ રીતે જાણી શકાતી ન હતી. એ હવે પછીની લડાઈઓમાં સામેલ રહ્યો અને દરેક પ્રસંગે દઢતા અને વીરતાના એણે ખરાં જૌહરો બતલાવ્યાં. રૂસ્તમ યુદ્ધ કરવાથી ડરતો હતો તેથી એણે ફરી એકવાર સુલેહની કોશિશ કરી. સઅદને સંદેશો મોકલ્યો કે, "તમારો કોઈ ભરોસાદાર માણસ આવે તો સુલેહ સંબંધી કંઈક વાતચીત કરી શકાય." સઅદે રબઈ ઈબ્ને આમિરને એ સેવા માટે ચૂંટી કાઢયા. તેઓ એક વિચિત્ર

વેશ લઇ ચાલ્યા. બન્નુસના કાપડનું બખ્તર બનાવ્યું અને તેનો એક ટુકડો માથા પર લપેટી લીધો. કેડે દોરડાનો કમર પટો બાંધ્યો અને તલવારના મ્યાન પર ચીંથડા લપેટી લીધા. આ વિચિત્ર વેશ સાથે તેઓ ઘોડા પર સવાર થઇ નીકળ્યા. તે તરફ ઇરાનીઓએ ઘણી જ ઠાઠમાઠથી દરબાર શણગાર્યો. કિનખાબની જાજમ તેના પર જરીના મોટાં ઓશીકાં, રેશમી પરદા અને ઉચ્ચ સ્થાન પર જડાવ તખ્ત મુકાયો. રબઇ જાજમની નજીક પહોંચી ઘોડા પરથી ઉતર્યા અને લગામના દોર એક ઓશીકા સાથે બાંધ્યા. જો કે દરબારીઓ આવી બેપરવાઇની રીત જોઇ કંઇ બોલ્યા નહિં, છતાં રિવાજ પ્રમાણે હથિયાર મુકી દેવા તેઓએ કહ્યું. રબઇ બોલ્યા, "હું બોલાવેલો આવ્યો છું, તમને એ પ્રમાણે મારું આવવું ગમતું ન હોય તો હું પાછો ચાલ્યો જાઉં છું." દરબારીઓએ રૂસ્તમથી પૂછી જોયું. તેણે આવવા દેવાની રજા આપી. રબઇ ઘણી જ બેપરવાઇની સાથે ધીમે ધીમે તખ્તની તરફ આગળ વધ્યા, પરંતુ બરછી કે જેના વડે છડીનું કામ લેતા હતા તેની અણી એવી રીતે જાજમ પર ઘોંચતા ચાલતા હતા કે જે ભપકાદાર જાજમ ને ઉમદા ગાલીચા પાથર્યા હતા તે ઠેકઠેકાણે કપાઇ જઇ નકામા થઇ ગયા. તખ્તની નજીક જઇ જમીન પર બરછી મારી કે જે જાજમની આરપાર જઇ જમીનમાં ઘોંચાઇ ગઇ. રૂસ્તમે પૂછયું, "તમે આ દેશમાં કેમ આવ્યા છો ?" એમણે જવાબ આપ્યો, "અમે એ માટે આવ્યા છીએ કે સર્જનના બદલે સર્જનહારની પૂજા થાય." રૂસ્તમે કહ્યું, "હું સલતનતના કાર્યવાહકો સાથે મસલત ચલાવી જવાબ આપીશ."

દરબારીઓ વારંવાર રબઇના હથિયારો જોતા હતા અને કહેતા કે, "આ સાધનો વડે ઇરાન જીતવાનો ઇરાદો કર્યો છે !" પરંતુ જ્યારે રબઇએ તલવાર મ્યાનથી બહાર કાઢી તો જાણે વીજળીનો ચમકાર થયો હોય તેમ તેમની આંખો અંજાઇ ગઇ અને જ્યારે એના પાણીની પરીક્ષા માટે ઢાલો મુકવામાં આવી તો રબઇએ ઢાલોના ટુકડે ટુકડા ઉડાવી દીધા. રબઇ આ વેળા ચાલ્યા આવ્યા, પરંતુ સંદેશા–પત્રવ્યવહાર બરોબર ચાલુ જ રહ્યા.

છેલ્લા એલચી.તરીકે મુગીરા ગયા. તે દિવસે ઇરાનીઓએ ઘણી જ ઠાઠમાઠ સાથે દરબાર ભર્યો. જેટલાંય એલચી અને ઑફિસરો હતા તેઓ ઝરીના તાજ પહેરી ખુરશીઓ પર બેઠા હતા, તંબુમાં કિનખાબ અને સિન્જાબની જાજમ પાથરવામાં આવી હતી અને નોકરો અને મનસબદારો વ્યવસ્થિતપણે બબ્બે સફો બનાવી ઊભા હતા. મુગીરા ઘોડા પરથી નીચે ઉતરી સીધા તખ્તની તરફ આગળ વધ્યા અને રૂસ્તમની પલાંઠી સાથે પલાંઠી મારી બેસી ગયા. આ અપમાનથી પૂરો દરબાર એટલો ગુસ્સે થઇ ગયો કે એમને ચોકીદારોએ હાથ પકડી તખ્તથી ઉતારી દીધા. મુગીરાએ દરબારના અમલદારોને ઉદ્દેશી કહ્યું, "હું મારી મેળે આવ્યો નથી, પરંતુ તમારો બોલાવેલો આવ્યો છું, એટલે મહેમાનની સાથે એવી વર્તણૂક તમને શોભાસ્પદ ન હતી. તમારી જેમ અમારા લોકોમાં એવો કાનૂન–નિયમ નથી કે એક માણસ ખુદા બની બેસે અને સર્વે લોકો એની આગળ બંદા

(ગુલામ) બની ગરદન નીચી નમાવી રાખે." દુભાષીયો –કે જેનું નામ અબૂદ હતું અને જે હીરાનો રહેનાર હતો–તેણે આ વિવેચનનો જ્યારે તરજુમો કર્યો ત્યારે આખાય દરબાર પર અસર થઈ અને કેટલાક બોલી ઉઠયા કે, "એ અમારી ભૂલ હતી કે અમે એવી કોમને તુચ્છ ગણતા હતા."

રૂસ્તમ પણ શરમાઈ ગયો અને પોતાની લજ્જા દૂર કરવા માટે કહ્યું કે, "એ નોકરોથી ભૂલ થઈ ગઈ, મારો એવો ઈશારો કે હુકમ ન હતો." ફરી બેપરવાઈની રીતે મુગીરાના તીરના ભાથામાંથી એક તીર કાઢી હાથમાં લઈ બોલ્યો કે, "એ તકલીઓથી શું વળશે ?" મુગીરાએ જવાબ આપ્યો કે, "આગની જવાળા જો કે નાની હોય તો પણ અંતે તે આગ જ છે.

રૂસ્તમ એમની તલવારની મ્યાન જોઈ બોલ્યો, "કેટલી જીર્ણ થઈ ગઈ છે." એમણે કહ્યું, "હા, પરંતુ તલવારને પાણી પણ ચઢાવેલું છે." એ છેડછાડ પછી મુદ્દાની વાત શરૂ થઈ. રૂસ્તમે સલતનતના દાબ અને દમદમાટનું વિવરણ કરી જાણે ઉપકાર જાહેર કરતો હોય તેમ બોલ્યો, "હજુ પણ પાછા ચાલ્યા જાવ તો તો અમને કંઈ વાંધો નથી, બલકે કંઈ ઈનામ પણ આપવામાં આવશે." મુગીરાએ તલવારની મુઠ પર હાથ રાખી કહ્યું "જો ઈસ્લામ કે જઝિયા મંજુર નથી તો આનાથી ફૈસલો થશે."

રૂસ્તમ ગુસ્સાથી લાલચોળ બન્યો અને બોલી ઉઠયો, "સૂર્યના સોગંદ ! કાલે પૂરા અરબસ્તાનનો નાશ કરીશ." મુગીરા ઉઠીને ચાલતા થયા અને સુલેહ–સંધિની સર્વ આશાઓનો અંત આવ્યો.

# પ્રકરણ દસમું

## કાદિસિય્યહ*ની લડાઇ અને જીત

### મુહર્રમ સને ૧૪ હિજરી–૬૩૫ ઇસ્વી

રૂસ્તમ હજુ સુધી લડાઇ બરાબર ટાળ્યા કરતો હતો, પરંતુ મુગીરાની વાતચીતે એને એટલી બધી શરમ લગાડી કે એણે કમરબંધીનો હુકમ આપ્યો. વચ્ચે જે નહેર આડે આવતી હતી તેને સવાર થતાં પૂરી સડક બનાવી દેવા તેણે આજ્ઞા આપી. સવાર સુધીમાં એ કામ પૂરું થયું અને બપોરથી જરા વહેલાં તો ફોજ નહેર પાર ઉતરી ગઇ. રૂસ્તમ પોતે જંગના સાધનોથી સજ્જ થયો. બેવડું બખ્તર પહેર્યું, લોખંડીત ટોપ માથે મૂકી, હથિયારો લગાવ્યા અને ફરી ખાસ ઘોડો મંગાવી તેના પર સવાર થઈ એ આવેશપૂર્વક બોલ્યો, "કાલે અરબોનું ઘમસાણ વાળી દઈશ." કોઈ સિપાઈએ કહ્યું, "હા, જો ખુદાએ ચાહ્યું તો." એણે જવાબ આપ્યો, "ખુદા ન ચાહશે તોયે."

લશ્કર ઘણી જ વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આવ્યું. તેર સફો બનાવવામાં આવી. લશ્કરના મધ્ય ભાગની પાછળ હાથીઓનો કિલ્લો બનાવ્યો. અંબાડીઓ પર હથિયારબંધ સિપાઈઓ બેસાડયા. જમણી અને ડાબી પાંખ પાછળ કિલ્લાની માફક હાથીઓની સફો ગોઠવી. સમાચાર પહોંચાડવા માટે લડાઈના સ્થળથી પાયતખ્ત સુધી થોડા થોડા અંતરે માણસો બેસાડયા. જે બનાવ બનતો તે લડાઈના સ્થળનો માણસ બૂમ પાડી કહી સંભળાવતો અને એ પ્રમાણે એક પછી એક કહેતો એટલે ઠેઠ મદાયન સુધી એ વાત પહોંચી જતી હતી.

કાદિસિય્યહમાં એક પુરાણો શાહી મહેલ હતો કે જે બરોબર લડાઈના મેદાનના મોખરે હતો. સઅદ પગની નસોના દુ:ખાવાની વ્યાધિથી પીડાતા હતા અને હરવા–ફરવાથી અશક્ત હતા તેથી લશ્કરની સાથે રહી શક્યા નહિ. મહેલના ઝરૂખામાં મેદાનની તરફ મ્હોં કરી ઓશીકાને અઢેલી બેઠા હતા અને ખાલિદ ઇબ્ને અરતફાને પોતાની જગ્યાએ સેનાપતિ બનાવ્યા હતા. એ છતાંયે લશ્કરને પોતે જ લડાવતા હતા એટલે જે વેળા જે હુકમ આપવો વાસ્તવિક જણાતો તે કાગળ પર લખી ગોળીઓ વાળી ખાલિદની તરફ ફેંકતા જતા અને ખાલિદ એ જ સૂચનાઓ મુજબ પ્રસંગોપાત લડાઈની નીતિ–રીતિ

* કાદિસિય્યહ અરબી–ઇરાકનું મશહુર શહેર હતું અને મદાયન જિલ્લાના મધ્યમાં હતું. હાલ વેરાન પડયું છે. નકશામાં એને મદાયન શહેરની સાથે સમજવું જોઇએ.

બદલતા રહેતા હતા. સુધારાના શરૂ જમાનામાં યુદ્ધ કળાની એટલી બધી ઉન્નતિ થવી એક આશ્ચર્યકારક બીના કહેવાય અને એ અરબ પ્રજાની નિક્ષ્ણ બુદ્ધિ અને યુદ્ધમાં તેમની કાબિલિયત પુરવાર કરે છે. જયારે લશ્કરો ગોઠવાઇ ગયાં ત્યારે અરબસ્તાનના મશહૂર કવિઓ અને વકતાઓ હારોમાંથી નીકળી પોતાની અગ્નિ વરસાવતી વાણીથી પૂરી ફોજમાં આગ લગાડી દીધી. કવિઓમાંથી શિમ્માખ હુતૈયા, ઔસ ઈબ્ને મુગર્રા, અબ્દુ તુબ્નિત્તીબ, અમ્ર ઈબ્ને મઅદી કરબ અને ખતીબો (વકતાઓ)માંથી કૈસ ઈબ્ને હુબૈરા, ગાલિબ ઈબ્ને અલ હુઝૈલ અલ અસદી, બુસર ઈબ્ને અબી રહમ અલ જુહની, આસિમ ઈબ્ને અમ્ર, રબૈએ મઅદી અને રબઈ ઈબ્ને આમીર મેદાનમાં ઊભા રહી વિવેચનો કરી રહ્યા હતા અને લશ્કરની એવી સ્થિતિ થઇ રહી હતી કે જાણે એમના પર કોઇ જાદુ કરી રહ્યો છે. એ ભાષણોમાંથી કેટલાક વાક્યો યાદ રાખવા પાત્ર છે. ઈબ્ને અલ હુઝૈલ અસદીના એ શબ્દો હતા :

યા મઆશિરા સઅદીન ઈજઅલુ હુસૂનકુમુસ્સયફ વ કૂનૂ અલયહિમ કઉસૂદિલ અજમિ વદિરિઉલ અજાજા વ ગુદદૂલ અબસાર ફઈઝા કલ્લતિસ્સુયૂફુ ફઅરાસલુલ જનાદિલ ફઈન્નહા યુઝનુલહા ફી માલા યુઝનુલિલ હદીદ.

"સઅદના કુટુંબીઓ ! તલવારોનો કિલ્લો બનાવો અને શત્રુઓના મુકાબલામાં સિંહ બનીને જાવ, ધૂળના બખ્તર પહેરો અને નીચી નજર રાખો, જયારે તલવારો થાકી જાય તો તીરોનો માર ચલાવો, કારણ કે તીરોને જ્યાં લાગ મળે છે ત્યાં તલવારોને મળતી નથી."

એની સાથે કારીઓએ મેદાનમાં આવી આવીને ઘણા જ મધુર કંઠે અને જોશભેર સૂરએ જિહાદની આયતો પઢવી શરૂ કરી. એની અસરથી હૃદયો હાલી ગયાં અને આંખો રાતી થઇ ગઇ.

સઅદે નિયમ મુજબ ત્રણ ના'રા લગાવ્યા અને ચોથા ના'રાની સાથે લડાઇ શરૂ થઇ ગઇ. સૌથી પહેલાં એક ઈરાની નિશાનબાઝ કીનખાબનો ઝભ્ભો પહેરી, ઝરીનો કમરપટો બાંધી, હાથોમાં સોનાના કડા સાથે મેદાનમાં આવ્યો. આ તરફથી અમ્ર મઅદી કરબ એના મુકાબલા માટે નીકળ્યા. ઈરાનીએ કમાન પર તીર મૂક્યું અને એવું તાકીને માર્યું કે અમ્ર મઅદી કરબ માંડ માંડ બચી ગયા. એમણે ઘોડો દોડાવી નજીક પહોંચી કમરપટામાં હાથ નાખી અદ્ધર ઉઠાવી લઇ તેને જમીન પર અફાળ્યો અને તલવારથી ગરદન ઉડાવી ફોજને ઉદ્દેશી કહ્યું કે, "આમ લડવું જોઇએ." લોકોએ કહ્યું કે, "દરેક માણસ મઅદી કરબ કેવી રીતે થઇ શકે છે ?"

આ પછી બંને તરફના યોદ્ધાઓ બહાર પડયા અને પોતપોતાની બહાદુરીના જૌહર બતાવી ગયા. ફરી એક સામાન્ય યુદ્ધ શરૂ થઇ ગયું. ઈરાનીઓએ બહીલાના ઉત્તમ રિસાલા

તરફ હાથીઓને ધપાવ્યા. અરબી ઘોડાઓએ આ કાળા પહાડો ક્યાં જોયા હતા ? તેઓ એકદમ ભડકી ઉઠયા અને વિખેરાઇ ગયા. પાયદળ ફોજ દ્રઢતાથી લડી, પરંતુ હાથીઓના ધસારાથી એમના પગ પણ ઉખડવાની તૈયારીમાં હતા. સઅદે આ રંગ જોઇ તરત જ અસદ કબીલાને આજ્ઞા કરી કે, "બહીલાને સંભાળો." તુલૈહા જેઓ કબીલાના સરદાર અને મશહૂર યોદ્ધ હતા, તેઓએ પોતાના સાથીઓને કહ્યું :

"મિત્રો ! અસદે કંઈક સમજીને મદદ માંગી છે." તમામ કબીલાએ ઉશ્કેરાઇ લગામો ઉઠાવી અને હાથોમાં બરછીઓ લઇ હલ્લો કર્યો. એમની વીરતાથી જો કે કાળું દળ થંભી ગયું, પરંતુ ઇરાનીઓએ બહીલાને છોડી એમની તરફ સર્વ જોર અજમાવ્યું. તમીમ કબીલા– વાળા જેઓ નિશાનબાઝી અને ભાલા વાપરવામાં ઘણા પ્રખ્યાત હતા તેમને સઅદે કહેવડાવી મોકલ્યું કે, "શું તમારાથી હાથીઓનો કંઈક ઘાટ ઘડી શકાતો નથી ?" એ સાંભળી તેઓ આગળ ધપ્યા અને એટલા તીરો વરસાવ્યા કે હાથી સવારોને નીચે પાડી નાખ્યા અને ફરી નજીક જઇ સર્વે અંબાડી–હોદ્દાઓને નીચે તોડી પાડયા. સાંજ સુધી એ રમખાણ ચાલુ રહ્યું. જ્યારે તદ્દન અંધારું છવાઇ ગયું ત્યારે બંને હરીફો મેદાનમાંથી હટયા. કાદિસિયાનું એ પહેલું યુદ્ધ હતું અને અરબીમાં એને "યવ્મુલ અમારિસ" કહેવામાં આવે છે.

સઅદ જે વેળા ઝરૂખામાં બેસી લશ્કરને લડાવી રહ્યા હતા ત્યારે એમના બીવી પણ એમની બરાબર બેઠાં હતાં. ઇરાનીઓએ જ્યારે હાથીઓ સહિત ધસારો કર્યો અને મુસલમાનો પાછળ હટવા લાગ્યા ત્યારે સઅદ ગુસ્સાથી બેચેન બનતા જતા હતા અને વારંવાર પાસા બદલતા હતા. સલમા એ સ્થિતિ જોઇ બોલી ઉઠયાં, "અફસોસ આજે મુષન્ના નથી !" આથી સઅદે એમનાં મોઢાં પર થપ્પડ ખેંચી મારી કે, "મુષન્ના હોત તો શું કરી નાખત ?" સલમાએ જવાબ આપ્યો, "સુબ્હાનલ્લાહ ! બાયલાપણાની સાથે સ્વમાન પણ !"

આમ કહેવામાં એ વાત પર મ્હેણું હતું કે સઅદ પોતે લડાઈમાં સામેલ ન હતા.

બીજે દિવસે સઅદે સૌથી પહેલાં યુદ્ધ રણમાંથી માર્યા ગયેલાઓની લાશો ઊંચકાવીને દફન કરાવી અને જેટલા ઝખ્મી હતા તેમને મલમપટાની સારવાર માટે સ્ત્રીઓના હવાલે કર્યા. આ પછી ફોજને કમરબંધીનો હુકમ આપ્યો. યુદ્ધ હજુ શરૂ થયું ન હતું કે સિરીયાની તરફ ધૂળ ઉડતી જણાઇ. ધૂળ હટતાં જણાયું કે અબૂ ઉબૈદાએ સિરીયાથી જે કુમક મોકલી છે તે આવી રહી છે. હઝરત ઉમર (રદિ.)એ જે વખતે ઇરાક પર હલ્લો કરવાની તૈયારીઓ કરવા માંડી હતી તે વેળા અબૂ ઉબૈદા જેઓ સિરીયાના મામલા માટે નિર્માણ થયેલા–તેમના પર લખી મોકલ્યું હતું કે ઇરાકનું લશ્કર જે ત્યાં મોકલવામાં આવ્યું હતું તેને સઅદના લશ્કર સાથે જઇને મળી જવા હુકમ કરવો. આથી લશ્કર ખરી તકે ત્યાં

પહોંચ્યું, એટલે એને ગૈબી મદદ ગણવામાં આવી. એ લશ્કરમાં છ હજાર સૈનિકો હતા, જેઓમાં પાંચ હજાર રબીઆ અને મુદરના અને હજાર ખાસ હિજાઝના હતા. હાશિમ ઇબ્ને ઉત્બા (સઅદના ભાઈ) સેનાપતિ હતા. મોખરેનું લશ્કર કઅકાઅની સરદારી હેઠળ હતું. કઅકાએ પહોંચતાં જ સફમાંથી નીકળી ગર્જના કરી, "ઇરાનીઓમાં કોઇ બહાદુર હોય તો મારી સામે આવે."

ઇરાનીઓના તરફથી બહમન નીકળ્યો. કઅકાઅ જસરનો બનાવ યાદ કરી બોલી ઉઠયા, "જો જો, અબૂ ઉબૈદનો ખૂની છટકી જવા ન પામે."

બંને હરીફો તલવાર લઇ સામસામે થયા અને થોડીકવારની ધમાધમી પછી બહમત માર્યો ગયો. ઘણીવાર સુધી બંને તરફના યૌદ્ધાઓ એક એક મેદાનમાં પડી દ્વંદ યુદ્ધમાં પોતાની બહાદુરીના પાણી બતાવતા રહ્યા. સીસતાનનો શાહઝાદો શહરયરાઝ અ'અવર ઇબ્ને કતબાના હાથે માર્યો ગયો. બુઝર ચમહેર હમદાની જે એક મશહુર યોદ્ધો હતો તે કઅકાઅ સાથે લડી માર્યો ગયો. સારાંશ કે સામાન્ય જંગ શરૂ થવા પહેલાં ઇરાની ફોજે પોતાના ઘણાખરા નામીચા યૌદ્ધાઓ ગુમાવ્યા. છતાંયે બંને લશ્કરોએ ઘણા જ જોરશોર સહિત સામસામે હુમલો કર્યો.

સિરીયાવાળી સહાયક ફોજને કઅકાએ તેના નાના જથ્થાઓ બનાવી રવાના કરી હતી, આથી જ્યારે એક જથ્થો મેદાન પર પહોંચી જતો ત્યારે બીજો જથ્થો આવી દેખાવ દેતો હતો. એવી રીતે આખો દિવસ લશ્કરોની હારમાળા ચાલુ રહી અને ઇરાનીઓ પર રોબ પડતો ગયો. દરેક જથ્થો "અલ્લાહુ અકબર"ની ગર્જના કરતો મેદાનમાં આવતો અને કઅકાઅ એની સાથે થઇ શત્રુઓ પર હલ્લો કરતા હતા. હાથીઓ માટે કઅકાએ એવી યુક્તિ રચી કે ઊંટોના ઉપર ઝુલ અને બુરખો નાખી હાથીઓની માફક તેમને ભયાનક બનાવ્યા. એ બનાવટી હાથીઓ જે તરફનું મુખ કરતા તે તરફના ઇરાનીઓના ઘોડાઓ ભડકી સવારોના કાબૂમાં રહેતા ન હતા.

બરાબર લડાઇ દરમ્યાન હઝરત ઉમર (રદિ.)ના કાસિદો આવી પહોંચ્યા. એમની પાસે ઘણાં જ કીમતી અરબી ઘોડા અને તલવારો હતી. એ લોકોએ ફોજની સામે લલકારીને કહ્યું "અમીરુલ મુઅમિનીને આ ભેટ તે લોકો માટે મોકલી છે કે જે એનો હક પૂરો કરશે. આથી કઅકાએ જમાલ ઇબ્ને માલિક, રબીલ ઇબ્ને અમ્ર, તુલૈહા ઇબ્ને ખુવૈલદ, આસિમ ઇબ્ને અમરિત્તમીમીને તલવારો ભેટ આપી અને કબીલા યરબૂઅના ચાર યૌદ્ધાઓને ઘોડાઓ અર્પણ કર્યા. રબીલ અભિમાનથી ઉશ્કેરાઇ જઇ તરત જ મોકાસરનું એ કાવ્ય બોલ્યા :

લકદ અલિમલ્ અક્વામો અન્ની અહકહુમ, ઇઝા હસલુ બિલ મુરહિકાતિલ બવાતિરિ.

સર્વે લોકોને માલુમ છે કે હું સૌથી વધુ હકદાર છું, જે વેળા લોકોને કાપી નાખનારી તિક્ષ્ણ તલવારો મળી.

જે વેળા લડાઇનો ખૂબ રંગ જામ્યો હતો ત્યારે અબૂ મિહ્જન ષકફી જેઓ એક મશહુર કવિ અને યૌદ્ધા હતા અને જેઓને દારૂ પીવાના ગુનાહ માટે કેદ કર્યા હતા તેઓ કેદખાનાની બારીમાંથી લડાઇનું દૃશ્ય નીરખી રહ્યા હતા અને શુરાતનના જોશમાં નિરંકુશ થઇ જતા હતા. અંતે સહન ન થઇ શકવાથી તેઓ સલમા (સઅદના બીવી) પાસે ગયા અને બોલ્યા, "ખુદા ખાતર આ વેળા મને છોડી દો, લડાઇથી જીવતો બચી ગયો ત્યારે તો હું પોતે જ આવી બેડીઓ પહેરી લઇશ." સલમાએ ના પાડી. એ નિરાશ થઇ પાછા આવ્યા અને વારંવાર એ અશઆર ઘણા દર્દ ભરી રીતે પઢતા હતા :

(૧) કફા હઝનન અન તુરદયલ ખયલુ બિલ કના

(૨) વ ઉતરકા મશદૂદન અલૈયા વ ષાકીયા.

(૩) ઇઝા કુમતુ અન્નાનિલ હદીદુ વ ઉગલિકત.

(૪) મસારિઉ મિનદુની તુસિમ્મુલ મુનાદિયા.

(૧) એથી વધુ શું દુ:ખ હશે કે સવારો ભાલા ચલાવી રહ્યા છે.

(૨) અને હું ઝંજીરોમાં જકડાયલો છું.

(૩) જયારે ઊભો થવા જાઉં છું તો ઝંજીર ઉઠવા દેતી નથી.

(૪) અને દ્વારો પણ બંધ કરી દેવામાં આવે છે કે પોકાર કરનારો પોકારતાં પોકારતાં થાકી જાય છે.

આ અશઆરોએ સલમાના દિલ પર એવી અસર કરી કે તેઓએ પોતે જઇ બેડીઓ કાપી નાંખી. તેઓએ તરત જ તબેલામાં જઇ સઅદના બલકા નામી ઘોડા પર જીન કસી અને જંગના મેદાનમાં પહોંચી ભાલાના હાથ બતાવતા લશ્કરની ડાબી અને જમણી પાંખ સુધી ચક્કર લગાવી આવ્યા. ફરી એવા જોર શોરની સાથે હલ્લો કર્યો કે જે તરફ નીકળી ગયા તે તરફની હારોની હાર સાફ કરી દીધી. સર્વ લશ્કર વિસ્મિત હતું કે, "એ યોદ્ધો કોણ છે." સઅદ પણ ભારે અજાયબીમાં હતા અને દિલમાં કહેતા હતા કે હલ્લાની ઢબ તો અબૂ મિહજનની છે, પરંતુ તે તો કેદખાનામાં બંદીવાન છે. સાંજ પડતાં અબૂ મિહજને બંદીખાનામાં આવી પોતે જ બેડીઓ પહેરી લીધી. સલમાએ તે સર્વે હકીકત સઅદને કહી સંભળાવી. સઅદે તે જ ઘડી એમને મુક્ત કરી બોલી ઉઠયા, "ખુદાના સોગંદ ! જે માણસ મુસલમાનો પર એમ કુરબાન થાય તેને હું સજા કરી શકતો નથી."

અબૂ મિહજન બોલી ઉઠયા, "ખુદાની કસમ ! હું પણ આજથી ફરી કદી દારૂને હાથ

પણ ન અડકીશ.''*

ખનસાઅ◆ જેઓ અરબસ્તાનના મશહુર શાએરા (સ્ત્રી કવિ) હતાં તેઓ આ યુદ્ધમાં સામેલ હતાં અને એમના ચારે પુત્રો પણ સાથે હતા. જયારે લડાઈ શરૂ થઈ ત્યારે એમણે પુત્રોને ઉદ્દેશીને કહ્યું :

લમ તમ્બુ બિકુમુલ બિલાદુ વલમ તલહક્કુ મુસ્સનતુ સુમ્મ જિઅતુમ બિઉમ્મેકુમ અજુઝીન કબીરતીન ફવઝા તુમૂહા બયના અયદી અહલુ ફારિસા વલ્લાહિ ઈન્નકુમ લબુનૂર જુલીન વાહેદીન કમા અન્નકુમ બનુ ઈમરાતીન વાહિદતીન મા ખનત અબાકુમ વલા ફઝહતુ ખાલકુમ ઈન્ન તલિકૂ ફશહદુ અવ્વલલ કિતાલિ વ આખિરહુ.

વ્હાલા પુત્રો ! તમે તમારા દેશને ભારે ન હતા, ન તમારા પર દુકાળ પડયો હતો. આ છતાં તમે તમારી વયોવૃદ્ધ માતાને અહિંયા લાવ્યા અને ઈરાન સમક્ષ નાખી દીધી. ખુદાના સોગંદ ! જેમ તમે એક માના સંતાન છો તે જ રીતે એક જ બાપના છો, હું તમારા બાપ સાથે અપ્રમાણિકપણે ન વર્તી હતી કે ન મેં તમારા મામાને બદનામ કર્યો. લ્યો જાઓ, છેવટ સુધી લડજો !''

પુત્રોએ એકીસાથે લગામો ઉઠાવી અને શત્રુઓ પર તૂટી પડયા. જયારે તેઓ નજરથી અદશ્ય થઈ ગયા ત્યારે ખનશાઅ આકાશ તરફ હાથ ઉઠાવી બોલી, ''હે ખુદા ! મારા પુત્રોનું રક્ષણ કરજો !''

એ દિવસે મુસલમાન બે હજાર અને ઈરાની દસ હજાર કત્લ અને ઝખ્મી થયા, છતાં હાર–જીતનો કંઈ ફૈસલો થયો નહિ. આ યુદ્ધ અગવાષના નામે મશહુર છે.

ત્રીજુ યુદ્ધ યવ્મુલ ઈમાસના નામે પ્રખ્યાત છે. એમાં કઅંકાએ એવી યુક્તિ રચી કે રાત્રે કેટલાક રિસાલા અને પાયદળ લશ્કરને પડાવથી થોડે દૂર સિરીયાની તરફ ચાલ્યા જવા અને પો ફાટતાં સો–સો સવારોની ટુકડી જંગના મેદાનમાં ઘોડા દોડાવતા આવવાનો હુકમ કર્યો. રિસાલાઓ પણ એ જ પ્રમાણે બરાબર આવતા જાય એવી ગોઠવણ કરી એટલે સવાર થતાં થતાં પહેલો રિસાલો આવી પહોંચ્યો. આખી ફોજે ''અલ્લાહુ અકબર''ની ગર્જનાથી ગગન ગજાવી મૂકયું, એટલે બૂમ પડી કે નવી સહાયક ફોજ આવી પહોંચી. આવતાં સાથે જ હલ્લો કરવામાં આવ્યો. સારા સંજોગે સાત સો સવારો સહિત

---

* કિતાબુલ ખિરાજ–કાઝી અબૂ યુસુફ, પૃષ્ઠ ૧૮.

◆ ખનસાઅના વૃત્તાંત ઘણા દિલચસ્પ અને અદ્દભુત છે. એનું દીવાન (કાવ્ય સંગ્રહ) બીરૂતમાં પ્રગટ થયું છે. એનું વિગતવાર વર્ણન અબુલ ફરજ ઈસ્ફહાનીએ કિતાબુલ અગાનીમાં કર્યું છે કે, મરસિયા (વિલાપ ગીત) કહેવામાં એમનું દ્દષ્ટાંત મળવું દૂર્લભ હતું. આથી ઉકાઝના મેળામાં એના તંબુના દ્વાર પર એક ઝંડો ઉપસ્થિત કરવામાં આવતો અને એના પર લખવામાં આવતું કે, ''અરપલ અરબ'' અર્થાત ''સર્વ અરબસ્તાનમાં સૌથી ઉત્તમ મરષિયા કહેનાર.'' તે ઈસ્લામમાં પણ દાખલ થયાં હતાં અને હઝરત ઉમર (રદિ.)ના દરબારમાં હાજર થયાં હતાં.

હિશામ કે જેમને અબૂ ઉબૈદે સિરીયાથી મદદ માટે મોકલેલા તેઓ ઠીક તક પર આવી પહોંચ્યા. યઝદેજર્દને પળે પળના સમાચાર પહોંચતા હતા અને તે લાગલગાટ ફોજ મોકલતો હતો. હિશામે પોતાની ફોજને ઉદ્દેશીને કહ્યું, "તમારા ભાઈઓએ સિરીયાને જીતી લીધું. ઈરાનની જીતનો ખુદાના તરફથી જે વાયદો થયો છે તે તમારા હાથે પૂરો થશે."

રિવાજ અનુસાર લડાઇની શરૂઆત એમ થઇ કે ઈરાનીઓની ફોજમાંથી એક પહેલવાન વાઘની પેઠે ગર્જના કરતો મેદાનમાં આવ્યો. એનું શરીર અને કદ જોઈને સૈનિકો એની સામે થવા અચકાતા હતા, પરંતુ એક અદ્દભૂત સંજોગે તે એક કમજોર સૈનિકના હાથે માર્યો ગયો. ઈરાનીઓને અનુભવ મળેલો તેથી હાથીઓની ડાબી–જમણી બાજુએ પાયદળ લશ્કર ગોઠવી દીધું હતું. અમ્ર ઇબ્ને મઅદી કરબે સાથીઓને કહ્યું કે "હું સામેના હાથી પર હલ્લો કરું છું, તમે સાથે રહેજો, નહિતર અમ્ર મઅદી કરબ માર્યો ગયો તો ફરી મઅદી કરબ પેદા ન થશે. એમ કહી તલવાર મ્યાનમાંથી કાઢી હાથી પર હુમલો કર્યો, પરંતુ ડાબી–જમણી બાજુએ જે પાયદળ ફોજ હતી તે તરત જ એમના પર તૂટી પડી અને એટલી બધી ધૂળ ઉડી કે તેઓ નજરથી અદશ્ય થઈ ગયા. એ સ્થિતિ જોઇ એમના તાબાની ફોજે હલ્લો કર્યો અને ભારે યુદ્ધ થયા પછી શત્રુ પાછળ હઠયા. અમ્ર ઇબ્ને મઅદી કરબનો એ હાલ હતો કે આખું શરીર ધૂળમય બન્યું હતું. અંગ પર બરછીઓના ઘા હતા, છતાં તલવાર કબજામાં હતી અને હાથ ચાલુ જ હતો. આવી સ્થિતિમાં એક ઈરાની સવાર પાસેથી પસાર થયો. એમણે એના ઘોડાની પૂછડી પકડી લીધી. ઈરાનીએ ઘોડાને ઘણી એડ માર માર કરી, પરંતુ ઘોડો જગ્યાએથી ચસકી શક્યો નહિ. અંતે સવાર ઘોડા પરથી ઉતરી નાસી છુટયો અને તેઓ છલાંગ મારી ઘોડાની પીઠ પર ચઢી બેઠા.

સઅદે જોયું કે હાથી જે તરફની રૂખ કરતા તે તરફ ભારે ઘમસાણ વાળી દેતા હતા આથી તેમણે ઝખમ અને સલમ જેઓ પારસી મટી મુસલમાન થયા હતા તેઓને બોલાવી પૂછયું કે "આ કાળી બલાનો કંઇક ઈલાજ છે ?" તેઓએ કહ્યું કે, "એમની સુંઢ અને આંખોનો નાશ કરવો જોઈએ."

આખા ટોળામાં બે હાથી ઘણા ભયાનક, પહાડ સમાન અને જાણે સર્વ હાથીઓના સરદાર જેવા દેખાતા હતા. પહેલો અબયઝ અને બીજો અજરબના નામે મશહુર હતા. સઅદે કઅકાઅ, આસિમ, હમ્માલ અને રબીલને બોલાવી કહ્યું કે, "આ કાર્ય તમારે કરવાનું છે." કઅકાએ પ્રથમ કેટલાક સવારો અને પાયદળ સૈનિકોને હાથીઓને ઘેરામાં લેવા મોકલ્યા અને ફરી પોતે ભાલો હાથમાં લઇ સફેદ હાથી (અબયઝ) તરફ ધપ્યા. એમની સાથે આસિમ પણ હતા. બંને જણાએ એકી સાથે એવા ભાલા માર્યા કે હાથીની આંખોમાં ઘૂસી ગયા. હાથી કમકમી ખાઇ પાછળ હઠયો. કઅકાએ તે જ સમયે તલવાર

મારી સૂંઢ માથાથી અલગ કરી નાખી. તે તરફ રબીલ અને હમ્માલે અજરબ પર હલ્લો કર્યો. તે ઘવાઈ નાઠો તો એની પાછળ સર્વ હાથીઓ નાઠા અને એક જ પળમાં એ કાળા વાદળાં વિખેરાઈ ગયાં.

હવે યોદ્ધાઓને હિંમત ચલાવવાની તક મળી એટલે એ એવું દારૂણ રણ મચ્યું કે, "અલ્લાહુ અકબર"ની ગર્જનાઓથી ભૂમિ કંપી ઉઠતી હતી. એથી આ જ સંબંધના લીધે આ યુદ્ધને "લયલતુલ હરીર" કહેવામાં આવે છે.

ઈરાનીઓએ નવેસરથી લશ્કરને ગોઠવ્યું. વચલી હરોળમાં અને ડાબી–જમણી પાંખે તેર–તેર હારો ગોઠવી. મુસલમાનોએ પણ પૂરી ફોજને એક જગ્યાએ એકઠી કરી અને આગળ–પાછળ ત્રણ હારો ગોઠવી. સૌથી આગળ સવારોનો રિસાલો, એના પછી પાયદળ લશ્કર અને સૌથી છેલ્લે તીરંદાઝોને રાખ્યા. સઅદે હુકમ આપ્યો કે ત્રીજી તકબીરની સાથે હલ્લો કરજો, પરંતુ જયારે ઈરાનીઓએ તીરોની વૃષ્ટિ શરૂ કરી તો કઅકાઅથી સબર થઈ શકી નહિ અને પોતાના તાબેની ફોજ લઈ શત્રુઓ પર તૂટી પડયા. લશ્કરી સિદ્ધાંત અનુસાર એમની એ કારવાઈ આજ્ઞા–ભંગમાં ગણી શકાતી હતી, છતાં લડાઈનો રંગ અને કઅકાઅનો ઉત્સાહ જોઈ સઅદની જીભથી નિરંકુશપણે બોલાઈ ગયું, "અલ્લાહુ મગફિર લહુ વ ન સુરહુ–અર્થાત્ હે ખુદા ! કઅકાઅને માફ કરજો અને એનો મદદગાર બનજો !"

કઅકાઅને જોઈ બનૂ અસદ અને બનૂ અસદની દેખાદેખી બની નુખઅ, બજીલા, કિન્દા સર્વે તૂટી પડયા. સઅદ દરેક કબીલાના હલ્લા વખતે બોલતા જતા હતા : "હે ખુદા ! એમને ક્ષમા કરજો અને સહાયક બનજો."

પહેલ વહેલાં સવારોના રિસાલાએ હલ્લો કર્યો, પરંતુ ઈરાની ફોજો જે ભીંતની માફક મજબૂતીથી ઊભી હતી તે એવી અડગતાથી લડી કે ઘોડાઓ આગળ વધી શક્યા નહિ. એ જોઈ સર્વે ઘોડાઓ પરથી કુદી પડયા અને પગપાળા થઈ હલ્લો કર્યો.

ઈરાનીઓનો એક રિસાલો નખશીખ સુધી લોખંડમય હતો. હુમૈઝહ કબીલાએ એ રિસાલા પર હલ્લો કર્યો, પરંતુ તલવારો બખ્તરો પર ખડાખડ અથડાઈને રહી ગઈ. કબીલાના સરદારે લલકાર મારી તો સર્વે બોલી ઉઠયા કે, "તલવારો કારગર થતી નથી." સરદારે ગુસ્સામાં આવી એક ઈરાની પર બરછીનો એવો વાર કર્યો કે તેની કમર ભાંગી આરપાર થઈ ગઈ. એ જોઈ બીજાઓને પણ હિંમત આવી અને એવી બહાદુરીથી લડયા કે આખા રિસાલાનો ઘાણ કાઢી નાખ્યો.

આખી રાત લડાઈનું મેદાન ગરમ રહ્યું. લોકો લડતાં લડતાં થાકીને ચૂર થઈ ગયા હતા અને નીંદની ઘેનમાં હાથ–પગ નકામા થવા આવ્યા હતા, એટલું થતાંયે જયારે

હાર–જીતનો નિર્ણય ન થયો તો કઅકાએ કબીલાઓના સરદારોમાંથી કેટલાક નામીચા યોદ્ધાઓ ચુંટી કાઢયા અને શત્રુની ફોજના સેનાપતિ (રૂસ્તમ) તરફ વળ્યા. તરત જ કૈસ, અશઅષ, અમ્ર મઅદીકરબ અને ઈબ્ને ઝિલ બુરદૈન કે જેઓ પોતપોતાના કબીલાઓના સરદારો હતા તેમણે પોતાના સાથીઓને લલકારી કહ્યું, "જો જો ! એ લોક ખુદાના માર્ગમાં તમારાથી આગળ વધવા ન પામે." એ ઉપરાંત સરદારો કે જેઓ વીર યોદ્ધા હોવા સાથે વક્તા પણ હતા તેઓએ પોતપોતાના કબીલાઓની સમક્ષ ઊભા રહી એવા જુસ્સાથી ભાષણો કર્યા કે આખા લશ્કરમાં એક આગ લગાડી દીધી. સવારો ઘોડા પરથી કુદી પડયા અને તીરકામઠાં ફેંકી તલવાર ખેંચી એવા આવેશપૂર્વક આખું લશ્કર પૂરની પેઠે આગળ વધ્યું કે ફીરોઝાન અને હોર્મઝાનને દબાવતું રૂસ્તમની પાસે જઈ પહોંચ્યું. રૂસ્તમ તખ્ત પર જઈ બેઠો બેઠો લશ્કરને લડાવી રહ્યો હતો. તે આવી સ્થિતિ નિહાળી તખ્ત પરથી કુદી પડયો અને લાંબા સમય સુધી બહાદુરીથી લડતો રહ્યો. જયારે તે ઝખ્મોથી ચૂર થઈ ગયો તો નાસવા લાગ્યો. હિલાલ નામક એક સૈનિકે તેની પુંઠ પકડી. ભોગજોગે એક નહેર સામે આવી. રૂસ્તમ તરીને પેલે પાર નીકળી જવા કુદી પડયો. તેની સાથે હિલાલ પણ કુદયા અને પગો પકડી બહાર ખેંચી લાવ્યા અને ફરી તલવાર વડે તેને ખતમ કરી નાખ્યો. હિલાલે રૂસ્તમની લાશ ખચ્ચરોના પગોમાં નાખી દીધી અને તખ્ત પર ચઢી લલકાર કરી, "રૂસ્તમનો મેં નાશ કર્યો."* ઈરાનીઓએ જયારે જોયું કે તખ્ત સેનાપતિ વિના ખાલી છે તો આખા લશ્કરમાં નાસભાગ થઈ રહી. મુસલમાનોએ દૂર સુધી એમની પુંઠ પકડી અને હજારો લાશો મેદાનમાં તોડી પાડી.

અફસોસ કે આ બનાવને અમારા મલેકુશ્શુઅરાએ કૌમી લાગણીના આવેશમાં તદન ખોટો ચીતર્યો છે.

બર આમદ ખુરૂશે બકિરદારે રઅદ,
ઝિ યકસુએ રૂસ્તમ ઝિ યકસુએ સઅદ.
ચૂ દિદારે રૂસ્તમ બખૂં તીરહ ગશત,
જવાં મર્દ તાઝી બરૂ ચીરહ ગશત.

અમારા એ કવિને એટલીય ખબર નથી કે સઅદ એ બનાવમાં પ્રથમથી જ સામેલ ન હતા.

આ પરાજય પછી પણ કેટલાક નામીચા સરદાર જેઓ જાગીરોના માલિકો હતા, તેઓ રણમેદાનમાં અડગ રહ્યા. તેઓમાં શહરયાર ઈબ્નિલ હરબદ, ફરખાન, અહવાઝી,

* અલ્લામા બલાઝરીએ લખ્યું છે કે, રુસ્તમના ખૂનીનું નામ જાણમાં નથી, પરંતુ અમ્ર મઅદી કરબ, તુલૈહા ઈબ્ને ખુવૈલિદ, રકત ઈબ્ને હમાઅ–એ ત્રણે જણાઓએ મળી એના પર હુમલો કર્યો હતો. મેં જે રિવાયત લખી છે તે અખબારુત્તિવાલની રિવાયત છે.

ખુસરૂ અને શનૂમ હમદાનીએ બહાદુરીથી લડતાં પોતાનાં પ્રાણ આપ્યાં, પરંતુ હોર્મઝાન, અહદ, કારન લાગ જોઈ નાસી ગયા. ઈરાનીઓની લાશોનો તો શુમાર ન હતો. મુસલમાનોમાંથી પણ લગભગ ૬ હજાર માણસો શહીદ થયા.

એ જીતમાં સઅદે યુદ્ધમાં ભાગ ન લીધેલો, તેથી લશ્કરે એમના માટે ખોટો અભિપ્રાય બાંધ્યો, તે એટલે સુધી કે એક કવિએ કહ્યું :

**(૧) વ કાતલતુ હત્તા અનઝલલ્લાહુ નસરહુ**

**(૨) વ સઅદુન બિબાબિલ કાદિસિયતે મુઅતસિમુ**

**(૩) ફઉબના વકદ આમત નિસાઉન કસીરતન**

**(૪) વનિસવતુ સઅદિન લયસા ફીહીન્ના અચ્યિમુન**

(૧) હું બરાબર લડતો રહ્યો તે એટલે સુધી કે ખુદાએ પોતાની મદદ મોકલી.

(૨) પરંતુ સઅદ કાદિસિયહના દ્વારને જ વળગી રહ્યા.

(૩) અમે પાછા ફર્યા ત્યારે સેંકડો સ્ત્રીઓ વિધવા થઈ ગઈ હતી.

(૪) પરંતુ સઅદની કોઈ પત્ની વિધવા થઈ ન હતી.

ઉપરના અશ્આર બચ્ચા બચ્ચાની જીભે ચઢી ગયા હતા. આથી અંતે સઅદે સર્વ લશ્કરને એકઠું કરી ફોલ્લાના ઘા બતાવ્યા અને પોતાની લાચારી સાબિત કરી.

સઅદે હઝરત ઉમર (રદિ.) પર વિજય પત્રિકા લખી, તેમાં બંને બાજુ થયેલી ખૂવારીની સંખ્યા લખી જણાવી. હઝરત ઉમર (રદિ.)ની એ હાલત હતી કે જે દિવસથી કાદિસિયહનું યુદ્ધ શરૂ થયું તે દિવસથી દરરોજ સૂર્ય ઉગતાં મદીનાથી બહાર નીકળી કાસિદની રાહ જોતા રહેતા. રિવાજ મુજબ એક દિવસ હઝરત ઉમર (રદિ.) બહાર નીકળ્યા. તે તરફથી એક સાંઢણી–સવાર આવી રહ્યો હતો. આગળ વધી એમણે પૂછયું "તમે કયાંથી આવો છો ?" આવનાર સવાર સઅદનો કાસિદ હતો અને જીતના સારા સમાચાર લઈ આવી રહ્યો હતો. હઝરત ઉમર (રદિ.)ને જયારે માલુમ પડયું કે એ માણસ સઅદનો કાસિદ છે તો એમણે ત્યાંના સમાચાર પૂછવા માંડયા. સાંઢણી સવારે કહ્યું, "ખુદાએ મુસલમાનોને વિજયી બનાવ્યા." હઝરત ઉમર (રદિ.) રિકાબની સાથે સાથે દોડતા જતા અને હેવાલ પુછતા જતા હતા. ઊંટ સવાર શહેરમાં દાખલ થયો તો તેણે જોયું કે જે સામે મળે છે તે હઝરત ઉમર (રદિ.)ને "અમીરુલ મુઅમિનીન"ના લકબથી પોકારે છે તો તે ધ્રુજી ઉઠયો અને બોલ્યો,

"હઝરત ! આપે મને આપનું નામ કેમ ન બતાવ્યું કે હું આ બેઅદબીનો દોષિત ન

બનત.''

હઝરત ઉમર (રદિ.) બોલ્યા, કંઈ વાંધો નહિ, તમે વાતમાં ભંગાણ ન પાડો.''

આથી એ જ પ્રમાણે તેની રિકાબની સાથે ઘર સુધી આવ્યા. મદીના પહોંચી આમ જલસામાં ફતેહની ખુશખબરી લોકોને સંભળાવી અને એક ઘણું જ અસરકારક ભાષણ કર્યું, જેના અંતિમ શબ્દો આ હતા.

''મુસલમાનો ! હું બાદશાહ નથી કે તમને ગુલામ બનાવવાની ઈચ્છા રાખું. હું પોતે જ ખુદાનો ગુલામ છું. અલબત્ત, ખિલાફતનો બોજ મારા જિમ્મે મુકવામાં આવ્યો છે. જો હું તમારું કાર્ય એ પ્રમાણે કરું કે તમે ચેનથી ઘરોમાં નિંદ્રા લઈ શકો ત્યારે તો મારા સુભાગ્ય છે અને જો મારી ઇચ્છા એ હોય કે તમે મારા દ્વારે હાજરી આપો ત્યારે તો મારા દુર્ભાગ્ય છે. હું તમને શિક્ષણ આપવા માંગું છું, પરંતુ શબ્દોમાં નહિ, બલકે કૃત્યથી.''

કાદિસિયહના યુદ્ધમાં જે અરબો કે ઈરાનીઓ મુસલમાનો સાથે લડયા હતા તેઓમાંથી એવા પણ હતા કે જેઓ દિલથી લડવા માંગતા ન હતા, બલકે તેઓને બળજબરીથી ફોજમાં પકડી દાખલ કર્યા હતા. ઘણાખરા લોકો ઘરો છોડી નાસી ગયા હતા. ફતેહ પછી એ લોકો સઅદ પાસે આવ્યા અને રક્ષણની માંગણી કરી. સઅદે દરબારે ખિલાફતને લખ્યું. હઝરત ઉમરે (રદિ.) અસહાબોને બોલાવી અભિપ્રાય પૂછયો. સર્વે અસહાબીઓએ એ રક્ષણ આપવાની વાતને સર્વાનુમતે મંજૂર રાખી. સારાંશ કે પૂરા દેશને રક્ષણ આપવામાં આવ્યું. જે લોકો ઘરો છોડી નાસી ગયા હતા તેઓ પાછા આવી વસવા લાગ્યા. પ્રજાની સાથે એટલો સંબંધ વધ્યો કે ઘણાખરા બુઝુર્ગોએ તેમની સાથે સગપણ જોડયા.

ઈરાનીઓએ કાદિસિયાથી નાસી બાબિલમાં મુકામ કર્યો. એ સ્થળ રક્ષિત અને મજબૂત હોવાના લીધે તેઓએ શાંતિપૂર્વક લડાઈના સર્વે સાધનો મેળવી લીધા હતા અને ફિરોઝાનને સેનાપતિ બનાવ્યો હતો. સઅદે એમની જડમૂળ ઉખેડવા માટે સન ૧૫ હિજરીમાં બાબિલનો ઈરાદો કર્યો અને કેટલાક સરદારોને માર્ગ સાફ થાય તેથી આગળથી રવાના કર્યા. આથી બુરસ નામક સ્થળે બસીરી આડે આવ્યો. એ લડાઈના મેદાનમાં ઘાયલ થઈ બાબિલની તરફ નાસી ગયો. બુરસના અમીર બુસ્તાને સલાહ કરી અને બાબિલ સુધી ઠેક ઠેકાણે પુલો બંધાવી આપ્યા કે જેથી ઈસ્લામી લશ્કર અડચણ વિના પસાર થઈ શકે. બાબિલમાં જો કે ઈરાનના મહાન સરદારો–તખથરજાન, હોર્મઝાન, મેહરાન મહેરજાન વગેરે એકઠાં થયા હતા, પરંતુ પહેલા જ હલ્લાએ નાસી છૂટયા. સઅદે પોતે જ બાબિલમાં મુકામ કર્યો અને ઝુહરાની સરદારી હેઠળ થોડુંક લશ્કર આગળ રવાના કર્યું. અજમી ફોજો બાબિલથી નાસી કોષીમાં થોભી હતી અને શહેરયાર જે અમીરઝાદો હતો તે એ લશ્કરનો સરદાર હતો. ઝુહરા કોષી આગળથી પસાર થયા ત્યારે શહરયારે આગળ વધી મુકાબલો કર્યો. એણે યુદ્ધના મેદાનમાં આવી લલકાર્યું કે, ''જે આખા લશ્કરમાં ચુનંદો



યોદ્ધો હોય તે મારા મુકાબલામાં આવે."

ઝુહરાએ કહ્યું, "હું પોતે જ તારા મુકાબલામાં આવવાનો હતો, પરંતુ તેં એવો દાવો કર્યો છે તેથી કોઇ ગુલામ તારા મુકાબલામાં આવશે."

એમ કહી ઝુહરાએ નાબિલ નામક બની તમીમ કબીલાના એક ગુલામને ઈશારો કર્યો. તેણે ઘોડો આગળ દોડાવ્યો. શહેરયાર રાક્ષસી શરીર અને કદ રાખતો હતો. નાબિલને નિર્બળ માણસ જોઇ પાસેનો ભાલો ફેંકી દઇ તેના ગરદનમાં હાથ નાંખી જોરથી ખેંચ્યો અને જમીન પર નાખી છાતી પર ચઢી બેઠો. નસીબ જોગે શહેરયારનો અંગુઠો નાબિલના મોઢામાં આવી ગયો. નાબિલે એટલા જોરથી તે કરડયો કે શહેરયાર તલવલી ગયો. નાબિલ લાગ જોઈ એની છાતી પર ચઢી બેઠો અને તલવારથી એનું પેટ ચીરી નાખ્યું. શહેરયાર ઉમદા પોશાક અને હથિયારોથી સજ્જિત હતો. નાબિલે બખ્તર વગેરે એના અંગ પરથી ઉતારી સઅદ સમક્ષ લાવી મુકયાં. સઅદે એક બોધની ખાતર એ જ વસ્ત્રો અને શસ્ત્રો સજી આવવા નાબિલને આજ્ઞા કરી. આથી શહેરયારના ભપકાદાર પોશાક અને શસ્ત્રો સજી તે આમ લોકસમુહ વચ્ચે આવ્યો તો લોકોની નજર સમક્ષ સમયની લીલાનું ચિત્ર ઊભું થઇ ગયું.

કોષી એક ઐતિહાસિક સ્થળ હતું. હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામને નમરૂદે અહીં જ કેદ કરી રાખ્યા હતા. એથી હજુ સુધી કેદખાનાની જગ્યા પણ સાચવી રાખવામાં આવી હતી. સઅદ તે જગ્યાની ઝિયારતે ગયા અને દુરૂદ પઢીને તે આયત પઢી : **"તિલ્કલ અય્યામુ નુદાવિલુહા બયનન્નાસ"** કોષીથી આગળ રાજધાનીના શહેરના નજીક બહરહશેર એક સ્થળ હતું. એ સ્થળે એક શાહી રિસાલો રહેતો હતો કે જે દરરોજ સોગંદ ખાઇ કહેતો હતો કે, "જયાં સુધી અમે છીએ ત્યાં સુધી ઇરાન પર કદી આફત આવી શકતી નથી." એ ઠેકાણે એક પાળેલો સિંહ રહેતો હતો કે જે ખુસરૂથી ઘણો જ હળી ગયો હતો અને એ જ કારણે એ શહેરને બહરહશેર કહેવામાં આવતું હતું. સઅદનું લશ્કર નજીક પહોંચ્યું તો એ સિંહ તરાપ મારી નીકળ્યો, પરંતુ હાશિમ જેઓ મોખરેના લશ્કરના સરદાર હતા તેઓએ એવી ચપળતાથી તલવાર મારી કે સિંહનો ત્યાં જ ઢગલો થઇ ગયો. સઅદે એ બહાદુરી માટે એમના કપાળ પર ચુંબન કર્યું.

આગળ વધી સઅદે બહરશેરનો ઘેરો ઘાલ્યો અને ફોજે આજુબાજુ ફેલાઇ હજારો માણસો કેદ કરી લીધા. સાબાતના જાગીરદાર શહેરઝાદે સઅદને કહ્યું કે એ કેદીઓ સામાન્ય ખેડૂત છે, એમને કેદ પકડવાથી શો લાભ ?"

આથી સઅદે એમના નામો દફતરમાં લખી છોડી મુકયા. આજુબાજુના સર્વે જાગીરદારોએ જઝિયા કબૂલ કર્યો, પરંતુ શહેર પર કબજો ન થઇ શકયો, બે મહિના સુધી ઘેરો રહ્યો. ઇરાનીઓ કોઇ કોઇ વાર કિલ્લા બહાર નીકળી યુદ્ધ કરતા હતા. એક

દિવસે ઘણા જ જુસ્સા સહિત સર્વેએ મરવા માટે કમર કસી અને તીર વરસાવતા બહાર નીકળ્યા. મુસલમાનોએ પણ વળતાં જવાબ આપ્યો. ઝુહરા જેઓ એક નામીચા સરદાર હતા અને લડાઈઓમાં સૌથી મોખરે રહેતા હતા તેમના બખ્તરની કડીઓ કોઈ કોઈ જગ્યાએથી તૂટી ગઈ હતી. લોકોએ કહ્યું કે "એ બખ્તર બદલી નવો પહેરી લ્યો." એમણે જવાબ આપ્યો કે, "હું એવો સૌભાગ્યવાન ક્યાં છું કે શત્રુના તીર સૌને છોડી મારા જ તરફ આવે."

ભોગજોગે પહેલું જ તીર તેમને જ આવી વાગ્યું. લોકોએ એ તીર કાઢી નાખવા ઈચ્છા દર્શાવી, પરંતુ તેઓએ ના પાડી અને બોલ્યા કે, "જ્યાં સુધી એ તીર મારા અંગમાં છે ત્યાં સુધી હું પણ જીવતો છું."

આથી એવી જ સ્થિતિમાં હલ્લો કરતા આગળ વધ્યા અને શહેરબરાઝ જે એક મશહુર સરદાર હતો, તેને તલવાર વડે મારી નાંખ્યો. થોડીવાર સુધી લડી ઈરાનીઓ નાસવા લાગ્યા અને શહેરીઓએ સુલેહની પતાકા ફરકાવી.

બહરહશેર અને મદાયન વચ્ચે ફકત તેગ્રીસ નદી આડે હતી. સઅદ બહરહશેરથી આગળ વધ્યા તો સામે તેગ્રીસ નદી આવી.

ઈરાનીઓએ પહેલાં જ્યાં જ્યાં પુલ બાંધ્યા હતા તે સર્વે તોડી ફોડી નકામા કરી નાખ્યા હતા. સઅદ તેગ્રીસ નદીના કિનારે પહોંચ્યા તો ત્યાં ન પુલ હતો, ન કોઈ હોડી. એમણે ફોજને ઉદ્દેશીને કહ્યું :

"ઈસ્લામી બંધુઓ! શત્રુએ દરેક રીતે નિરૂપાય બની નદીના કાંઠા પર આશરો લીધો છે. એ સ્થળ પણ સર કરી લો તો ફરી મેદાન સાફ છે. એટલું કહી પોતે ઘોડા સાથે નદીમાં ઝંપલાવ્યું. તેમને જોઈ બીજાઓએ પણ હિંમત કરી અને સર્વે સૈનિકોએ ઘોડાઓને નદીમાં નાખ્યા. જો કે નદી ઘણી જ છલોછલ ભરપુર અને મોજાં મારતી વહેતી હતી, પરંતુ જોશ અને ઉત્સાહે સ્વભાવોમાં એવી હિંમત અને દઢતા પેદા કરી હતી કે પાણીના મોજાંઓ આવી ઘોડાઓ સાથે અથડાતાં હતાં, પરંતુ તેઓ રિકાબથી રિકાબ મેળવી માંહોમાંહે વાતો કરતા ચાલ્યા જતા હતા. તે એટલે સુધી કે ડાબી-જમણીની જે ગોઠવણી હતી તેમાં પણ કંઈ તફાવત ન આવ્યો.

નદીના બીજા કિનારા પર ઈરાનીઓ એ અદ્‌ભૂત ખેલ જોઈ રહ્યા હતા. જ્યારે ફોજ તદ્દન કિનારા નજીક આવી લાગી તો એ લોકો સમજ્યા કે એ માણસો નથી, પરંતુ જિન્નો છે. આથી તેઓ "દેવા આમદંદ", "દેવાં આમદંદ"* (દાનવો આવ્યા, દાનવો આવ્યા) કહેતા નાઠા, છતાંયે સેનાપતિ ખરઝાદ થોડીક ફોજ સાથે અડગ રહ્યો અને ઘાટના ઉપર

* તારીખે તબરીમાં પણ એવા જ શબ્દો છે.

તીરંદાઝો (બાણાવળીઓ)ના જથ્થા ગોઠવી દીધા. એક જથ્થો નદીમાં ઉતરી માર્ગ રોકી ઊભો, પરંતુ મુસલમાનો પાણીના પૂરની માફક આગળ ધપતાં જ ગયા અને તીરંદાઝોને ઘાસ-કચરાની જેમ હટાવતા પેલે પાર નીકળી ગયા. યઝદેજર્દે ઝનાનખાનાની સ્ત્રીઓ અને શાહી કબીલાના માણસોને પ્રથમથી જ હુલ્વાન રવાના કરી દીધા હતા. તે પોતે પણ એ સમાચાર સાંભળી શહેર છોડી નાસી છૂટયો. સઅદે શહેરમાં પ્રવેશ કર્યો તો દરેક તરફ મૌન્યતા-શાંતિ છવાઈ ગઈ હતી. એમને ઘણો જ બોધ થયો અને નિરંકુશપણે જીભથી એ આયતો બોલાઈ ગઈ :

**"કમ તરકુ મિન જન્નાતિંવ્ વઉયુનિંવ્ વ ઝુરૂઇંવ્ વ મકામીન્ કરીમિંવ્ વ નિઅ્મતીન્ કાનુ ફીહા ફાકિહિન કઝાલિક વ અવરષનાહા કવમિન્ આખિરીન.**

ખુસરૂના શાહી મહેલમાં શાહી તખ્તના સ્થાને મિમ્બર ગોઠવવામાં આવ્યો. એટલે જુમ્આની નમાઝ તેમાં જ અદા કરવામાં આવી. એ જ પ્રથમ જુમ્આ હતી કે જે ઈરાકમાં અદા કરવામાં આવી. આપણા ફુકહાને નવાઈ લાગશે કે સઅદ જો કે મહાન સહાબીઓમાંથી હતા અને વરસો સુધી જનાબ રિસાલત મઆબ (સલ.)ની સેવામાં રહ્યા હતા, છતાં એમણે આલમગીર અને મહમૂદની જેમ ન કર્યું, બલકે મહેલમાં જેટલીય અંગાકાર આકૃતિઓ હતી તે સર્વેને સલામત રહેવા દીધી.◆

બે-ત્રણ દિવસ થોભીને સઅદે શાહી મહેલાતનો ખઝાનો અને અજાયબ વસ્તુઓને એક સ્થળે એકઠી કરવાની આજ્ઞા કરી. કયાની વંશથી નૌશેરવાનના સમય સુધીની હજારો યાદગારો હતી. તાતાર દેશના સુલતાન, રાજા દાહીર, રોમના કૈસર, નુઅમાન ઈબ્ને મુન્ઝિર અને બેહરામ ચોબીનના બખ્તરો અને તલવારો હતી. ખુસરૂ, હોર્મઝ અને કુબાદના ખંજરો હતા, નૌશેરવાનનો સોનેરી નકશીવાળો તાજ અને શાહી પોશાક હતો. એ ઉપરાંત એક સોનાનો ઘોડો હતો કે જેના પર ચાંદીનું જીન કસેલું હતું અને એની છાતી પર માણેક જડેલાં હતાં. ચાંદીની એક ઊંટણી હતી અને તેના પર સોનાની પલાણ હતી અને તેની નાકની દોરમાં મહા અમૂલ્યવાન મોતી પરોવેલાં હતાં અને તેના પર બેસાડેલો સાંઢણી-સવાર નખશીખ જવાહિરોથી મઢેલો હતો. સૌથી અદ્‌ભૂત અને અજાયબ એક જાજમ હતી, એને ઈરાનીઓ "બહાર" કહેતા હતા. એ જાજમ એ માટે તૈયાર કરવામાં આવ્યું હતું કે જ્યારે "બહાર" (વસંત)ની મોસમ પસાર થઈ જતી ત્યારે એના પર બેસી દારૂ પીવામાં આવતો.

ઘણા જ ધ્યાનપૂર્વક વસંતની સર્વ સામગ્રીઓ એમાં પૂરી પાડી હતી. વચ્ચે વનસ્પત્ની વાડી હતી, ચારે તરફ નહેરો હતી. દરેક જાતના ઝાડો અને ઝાડો પર કળીઓ, ફૂલ અને ફળ હતાં. વધુ અજાયબની વાત તો એ હતી કે જે કંઈ હતું તે સર્વ સોના અને ઝવેરાતનું

◆ અલ્લામા તબરી જેઓ મહાન મુહદ્દિસ પણ હતા, તેઓએ ખુલાસાવાર એ બનાવનું વિવરણ કર્યું છે.



હતું. સોનાની જમીન, લીલમનાં છોડ, પોખરાજની નહેરો, સોના–ચાંદીના ઝાડો, રેશમના પાંદડાં અને ઝવેરાતના ફળ હતા.

એ સર્વ સામાન લશ્કરની સામાન્ય લૂટફાટમાં હાથ આવ્યો હતો, પરંતુ સૈનિકો એવા સાચા અને પ્રમાણિક હતા કે જેને જે વસ્તુ હાથ લાગી તે જેમની તેમ પોતાના ઓફિસરની પાસે લાવી હાજર કરી દીધી હતી. આથી જ્યારે સર્વ સામાન લાવી શણગારવામાં આવ્યો અને જ્યારે દૂર દૂર સુધીનું મેદાન ઝગમગી ઉઠયું ત્યારે સઅદ પોતે ઘણી જ નવાઈમાં પડયા. તેઓ વારંવાર વિસ્મય પામી કહેતા હતા કે, "જે લોકોએ આ અજાયબ વસ્તુઓને હાથ ન અડકયો તેઓ બેશક, હદ વિનાના પ્રમાણિક છે."

ગનીમતનો માલ નિયમ મુજબ વહેંચી પાંચમો ભાગ દરબારે ખિલાફતમાં મોકલી દેવામાં આવ્યો. જાજમ અને પ્રાચીન યાદગારો જેમની તેમ મોકલાવી દેવામાં આવી કે જેથી અરબ પ્રજા ઈરાનીઓની જાહોજલાલી અને ઈસ્લામની ફતેહ અને નસીબની લીલા નિહાળી શકે. હઝરત ઉમર (રદિ.) સમક્ષ જ્યારે એ સર્વ સામાન ગોઠવવામાં આવ્યો ત્યારે તેઓ પણ લશ્કરનું પ્રમાણિકપણું અને નિઃસ્વાર્થપણું નિહાળી અતિ વિસ્મિત–નવાઈ પામ્યા.

મહલમ નામે મદીનામાં એક માણસ હતો જે અતિ તાલબદ્ધ કદનો અને ખૂબસૂરત હતો. હઝરત ઉમર (રદિ.)એ નૌશેરવાનના સર્વે વસ્ત્રો એને પહેરાવવા આજ્ઞા કરી. એ વસ્ત્રો વિવિધ સ્થિતિના હતા. સવારીના જુદા, દરબારના જુદા, જશનના જુદા અને મુબારકબાદીના જુદા વસ્ત્રો હતા. આથી વારાફરતી તમામ વસ્ત્રો મહલમને પહેરાવવામાં આવ્યા. જ્યારે ખાસ પોશાક અને સોનેરી નકશીનો તાજ પહેરાવવામાં આવ્યો તો પ્રેક્ષકોની આંખોમાં અંધારિયાં આવી ગયાં અને ઘણી વાર સુધી લોકો એકીટશે અજાયબીથી જોતા રહ્યા. જાજમ માટે લોકમત એવો હતો કે એને વહેંચવું ન જોઈએ. હઝરત ઉમર (રદિ.)ની પોતાની પણ એવી જ ઈચ્છા હતી, પરંતુ હઝરત અલી (રદિ.)ના આગ્રહના લીધે એ "બહાર" (વસંત) પર પણ "ખિઝાં" (પાનખર ઋતુ) બેઠી અને નૌશેરવાની દૌલતના ભંડારના પુરઝા ઉડી ગયા.

યુરોપની આધુનિક રુચિ અનુસાર એ એક જંગલીપણાનું કૃત્ય હતું એમ કહેવાય, પરંતુ દરેક જમાનાની મનોરૂચી વિવિધ હોય છે. તે એક પવિત્ર જમાનો હતો કે જ્યારે ધાર્મિક અલંકારોને માન અપાતું ન હતું, ફરી તે સમયે સંસારિક યાદગારોની કોણ પરવા કરતું હતું ?

# પ્રકરણ ૧૧ મું

## જલૂલાનો વિગ્રહ

### સને ૧૬ હિજરી ૬૩૭ ઇસ્વી

એ વિગ્રહે ઇરાકના વિજયોની સમાપ્તિ આણી. મદાયન પડયા પછી ઇરાનીઓએ જલૂલામાં લડાયક તૈયારીઓ કરવા માંડી અને એક મોટું લશ્કર ઊભું કર્યું. રૂસ્તમના ભાઇ ખરઝાદ સેનાપતિ હતો. એણે ઘણી જ યુક્તિથી કામ કર્યું. શહેરની આજુ બાજુ એક ખાઇ ખોદાવી અને માર્ગો અને ઘાટોમાં ગોખરૂના કાંટાઓ પાથર્યા. સઅદને એ સમાચાર મળતા એમણે હઝરત ઉમર (રદિ.) પર પત્ર લખ્યો તો ત્યાંથી જવાબમાં નીચે મુજબ ગોઠવણ કરવાની આજ્ઞા થઇ.

હાશિમ ઇબ્ને ઉત્બાએ બાર હજારની ફોજ લઇ એ કામ પર જવું અને મોખરેના લશ્કરની સરદારી કઅકાઅને, જમણી પાંખની સરદારી મશઅર ઇબ્ને માલિકને, ડાબી પાંખની સરદારી અમ્ર ઇબ્ને માલિકને અને છેલ્લી સફની સરદારી અમ્ર ઇબ્ને મુર્રાને સોંપવી.''

હાશિમે મદાયનથી રવાના થઇ ચોથે દિવસે જલૂલા પહોંચી શહેરને ફરતો ઘેરો ઘાલ્યો. ઘેરો મહિનાઓ સુધી રહ્યો. ઇરાનીઓ કોઇ કોઇ વાર કિલ્લા બહાર નીકળી હલ્લો કરતા હતા, એ પ્રમાણે ૮૦ લડાઇઓ થઇ, પરંતુ ઇરાનીઓએ હંમેશા હાર ખાધી, એ છતાં શહેરમાં દરેક પ્રકારનો સંગ્રહ અને લાખો માણસોની સંખ્યા હોવાથી તેઓ હિંમત હારતા ન હતા. એક દિવસે તેઓ ઘણા જોરશોર સહિત બહાર પડયા. મુસલમાનોએ પણ દ્રઢતાથી મુકાબલો કર્યો. બન્યું એમ કે એકાએક એવા જોરથી વાવાઝોડું ચાલ્યું કે પૃથ્વી–આકાશમાં અંધારું છવાઇ ગયું. ઇરાની લાચાર બની પાછળ હટયા, પરંતુ ઉડતી ધૂળના લીધે કંઇ જ દેખાતું ન હતું. હજારો માણસો ખાઇમાં પડી મરણ પામ્યા. ઇરાનીઓએ એ જોઇ જગેજગથી ખાઇ–ખંદકને પૂરી માર્ગ બનાવ્યા. મુસલમાનોને ખબર થતાં તેમણે આ તકને લાભદાયી ગણી હલ્લાની તૈયારીઓ કરી. ઇરાનીઓને પણ પળે પળના સમાચાર મળતા હતા. તે જ ઘડીએ તેમણે મુસ્લિમોના આવવાની દિશા તરફ ગોખરૂ પાથરી દીધા અને ફોજને શસ્ત્રો વડે સજી કિલ્લાના દરવાજા પર ગોઠવી દીધી. બન્ને હરીફો એવા તન તોડીને લડયા કે, ''લયલતુલ હરીર''ના સિવાય તેઓ કદી લડયા ન હતા. પ્રથમ તીરોનો વરસાદ વરસ્યો. તીરોના ભાથા ખાલી થઇ ગયા તો



યોદ્ધાઓએ ભાલાઓ પકડયા, અંતે ભાલાઓ પણ તૂટી ચૂરેચૂરા થઇ ગયા તો તલવાર અને ખંજર ઉછળવા લાગ્યા. કઅકાઅ ઘણી જ બહાદુરીથી લડી રહ્યા હતા અને એકદમ આગળ ધપતા ચાલ્યા જતા હતા. અંતે તેઓ કિલ્લાના દરવાજા સુધી પહોંચી ગયા, પરંતુ સેનાધિપતિ હાશિમ પાછળ રહી ગયા હતા અને લશ્કરનો મોટો ભાગ એમના હેઠળ હતો. કઅકાએ નકીબો દ્વારા બુમ પડાવી દીધી કે સેનાધિપતિ કિલ્લાના દરવાજા સુધી પહોંચી ગયો છે. લશ્કરે હાશિમને કઅકાઅ સમજી એકદમ યા હોમ તૂટી પડયું. ઈરાનીઓએ ગભરાઇ જઇ આમ–તેમ નાસવા માંડયું, પરંતુ તેઓ જે દિશાએ જતા હતા તે તરફ ગોખરૂ પાથરેલાં હતાં. મુસલમાનોએ બેધડક કતલ કરવી શરૂ કરી, તે એટલે સુધી કે ઈતિહાસકાર તબરીના વૃત્તાંત અનુસાર એ લડાઈના એક લાખ માણસ જીવથી માર્યા ગયા અને ત્રણ કરોડની માલમત્તા હાથ આવી.

સઅદે જીતના સારા સમાચાર સાથે હાથ લાગેલા માલનો પાંચમો ભાગ મદીના–મુનવ્વરા મોકલાવી દીધો. જીતની ખુશખબર લઇ જનાર ઝિયાદે ઘણી જ છટાથી જંગના વૃત્તાંત કહી સંભળાવ્યા. હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "શું તમે આમ લોકસમૂહ સમક્ષ પણ એ બનાવોને વર્ણવી શકો છો ?"

ઝયાદે કહ્યું, "જો હું ભયભીત થયો હોત તો આપથી થાત."

આથી એક જાહેર સભા મળી અને એમણે એવી છટાદાર અને લાવણ્યમય ભાષામાં સર્વ બનાવોનું વર્ણન કર્યું કે યુદ્ધનું ચિત્ર દોરી દીધું. હઝરત ઉમર બોલી ઉઠયા, "ખતીબ (વકતા) તો આનું નામ ?" એમણે બંધબેસતું કહ્યું.

**ઇન્ના જુન્દના અતલકુના**
**બિલ ફિઅલિ લિસાનના.**

આ પછી ઝિયાદે ગનીમતના સંગ્રહને હાજર કર્યો, પરંતુ તે વેળા સાંજ પડી ચૂકી હતી, તેથી વહેંચણી મુલતવી રહી અને મસ્જિદની સહનમાં તેનો ઢગ વાળવામાં આવ્યો. અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને અબ્દુલ્લાહ ઈબ્ને અરકમે આખી રાત ચોકી કરી. સવાર થતાં સભા સમક્ષ ચાદર ઢગ પરથી ઉઠાવી લેવામાં આવી તો રોકડ નાણાં સિવાય ઝવેરાતના ત્યાં ઢગે ઢગ માલુમ પડયા.

હઝરત ઉમર (રદિ.) નિરંકુશપણે રડી પડયા. લોકોએ વિસ્મિત થઇ પૂછયું "અત્રે રડવાનું શું પ્રયોજન છે ?"

એમણે કહ્યું "જ્યાં ધન પોતાના પગલાં લઇ જાય છે ત્યાં સાથે સાથે ઇર્ષા અને અદેખાઇ પણ જાય છે."

યઝદેજર્દ અને જલુલાની પરાજયના સમાચાર પહોંચ્યા તો તે હુલવાન છોડી રઈ તરફ રવાના થયો અને ખુશરૂ શુનુમ–જે એક પ્રતિષ્ઠિત અમલદાર હતો તેને કેટલાક રિસાલા સહિત હુલવાન નગરની સંભાળ માટે મૂકતો ગયો. સઅદ પોતે જલુલામાં થોભ્યા અને કઅકાઅને હુલવાન તરફ રવાના કર્યા. કઅકાઅ કશરે શીરીં (હુલવાનથી ત્રણ માઈલ પર છે) નજદીક પહોંચ્યા કે ખુશરૂ શુનુમ આગળ વધી સામે થયો, પરંતુ પરાજિત થઈ નાસી છૂટયો. કઅકાએ હુલવાન પહોંચી છાવણી નાખી અને દરેક તરફ સુલેહ–શાંતિનો ઢંઢેરો પીટાવી દીધો. આજુબાજુના જાગીરદારો આવી જઝિયા કબૂલ કરતા જતા હતા અને ઈસ્લામના આશ્રય–પનાહમાં આવતા જતા હતા. એ જીત ઈરાકની જીતોની સમાપ્તિ નિવડી, કારણ કે ઈરાકની હદ અત્રે પૂરી થઈ જાય છે.

## પ્રકરણ ૧૨

## સિરીયા પર ચઢાઇ

બનાવોના અનુબંધની રૂએ આ સ્થળે સિરીયાની ચઢાઈની આરંભિક હકીકત પણ અમે અતિ ટૂંકમાં લખીએ છીએ. હઝરત અબૂબક્ર (રદિ.)એ સને ૧૩ હિજરી (ઈ. સ. ૬૩૪)ની શરૂઆતમાં કેટલીક દિશાએથી ચઢાઈઓ કરી. અબૂ ઉબૈદાને હિમ્સ માટે, યઝીદ ઈબ્ને અબૂ સુફયાનને દમિશ્ક (દમાસ્કસ) માટે, શુરહબીલને અરદુન (જોર્ડન) માટે અને અમ્ર ઈબ્ને આસને પેલેસ્ટાઈન માટે નિર્માણ કર્યા. સેનાઓની કુલ સંખ્યા ૩૪,૦૦૦ ની હતી. અરબસ્તાનની હદ વટતાં એ ઓફિસરોને ડગલે ને પગલે રોમન લોકોના મોટા મોટા જથ્થાઓનો ભેટો થયો, એ જથ્થાઓ પ્રથમથી જ મુકાબલા માટે તૈયાર હતા. એ ઉપરાંત કૈસરે (સીઝર) પૂરા દેશમાંથી લશ્કરો એકઠા કરી જુદા જુદા ઓફિસરોના મુકાબલા માટે મોકલ્યા. એ જોઈ મુસલમાન ઓફિસરો સર્વે સેનાઓને એક સ્થળે ભેગી કરવા માટે સહમત થયા. એ ઉપરાંત મદદ માટે બીજું લશ્કર મોકલવા હઝરત અબૂબક્ર (રદિ.) પર પત્ર લખવામાં આવ્યો. આથી ખાલિદ ઈબ્ને વલીદ જેઓ ઈરાકના કામ માટે નિમાયા હતા તેઓ ઈરાકથી નીકળી માર્ગમાં નાની નાની લડાઈઓ લડતા અને જીતો મેળવતા દમિશ્ક પહોંચ્યા અને તેને સદર મુકામ (હેડ ક્વાટર્સ) નિર્માણ કરી ત્યાં જ પડાવ નાંખ્યો.

કૈસરે એક ઘણી મોટી ફોજ મુકાબલા માટે રવાના કરી, જેણે અજનાદીન પહોંચી લડાઈની તૈયારીઓ કરવા માંડી. ખાલિદ અને અબૂ ઉબૈદા પોતે આગળ વધી અજનાદીન તરફ ધસ્યા અને સરદારોને ત્યાં આવી મળવા લખ્યું. આથી શુરહબીલ, યઝીદ અમ્ર ઈબ્ને આસ નિમિત વખતે અજનાદીન પહોંચી ગયા અને ભારે લડાઈ પછી કે જેમાં ત્રણ હજાર મુસલમાન શહીદ થયા, મુસ્લિમોની સંપૂર્ણ જીત થઈ. એ બનાવ ઈબ્ને ઈસ્હાકની રિવાયત અનુસાર તા. ૨૮ માહે જમાદિઉલ અવ્વલ સને ૧૩ હિજરી (૬૩૪ ઈસ્વી)માં બનવા પામ્યો. એ કાર્યથી પરવારી ખાલિદે ફરી દમિશ્ક (દમાસ્કસ) તરફ દષ્ટિ ફેરવી અને દમિશ્ક પહોંચી ચારે તરફથી શહેરનો ઘેરો ઘાલ્યો. ઘેરો જો કે હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં શરૂ થયો, પરંતુ જીત હઝરત ઉમર (રદિ.)ના સમયમાં પ્રાપ્ત થઈ, તેથી એ યુદ્ધનું વર્ણન વિગતપૂર્વક લખીએ છીએ.

# પ્રકરણ ૧૩

## દમિશ્કની જીત

એ શહેર સિરીયાનો મહાન સદર મુકામ (હેડ ક્વાટર્સ) હતો. અજ્ઞાનતાના સમયે અરબ પ્રજા ત્યાં વ્યાપાર અર્થે ઘણી વાર આવ–જા કરતી હતી. તેથી એની મોટાઈની નામના પૂરા અરબસ્તાનમાં ફેલાઈ હતી. આ કારણોને લઈને ખાલિદે ઘણા જ બંદોબસ્ત સાથે ઘેરાની ગોઠવણ કરી. જે ઓફિસરો સિરીયાની જીત માટે નિર્માણ થયા હતા તેમને શહેરના કોટના મોટા મોટા દરવાજાઓ પર રાખ્યા. એથી અમ્ર ઈબ્ને આસને "બાબે તુમાર" પર, શુરહબીલને "બાબુલ ફરાદીસ" પર, અબૂ ઉબૈદાને "બાબુલ જાઈયહ" પર નિર્માણ કરવામાં આવ્યા અને ખાલિદે પોતે પાંચ હજારની ફોજ લઈ "બાબુશ્શર્ક" દ્વાર આગળ પડાવ નાખ્યો. ઘેરાની મજબૂતી જોઈ ઈસાઈઓ હિંમત હારવા લાગ્યા હતા અને ખાસ કરી એ કારણે કે એમના જાસૂસો કે જેઓ સ્થિતિ જોવા માટે મુસલમાનોની ફોજમાં આવતા. તેઓ આવી જોતા હતા કે પૂરી ફોજમાં એક સામાન્ય ઉત્સાહ જણાતો હતો. દરેક માણસને કેફ ચઢયો હોય એમ દેખાતું હતું. દરેકે દરેક પુરુષમાં વિરતા, દઢતા, પ્રમાણિકતા, નિશ્ચયતા અને અડગતા માલુમ પડતાં હતાં. આ છતાં ઈસાઈઓને એ ભરોસો હતો કે "આપણા માથે હરક્યુલસ મૌજુદ છે અને હિમ્સથી સહાયક સેનાઓ રવાના થઈ ચૂકી છે." આ સમય દરમ્યાન હઝરત અબૂબક્ર (રદિ.)નો ઈન્તિકાલ થયો અને હઝરત ઉમર (રદિ.) ખિલાફતના સ્થાને બિરાજમાન થયા.

ઈસાઈઓની એવી ધારણા હતી કે અરબો એ દેશોની ઠંડી સહન કરી શકતા નથી તેથી શિયાળા સુધીમાં એ વાદળાં આપોઆપ વિખરાઈ જશે, પરંતુ એમની એ બંને આશાઓ ધૂળધાણી થઈ ગઈ. મુસલમાનોનો ઉત્સાહ ઠંડીની સખતીમાં પણ મંદ પડયો નહિ. તે તરફ ખાલિદે ઝુલકલાઅને કંઈક ફોજ આપી દમિશ્કથી એક મંઝિલના અંતરે એ તરફથી કુમક આવવા ન પામે એ માટે રોકયા હતા. એથી હરકયુલસ બાદશાહે જે લશ્કર મોકલેલું તેને ત્યાં જ અટકાવી રાખવામાં આવ્યું. દમિશ્કવાસીઓ હવે તદ્દન નિરાશ થઈ ગયા. એ અરસામાં અચાનક એક એવો બનાવ બનવા પામ્યો કે જે મુસલમાનો માટે ગૈબી મદદ સિદ્ધ થયો, અર્થાત દમિશ્કના પેટ્રીક (Patrick–રોમન અમીર)ના ઘેર પુત્રનો જન્મ થયો, એ ટાંકણે આખા શહેરમાં ખુશાલીના જલસાઓ થયા અને લોકોએ એટલી હદે દારૂ પીધો કે સાંજથી સૂઈ રહ્યા. ખાલિદ રાત્રિએ થોડું ઊંઘતા અને ઘેરામાં ઘેરાએલાઓની નાની નાની બાબતોની પણ ખબર રાખતા હતા. આનાથી વધુ ઉમદા તક ક્યારે હાથ લાગી શકતી હતી ? તેઓ એકદમ ઉઠયા અને કેટલાક શૂરા અફસરોને

સાથે લીધા અને કોટના નીચે પાણીથી છલોછલ ખાઇ ને મશકની મદદથી પાર ઉતરી ફાંદાના દોર વડે દિવાલ પર ચઢી ગયા. ખાલિદે ઉપર જઇ દોરડાની સીડીને ફાંદાથી અટકાવી નીચે લટકાવી દીધી. આ યુક્તિ વડે થોડી વારમાં ઘણા શુરવીરો કોટ પર ચઢી ગયા.◆

ખાલિદે નીચે ઉતરી સૌથી પ્રથમ દરવાનોને કત્લ કર્યા. ફરી તાળાં તોડી દરવાજા ઉઘાડી દીધા, તે તરફ લશ્કર પ્રથમથી જ તૈયાર ઊભું હતું. દરવાજા ઉઘડતાં જ પાણીના પૂરની માફક લશ્કર અંદર ઘુસી ગયું અને ચોકી પરની ફોજને કતલ કરી નાખી. ઇસાઇઓએ એ રંગ જોઇ કોટના સર્વે દ્વારો પોતે જ ઉઘાડી દીધા અને અબૂ ઉબૈદાથી વિનંતી કરી કે, "અમને ખાલિદથી બચાવો." મુકસિલાત કે જ્યાં કંસારાઓનું બજાર હતું ત્યાં અબૂ ઉબૈદા અને ખાલિદનો મેળાપ થયો. ખાલિદે શહેરનો જે ભાગ જીતી લીધો હતો અને જો કે તે લડીને કબજે કર્યો હતો છતાં અબૂ ઉબૈદાએ સુલેહ મંજુર કરી લીધી હતી તેથી જીતાયલા ભાગમાં પણ સુલેહની શરતો મંજૂર રાખી એટલે તે ભાગમાં ન તો ગનીમતની રજા આપવામાં આવી કે ન કોઇ વ્યક્તિને લોંડી કે ગુલામ બનાવવામાં આવ્યો. આ મુબારક ફતેહ કે જે પૂરા સિરીયા દેશની જીતની પ્રસ્તાવના રૂપે હતી તે રજબ સને ૧૪ હિજરી (૬૩૫ ઇસ્વી)માં પ્રાપ્ત થઇ.

◆ એ તબરીનું વર્ણન છે. બલાઝરી કહે છે કે ઇસાઇઓની ખુશાલીના સમાચાર એક ઇસાઇએ જ ખાલિદને પહોંચાડયા હતા અને સીડી પણ ઇસાઇઓ જ લાવ્યા હતા.

# પ્રકરણ ૧૪

## ફહલનું યુદ્ધ

### ઝિલકા'દ સને ૧૪ હિજરી ૬૩૫ ઇસ્વી

દમિશ્કના પરાજયે રોમનોને ઘણા ક્રોધાયમાન બનાવ્યા. તેઓ ચારે બાજુથી એકઠા થઇ ભારે બળ અને શક્તિ સહિત મુસ્લિમોના મુકાબલા માટે તૈયાર થઇ ગયા. દમિશ્કની જીત પછી મુસલમાનોએ અરદુન (જોર્ડન) તરફ પાસુ ફેરવ્યું હતું. તેથી એમણે એ જ પ્રાંતના એક મશહુર શહેર બેસાનમાં લશ્કરો એકઠા કરવા માંડયાં. શહેનશાહ હરક્યુલસે જે સહાયક સેના મોકલી હતી અને જે દમિશ્ક સુધી પહોંચી શકી ન હતી તે પણ એ લશ્કરમાં આવી સામેલ થઇ ગઇ. એ સર્વનો સેનાપતિ સકલાર નામ એક રોમન ઓફિસર હતો.

લડાઇના સ્થળને સમજવા માટે એ જણાવવું આવશ્યક છે કે સિરીયા દેશ છ જિલ્લાઓમાં વહેંચાયેલો છે. જેમાંથી દમિશ્ક, હિમ્સ, અરદુન (જોર્ડન), પેલેસ્ટાઇન મશહુર જિલ્લાઓ છે. અરદુનનું મુખ્ય સ્થળ તબરિયા છે, જે દમિશ્કથી ચાર મંઝિલ દૂર છે. તબરિયાની પૂર્વ દિશામાં બાર માઇલ લાંબું સરોવર છે. એની પાસે થોડાક માઇલ પર એક નાનું સરખું શહેર હતું, જેનું પુરાતન નામ સલા અને નવું એટલે અરબી નામ ફહલ છે. એ યુદ્ધ એ જ નામથી મશહુર છે. એ સ્થળ હાલ તદ્દન વેરાન છે, છતાં એના કંઇક નિશાન હાલ પણ દરિયાની સપાટીથી ૬૦૦ ફીટની ઉંચાઇએ માલુમ પડે છે. તબરિયાની દક્ષિણ દિશાએ ૧૮ માઇલ પર બેસાન આવેલું છે.

સારાંશ કે રોમન સેનાઓ બેસાન એકઠી થઇ અને મુસ્લિમોએ એમની સામે ફહલમાં છાવણી નાખી. મુસલમાનો એકાએક આવી પડે તે ડરથી રોમનોએ આજુબાજુ જેટલી નહેરો હતી તેઓના બંધો તોડી નાખ્યાં તેથી ફહલથી બેસાન સુધી પાણી જ પાણી થઇ રહ્યું. કાદવ અને પાણીના કારણે તમામ રસ્તાઓ બંધ થઇ ગયા, પરંતુ ઈસ્લામનો પ્રવાહ ક્યારે અટકી શકતો હતો ? મુસલમાનોની દ્રઢતા જોઇ ઈસાઇઓ સુલેહ કરવા તૈયાર થઇ ગયા અને અબૂ ઉબૈદાને કોઇ માણસને એલચી તરીકે મોકલવાનો સંદેશો કહેવડાવ્યો. અબૂ ઉબૈદાએ મઆઝ ઇબ્ને જબલને મોકલ્યા. મઆઝ જ્યારે રોમનોની છાવણીમાં પહોંચ્યા તો તેમણે તંબુમાં કિનખાબનો ગાલીચો બિછાવેલો જોયો, એટલે તેઓ ત્યાં જ થોભી ગયા. એક ખ્રિસ્તીએ આવી કહ્યું કે "હું ઘોડાને પકડી રાખું છું, આપ દરબારમાં

જઇ બેસો." મઆઝની ઇઝઝત અને માન-મોટાઇની ખ્યાતિ સામાન્ય હતી અને ઇસાઇઓ સુદ્ધાં એના જાણકાર હતા, આ કારણે તેઓ ખરેખર એમને માન આપવા માંગતા હતા અને એમનું બહાર ઊભું રહેવું એમને ખરાબ દેખાતું હતું. મઆઝે કહ્યું, "આ ગાલીચો કે જે ગરીબોના હકો છીનવી તૈયાર કરવામાં આવ્યો છે તે પર હું બેસવા માંગતો નથી" એટલું બોલી તેઓ જમીન પર બેસી ગયા. ઇસાઇઓએ ખેદ જાહેર કરી કહ્યું, અમે તમને માન આપવા માંગતા હતા, પરંતુ તમને પોતે તમારા માનની દરકાર નથી ત્યારે લાચારી છે."

મઆઝને આથી રોષ ચઢતાં ઘૂંટણો પર ઊભા થઇ ગયા અને બોલ્યા, "જેને તમે માન ગણો છો તેની મને પરવા નથી. જો જમીન પર બેસવું ગુલામોનું કામ છે તો મારાથી ઉપરાંત કોણ ખુદાનો ગુલામ હોઇ શકે છે ?

રોમનો એમની બેપરવાઇ અને આઝાદીથી એટલા વિસ્મિત થઇ ગયા કે એક માણસે પૂછયું, "મુસલમાનોમાં તમારાથી કોઇ ચઢિયાતો પણ છે ?" મઆઝલ્લાહ ! એ જ થોડું છે કે હું સૌથી નીચ નથી !

રોમનો ચુપ થઇ ગયા. મઆઝે થોડીવાર રાહ જોઇ દુભાષિયાથી કહ્યું કે, "એમને કહી દો કે જો તમારે મને કંઇ કહેવું ન હોય તો હું પાછો વળું છું."

રોમનોએ કહ્યું : "અમારે એ પૂછવું છે કે તમે એ તરફ શા હેતુથી આવ્યા છો ? આબીસિન્યાનો દેશ તમારી નજીક છે, ઇરાનનો બાદશાહ મરણ પામ્યો છે અને રાજય એક સ્ત્રીના હાથમાં છે. તેઓને છોડીને તમે અમારા તરફ કેમ નજર દોડાવી ? એ ઉપરાંત અમારો બાદશાહ સૌથી મહાન બાદશાહ છે અને સંખ્યામાં અમે આકાશના તારા અને જમીનની રજકણોની બરાબર છીએ."

એના ઉત્તરમાં મઆઝ બોલ્યા : "સૌથી પહેલાં અમારી એ માંગણી છે કે તમે મુસલમાન થઇ જાઓ, અમારા કિબ્લાની તરફ નમાઝ પઢો, દારૂ પીવાનો ત્યાગ કરો, સુવ્વરનું માસ ન ખાઓ, જો તમે એ પ્રમાણે અમલ કરશો તો તમે અમારા ભાઇ છો. જો ઇસ્લામ લાવવું મંજુર નથી તો જઝિયા આપો. એની પણ તમે ના પાડો છો તો આગળ તલવાર છે. જો તમે આકાશના તારા જેટલા છો તો અમને અલ્પ સંખ્યા કે અધિક સંખ્યાની પરવા નથી. ખુદાએ કહ્યું છે : **"કમ મિન ફિઅતિન કલીલતિન ગલબત ફિઅતન કસીરતન બિઇઝનિલ્લાહ."** તમને અભિમાન છે કે તમે એવા શહેનશાહની પ્રજા છો કે તમારા જાન અને માલ જેની સત્તામાં છે, પરંતુ અમોએ જેને અમારો બાદશાહ ઠરાવ્યો છે તે કોઇ પણ બાબતમાં પોતે પોતાને શ્રેષ્ઠતા આપી શકતો નથી. જો તે વ્યભિચાર કરે તો તેને કોરડા મારવામાં આવે, ચોરી કરે તો એના હાથ કાપવામાં આવે, તે પરદામાં બેસતો નથી, પોતે પોતાને અમારાથી મોટો સમજતો નથી, માલ અને દૌલતમાં તે

અમારાથી ચઢિયાતો નથી.

રોમનોએ કહ્યું, "વારૂ, અમે તમને બલકાઅનો જિલ્લો અને અરદુનનો ભાગ કે જે તમારી જમીન સાથે જોડાયેલો છે તે આપીએ છીએ. તમે એ દેશ છોડી ઈરાન ચાલ્યા જાવ." મઆઝે ના પાડી અને ઉઠીને ચાલ્યા આવ્યા. રોમનોએ બારોબાર અબૂ ઉબૈદાથી વાટાઘાટ કરવા માંડી. એથી એમણે એ હેતુથી એક કાસિદ મોકલ્યો. જે વેળા કાસિદ આવ્યો ત્યારે અબૂ ઉબૈદા જમીન પર બેઠા હતા અને હાથમાં તીરો પકડી તેમને ઉલટ–પલટ કરી રહ્યા હતા. કાસિદે ધારેલું કે સેનાપતિ ઘણો જ ઠાઠમાઠ રાખતો હશે અને એ જ તેની ઓળખાણનું સાધન હશે, પરંતુ તે જે તરફ આંખ ઉઠાવી જોતો હતો તે તરફ સર્વે એક જ રંગમાં ડૂબેલા નજરે પડતા હતા. અંતે ગભરાઇ પૂછયું કે, "તમારો સરદાર કોણ છે ?" લોકોએ અબૂ ઉબૈદા તરફ ઈશારો કર્યો. તે ઘણો જ વિસ્મિત થયો અને આશ્ચર્ય સાથે એમની તરફ મોં કરી બોલ્યો કે, "શું ખરેખર તમે જ સરદાર છો ?"

અબૂ ઉબૈદા : હા.

કાસિદ : તમારા લશ્કરને માણસ દીઠ બે અશરફીઓ આપીશું, તમે અહીંથી ચાલ્યા જાવ.

અબૂ ઉબૈદાએ એની ના પાડી. કાસિદ ગુસ્સે થઇ ચાલ્યો ગયો. અબૂ ઉબૈદાએ એના ડોળા ચઢેલાં જોઇ ફોજને કમર કસવાનો હુકમ કર્યો અને સર્વે હકીકત હઝરત ઉમર (રદિ.)ને લખી મોકલી.◆ હઝરત ઉમરે વાસ્તવિક જવાબ લખ્યો અને હિમ્મત આપી કે, "દઢ રહો, ખુદા તમારો સહાયક અને મદદગાર છે."

અબૂ ઉબૈદાએ તે જ દિવસે કમરબંદીનો હુકમ આપી દીધો હતો, પરંતુ રોમનો મુકાબલા માટે આવ્યા નહિ. બીજે દિવસે ખાલિદ એકલા મેદાનમાં ગયા. સવારોનો રિસાલો ફક્ત એમના હાથ નીચે હતો. રોમનોએ પણ જંગની તૈયારીઓ કરી. તેમણે લશ્કરના ત્રણ હિસ્સા કરી વારાફરતી રણ મેદાનમાં મોકલ્યા. પહેલો જથ્થો ખાલિદની તરફ લગામો ઉઠાવી ધસી આવતો માલુમ પડતાં ખાલિદના ઈશારાએ કૈસ ઈબ્ને હુબૈરાએ સફથી નીકળી તેને રોક્યો. ભારે લડાઇ ચાલી. એ યુદ્ધનો ફેંસલો થયો ન હતો, એટલામાં તો બીજી ફોજ મેદાને પડી. ખાલિદે સબુરા ઈબ્ને મસરૂકને ઈશારો કર્યો. તેઓ પોતાના તાબાની ફોજ લઇ સામે થયા. ત્રીજો જથ્થો મોટી સામગ્રીઓ સહિત રણમેદાનમાં ધસી આવ્યો. એમાં એક મશહુર સરદાર સેનાપતિ હતો અને ઘણી જ યુક્તિથી ફોજને આગળ ધપાવતો આવી રહ્યો હતો. નજીક આવી એ સરદાર થોભી ગયો અને એક ઑફિસરને થોડીક સેના સહિત ખાલિદનો મુકાબલો કરવા મોકલ્યો. ખાલિદે ઘણી જ દઢતાથી એ

◆ ફુતુહુશ્શામ અઝદીમાં છે કે, એ કાગળ એક શામી (સિરીયન) લઇ ગયો હતો અને હઝરત ઉમર (રદિ.)ની સમજૂતીથી તે મુસલમાન થઇ ગયો હતો.



હલ્લાને ખાળ્યો. અંતે સેનાપતિએ પોતે જ હલ્લો કર્યો અને પ્રથમ આવેલી બંને સેનાઓ આવી જોડાઇ ગઇ. લાંબા વખત સુધી યુદ્ધ ચાલ્યું. મુસલમાનોની અડગતા જોઈ રોમનોએ વધુ લડવું નિરર્થક સમજ્યું અને ઉલટું પાછળ હઠવા ચાહ્યું. ખાલિદે સાથીઓને લલકાર મારી કે, "રૂમીઓ (રોમનો) પોતાનું બળ વાપરી ચૂક્યા છે, હવે અમારી વારી છે." આ લલકારની સાથે મુસલમાનો એકદમ તૂટી પડયા અને રૂમીઓને બરાબર હઠાવતા ચાલ્યા ગયા.

ઇસાઇઓ સહાયની પ્રતિક્ષા કરતા લડાઇને ટાળતા જતા હતા. ખાલિદ એમની એ યુક્તિને કળી ગયા અને અબૂ ઉબૈદાને કહ્યું, "રોમનો આપણા દાબમાં આવી ગયા છે. હલ્લાનો ખરો સમય આ જ છે." એથી તે જ વેળા નકીબો લશ્કરમાં જઇ પોકારી આવ્યા કે, કાલે હલ્લો થશે તેથી ફોજે સરસામાન સહિત તૈયાર રહેવું.

રાતના પાછલા પહોરે અબૂ ઉબૈદા પથારીમાંથી ઉઠયા અને લશ્કરની ગોઠવણી શરૂ કરી. મઆઝ ઇબ્ને જબલને જમણી પાંખ પર રાખ્યા, હાશિમ ઇબ્ને ઉત્બાને ડાબી પાંખની સરદારી આપી. પાયદળ લશ્કરના સરદાર સઇદ ઇબ્ને ઝૈદને ઠરાવ્યા. સવારોને ખાલિદની સરદારી હેઠળ મુકયા. ફોજની જ્યારે રચના પૂર્ણ થઇ ગઇ ત્યારે અબૂ ઉબૈદાએ એક મથાળાથી બીજા મથાળા સુધી એક આંટો માર્યો. તેઓ દરેકે દરેક અલમ (ઝંડા) પાસે જઇ ઊભા રહેતા અને કહેતા હતા :

**"ઇબાદલ્લાહિસ્તવજિબૂ મિનલ્લાહિન્નસરા બિસ્સબરિ ફઇન્નલ્લાહ મઅસ્સાબિરીન."**

"જો તમે ખુદાથી સહાય ચાહતા હો તો દઢ રહો, કારણ કે ખુદા દઢ રહેનારાઓની પક્ષે રહે છે."

રૂમીઓ કે જેઓની સંખ્યા ૫૦ હજારની હતી તેઓએ આગળ–પાછળ પાંચ સફો ગોઠવી. એની રચના એવી કરી કે દરેક સવારની જમણી–ડાબી બાજુએ બબ્બે નિશાનબાઝ તીરંદાઝો, જમણી અને ડાબી પાંખ પર સવારોના રિસાલા અને પાછળ પાયદળ સેના રાખી. આમ લશ્કરની ગોઠવણી કરી રોમનો નૌબત અને ડંકા વગાડતા મુસલમાનો તરફ ધપ્યા. ખાલિદ મોખરેની ફોજ ઉપર નિમિત હતા તેથી પ્રથમ તેમની સાથે જ મુકાબલો થયો. રોમન તીરંદાઝોએ એટલી બાણવૃષ્ટિ કરી કે મુસ્લિમોને પાછળ હટવું પડયું. એ તરફથી ખાલિદે લાગ જોઇ જમણી પાંખ તરફ ધપ્યા, કારણ કે એમાં ફક્ત સવારો જ હતા તીરંદાઝો ન હતા. રોમનોની હિંમત એટલી બધી વધી ગઇ હતી કે જમણી પાંખના રિસાલાએ ફોજથી જુદા પડી ખાલિદ પર હલ્લો કર્યો. ખાલિદ ધીમે ધીમે પાછળ હટતા જતા હતા તે એટલે સુધી કે રિસાલો ફોજથી દૂર નીકળી ગયો. ખાલિદે લાગ જોઈ એવા જોર શોરથી હલ્લો કર્યો કે હારોની હારો ઉલટાવી મુકી. અગિયાર મોટા મોટા ઑફિસરો

એમના હાથે માર્યા ગયા. આ તરફ કૈસ ઈબ્ને હુબૈરાએ ડાબી પાંખ પર હલ્લો કરી રોમનોની બીજી પાંખ પણ નબળી કરી મૂકી હતી. મધ્યની ફોજ તીરંદાઝોના કારણે રક્ષિત હતી. હાશિમ ઈબ્ને ઉત્બા જેઓ ડાબી પાંખના સરદાર હતા તેઓ ઝંડો હલાવી બોલ્યા, "ખુદાની કસમ ! જ્યાં સુધી હું એને મધ્ય લશ્કરમાં જઈને ન ખોસીસ ત્યાં સુધી પાછો ન ફરીશ." એમ કહી ઘોડા પરથી કુદી હાથમાં ઢાલ લઈને લડતાં લડતાં એટલા નજીક પહોંચી ગયા કે તીરના મારાને વટાવી તલવાર અને ખંજર વાપરવાની વારી આવી. પૂરા એક કલાક સુધી લડાઈ ચાલી. એ દરમ્યાન પૂરું મેદાન રક્તથી રાતું બની ગયું. અંતે રોમનોના પગો ઉખડી ગયા અને ભારે ગભરાટ સાથે નાઠા.* અબૂ ઉબૈદાએ હઝરત ઉમર (રદિ.) પર એક વિજય પત્રિકા લખી અને તેમાં જીતેલી પ્રજા સાથે કેવી વર્તણૂક આદરવી તે સંબંધી પૂછાવ્યું. હઝરત ઉમર (રદિ.)એ જવાબમાં લખ્યું કે, પ્રજાને "ઝિમ્મી" (મુસ્લિમ રાજ્ય આશ્રિત ગેર મુસ્લિમ પ્રજા) ગણવી અને જમીનદારોને તેઓની જમીન દસ્તુર પ્રમાણે તેમના કબજામાં રહેવા દેવી.

આ યુદ્ધ પછી અરદુન (જોર્ડન) જિલ્લાના તમામ શહેરો અને સ્થળો ઘણી જ સહેલાઈથી જીતાયા અને દરેક જગ્યાએ સુલેહની શરતોમાં એમ લખી આપ્યું કે "શરણે આવેલાઓના જાન, માલ, મકાનો, ખ્રિસ્તી દેવળો, પ્રાર્થના મંદિરો સર્વે સલામત રહેશે, ફક્ત મસ્જિદોને માટે કંઈક જમીન લેવામાં આવશે.

* ફહલના વિગ્રહની વિગત ફુતૂહુશ્શામ અઝદીમાંથી લીધી છે. તબરી વગેરેમાં ઘણાં જ સંક્ષિપ્તમાં વર્ણન કર્યું છે અને બનાવના હેવાલમાં પણ મતભેદ છે.

# પ્રકરણ ૧૫ મું

## હિમ્સની જીત

### સને ૧૪ હિજરી ૬૩૫ ઈસ્વી

સિરીયાના જિલ્લાઓમાંથી એક મોટો જિલ્લો અને પુરાતન શહેર હિમ્સ છે. અંગ્રેજીમાં એને ઈમસા કહેવામાં આવે છે. પુરાતન કાળમાં એની ખ્યાતિ એ કારણે ફેલાઈ હતી કે અહિંયા સૂર્યના નામે એક મહાન દેવળ હતું. એ દેવળની યાત્રાએ દૂર દૂરથી લોકો આવતા હતા અને એના પૂજારી થવામાં ઘણી મોટાઈ માનવામાં આવતી હતી. દમિશ્ક (દમાસ્કસ) અને અરદૂનના પછી ત્રણ મોટા શહેરો સર કરવાના રહી ગયા હતા. એમનું જીતાવું તે સિરીયાનું જીતાવું હતું. એ ત્રણે શહેરો–બયતુલ મુકદસ (જેરૂસલેમ), હિમ્સ અને અન્તાકિયા હતા. એમાંના છેલ્લા શહેરમાં હરક્યુલસે પોતે મુકામ કર્યો હતો. બીજા શહેરો કરતાં હિમ્સ વધારે નજીક હતું અને સંખ્યાબળ ને સાધન–સામગ્રીઓ અહિંયા બંને કરતાં ઓછી હતી. આ કારણે ઈસ્લામના લશ્કરે પ્રથમ એને જ સર કરવાનો ઠરાવ કર્યો. માર્ગમાં બઅલબક પડતું હતું તે થોડીક ઝપાઝપી પછી જીતાયું. હિમ્સના નજીક રોમનોએ પોતે આગળ વધી ટક્કર લેવા ચાહી. એથી એક મોટું લશ્કર હિમ્સથી કુચ કરી જોસ્યા આગળ મુસલમાનોના મુકાબલામાં ઉતર્યું, પરંતુ ખાલિદના પહેલા જ હલ્લાએ તેમના પગો ઉખેડી નાખ્યા. ખાલિદે સબુરા ઈબ્ને મસરૂકને થોડીક સેના આપી હિમ્સ તરફ રવાના કર્યા. માર્ગમાં રોમનોની છિન્ન– ભિન્ન થયેલી સેનાઓ કે જે હજુ સુધી અહિં–તહિં ફેલાયેલી હતી, તેમની સાથે ભેટો થયો. એમાં મુસલમાનોનો વિજય થયો.

આ યુદ્ધમાં શુરહબીલ હુમૈરીએ સાત સો સવારોને કતલ કર્યા અને લશ્કરથી જુદા પડી એકલા હિમ્સની તરફ ધપ્યા. શહેરની નજીક રોમનોની એક ટુકડીએ એમને એકલા જોઈ હલ્લો કર્યો. તેઓ ઘણી દઢતાથી લડયા, તે એટલે સુધી કે જ્યારે દસ–અગિયાર માણસ એમના હાથે માર્યા ગયા તો રોમનો નાસી છુટયા અને દેરમસહલ નામે ખ્યાતિ પામેલા એક ખ્રિસ્તી દેવળમાં જઈ આસરો લીધો. શુરહબીલ પણ સાથે જ ત્યાં પહોંચ્યા. ચર્ચમાં મોટી સંખ્યામાં માણસો મૌજુદ હતા. શુરહબીલ ચારે બાજુથી ઘેરાઈ ગયા અને ઢેફાં અને પથ્થરોની વૃષ્ટિથી તેઓ ઘવાઈ શહીદ થયા.

સબુરાની પછી ખાલિદ અને અબૂ ઉબૈદા પણ હિમ્સ તરફ વળ્યા અને ઘેરાનો સામાન

ફેલાવી દીધો. ઠંડી ઘણી જ સખત પડતી હતી તેથી રોમનોને ખાતરી હતી કે મુસ્લિમો ઉઘાડા મેદાનમાં વધુ સમય લડી શકશે નહિ અને વળી એ ઉપરાંત હરક્યુલસના કાસિદ એ સમાચાર લઇ આવ્યો હતો કે કુમક ઘણી જલદી મોકલવામાં આવે છે એથી આ હુકમ અનુસાર જઝીરાથી કેટલીક ફોજ રવાના પણ થઇ, પરંતુ સઅદ ઇબ્ને અબી વક્કાસ જેઓ ઇરાકના મામલા માટે નિમાયા હતા તેઓએ આ સમાચાર સાંભળી થોડીક ફોજ મોકલી કે જેણે એ ફોજને ત્યાં જ અટકાવી રાખી અને આગળ વધવા ન દીધી.* હિમ્સવાસીઓએ સર્વ તરફથી નિરાશ થઇ સુલેહ માટે માંગણી કરી. અબૂ ઉબૈદાએ ઉબાદા ઇબ્ને સામિતને ત્યાં મુકી પોતે હમાત◆ની તરફ કુચ કરી. હમાતવાસીઓએ એમના પહોંચતાની સાથે જ સુલેહની માંગણી કરી અને જઝિયા આપવા કબૂલ કર્યું. અબૂ ઉબૈદા ત્યાંથી રવાના થઇ સીઝર અને સીઝરથી મઅરતુન્નુઅમાન પહોંચ્યા. એ સ્થળોની પ્રજા પોતાની મેળે શરણે આવી. તેઓથી પરવારી તેઓ લારકતિયા તરફ વળ્યા. એ એક જુનું શહેર છે. ફીનીશન સમયમાં એને અમાનસા કહેવામાં આવતું. હઝરત અબૂ ઉબૈદાએ અહિંયાથી કંઇક દૂર મુકામ કર્યો અને શહેરની મજબૂતી તથા મક્કમતા નિહાળી એક નવી યુક્તિ કરી, એટલે મેદાનમાં ઘણી ગુફાઓ ખોદાવી. એ ગુફાઓ એવી યુક્તિ અને સંભાળપૂર્વક તૈયાર કરાવી કે શત્રુઓને એની ખબર સુદ્ધાં ન થવા પામી. એક દિવસે ફોજને કૂચ કરવાનો હુકમ કર્યો અને ઘેરો ઉઠાવી હિમ્સની તરફ રવાના થયા. શહેરવાસીઓ મુદત થયાં કિલ્લામાં બંધ રહેવાથી કંટાળી ગયા હતા અને સાથે એમના સર્વ કામકાજ–વ્યવહાર બંધ થઇ ગયા હતા તેથી તેઓએ ઘેરાની ઉઠાવગીરીને એક ગૈબી મદદ સમજી અને શહેરના દ્વાર ઉઘાડી કામકાજમાં વળગી ગયા. મુસલમાનો એ જ રાત્રે પાછા ફરી ગુફાઓમાં સંતાઇ રહ્યા હતા. સવાર થતાં જ મુસ્લિમોએ પોતાના છુપા સ્થળોમાંથી નીકળી એકદમ શહેર પર હલ્લો કર્યો અને એક ઘડીમાં શહેર જીતી લીધું. હિમ્સ પડયા પછી અબૂ ઉબૈદાએ ખાસ હરક્યુલસની રાજધાની પર ચઢાઇ લઇ જવાનો ઇરાદો કર્યો અને થોડીક ફોજ તે તરફ મોકલી; પરંતુ દરબારે ખિલાફત તરફથી હુકમ મળ્યો કે આ વર્ષે આગળ વધવાનો ઇરાદો ન કરવો. આ આજ્ઞાનુસાર સેનાઓને પાછી બોલાવી લેવામાં આવી★ અને મોટા મોટા શહેરોમાં નાયબો મોકલી દેવામાં આવ્યા કે જેથી ત્યાં કોઇ પ્રકારની ગેર વ્યવસ્થા થવા પામે નહિ. ખાલિદ એક હજારની સેના લઇ દમિશ્ક ગયા, અમ્ર ઇબ્ને આસે અરદુનમાં મુકામ કર્યો અને અબૂ ઉબૈદાએ પોતે હિમ્સમાં છાવણી નાખી.

---

* કામિલ ઇબ્નુલ અસીર.
◆ આ એક પુરાતન શહેર હિમ્સ અને કિન્નસરીનની વચ્ચે આવેલું છે.
★ ફુતુહુશ્શામ અઝદી, પૃ. ૧૩૧.

# પ્રકરણ ૧૬ મું

## ચરમૂકનું યુદ્ધ

### ૫ રજબ સને ૧૫ હિજરી ૬૩૬ ઈસ્વી

રોમનો પરાજિત થઈને દમિશ્ક અને હિમ્સથી નીકળી અન્તાકિયા પહોંચ્યા અને હરક્યુલસને ફરિયાદ કરી કે અરબોએ આખા સિરીયાની પાયમાલી કરી નાખી. હરક્યુલસે તેઓમાંથી કેટલાક હોશિયાર અને પ્રતિષ્ઠિત માણસોને દરબારમાં બોલાવ્યા અને કહ્યું :

"અરબો તમારાથી બળમાં, સંખ્યામાં, સાધન–સામગ્રીઓમાં ઉતરતા છે ફરી તમે તેઓના મુકાબલામાં કેમ ટકી શકતા નથી ?"

આ સવાલથી સર્વેએ શરમના માર્યા માથા નીચા નમાવી લીધા અને કોઈએ કંઈ જ ઉત્તર આપ્યો નહિ, પરંતુ એક અનુભવી વયોવૃદ્ધ ઈસાઈએ કહ્યું :

"અરબોના નીતિ–આચરણ અમારા નીતિ–આચરણથી શ્રેષ્ઠ છે. તેઓ રાત્રે પ્રાર્થના કરે છે અને દિવસે રોઝા રાખે છે. કોઈ પર ઝુલ્મ કરતા નથી, માંહોમાંહે એક બીજાથી એકસમાન રીતે મળે છે. અમારી એવી સ્થિતિ છે કે આપણે દારૂ પીએ છે, દુરાચરણ કરીએ છીએ, વચન પાલન કરતા નથી, અન્યો પર અત્યાચાર કરીએ છીએ. એ બાબતોની અસર છે કે તેઓના દરેક કાર્યમાં ઉત્સાહ અને દૃઢતા નજરે પડે છે અને આપણું દરેક કામ હિંમત અને દૃઢતાથી ખાલી હોય છે.*

* એ વયોવૃદ્ધ ઈસાઈની ઉપરોક્ત વાણી પરથી હાલના મુસ્લિમોએ બોધ લેવો જોઈએ કે જુઓ, વિધર્મી તો વિધર્મી, પરંતુ શત્રુઓ સુદ્ધાં તે સમયના મુસ્લિમોની ઉચ્ચ નીતિ ને સદાચરણના વખાણ કરતા, પણ આજે વખાણના સ્થાને નિંદા થાય છે. જો કે શત્રુઓ સંખ્યા બળ, અંગ બળ, દ્રવ્ય બળમાં મુસ્લિમોથી ચઢીયાતા હતા, છતાં મુસ્લિમોની જયના જયાં ત્યાં કેમ ડંકા વાગતા ? ફક્ત ઉચ્ચ અખ્લાક નીતિ, સદાચરણ, સદ્‌વર્તન, ઈમાન, ઈસ્લામી કાનૂન–પાલનના પ્રતાપે જ તેઓની જગે જગ વિજય પતાકા ફરકતી રહેતી હતી. અલ ફારૂક (રદિ.)ના સમયના મુસ્લિમો અને આજના હિન્દી મુસ્લિમોનો જરાય મુકાબલો કરી જોશો તો જણાશે કે ઈસાઈ ડોસાએ જણાવેલા તે સમયના ઈસાઈઓના જેવા ઘણાખરા ગુણો હાલ આપણામાં ઘર કરી ગયા છે અને તેથી જ આપણી પડતી છે. ફારૂકી સમયના મુસ્લિમો જેવા જ મુઠ્ઠીભર મુસ્લિમવીરોએ પૂરું સ્પેન ફતેહ કરી છેક ફ્રાન્સના હૃદય સુધી પહોંચી ગયા, પરંતુ આપણા જેવા મુસ્લિમો ત્યાં જ્યારે લાખોની સંખ્યામાં હતા ત્યારે એકેએકને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યો. સારાંશ કે આજે પણ હિન્દી મુસ્લિમો ખરા અર્થોમાં મુસલમાન બની જાય તો ફરી સંખ્યા બળ, દ્રવ્ય બળ કે અંગ બળ કોઈ આપણને ડરાવી શકતું જ નથી. એમ જ બને ત્યારે તો આજે પણ ફારૂકી સમય ઉપસ્થિત થઈ શકે છે.

—ભાષાંતરકાર



કૈસર ખચિત સિરીયાથી નીકળી જવાનો ઇરાદો કરી ચૂક્યો હતો, પરંતુ દરેક શહેર અને જિલ્લાઓથી ઇસાઇઓના ટોળે ટોળાં ફરિયાદ માટે આવી રહ્યા હતા. કૈસરને આથી ઘણી શરમ આવી અને અરબો સામે શહેનશાહતનું પૂરું બળ વાપરવા માટે ઘણા જોશની સાથે તૈયાર થઇ ગયો. સર્વ લશ્કરોને એક નિમિત્ત તારીખે રાજધાની અન્તાકિયામાં હાજર થવા રોમ, કોન્સ્ટાન્ટિનોપલ, જઝીરા, આર્મિનિયા વગેરે દરેક સ્થળે ફરમાન મોકલ્યા. સર્વ જિલ્લાના અમલદારોને જેટલાંયે માણસ મળી શકે તેટલા રવાના કરવા લખી મોકલ્યું.

આ ફરમાનો પહોંચતાં જ ફોજોનું એક તોફાન ઓસડાઇને આવ્યું. અન્તાકિયાની ચારે બાજુ જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી ફોજોનું ઉભરાણ ઉભર્યું હતું.

હઝરત અબૂ ઉબૈદાએ જે સ્થળો જીતી લીધા હતા ત્યાંના અમીરોને જાગીરદારો એમના અદલ-ઈન્સાફ પર એટલા બધા મોહિત થયા હતા કે ધર્મ ભેદ હોવા છતાં તેઓએ પોતાની તરફથી શત્રુઓની બાતમી મેળવવા જાસુસ રાખ્યા હતા. આથી અબૂ ઉબૈદાને તેઓ દ્વારા સર્વ ઘટનાઓના સમાચાર મળ્યા. એમણે સર્વ ઑફિસરોને એકઠા કરી ઊભા થઇ એક અસરકારક ભાષણ કર્યું, જેનો સાર એ હતો :

"મુસલમાનો ! ખુદાએ તમને વારંવાર અજમાવી જોયા અને તમે તેની કસોટી પર ખરા પડયા અને તેથી એના બદલામાં અલ્લાહે તમને હંમેશા જયવંત ને ફતેહમંદ રાખ્યા. હવે તમારો શત્રુ એવા સામાન-સાધનો સહિત તમારા મુકાબલામાં આવી રહ્યો છે કે ધરતી ધ્રુજી ઉઠી છે. હવે બતાવો કે તમારી શી સલાહ છે ?"

યઝીદ ઇબ્ને સુફયાન-(મલ્આવિયાના ભાઇ), મારો અભિપ્રાય એ છે કે, સ્ત્રી બાળકોને શહેરમાં રહેવા દેવામાં આવે અને આપણે શહેરની બહાર સેનાને ગોઠવીએ. એ ઉપરાંત ખાલિદ અને અમ્ર ઇબ્ને આસને દમિશ્ક અને પેલેસ્ટાઇનથી મદદે આવવા પત્રો લખવા જોઇએ.

શુરહબીલ ઇબ્ને હસના-આ તકે દરેક માણસને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપવો જોઇએ. યઝીદે જે અભિપ્રાય આપ્યો તે નિઃસંદેહ શુભ લાગણીએ આપ્યો, પરંતુ હું એ અભિપ્રાયનો વિરોધ કરું છું. શહેરવાસીઓ ઇસાઇઓ (ખ્રિસ્તીઓ) છે, તેથી બનવાજોગ છે કે તેઓ દ્વેષના લીધે અમારા સ્ત્રી-છોકરાંઓને પકડી કૈસરના હવાલે કરી દે અથવા તો તેઓ પોતે તેમને મારી નાખે.

અબૂ ઉબૈદા-એનો ઉપાય એ છે કે આપણે ખ્રિસ્તીઓને શહેર બહાર કાઢી મુકીએ.

શુરહબીલ-(ઊભા થઇને) હે અમીર ! તમને કદાપિ એ અધિકાર નથી. અમોએ એ ઇસાઈઓને એ શરતે રક્ષણ આપ્યું છે કે તેઓ શહેરમાં શાંતિપૂર્વક રહે. એથી શરતભંગ કેવી રીતે થઇ શકે ?



હઝરત અબૂ ઉબૈદાએ પોતાની ભૂલ કબૂલ કરી, પરંતુ અંતે શું કરવું તે તકરારનો અંત આવ્યો નહિ. આમ વર્ગે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે હિમ્સમાં થોભી સહાયક સેનાની વાટ જોવી. અબૂ ઉબૈદાએ કહ્યું કે, "એટલો સમય ક્યાં રહ્યો છે ?"

અંતે એ ઠરાવ થયો કે હિમ્સ છોડી દમિશ્ક રવાના થવું, કારણ કે ત્યાં ખાલિદ મૌજૂદ છે અને અરબસ્તાનની સરહદ નજીક છે. જ્યારે હિમ્સથી ઉપડવાનો પાકો ઇરાદો કરી લેવામાં આવ્યો ત્યારે હઝરત અબૂ ઉબૈદાએ હબીબ ઇબ્ને મસ્લમા જેઓ ખઝાનચી હતા, તેમને બોલાવી કહ્યું :

"ઇસાઇઓથી જે જઝિયાવેરો કે ખંડણી લેવામાં આવે છે તે આપણે તેમના શત્રુઓથી રક્ષણ કરવાના બદલામાં લઇએ છીએ, પરંતુ અત્યારે આપણી સ્થિતિ એવી નબળી છે કે આપણે તેમની રક્ષાનું જોખમ ઉઠાવી શકતા નથી, તેથી જે કંઇક તેમની પાસેથી વસૂલ લેવામાં આવ્યું છે તે સર્વે તેમને પાછું આપી દો અને તેમને કહી દો કે તમારી સાથે જે સંબંધ હતો તે હાલ પણ છે, પરંતુ હમણા અમે તમારા રક્ષણની જવાબદારી લઇ શકતા નથી તેથી "જઝિયા" કે જે રક્ષણનો બદલો છે, તે તમને પાછો આપવામાં આવે છે."

એથી કંઇક લાખોની રકમ જે વસૂલ લેવામાં આવી હતી તે પાછી આપવામાં આવી. ઇસાઇઓ પર આ બનાવની એટલી બધી અસર થઇ કે તેઓ રડતા જતા હતા અને લાગણીના આવેશમાં કહેતા જતા હતા, "ખુદા તમને પાછા લાવો." યહૂદીઓ પર એના કરતાંયે ભારે અસર થઇ. તેઓ બોલ્યા :

"તૌરેતના સોગંદ ! જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી કૈસર હિમ્સ પર કબજો કરી શકતો નથી." એમ કહી તેઓએ કોટના દરવાજા બંધ કરી દીધા અને દરેક ઠેકાણે ચોકી– પહેરા બેસાડી દીધા. અબૂ ઉબૈદાએ ફક્ત હિમ્સવાસીઓ સાથે જ એવી વર્તણૂક આદરી હોય એમ નથી, બલકે જેટલાયે જિલ્લા જીતાઇ ચૂક્યા હતા તે સર્વે ઠેકાણે જઝિયાની જેટલીયે રકમ વસૂલ લેવામાં આવી હતી તે પાછી આપવાનું લખી મોકલ્યું.

સારાંશ કે અબૂ ઉબૈદા દમિશ્ક રવાના થયા અને એ સર્વે હકીકતની ખબર હઝરત ઉમર (રદિ.) પર લખી મોકલી. મુસ્લિમો રોમનોથી ડરી હિમ્સથી નીકળી આવ્યા એ સાંભળી હઝરત ઉમર (રદિ.) ઘણા જ શોકાતુર થયા, પરંતુ જ્યારે તેમને એમ માલુમ પડયું કે પૂરા લશ્કર અને ઓફિસરોએ એવો જ નિર્ણય કર્યો હતો તો એમને એકંદરે આશ્વાસન મળ્યું અને તેઓએ કહ્યું કે, "ખુદાએ કંઇક સારા માટે જ સર્વ મુસ્લિમોને એક અભિપ્રાય પર સહમત કર્યા હશે." એમણે અબૂ ઉબૈદા પર પત્ર લખ્યો કે :

"હું મદદ માટે સઇદ ઇબ્ને આમિરને મોકલું છું, પરંતુ હાર કે જીત લશ્કરના સંખ્યાબળ પર આધાર રાખતી નથી." અબૂ ઉબૈદાએ દમિશ્ક પહોંચી સર્વ અમલદારોને એકઠા

કર્યા અને તેમની સાથે મશ્વેરો કર્યો. યઝીદ ઇબ્ને અબિ સુફયાન, શુરહબીલ ઇબ્ને હસના, મઆઝ ઇબ્ને જબલ વગેરે સર્વેએ જુદા જુદા અભિપ્રાયો દર્શાવ્યા. એ સમય દરમિયાન અમ્ર ઇબ્ને આસનો કાસિદ પત્ર લઇ આવી પહોંચ્યો. એ પત્રમાં લખ્યું હતું કે, "અરદુનના જિલ્લાઓમાં સામાન્ય બળવો ફાટી નીકળ્યો છે. રોમનોના આગમનથી સખત ગભરાટ ફેલાયો છે અને હિમ્સને છોડી ચાલ્યા આવવું એ જ પ્રજાની નીડરતાનું કારણ થઇ પડયું છે." અબૂ ઉબૈદાએ જવાબમાં લખ્યું કે, "હિમ્સને અમે ડરીને છોડી દીધું નથી, બલકે અમારો એમાં હેતુ એ હતો કે શત્રુઓ પોતાના રક્ષિત સ્થળોમાંથી બહાર નીકળી આવે અને ઇસ્લામી ફોજો જે જ્યાં ત્યાં ફેલાઇ ગઇ છે તે એક સ્થળે એકઠી થઇ જાય. તમે તમારી જગ્યાએથી ખસશો નહિ, હું ત્યાં જ તમને આવી મળું છું."

બીજા દિવસે અબૂ ઉબૈદા દમિશ્કથી રવાના થયા અને અરદુનની હદમાં યરમૂક પહોંચી પડાવ નાખ્યો. અમ્ર ઇબ્નુલ આસ પણ અત્રે આવી મળ્યા. આ સ્થળ યુદ્ધની જરૂરિયાતો માટે એ કારણે વાસ્તવિક હતું કે અરબસ્તાનની સરહદ બીજા સ્થળો કરતાં અત્રેથી વધુ નજીક હતી અને પીઠ પાછળ અરબસ્તાનની સરહદ સુધી ઉઘાડું મેદાન હતું, તેથી એ તક મળી શકતી હતી કે જરૂર પડતાં જ્યાં સુધી ચાહો ત્યાં સુધી પાછળ હઠતા જઇ શકાય. હઝરત ઉમરે (રદિ.) સઇદ ઇબ્ને આમિરની સાથે લશ્કર રવાના કર્યું હતું તે હજુ સુધી પહોંચ્યું ન હતું.* એ તરફ રોમનોના આગમન અને તેમના સાધનોની હકીકત સાંભળી મુસ્લિમો ગભરાવા લાગ્યા હતા. અબૂ ઉબૈદાએ હઝરત ઉમર (રદિ.) પાસે એક કાસિદ દોડાવ્યો અને લખ્યું કે, "રોમનો જમીન અને દરિયાઇ માર્ગે ઉભરાઇ આવ્યા છે અને ઉત્સાહની એ સ્થિતિ છે કે ફોજ જે માર્ગે પસાર થાય છે તે માર્ગના રાહિબો (ખ્રિસ્તી મઠના સાધુઓ) અને મઠવાસીઓ કે જેઓએ કદી એકાંતવાસથી ચરણ બહાર મૂક્યાં નહોતાં તેઓ બહાર નીકળી નીકળી ફોજની સાથે થઇ જાય છે."

જ્યારે હઝરત ઉમર (રદિ.)ને પત્ર મળ્યો ત્યારે તેમણે મુહાજિરીન અને અનસારોને એકઠા કરી પત્ર વાંચી સંભળાવ્યો. સર્વ સહાબા નિરંકુશ રીતે રડી પડયા અને પોકાર પાડી ઘણી જ લાગણીપૂર્વક કહેવા લાગ્યા કે, "હે અમીરુલ મુઅમિનીન ! ખુદા વાસ્તે અમને રજા આપો કે અમે જઇ અમારા ભાઇઓ પર ન્યોછાવર થઇએ. ખુદા ન કરે અને તેમને કંઇક નુકસાન પહોંચશે તો ફરી અમારું જીવન નિરર્થક છે. મુહાજિરીન અને અનસારોનો જોશ વધુને વધુ વધતો જતો હતો તે અહિંયાં સુધી કે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે કહ્યું, "અમીરુલ મુઅમિનીન ! તમે પોતે સેનાપતિ બનો અને અમને સાથે લઇ ચાલો," પરંતુ બીજા સહાબાઓએ એ અભિપ્રાયની વિરુદ્ધતા કરી. અંતે લશ્કરી કુમક મોકલવાનો નિર્ણય થયો. હઝરત ઉમરે (રદિ.) કાસિદને પૂછયું કે, "શત્રુઓ ક્યાં

* મેં આ સવિસ્તર હેવાલ "ફુતૂહુશ્શામ" અઝદીમાંથી લીધો છે, પરંતુ અબૂ ઉબૈદાનું હિમ્સ ત્યાગી દમિશ્ક છોડી ચાલ્યા આવવાની બીના ઇબ્ને વાઝેહ અબ્બાસી અને બીજા ઇતિહાસકારોએ પણ વર્ણવી છે.

સુધી આવી પહોંચ્યા છે ?" તેણે કહ્યું, "યરમૂકથી ત્રણ-ચાર માઈલનું અંતર રહી ગયું છે." હઝરત ઉમર (રદિ.) આથી ઘણા શોકાતુર થયા અને દર્શાવ્યું કે, "અફસોસ ! હવે શું થઈ શકે છે ? એટલા સમયમાં કુમક કેવી રીતે પહોંચી શકે છે ?"

અબૂ ઉબૈદાના નામે અસરકારક શબ્દોમાં એક પત્ર લખ્યો અને કાસિદથી કહ્યું કે, દરેકે- દરેક સફ પાસે જઈ એ પત્ર સંભળાવજો અને મોઢે એમ કહેજો કે : "**અલા ઉમરૂ યુકરિઉક- સ્સલામ વ યકૂલુ લકુમ યા અહ્લલ્ ઇસ્લામિ ઉસ્દુકૂલ્લિકાઅ વશુદ્દૂ અલયહિમ શદ્દલ્લુયૂસિ વલ તકૂનુ અહ્વના અલયકુમ મિનઝ્ઝરિ ફઇન્ના કદકુન્ના અન્નકુમ અલયહિમ મન્સૂરૂન.**"* એ પણ એક અદ્‌ભૂત સંજોગ બન્યો કહેવાય કે જે દિવસે કાસિદ અબૂ ઉબૈદાની પાસે આવ્યો તે જ દિવસે આમિર પણ હજાર સૈનિકો સહિત આવી પહોંચ્યા. આથી મુસ્લિમોને ઘણું બળ મળ્યું અને તેમણે દઢતાની સાથે લડાઈની તૈયારીઓ કરવા માંડી. રોમન લશ્કરોએ યરમૂકની સામે દીરૂલજૈલમાં પડાવ નાખ્યો. ખાલિદે લડાઈની તૈયારીઓ કરવા માંડી. મઆઝ ઇબ્ને જબલ જેઓ મોટા દરજ્જાના સહાબી હતા, તેઓને જમણી પાંખ પર રાખ્યા. કબાસ ઇબ્ને અસીમને ડાબી પાંખની અને હાશિમ ઇબ્ને ઉત્બાને પાયદળ ફોજની સરદારી આપી. એમણે પોતાના તાબાની ફોજના ચાર ભાગ કર્યા. એક ભાગને પોતાના હેઠળ મૂકી. બાકી ભાગ પર કૈસ ઇબ્ને હુબૈરા, મયસરા ઇબ્ને મસરૂક, અમ્ર ઇબ્નુલ તુફેલને નિર્માણ કર્યા. એ ત્રણે યોદ્ધાઓ પૂરા અરબમાં ચુનંદા હતા, તેથી તેઓ "ફારિસુલ અરબ" (અરબસ્તાનના અસ્વાર) કહેવડાવતા હતા. રોમનો ઘણા જ સાધનો સહિત નીકળ્યા. તેઓની બે લાખથી વધુ સંખ્યા હતી અને ૨૪ સફો હતી. તેઓની આગળ આગળ એમના ધર્માધ્યક્ષો હાથોમાં ક્રોસ લઈ લશ્કરને પાનો ચઢાવતા ચાલતા હતા. લશ્કરો બરાબર સામસામે આવ્યા તો એક પેટ્રીક (Patrick) સફ ચીરીને બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે, "હું એકલો લડવા માંગું છું." આથી મયસરા ઇબ્ને મસરૂક ઘોડો ઘપાવ્યો, પરંતુ હરીફ ઘણો જ કદાવર અને યુવાન હતો તેથી એમને ખાલિદે રોકી લીધા અને કૈસ ઇબ્ને હુબૈરાની તરફ નજર કરી. તેઓ નીચેના અશ્આર બોલતા આગળ વધ્યા :

સાઇલ નિસાઅલ હય્યિ ફી હિજાલિહા અલસ્તુ યજાલ હરબિ મિન અબતાલિહા.

અર્થાત :- "પરદાનશીન બાનુઓથી પૂછી લો, શું હું લડાઈની વેળા બહાદુરીનું કામ કરતો નથી ?"

કૈસ એવા સપાટાબંધ પહોંચ્યા કે પેટ્રીક હથિયારો પણ ઉગામી શક્યો ન હતો કે

* અર્થાત : હા, ઉમર તમને સલામ કહેવડાવે છે અને તે કહે છે કે "હે મુસલમાનો ! દિલ તોડીને લડો અને સિંહોની પેઠે તેમના પર તૂટી પડો અને તેમને કીડીઓ કરતાંયે તુચ્છ સમજો, કારણ કે અમે પામી ગયા છીએ કે તમે તેઓ પર વિજય મેળવશો." (ભાષાંતરકાર)

એમનો વાર થઇ ગયો. તલવાર માથા પર પડી અને તેને કાપતી ગરદન સુધી ઉતરી પડી. પેટ્રીક ડગમગતો ઘોડા પરથી પડયો કે તુરત જ મુસ્લિમોએ "અલ્લાહુ અકબર"ની ગર્જનાથી ગગન ગજાવી મૂકયું. ખાલિદ બોલ્યા કે, "શુકન સારા થયા છે અને હવે ખુદાનું ચાહ્યું હશે તો આગળ ફતેહ છે." ખ્રિસ્તીઓએ ખાલિદ તાબેના ઑફિસરોના મુકાબલા માટે જુદી જુદી ફોજો નિયત કરી હતી, પરંતુ સર્વેએ હાર ખાધી, તે દિવસે એટલાથી જ લડાઇ મુલતવી રહી.

રાત્રે બાહાને સરદારોને એકઠા કરી તેમને કહ્યું કે, "અરબોને સિરીયાની દૌલત અને નેઅમતનો ચાટ લાગ્યો છે, તેથી વાસ્તવિક એ જ છે કે તેમને માલ અને ધનની લાલચ આપી અત્રેથી ટાળવા જોઇએ." બધા એ મતથી મળતા થયા. બીજે દિવસે અબૂ ઉબૈદાની પાસે એ કહેણ સાથે કાસિદ મોકલવામાં આવ્યો કે કોઇ પ્રતિષ્ઠિત અમલદારને અમારી પાસે મોકલો. અમે તેની સાથે સુલેહની વાતચીત કરવા માંગીએ છીએ. અબૂ ઉબૈદાએ ખાલિદને ચૂંટયા. કાસિદ જે સંદેશો લઇ આવ્યો હતો તેનું નામ જયોર્જ હતું, જયારે તે પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. થોડી વાર પછી મગરિબની નમાઝ શરૂ થઇ. મુસલમાનો જે ઉત્સાહ અને હોંશથી તકબીર કહી ઊભા થયા અને જે એકાગ્રતા, મૌન્યતા, શાંતિ, અદબ–વિનય અને આધિનતા સહિત તેઓએ નમાઝ અદા કરી તે કાસિદ હયરત અને અચરજની નિગાહે જોતો રહ્યો. જયારે નમાઝ પૂરી થઇ તો તેણે અબૂ ઉબૈદાથી કેટલાક સવાલો પૂછયા, જેમાંથી એક સવાલ એ પણ હતો કે "તમે ઈસા (અલૈ.) પ્રત્યે શી માન્યતા રાખો છો ?" આથી અબૂ ઉબૈદાએ નીચેની આયત પઢી :

**"યા અહ્‌લલ્ કિતાબિ લા તગલૂ ફી દીનિકુમ વલા તકૂલૂ અલલ્લાહિ ઇલલ્ હક્કિ અન્નમલ મસીહુ ઇબ્નુ મરયમ રસૂલુલ્લાહિ વકલિમતુહુ અલકાહ ઇલા મરયમુ"થી "લયસતન કિફલ મસીહુ અંય્યકૂન અબદન લિલ્લાહિ વલલ્ મલાઇકતુલ્ મુકર્રબૂન"** સુધી.

જયારે દુભાષિયાએ એનો તરજુમો કર્યો ત્યારે જયોર્જ નિરંકુશપણે પોકારી ઉઠયો, "નિઃસંદેહ !" ઈસાના એ જ ગુણો હતા અને ખરેખર તમારા પયગમ્બર સાચા છે," એટલું બોલી તેણે કલિમ–એ–તૌહીદ પઢયો અને મુસલમાન થઇ ગયો. તે પોતાની કૌમ પાસે પાછો જવા પણ માંગતો ન હતો, પરંતુ રોમનોને વચનભંગની શંકા ન થાય તે વિચારથી અબૂ ઉબૈદાએ તેને અત્રેથી જવાની ફરજ પાડી અને સાથે તેને કહ્યું કે "કાલે અહિંયાથી જે એલચી આવે તેની સાથે ચાલ્યા આવજો."

બીજે દિવસે ખાલિદ રોમનોની છાવણીમાં ગયા. રોમનોએ પોતાનો દબદબો બતાવવા માટે પહેલાથી એવી ગોઠવણી કરી રાખી હતી કે માર્ગોની બન્ને બાજુએ દુર સુધી સવારોની હારો હતી, જેઓ નખશીખ સુધી લોખંડમાં ડૂબેલા હતા, પરંતુ ખાલિદ

એવી બેપરવાઇ અને તિરસ્કારની દૃષ્ટિએ તેઓને જોતા જતા હતા કે જેવી રીતે વાઘ-બકરીઓના ટોળાઓને ચીરતો ચાલ્યો જાય છે. તેઓ બાહાનના તંબુ નજીક પહોંચ્યા તો તેણે ઘણી જ માનપૂર્વક આદર સત્કાર કર્યો અને તેમને લઇ જઇ પોતાની બરાબર બેસાડયા. દુભાષિયા દ્વારા વાતચીત શરૂ થઇ. બાહાને સાધારણ વાતચીત કર્યા પછી વ્યાખ્યાનના રૂપમાં વિવેચન શરૂ કર્યું. પ્રથમ હઝરત ઇસા (અલૈ.)ના વખાણ પછી કૈસરનું નામ લઇ અભિમાનથી નીચે પ્રમાણે કહેવા લાગ્યો :

"અમારો બાદશાહ તમામ બાદશાહોનો શહેનશાહ છે." દુભાષિયો એ વાક્યનો પૂરો તરજુમો કરવા પામ્યો ન હતો તે પહેલાં ખાલિદ બાહાનને અટકાવી બોલ્યા, "તમારો બાદશાહ એવો જ હશે, પરંતુ અમોએ જેને સરદાર બનાવી રાખ્યો છે તેને જો એક ઘડી ભર માટે પણ બાદશાહીનો વિચાર થઇ આવે તો અમે તેને તરત જ બરતરફ કરી દઇએ." બાહાને ફરી પોતાનું ભાષણ લંબાવતાં પોતાનો દબદબો અને દૌલતના અભિમાનપૂર્વક વર્ણન કરી કહેવા લાગ્યો કે :

"હે અરબ લોકો ! તમારી કૌમના જે લોકો અમારા દેશમાં આવી વસ્યા તેઓની સાથે અમે મિત્રાચારીભરી વર્તણૂક રાખી, અમારી ધારણા હતી કે એ મહેરબાનીઓનો પૂરું અરબસ્તાન આભાર માનશે, પરંતુ અમારી ધારણા વિરુદ્ધ તમે અમારા દેશ પર ચઢી આવ્યા અને તમે અમને અમારા દેશમાંથી હાંકી કાઢવા માંગો છો. તમને ખબર નથી કે ઘણી ખરી પ્રજાએ ઘણી વાર એવા ઇરાદા કર્યા, પરંતુ કદી કોઇ વિજયી નીવડયું નથી. હવે તમને કે જેઓથી તમામ જગતમાં કોઇ વધુ અજ્ઞાની, જંગલી અને સામાન-સાધન રહીત કૌમ હસ્તી ધરાવતી નથી એ કામની હિંમત થઇ છે. અમે એને પણ દરગુજર કરીએ છીએ, બલકે તમને અહીંથી ચાલ્યા જાઓ તો ઇનામ તરીકે સેનાપતિને દસ હજાર દીનાર અને ઓફિસરોને હજાર હજાર અને સામાન્ય સિપાઇઓને સો સો દીનાર અર્પણ કરવામાં આવશે.

જ્યારે બાહાન પોતાનું ભાષણ પૂરું કરી ચૂકયો ત્યારે ખાલિદ હમ્દ અને ના'તના પછી નીચે પ્રમાણે બોલ્યા :

"બેશક, તમે ધનવાન છો, દ્રવ્યવાન છો, સત્તાવાન છો. તમે તમારા પાડોશી અરબોની સાથે જે વર્તણૂક આદરી તેની પણ અમને ખબર છે, પરંતુ એ કંઇ તમારો ઉપકાર ન હતો, બલકે ધર્મ-પ્રચારની એક યુક્તિ હતી અને એની એવી અસર થઇ કે તેઓ ઇસાઇ બની ગયા અને આજે તેઓ જ અમારી સામે તમારી સાથે રહી અમારાથી લડે છે. એ સત્ય છે કે અમે ઘણા જ કંગાળ, ગરીબ અને ભટકતા હતા. અમારા અત્યાચારો અને અજ્ઞાનતાની એ સ્થિતિ હતી કે સબળો નબળાને પીસી નાખતો હતો. કબીલાઓ માંહે માંહે લડી બરબાદ થઇ જતા હતા. અમોએ ઘણા ખુદાઓ ઘડી રાખ્યા હતા અને તેમની

અમે પૂજા કરતા, પરંતુ અલ્લાહે અમારા પર કૃપા દાખવી એક પયગમ્બર મોકલ્યો કે જે પોતે અમારી કૌમમાંથી હતો અને અમારા સર્વે કરતાં વધુ ઉચ્ચ અને કુલીન, વધુ ઉદાર અને વધુ પવિત્ર ગુણોવાળો હતો. એણે અમને તૌહીદ (એકેશ્વરવાદ) શીખવાડી અમને બતલાવ્યું કે ખુદાનો કોઇ ભાગીદાર નથી, તે પત્ની અને સંતાનો ધરાવતો નથી, તે તદ્દન એકલો અને નિરાળો છે. એણે અમને એની પણ આજ્ઞા કરી કે અમો એ માન્યતાઓને પૂરા જગત સમક્ષ ધરીએ. જેણે એ માન્યતાઓને માની તે મુસલમાન છે અને અમારો ભાઇ છે. જેણે ન માની, પરંતુ જઝિયા આપવાનું કબૂલ કરે છે તેના અમે સહાયક અને રક્ષક છીએ. જે બંનેની ના પાડે છે તેના માટે તલવાર છે.''

બાહાને જઝિયાનું નામ સાંભળી એક ઠંડો શ્વાસ ભરી પોતાના લશ્કર તરફ ઇશારો કરી કહ્યું કે, ''તેઓ મરીને પણ જઝિયો ન આપશે. અમે જઝિયો લઇએ છીએ, આપતા નથી.''

સારાંશ કે કોઇ બાબતનો ફેંસલો થયો નહિ અને ખાલિદ ઉઠીને ચાલ્યા આવ્યા. હવે તે અંતિમ યુદ્ધની તૈયારીઓ થવા માંડી કે જેના પછી રોમનો ફરી કદી પગ જમાવી શક્યા નથી. ખાલિદના ચાલ્યા આવ્યા પછી બાહાને સરદારોને એકઠા કર્યા અને તેમને કહ્યું કે, ''તમે સાંભળ્યું ? અરબોનો એ દા'વો છે કે જ્યાં સુધી તમે એની પ્રજા ન બની જાઓ ત્યાં સુધી તેમના હલ્લાઓથી તમે બચી શકતા નથી. તમને એમની ગુલામી મંજુર છે ?'' સર્વે અમલદારોને ઘણા જ આવેશથી કહ્યું, ''અમે મરી જઇશું, પરંતુ એ નામોશી સહન થઇ શકતી નથી.''

સવાર થતાં રોમનો એવા જુસ્સા અને સામાન–સાધનોથી નીકળ્યા કે મુસલમાનો પણ અચરજ પામ્યા. ખાલિદે એ જોઇને અરબસ્તાનના સામાન્ય નિયમ વિરુદ્ધ નવી ઢબે સફોની રચના કરી. ૩૦–૩૫ હજારનું કુલ્લે લશ્કર હતું. એના ૩૬ ભાગ કરી આગળ પાછળ ઘણી જ વ્યવસ્થાપૂર્વક એટલી જ સફો ગોઠવી. મધ્ય લશ્કર અબૂ ઉબૈદાને હવાલે કર્યું. જમણી પાંખ પર અમ્ર ઇબ્ને આસ અને શુરહબીલને રાખ્યા. ડાબી પાંખ યઝીદ ઇબ્ને અબી સુફિયાન હેઠળ મુકવામાં આવી. એ ઉપરાંત દરેક હાર ઉપર એવા જુદા જુદા ઑફિસરો ચૂંટી ચૂંટીને નિર્માણ કર્યા કે જેઓએ બહાદુરી અને યુદ્ધકળામાં સામાન્ય ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. જે વક્તાઓ પોતાની વાણી શક્તિ વડે લોકોમાં ભારે ખળભળાટ મચાવી દેતા હતા તેઓને પોતાના ભાષણો વડે સૈનિકોને પાનો ચઢાવવા માટે નિમવામાં આવ્યા. તેઓમાં અબૂ સુફિયાન પણ હતા. તેઓ સેનાઓ સમક્ષ આ શબ્દો કહેતા ફરતા હતા :

**''અલા ઇન્નહુમ ઝાદતુલ અરબિ વ અન્સારુલ ઇસ્લામિ વ ઇન્નહુમ ઝાદતુ રૂમિ વ અન્સારુશ્શિર્કિ અલ્લાહુમ્મ ઇન્ના હાઝા યવ્મુમ્મિન અય્યામિક અલ્લાહુમ્મ**

**અન્‌ઝિલ નસરક અલા ઇબાદિક.''**

અમ્ર ઈબ્ને આસ નીચે પ્રમાણે કહેતા ફરતા હતા :

**''અચ્યુહન્નાસુ ગુદ્દૂ અબ્‌સારકુમ વ અશરિઊરમાહ વલઝમુ મરાકિઝકુમ ફઇઝા હમલા અદુવ્વુકુમ ફઅમહિલૂહુમ હા ઇઝા રકિબૂ અતરાફલ અસિન્નતિ ફસિબુ ફી વુજૂહિહિમ વુસૂબલ અસદિ.''**

અર્થાત્ :– મિત્રો ! નિગાહ નીચી રાખો, બરછીઓ ઉગામી રહો, પોતાની જગ્યાએ અડગ રહો, ફરી જ્યારે શત્રુઓ હલ્લો લઈ આવે તો આવવા દો, તે એટલે સુધી કે જ્યારે તેઓ બરછીઓની નોંક સુધી આવી લાગે તો વાઘની પેઠે તેઓ પર તૂટી પડો.

લશ્કરની સંખ્યા જો કે ઓછી હતી, એટલે ૩૦-૩૫ હજારથી વધુ માણસો ન હતા, પરંતુ પૂરા અરબસ્તાનમાં ચુનંદા હતા. તેઓમાંથી એક હજાર એવા હતા કે જેઓએ રસૂલુલ્લાહ (સલ.)ના જમાલ મુબારક જોયાં હતાં. સો બુઝુર્ગ એવા હતા કે જેઓએ જંગે બદરમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહ્યા હતા. અરબસ્તાનના મશહૂર કબીલાઓમાંથી ફક્ત અઝદ કબીલાના દસ હજારથી વધુ હતા. હુમૈરની એક ભારે સંખ્યા હતી. હમદાન, ખૂલાન, લહમ જુઝામના મશહૂર સરદારો હતા. એ યુદ્ધની એક ખાસ વિશેષતા એ હતી કે સ્ત્રીઓ પણ એમાં શામિલ હતી અને ઘણી જ બહાદુરીથી લડી. અમીર મુઆવિયાના માતૃશ્રી હિન્દા હલ્લો કરતાં આગળ ધપતાં હતાં તો પોકારતાં, ''ઈઅ્દિદૂના બિસુયૂફિકુમ'' અમીર મુઆવિયાના બહેન જુવયરિય્યહએ ઘણી જ હિંમતથી યુદ્ધ કર્યું.

મિકદાદ જેઓ ઘણા મધૂર કંઠવાળા હતા તેઓ આગળ આગળ સૂરએ અન્ફાલ (જેમાં જિહાદ પ્રતિ પ્રેરવાનો બોધ છે)ની તિલાવત કરતા જતા હતા.

તે તરફ રોમનોના આવેશની એ સ્થિતિ હતી કે ત્રીસ હજાર માણસોએ પગોમાં બેડીઓ પહેરી લીધી હતી કે નાસવાનો વિચાર સુદ્ધાં ન થાય. યુદ્ધની શરૂઆત રોમનો તરફથી થઈ. લાખો માણસોનો રેલો એકી સાથે આગળ વધ્યો. હજારો પાદરી અને બિશપ હાથોમાં ક્રોસ લઈ આગળ ચાલતા અને હઝરત ઈસા (અલૈ.)ની જય પોકારતા જતા હતા. એ સામગ્રી-સાધનો જોઈ એક માણસના જીભે નિરંકુશપણે બોલાઈ ગયું : ''અલ્લાહુ અકબર ! કેટલી અસંખ્ય ફોજ છે !'' ખાલિદે ખિજવાઈને કહ્યું, ''ચુપ થા, ખુદાના સોગંદ ! મારા ઘોડાની ખરી સારી હોત તો હું કહી દેત કે ઈસાઈઓ એટલી જ ફોજ ઓર વધારી લે.'' ટૂંકમાં ઈસાઈઓએ ઘણા જ જોર શોર સાથે હલ્લો કર્યો અને તીરોનો વરસાદ વરસાવતા આગળ વધ્યા. મુસલમાનો ઘણી વાર સુધી દૃઢ રહ્યા, પરંતુ હલ્લો એવો ભારે હતો કે મુસલમાન લશ્કરની જમણી પાંખ તૂટી સેનાથી જુદી પડી ગઈ અને ઘણી જ અવ્યવસ્થિત રીતે પાછળ હઠી. હારેલાઓ હઠતા હઠતા સ્ત્રીઓના તંબુઓ સુધી આવી પહોંચ્યા. સ્ત્રીઓને એ હાલત જોઈ ઘણો ગુસ્સો ચઢયો. તેઓએ તંબુઓની લાકડીઓ



ઉખેડી અને લલકાર મારી કે, "પુરુષો ! આ તરફ આવ્યા તો લાઠીઓથી તમારા માથાં ભાંગી નાખીશું. ખવલા નીચેનું કાવ્ય કહી લોકોને શરમ અપાવતી હતી :

"યા હારિબન નિસ્વતિન નકિય્યાતી,*
રૂમિયતા બિસ્સહમિ વલ મનીય્યાતી."

આ હાલત જોઇ મઆઝ ઇબ્ને જબલ જેઓ જમણી પાંખના એક ભાગના સેનાપતિ હતા, તેઓ ઘોડા પરથી કૂદી પડયા અને બોલ્યા "હું તો પગપાળો લડીશ, પરંતુ કોઇ યોદ્ધો આ ઘોડાનો હક બજાવી શકે તો ઘોડો હાજર છે." એમના પુત્રે કહ્યું, "એ હક હું અદા કરીશ, કારણ કે હું સવાર થઇ સારી રીતે લડી શકું છું." સારાંશ કે બંને પિતા-પુત્ર લશ્કરમાં ઘુસ્યા અને એવી બહાદુરીથી લડયા કે મુસ્લિમોના ઉખડેલા પગો પાછા ટકી ગયા. આ સાથે જ હજ્જાજ જે કબીલા ઝુબૈદના સરદાર હતા તેઓ ૫૦૦ માણસો લઇ આગળ વધ્યા અને ઇસાઇઓનો આગલો ભાગ જે મુસ્લિમોનો પીછો પકડી ધસતા ચાલ્યા આવતા હતા તેને અટકાવી લીધા. જમણી પાંખમાં અઝદ કબીલાના માણસો જેઓ શરૂઆતથી અડગ રહ્યા હતા તેઓ પર ઇસાઇઓએ પોતાનું સર્વ બળ વાપર્યું છતાં તેઓ પહાડની જેમ અડગ રહ્યા. યુદ્ધમાં એવું ધમસાણ મચી રહ્યું હતું કે ચારે બાજુ માથું, હાથ, બાજુ કપાઇ કપાઇને પડતા જતા હતા, છતાં એમની અડગતા જરાય ડગમગતી ન હતી. અમ્ર ઇબ્નુલ તુફૈલ-જેઓ કબીલાના સરદાર હતા તેઓ તલવાર ચલાવતા જતા હતા અને લલકારતા જતા હતા : "અઝદીઓ ! જો જો, તમારા કારણે મુસલમાનોને કલંક ન લાગે."

મોટા મોટા સરદારો એમના હાથે માર્યા ગયા. અંતે એમણે પણ શહાદત પ્રાપ્ત કરી. હઝરત ખાલિદે પોતાની ફોજને પાછળ મૂકી રાખી હતી. તેઓ એકાએક સફો ચીરતા આગળ આવ્યા અને એવા જોશભેર હુમલો કર્યો કે રોમનોની સફમાં ભંગાણ પડયું. અકરિમા જેઓ અબૂ જહલના પુત્ર હતા અને ઇસ્લામ કબૂલ કર્યા પૂર્વે ઘણી વાર કાફિરો સાથે રહી લડયા હતા તેઓ પોતાનો ઘોડો આગળ ધપાવી બોલ્યા, "ઇસાઇઓ ! હું કોઇ સમયે (કુફ્રની સ્થિતિમાં) રસૂલુલ્લાહ (સલ.) સાથે લડી ચૂક્યો છું. શું આજે તમારા મુકાબલામાં મારો પગ પાછળ હઠી શકે છે ?" એમ કહી એમણે લશ્કર તરફ નજર ફેરવી બોલ્યા, "મરવા માટે કોણ તૈયાર છે ?" આથી ચારસો માણસો જેઓમાં ઝરરાર ઇબ્ને અઝૂર પણ હતા, મરવા માટે બયત આપી અને એવી દ્રઢતાથી લડયા કે લગભગ સર્વે ત્યાં જ કપાઇ શહીદ થઇ ગયા. અકરિમાની લાશ માર્યા ગયેલાઓના ઢગલાઓમાંથી મળી. કંઇક જીવ બાકી હતો. ખાલિદે પોતાની જાંઘો પર તેમનું માથું રાખ્યું અને ગળામાં પાણી ટપકાવી બોલ્યા : "ખુદાના સોગંદ ! ઉમર (રદિ.)ની ધારણા ખોટી હતી કે અમે◆ શહીદ થઇને મરીશું નહિ."

---

* અર્થાત : હે પોતાની રૂપવંતી રમણીઓને છોડી નાસનારા ! તને તીર વાગે અને તારું મોત આવે. -ભાષાંતરકાર

◆ તારીખે તબરી યરમૂકનો બનાવ.



સારાંશ કે અકરિમા અને એમના સાથીઓ જો કે પોતે માર્યા ગયા, પરંતુ રોમનોના હજારો માણસોનો નાશ કર્યો. ખાલિદના હલ્લાઓએ એમની ઓર પણ હિંમત તોડી નાખી, તે અહિંયા સુધી કે અંતે તેઓને પાછળ હઠવું પડયું અને ખાલિદે એમને હઠાવના સેનાપતિ (દરંજાર) સુધી પહોંચી ગયા. દરંજાર અને રોમન ઑફિસરોએ આંખો પર રૂમાલ નાખી દીધા કે "જો એ આંખો વિજયનું મુખ જોઇ ન શકી તો પરાજય પણ ન જુએ." બરાબર તે વેળા જયારે આ તરફ જમણી પાંખમાં ખુનરેઝીનું બજાર ગરમ હતું, ત્યારે ઇબ્ને કનાતીરે✦ ડાબી પાંખ પર હલ્લો કર્યો. કમનસીબે આ ભાગમાં ઘણા ખરા લખમ અને ગસ્સાન કબીલાઓના માણસો હતા કે જેઓ સિરીયાની આસપાસ વસતા હતા અને લાંબા સમય થયાં રોમન સામ્રાજયના ખંડીયા બનેલા હતા. રોમનોની જે ધાક તેઓનાં દિલો પર બેસી ગઇ હતી તેની છાપના પરિણામે પ્રથમના હુમલામાં જ એમના પગ ઉખડી ગયા અને જો અમલદારોએ પણ નાહિમ્મત વાપરી હોત તો યુદ્ધનો અંત જ આવી ગયો હતો. રોમનો ભાગતાઓનો પીછો પકડી તંબુઓ સુધી પહોંચી ગયા. સ્ત્રીઓ એ સ્થિતિ નિહાળી નિરંકુશપણે બહાર નીકળી આવી. સ્ત્રીઓની વીરતાએ ઇસાઇઓને આગળ વધતા અટકાવ્યા. લશ્કર જો કે અવ્યવસ્થ થઇ ગયું હતું, પરંતુ ઓફિસરોમાંથી કબાસ ઇબ્ને અસીમ, સઇદ ઇબ્ને ઝૈદ, યઝીદ ઇબ્ને અબી સુફયાન, અમ્ર ઇબ્ને આસ, શુરહબીલ ઇબ્ને હસના બહાદુરીથી લડી રહ્યા હતા. કબાસની હાથે તલવારો અને ભાલાઓ તૂટી તૂટી નીચે પડતા હતા, પરંતુ એમના ચહેરા પર કરચલીયે પડતી ન હતી. ભાલો ભાંગી જઇ નીચે પડતો તો કહેતા, "છે કોઇ જે આ માણસને હથિયાર આપે કે જેણે ખુદાને વચન આપ્યું છે કે તે રણમેદાનમાંથી હઠશે તો મરીને જ હઠશે."

લોકો તરત જ ભાલો કે તલવાર લાવી તેમના હાથમાં આપતા હતા. ફરી તેઓ વાઘની પેઠે ઝપાટા બંધ દુશ્મન પર જઇ તૂટી પડતા હતા.

અબૂ લાઉર ઘોડા પરથી કૂદી પડયા અને પોતાના તાબા હેઠળની ફોજને કહ્યું, "ધૈર્ય અને દઢતા આલોકમાં ઇઝઝત અને પરલોકમાં રહમત છે. જો જો, એ દૌલત કંઇક હાથથી છટકી ન જાય."

સઇદ ઇબ્ને ઝૈદ ગુસ્સામાં ઘૂંટણ ટેકી ઊભા હતા. રોમનો એમના તરફ ધસ્યા તો તેઓ વાઘની પેઠે તૂટી પડી મોખરેના ઓફિસરને મારી નીચે તોડી પાડયો. યઝીદ ઇબ્ને અબૂ સુફયાન (મુઆવિયાના ભાઇ) ઘણી જ દઢતાથી લડી રહ્યા હતા. અચાનક એમના પિતા અબૂ સુફયાન જેઓ ફોજને પાનો ચઢાવતા ફરતા હતા. એમની તરફ આવી ચઢયા. તેઓએ પુત્રને જોઇ કહ્યું, "વહાલા પુત્ર ! આ સમયે એકે એક સૈનિક બહાદુરીના જૌહર બતાવી રહ્યો છે. તું સેનાપતિ છે અને સૈનિકો કરતાં તારાથી વીરતાની વધુ આશા રાખી શકાય. તારા લશ્કરમાંથી એક પણ સૈનિક આ રણમેદાનમાં તારાથી વધી ગયો તો તારા

✦ એ રોમન લશ્કરની જમણી પાંખનો સરદાર હતો.

માટે ઘણું જ નામોશી ભરેલું છે."

શુરહબીલની એ સ્થિતિ હતી કે ચારે તરફ રોમનોના ઘેરામાં ઘેરાયેલા હતા અને વચ્ચે પહાડ સમાન અડગ ઊભા રહી કુર્આનની આ આયત "**ઇન્નલ્લાહ શતરા મિનલ મુઅ્મિનીન અન્ફુસહુમ વ અમ્વાલહુમ્ બિઅન્ન લહુમુલ જન્નહ. યુકાતિલૂન ફી સબીલિલ્લાહિ ફયક્તુલૂન વયુક્તલૂન**—પઢતા જતા અને વીરહાક વગાડતા કે, "ખુદાની સાથે વેપાર કરનારા અને તેના પડોશી બનનારા ક્યાં છે ?" એ અવાજ જેનાથ કાનોમાં પડતો તે નિરંકુશપણે એ તરફ તૂટી આવતો. પરિણામ એ આવ્યું કે ઉખડેલી સેના ફરી ભેગી–તૈયાર થઈ ગઇ અને શુરહબીલ એમને લઇ એવી બહાદુરીથી લડયા કે રોમનો જે આગળ ધપતા ચાલ્યા આવતા હતા તેઓ આગળ વધતાં અટકી ગયા. તે તરફ સ્ત્રીઓ તંબુઓમાંથી નીકળી ફોજની પીઠ પાછળ આવી ઊભી થઇ ગઇ અને પોકારી પોકારી કહેતી હતી કે, "રણ મેદાનમાંથી પગ હઠાવ્યા તો ફરી અમારાં મુખ જોશો નહિ."

લડાઇની બંને બાજુ અત્યાર સુધી બરાબર હતી, બલકે જીતનું પલ્લું રોમનો તરફ હતું કે એકાએક કૈસ ઇબ્ને હુબૈરા જેમને ખાલિદે ફોજનો એક ભાગ આપી ડાબી પાંખની પીઠ પાછળ ઊભા રાખ્યા હતા તેઓ પછવાડેથી નીકળી એવી રીતે તૂટી પડયા કે રોમન સરદારોએ ઘણી જ સાવચેતી રાખી છતાં ફોજ ટકી શકી નહિ. સર્વે સફો અવ્યવસ્થિત થઇ ગઇ અને ગભરાઇ પાછળ હઠી. એની સાથે જ સઇદ ઇબ્ને ઝૈદે મધ્ય ભાગમાંથી નીકળી હલ્લો કર્યો. રોમનો એટલે દૂર સુધી પાછળ હઠતા ચાલ્યા ગયા કે મેદાનના મથાળે એક નાળું હતું તેના કિનારા સુધી પહોંચ્યા. થોડી જ વારમાં એમની લાશોથી તે નાળું ભરાઇ ગયું અને રણમેદાન સાફ થઇ ગયું.

આ યુદ્ધમાં એક બનાવ યાદ રાખવા યોગ્ય છે કે જ્યારે દારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે હિબાસ ઇબ્ને કૈસ નામક એક બહાદુર સૈનિક ઘણી જ બહાદુરીથી લડી રહ્યા હતા, તે દરમિયાન કોઇએ એમના પગમાં તલવાર મારી તેથી એમનો એક પગ કપાઇ અલગ થઇ ગયો. હિબાસને એની ખબર સુદ્ધાં ન થઇ. થોડીવાર પછી જ્યારે હોશ આવ્યો તો પગને શોધતા ફરતા હતા કે મારો પગ ક્યાં છે ? એમના કબીલાના માણસો હંમેશા એ બનાવ માટે અભિમાન ધરાવતા હતા. એથી સિવાર ઇબ્ને અદના નામક એક કવિએ કહ્યું :

**વમિન્નબ્નુ* અત્તાબિન વમા શફા રિજલહુ**
**વમિનલ્લઝી કદ સારા લિલ હય્યિ હાજીબા**

રોમનોના જેટલા માણસો માર્યા ગયા તેની સંખ્યા વિશે મતભેદ છે. તબરી અને

* એ સર્વ ઘટના ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૧૩૧માં વર્ણવવામાં આવી છે.



અઝદીએ લાખથી વધુ સંખ્યા બતાવી છે. બલાઝરીએ ૭૦ હજારની સંખ્યા લખી છે. મુસલમાનોની ખૂંવારી ત્રણ હજારની થઇ, જેમાં ઝર્રાર ઇબ્ને અઝૂર, હિશામ ઇબ્નુલ આસી, અબાન સઇદ વગેરે હતા. જ્યારે કૈસર અંતાકિયામાં હતો ત્યારે તેને પરાજયના સમાચાર મળ્યા. એણે તે જ વખતે કોન્સ્ટાન્ટિનોપલ ઉપડવાની તૈયારી કરી. જતી વખતે સિરીયા તરફ મુખ કરી કૈસર બોલ્યો, "હે સિરીયા ! છેલ્લી વિદાયગીરીના સલામ !"

અબૂ ઉબૈદાએ હઝરત ઉમર (રદિ.)ને વિજય પત્રિકા મોકલી અને નાનું સરખું પ્રતિનિધિમંડળ મોકલ્યું. એ મંડળમાં હુઝૈફતુબ્નુલ યમાન પણ હતા. હઝરત ઉમર (રદિ.) યરમૂકના સમાચારની રાહ જોતાં દિવસો થયા, ઊંઘ્યા પણ ન હતા. ફતેહના સમાચાર પહોંચ્યા તો એકદમ સિજદામાં માથું મુકી દીધું અને ખુદાનો પાડ માન્યો.

અબૂ ઉબૈદા યરમૂકથી હિમ્સ પાછા ફર્યા અને ખાલિદને કિન્નસરીન રવાના કર્યા. શહેરીઓએ પ્રથમ મુકાબલો કર્યો, પરંતુ ફરી કિલ્લામાં બંધ થઇ જઝિયાની શરતે સલાહ કરી. અહિંયા અરબ કબીલાઓમાંથી કબીલએ તનૂખ લાંબા સમયથી અત્રે આવી વસ્યો હતો. એ લોકો મુદ્દતો સુધી કામળના તંબુઓમાં જીવન ગુજારતા હતા, પરંતુ ધીમે ધીમે તેમના પર સુધારાએ એવી છાપ બેસાડી કે તેઓએ મહાન ઇમારતો બનાવી લીધી હતી. હઝરત અબૂ ઉબૈદાએ સ્વજાતીલા--પોતાના સમજી તેમને ઇસ્લામ કબૂલ કરવા સમજાવ્યું. એથી તેઓ સર્વ મુસલમાન થઇ ગયા. ફક્ત બનૂ સલીહનું ખાનદાન ખ્રિસ્તી ધર્મ પર કાયમ રહ્યું અને થોડાક દિવસ પછી તેઓ પણ મુસલમાન થઇ ગયા. કબીલા તયના પણ ઘણા લોકો અત્રે વસતા હતા. તેઓએ પોતાની ખુશીથી ઇસ્લામ સ્વીકાર્યો. કિન્નસરીનના પડયા પછી અબૂ ઉબૈદાએ હલ્બની તરફ મુખ ફેરવ્યું. શહેર બહાર મેદાનમાં અરબસ્તાનના ઘણા કબીલાઓ વસતા હતા. તેઓએ જઝિયાની શરતે સલાહ કરી લીધી અને થોડા જ દિવસોમાં સર્વે મુસલમાન થઇ ગયા. હલ્બ (એલેપ્પો)વાસીઓ અબૂ ઉબૈદાના આગમનની વાત સાંભળી કિલ્લામાં ભરાયા. અયાઝ ઇબ્ને ગનમ કે જેઓ મોખરેના લશ્કરના ઑફિસર હતા તેઓએ શહેરને ઘેરો ઘાલ્યો અને થોડા દિવસ પછી પ્રથમ જીતાયેલા શહેરોમાં થયેલી શરતો પ્રમાણે ઇસાઇઓએ જઝિયા આપવાનું મંજૂર કરવાથી સુલેહ થઇ ગઇ અને શહેરવાસીઓનાં જાનમાલ, કોટ, મકાનો, કિલ્લાઓ અને ખ્રિસ્તી દેવળોના રક્ષણના કરાર લખી આપવામાં આવ્યા. એના પછી તેઓ અન્તાકિયા આવ્યા. એ શહેર કૈસરની ખાસ રાજધાની હતી, તેથી ઘણા રોમનો અને ખ્રિસ્તીઓએ અહીં આવી આસરો લીધો હતો. અબૂ ઉબૈદાએ ચારે બાજુથી શહેરને ઘેરો ઘાલ્યો. થોડા દિવસ પછી ઇસાઇઓએ લાચાર થઇ સુલેહ કરી લીધી. આ સદગ મથકોની જીતે પૂરા સિરીયા પર આરબોની ધાક બેસાડી દીધી અને એવો પ્રસંગ આવ્યો કે કોઇ ઓફિસર થોડીક ફોજ લઇને જે તરફ નીકળી જતો તે તરફના ઇસાઇઓ પોતે આવી રક્ષણ અને સુલેહની માંગણી કરતા હતા. એથી અન્તાકિયા પડયા પછી અબૂ ઉબૈદાએ ચારે બાજુ

લશ્કરો મોકલ્યા. બૂકા, જવમા, સરમૈન, તૂઝી, કૂરસ, તલ, અઝાઝ, વલૂક અને રૂઅબાન એ નાના નાના મથકો એવી સહેલાઈથી જીતી લેવાયા કે લોહીનું એક ટીપું પણ ભૂમિ પર રેડાયું નહિ. એ જ પ્રમાણે બાલિસ અને કાસિરીન પણ પહેલા જ હલ્લા સાથે પડયા. જરજૂમાવાળાઓએ જઝિયાની ના પાડી અને કહ્યું કે અમે લડાઈમાં મુસ્લિમોને મદદ કરીશું. જઝિયા એક લશ્કરી સેવાનો બદલો છે તેથી એમની એ માંગણી મંજૂર કરી લેવામાં આવી. અન્તાકિયાની લગોલગ એક બગરાસ નામે મથક હતું કે જયાં એશિયા માઈનરની સરહદ મળતી હતી. અહિંયા ઘણા ખરા અરબ કબીલા જેવા કે ગસ્સાન તનૂખ, ઈયાદ, રોમનો સાથે હરક્યુલસની પાસે જવાની તૈયારીઓ કરી રહ્યા હતા. હબીબ ઈબ્ને મસ્લમાએ તેઓ પર હલ્લો કર્યો તેથી ભારે યુદ્ધ થયું. હજારો કત્લ થઈ ગયા. ખાલિદે મરઅશ પર હલ્લો કર્યો અને એ શરતે સુલેહ-સંધિ થઈ કે ખ્રિસ્તીઓ શહેર છોડી ચાલ્યા જાય.

# પ્રકરણ ૧૭

## બયતુલ મુકદ્દસની જીત

### સને ૧૬ હિજરી ૬૩૭ ઈસ્વી

અમે ઉપર દર્શાવી ગયા છીએ કે હઝરત ઉમરે (રદિ.) જ્યારે સિરીયા પર ચઢાઇ કરી ત્યારે દરેકે દરેક પ્રાંતો પર જુદા જુદા અમલદારો મોકલ્યા હતા, એથી ફલસ્તીન (પેલેસ્ટાઇન) અમ્ર ઇબ્ને આસના હિસ્સામાં આવ્યું હતું. અમ્ર ઇબ્ને આસે કેટલાક મથકો હઝરત અબૂબક્રના સમયમાં જ જીતી લીધા હતા અને ફારૂકી સમય સુધીમાં તો નાબલસ, લદ, અમવાસ, બયતજરીન વગેરે સર્વ મોટા મોટા શહેરો પર કબજો કરી લેવામાં આવ્યો હતો. જ્યારે કોઇ સામાન્ય મામલો ઉપસ્થિત થતો ત્યારે તેઓ પેલેસ્ટાઇન છોડી અબૂ ઉબૈદાથી મળતા હતા અને તેમને મદદ કરતા હતા, પરંતુ પરવાર્યા પછી તરત જ પાછા ફરતા હતા અને પોતાના કામે લાગી જતા હતા.* પરિણામ એ થયું કે એમણે આજુબાજુના શહેરો ફતેહ કરી ખાસ બયતુલ મુકદ્દસ (જેરૂસલેમ)ને ઘેરો ઘાલ્યો. ખ્રિસ્તીઓ કિલ્લામાં ભરાઇ લડતા રહ્યા. એ સમયે હઝરત અબૂ ઉબૈદા સિરીયાના અંતિમ જિલ્લાઓ કિન્નસરીન વગેરે ફતેહ કરી ચૂક્યા હતા. આથી એ તરફથી ફુરસદ મળતાં તેમણે બયતુલ મુકદ્દસનું રૂખ કર્યું. ઈસાઇઓએ હિમ્મત હારી જઇ સુલેહની માંગણી કરી અને વધુ ખાતરીના લીધે એ શરત વધારવામાં આવી કે ઉમર (રદિ.) પોતે અહિંયા આવે અને સુલેહના કરાર એમના હાથે લખાય. અબૂ ઉબૈદાએ હઝરત ઉમર (રદિ.) પર કાગળ લખ્યો કે બયતુલ મુકદ્દસની જીત આપની પધરામણી પર અવલંબિત છે. હઝરત ઉમરે (રદિ.) તમામ પ્રતિષ્ઠિત અસહાબોને એકઠા કર્યા અને મશ્વેરો કર્યો. હઝરત ઉસ્માને (રદિ.) કહ્યું, "ઇસાઇઓ ભયભીત અને નાહિંમત થઇ ગયા છે. આપ એમની માંગણીને રદ કરશો તો એમને ઔર નામોશી લાગશે અને સમજશે કે મુસલમાનો એમને બિલકુલ તુચ્છ ગણે છે એટલે વગર શરતે તેઓ હથિયારો નાખી દેશે, પરંતુ હઝરત અલી (રદિ.)એ એથી ઉલટો અભિપ્રાય આપ્યો. હઝરત ઉમરે (રદિ.) હઝરત અલી (રદિ.)નો અભિપ્રાય પસંદ કર્યો અને પ્રવાસે નીકળવાની તૈયારીઓ કરી. એમણે હઝરત અલી (રદિ.)ને✦ નાયબ નિમી ખિલાફતનો કારભાર એમને હવાલે કર્યો અને રજબ સને ૧૬ હિજરીમાં* તેઓ મદીનાથી રવાના થયા.

---

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૧૪૦.

✦ એ તબરીની રિવાયત છે. યાકૂબીએ હઝરત અલી (રદિ.)ના બદલે હઝરત ઉસ્માન (રદિ.)નું નામ લખ્યું છે.

* યાકૂબી, પૃષ્ઠ ૧૬૭.

વાચક વર્ગ એ જાણવા આતુર હશે કે ફારૂકે આ'ઝમની મુસાફરી અને તે પણ એવી મુસાફરી કે જેમાં ઈસ્લામી દબદબાની ધાક બેસાડવાનો હેતુ સમાયેલો હતો તે કેવા સામાન ને સાધનો સહિત કરી હશે ? પરંતુ અહિંયા નગારા અને નૌબત, નોકર ને ચાકર, લાવ કે લશ્કર તો એક તરફ રહ્યા, સાથે એક સાધારણ તંબુ પણ ન હતો. સવારી માટે એક ઘોડો હતો અને થોડાક મુહાજિરીન અને અનસાર સાથે હતા. એ છતાંયે જયાં એ અવાજ પહોંચતો હતો કે ફારૂકે આ'ઝમ મદીનાથી સિરીયા જવા નીકળ્યા છે તો ત્યાંની ભૂમિ કંપી ઉઠતી હતી.

સરદારોને જાબ્યા આગળ એમને આવી મળવાની સૂચના અપાઇ ચૂકી હતી. સૂચના અનુસાર યઝીદ ઈબ્ને અબી સુફયાન અને ખાલિદ ઈબ્ને વલીદ વગેરેએ અહિંયા જ એમનો સત્કાર કર્યો. સિરીયામાં રહી એ ઓફિસરોમાં આરબો જેવું સાદાપણું બાકી ન રહ્યું હતું એટલે હઝરત ઉમર (રદિ.)ની સમક્ષ એ લોકો આવ્યા તો એવા ભપકાથી આવ્યા કે અંગ પર રેશમ અને કિનખાબના ઝભ્ભાઓ, ભપકાદાર કબજાઓ હતા અને શોભાયમાન પોશાકો અને જાહેરી ઠાઠ અને ભપકાથી તેઓ ઈરાની જેવા દેખાતા હતા. હઝરત ઉમર (રદિ.)ને ઘણો જ ગુસ્સો ચઢયો. ઘોડાથી ઉતરી પડી હઝરત ઉમરે (રદિ.) કાંકરા લઇ તેઓ તરફ ફેંક્યા કે એટલી ઝડપે તમે અજમી રિવાજો ધારણ કરી લીધા. એ લોકોએ વિનવ્યું કે, કબજાઓની નીચે હથિયારો છે (અર્થાત્ સિપાહીગીરીના જૌહર હાથોથી ગુમાવ્યાં નથી) હઝરત ઉમરે આથી દર્શાવ્યું કે "ત્યારે તો કંઇક હરકત નથી."* શહેરની નજીક પહોંચ્યા ત્યારે એમણે એક ઊંચા ટેકરા પર ઊભા રહી ચારે બાજુ દષ્ટિ દોડાવી. ગવતાનાં મનોહર લીલા જંગલ અને દમિશ્કની ઉચ્ચ અને ભપકાદાર ઈમારતો સામે હતી. એ બધું જોઇ એમના દિલ પર એક ખાસ અસર થઇ. બોધજનક છટાથી એ આયત પઢી : "**કમ તરકૂ મિન જન્નાતિંવ્ વ ઉયૂન....**" ફરી નાબિગાના કેટલાક અશઆરો કહ્યા. જાબિયામાં ઘણી વાર સુધી મુકામ રાખ્યો અને બયતુલ મુકદસનું કરારનામું પણ અહીં જ લખવામાં આવ્યું. ત્યાંના ખ્રિસ્તીઓને હઝરત ઉમરની પધરામણીની ખબર અગાઉથી પહોંચી ગઇ હતી. એથી શહેરના અમીરોનું એક ટોળું એમને મળવા માટે દમિશ્ક રવાના થયું. હઝરત ઉમર (રદિ.) લશ્કરના ઘેરાવામાં બેઠા હતા કે એકાએક કેટલાક સવારો દષ્ટિગોચર થયા. સવારો ઘોડા દોડાવતા આવી રહ્યા હતા અને કમરોમાં તલવારો ચમકી રહી હતી. મુસલમાનોએ તેમને આવતાં જોઇ તરત જ હથિયારો સંભાળી લીધા. હઝરત ઉમરે (રદિ.) પૂછયું : "શી બાબત છે ?" લોકોએ સવારો તરફ ઈશારો કર્યો. હઝરત ઉમરે (રદિ.) દેખાવ ઉપરથી સમજી લીધું કે બયતુલ મુકદસના ઈસાઇઓ છે અને કહ્યું : ગભરાઓ નહિ, એ લોકો રક્ષણ માંગવા આવે છે." સારાંશ કે સુલેહનું કરારનામું લખાઇ ગયા પછી તે ઉપર મોટા મોટા પ્રતિષ્ઠિત અસહાબીઓએ

* તબરી, પૃષ્ઠ ૨૪૦૨.



સહીઓ કરી.◆ કરારનામું સંપૂર્ણ થતાં હઝરત ઉમરે (રદિ.) બયતુલ મુકદસનો ઇરાદો કર્યો. જે ઘોડો સવારીમાં હતો તેની ખરીઓ ઘસાઇ ગઇ હતી. ઘોડો અટકી અટકીને પગ મૂકતો હતો. હઝરત ઉમર (રદિ.) એ જોઇ નીચે ઉતરી પડયા. લોકોએ તુર્કી જાતનો એક ઉમદા ઘોડો હાજર કર્યો. ઘોડો મસ્તીખોર અને ચાલાક હતો. હઝરત ઉમર (રદિ.) સવાર થયા તો ઉછળવા ને કુદવા લાગ્યો તો તેઓ બોલ્યા : "કમબખ્ત ! એ ગર્વિષ્ઠ ચાલ તેં કયાંથી શીખી ?" એમ કહી તેઓ ઉતરી પડયા અને પગપાળ ચાલ્યા. જ્યારે બયતુલ મુકદસ નજીક આવ્યું ત્યારે હઝરત અબૂ ઉબૈદા અને લશ્કરના સરદારો સત્કાર માટે આવ્યા. હઝરત ઉમર (રદિ.)નો પોશાક અને સરસામાન જે સાધારણ વિસાતનો હતો તે જોઇ મુસલમાનોને શરમ લાગતી હતી કે ઇસાઇઓ પોતાના મનમાં શું સમજશે ? આથી લોકોએ એક તુર્કી ઘોડો અને ઉમદા કીમતી વસ્ત્રો હાજર કર્યા. હઝરત ઉમરે (રદિ.) કહ્યું : "ખુદાએ આપણને જે ઇઝઝત આપી છે તે ઇસ્લામની ઇઝઝત છે. એટલે અમારે માટે એ જ પૂરતી છે." સારાંશ કે તેઓ એ જ સ્થિતિમાં બયતુલ મુકદસ (જેરૂસલેમ)માં દાખલ થયા. તેઓ સૌથી પહેલાં મસ્જિદમાં ગયા. મેહરાબે દાઉદની પાસે પહોંચી એમણે સિજદએ દાઉદની આયત પઢી અને સિજદો કર્યો. ફરી ઇસાઇઓના દેવળમાં આવ્યા અને અહિં-તહીં ફરતા રહ્યા.

અહિંયા ઘણાખરા ફોજી ઓફિસરો અને ગવર્નરો એકઠા મળ્યા હતા. તેથી કેટલાક દિવસો સુધી મુકામ રાખ્યો અને જરૂરી ફરમાન ચાલુ કર્યા. એક દિવસે હઝરત બિલાલે (રસૂલુલ્લાહ સલ.ના મોઅઝ્ઝિને) આવી ફરિયાદ કરી કે, "અમીરુલ મુઅમિનીન ! અમારા ઓફિસરો પક્ષીઓનું માંસ અને મેંદાની રોટલીઓ ખાય છે, પરંતુ આમ મુસ્લિમોને સાધારણ ખોરાક પણ મળતો નથી. હઝરત ઉમરે (રદિ.) ઓફિસરો તરફ જોયું. તેઓએ વિનવ્યું કે "આ દેશમાં સર્વે વસ્તુઓ સોંઘી છે. જેટલી કીમતે હિજાઝમાં રોટલી અને ખજૂર મળે છે તેટલી કીમતમાં અહીં પક્ષીનું માંસ અને મેંદો મળી શકે છે." હઝરત ઉમર (રદિ.) તેઓ પર ફરજ પાડી શકયા નહિ, પરંતુ ગનીમત અને પગાર ઉપરાંત દરેક સિપાહીનું ખાવાનું પણ નિર્માણ કરી દેવા માટે હુકમ કર્યો.

એક દિવસે નમાઝની વેળા હઝરત ઉમરે (રદિ.) બિલાલને દરખ્વાસ્ત કરી કે આજે અઝાન પોકારો. બિલાલે કહ્યું : "મેં નિશ્ચય કરી લીધો હતો કે રસૂલુલ્લાહ (સલ.)ના પછી કોઇના માટે હું અઝાન આપીશ નહિ, પરંતુ આજે (અને ફકત આજના દિવસ માટે) આપની આજ્ઞા બજાવી લાવું છું."

હઝરત બિલાલે અઝાન કહેવી શરૂ કરી તો સર્વે અસહાબીઓને રસૂલુલ્લાહ (સલ.)નો સમય મુબારક યાદ પડયો અને સર્વત્ર શોક અને ખેદ છવાઇ ગયાં. અબૂ ઉબૈદા અને મઆઝ રડતાં રડતાં બેચેન થઇ ગયા. હઝરત ઉમર (રદિ.)નો શ્વાસ રૂંધાઇ ગયો અને

◆ એ તબરીની રિવાયત છે. બલાઝરી અને અઝદીએ લખ્યું છે કે, સુલેહનું કરારનામું બયતુલ મુકદસમાં લખાયું હતું. એ સંપૂર્ણ કરારનામું આ પુસ્તકના બીજા ભાગમાં લખ્યું છે.

ઘણી વાર સુધી એની અસર રહી. એક દિવસે મસ્જિદે અકસામાં ગયા અને કઅબ અહબારને બોલાવી પૂછયું : "નમાઝ કયાં પઢવી જોઈએ ?"

મસ્જિદે અકસામાં એક પથ્થર છે કે જે પ્રથમના નબીઓની યાદગાર છે. એને સખરા કહેવામાં આવે છે અને યહૂદીઓ એની એવી જ ઇઝઝત કરે છે કે જેવી મુસલમાન હજરે અસ્વદની.

હઝરત ઉમરે કિબ્લા વિશે પૂછયું તો કઅબે કહ્યું : "સખરાની તરફ." આણી હઝરત ઉમરે (રદિ.) કહ્યું કે "તમારામાં હજૂ યહૂદીવાદની અસર બાકી છે અને એ જ અસરના કારણે તમે સખરા પાસે આવી પગમાંથી જોડા ઉતારી નાંખ્યા." આ ઘટનાથી એવા પ્રકારની યાદગારો પ્રતિ હઝરત ઉમર (રદિ.)ની કેવી વર્તણૂક હતી તે પ્રગટ થાય છે.

## પ્રકરણ ૧૮

### હિમ્સ માટે ઇસાઇઓનો પુનઃ પ્રયાસ

**સને ૧૭ હિજરી ૬૩૮ ઇસ્વી**

આ યુદ્ધ એ કારણે યાદ રાખવાને પાત્ર છે કે એ વડે જઝીરા અને આર્મીનિયા જીતવાનો અવસર ઉત્પન્ન થયો. ઇરાન અને રોમની ખટપટો જે કારણોને લઇને ઉપસ્થિત થઇ તે અમે આગળ દર્શાવી ગયા છીએ, પરંતુ આર્મીનિયાની ચઢાઇનું કોઇ ખાસ કારણ ઉત્પન્ન થયું ન હતું. ઇસ્લામી વિજયો દિનપ્રતિદિન વધતા જતા હતા તેથી પાડોશી રાજ્યોને આપો આપ ભય ઉત્પન્ન થયો કે એક દિવસ અમારો વારો પણ આવશે, એથી જઝીરાવાસીઓએ કૈસરને લખી જણાવ્યું કે નવેસરથી હામ ભીડો, અમે તમને સહાય કરવા તૈયાર છીએ. આ ઉપરથી કૈસરે એક મોટું સૈન્ય હિમ્સ તરફ મોકલ્યું. આ તરફથી જઝીરાવાસીઓ ૩૦ હજાર સૈનિકો સહિત સિરીયા તરફ કૂચ કરી. અબૂ ઉબૈદાએ અહિંતહીંથી સૈન્ય ભેગું કરી હિમ્સની બહાર સફો ગોઠવી. એની સાથે હઝરત ઉમર (રદિ.)ને સર્વે હકીકતની ખબર આપી. હઝરત ઉમરે (રદિ.) આઠ મોટા મોટા શહેરોમાં છાવણીઓ સ્થાપિત કરી રાખી હતી અને ફક્ત કોઇ અણધાર્યા સંજોગો ઉપસ્થિત થાય તો દરેક સ્થળેથી લશ્કરો હુમલો કરી ખરી તકે જઇ પહોંચે તે માટે દરેક જગ્યાએ ચાર હજાર ઘોડેસવારો તૈયાર રહેતા હતા.

અબૂ ઉબૈદાનો કાગળ આવ્યો ત્યારે ચારે બાજુ કાસિદોને દોડાવ્યા. કઅ્કાઅ ઇબ્ને ઉમર જેઓ કૂફામાં રહેતા હતા તેમને લખ્યું કે, એકદમ ચાર હજાર સવારો લઇ હિમ્સ તરફ કૂચ કરો. અદીને જઝીરા પહોંચી જઝીરાવાસીઓને હિમ્સ તરફ વધતા અટકાવવા લખી મોકલ્યું. અબ્દુલ્લાહ ઇબ્ને અતબાનને નસીબૈન તરફ રવાના કર્યા. વલીદ ઇબ્ને ઉકબાને જઝીરા જઇ ત્યાં વસતા અરબ કબીલાઓને અટકાવી રાખવા માટે નિર્માણ કર્યા. હઝરત ઉમર (રદિ.)ને આટલી વ્યવસ્થાથી પણ સંતોષ ન થયો, બલકે પોતે મદીનાથી રવાના થઇ દમિશ્ક આવ્યા. જઝીરાવાળાઓએ જ્યારે સાંભળ્યું કે એમના પોતાના જ દેશમાં મુસ્લિમોના પગલાં આવ્યાં તો હિમ્સનો ઘેરો ઉઠાવી જઝીરા કૂચ કરી ગયા. અરબ કબીલાઓ જેઓ ઇસાઇઓની મદદે આવેલા તેઓ પસ્તાયા અને ખાલિદ પર એક છુપું કહેણ મોકલાવ્યું કે, જો તમારી ઇચ્છા હોય તો અમે હમણાં જ, કાં તો ખરી તકે ખ્રિસ્તીઓથી જૂદા પડી જઇએ. ખાલિદે કહેવડાવી મોકલ્યું કે, "અફસોસ, હું બીજા

માણસ (અબૂ ઉબૈદા)ની સત્તા હેઠળ છું અને તે હુમલો કરવાનું પસંદ કરતો નથી. નહિતર મને તમારા થોભવા કે કૂચ કરી જવાની જરાય પરવા રહેત નહિ, છતાંયે જો તમે સાચા હો તો ઘેરો ઉઠાવી કોઇ તરફ નીકળી જાવ.''

આ તરફ સેનાએ અબૂ ઉબૈદાથી હલ્લાની આજ્ઞા માટે માંગણી કરવી શરૂ કરી. એમણે ખાલિદને પૂછયું. ખાલિદે કહ્યું, ''મારો અભિપ્રાય તો આપ જાણો જ છો. ઈસાઇઓ હંમેશા સૈન્યની સંખ્યા બળે યુદ્ધ કરે છે, હવે તો સંખ્યા બળ પણ નથી રહ્યું. ફરી કઇ વાતની ચિંતા છે ?''

આથીય અબૂ ઉબૈદાનું મન સંતુષ્ઠ ન થયું અને પૂરી ફોજને એકત્ર કરી અને ઘણું જ અસરકારક ભાષણ નીચે મુજબ કર્યું :

''મુસલમાનો ! આજે જેઓ અડગ રહેશે તે જો જીવતો રહ્યો તો તેને દ્રવ્ય અને દેશ હાથ લાગશે અને માર્યો ગયો તો શહાદતની દોલત પ્રાપ્ત થશે. હું સાક્ષી આપું છું અને અસત્ય વદવાનો આ અવસર નથી કે રસૂલે ખુદાએ દર્શાવ્યું છે કે, જે માણસ મરી જાય અને મુશ્રિક બની ન મરે તો તે અવશ્ય સ્વર્ગમાં જશે.''

ફોજ પ્રથમથી જ હલ્લા માટે વ્યાકુળ હતી. અબૂ ઉબૈદાના વચનોએ ઔર પાનો ચઢાવ્યો અને એકદમ સર્વેએ હથિયારો સંભાળી લીધા. અબૂ ઉબૈદા મધ્ય લશ્કરને, ખાલિદ અને અબ્બાસ જમણી અને ડાબી પાંખને લઇ આગળ ધસ્યા. કઅ્કાઅ જેઓ કૂફાથી ચાર હજાર સૈનિકો સહિત સહાય માટે આવી રહ્યા હતા તેઓ હિમ્સથી થોડાક માઇલ પર હતા કે તેઓએ એ ઘટનાના સમાચાર સાંભળ્યા તો તેઓ સૈન્યને પાછળ મૂકી સો ઘોડેસવારો સહિત અબૂ ઉબૈદાથી આવી મળ્યા. મુસ્લિમોના હુમલાની સાથે જ અરબ કબીલાઓ (ખાલિદની સાથે કરેલા કરાર અનુસાર) અવ્યવસ્થિત પૂર્વક પાછળ હઠયા. એમના હઠવાથી ઈસાઇઓનું બાહુબળ તૂટી ગયું અને થોડીક વાર યુદ્ધ કરી તેઓ એવા ગભરાટ સહિત નાઠા કે મરજુલ દીબાજ સુધી તેઓના પગો થોભ્યા જ નહિ. આ અંતિમ યુદ્ધ હતું, જેનાં મંડાણ ઈસાઇઓએ જ માંડયા અને જેના પછી એઓથી કદિયે ચઢાઇ કરવાની હિમ્મત કરી શકાઇ નહિ.

## પ્રકરણ ૧૯

## હઝરત ખાલિદ (રદિ.)ની બરતરફી

સિરીયાની ફતેહ અને સને ૧૭ હિજરીની ઘટનાઓમાંથી હઝરત ખાલિદ (રદિ.)ની બરતરફી એક મહાન ઘટના છે. સામાન્ય ઈતિહાસકારોએ લખ્યું છે કે, હઝરત ઉમરે (રદિ.) ખિલાફતની લગામ હાથમાં લેવાની સાથે જે પ્રથમ ફરમાન બહાર પાડયું હોય તો તે ખાલિદની બરતરફી હતી. ઈબ્નુલ અસીર વગેરે દરેક એમ જ લખતા આવ્યા છે, પરંતુ એઓની એ મોટી ભૂલ છે. અફસોસ, કે ઈબ્નુલ અસીરને પોતાના જ વિરુદ્ધ વર્ણનની પણ ખબર રહી નથી. પોતે જ સને ૧૩ હિજરીની ઘટનાઓમાં ખાલિદની બરતરફી વિશે લખ્યું છે અને પોતે જ સને ૧૭ હિજરીના બનાવોમાં એમની બરતરફીનું જુદું મથાળું બાંધ્યું છે અને બંને સ્થળે તદ્દન એકસરખા બનાવોનો ઉતારો કર્યો છે. વસ્તુસ્થિતિ એમ છે કે હઝરત ઉમર (રદિ.) ખાલિદના કેટલાક અવાસ્તવિક વર્તનના કારણે મુદ્દતો થયાં એમનાથી નાખુશ હતા, છતાં ખિલાફતના આરંભમાં એમને કંઈક છેડયા નહિ. ખાલિદને એ ટેવ હતી કે તેઓ હિસાબના કાગળો દરબારે ખિલાફતમાં મોકલતા ન હતા, તેથી એમને ભારપૂર્વક લખી જણાવ્યું કે "ભવિષ્યમાં એ બાબત પ્રતિ ધ્યાન આપજો." ખાલિદે જવાબમાં લખ્યું કે, "હું હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયથી એમ જ કરું છું અને હવે એથી ઉલટું કરી શકતો નથી."

હઝરત ઉમર (રદિ.)ને એમની એ ખુદમુખ્ત્યારી કેવી રીતે પસંદ પડી શકતી હતી ? તેઓ બયતુલ માલના નાણાં એવી ઉડાઉપણાની રીતે કેમ કોઈને આપી શકતા હતા ? એથી એમણે ખાલિદ (રદિ.)ને લખ્યું કે, "તમે એ શરતે સેનાપતિ રહી શકો છો કે ફોજના ખર્ચનો હિસાબ હંમેશા મોકલતા રહો." ખાલિદે (રદિ.)એ શરતને નામંજુર કરી અને એ કારણે તેઓને સેનાપત્નીા હોદ્દા પરથી ઉતારી મુકવામાં આવ્યા. એથી આ બનાવને હાફિઝં ઈબ્ને હજરે "કિતાબુલ ઈસાબહ"માં હઝરત ખાલિદના વૃત્તાંતમાં સવિસ્તર લખ્યો છે.

એ છતાંયે એમને તદ્દન બરતરફ ન કર્યા, બલકે અબૂ ઉબૈદાની હેઠળ મૂકયા. આ પછી સને ૧૭ હિજરી (૬૩૮ ઈસ્વી)માં એવો પ્રસંગ આવ્યો કે હઝરત ખાલિદે એક કવિને દસ હજાર રૂપિયા ઈનામમાં આપ્યા. ખબરપત્રીઓએ તે જ વેળા હઝરત ઉમર (રદિ.)ને પત્ર લખ્યો. હઝરત ઉમરે (રદિ.) અબૂ ઉબૈદાને પત્ર લખ્યો કે, "ખાલિદે જો એ ઈનામ પોતાના નાણામાંથી આપ્યું ત્યારે તો એમણે નાણા ઉડાઉપણે ખર્ચ્યા અને



બયતુલ માલમાંથી જો આપ્યા તો એમણે ઉચાપત કરી, માટે બંને રીતે તેઓ બરતરફીના પાત્ર ઠરે છે." ખાલિદને જે રીતે બરતરફ કરવામાં આવ્યા તે સાંભળવા યોગ્ય છે. જે કાસિદ બરતરફીનો પત્ર લઇ આવ્યો તેણે સામાન્ય જનસમૂહ સમક્ષ ખાલિદને પૂછયું, "એ ઇનામ તમે ક્યાંથી આપ્યું ?" ખાલિદ જો પોતાની ભૂલ કબૂલ કરી લેત તો તેમને માફી આપવી એવો હઝરત ઉમર (રદિ.)નું ફરમાન હતું, પરંતુ તેઓ ભૂલ માની લેવા માટે રાજી ન હતા. નિરૂપાયે કાસિદે બરતરફીના ચિહ્‍ન તરીકે એમના માથા પરથી ટોપી ઉતારી લીધી અને આજ્ઞાભંગની શિક્ષા માટે એમના જ ફેંટાથી એમની ગરદન બાંધી. આ બનાવ કંઈક ઓછો આશ્ચર્યજનક નથી કે, એક એવો મહાન સેનાધિપતિ કે જેના જેવો એક પણ માણસ પૂરા ઇસ્લામી જગતમાં ન હતો અને જેની તલવારે ઇરાક અને સિરીયાનો ફેંસલો કર્યો હતો તેનું એવી રીતે અપમાન કરવામાં આવે છે છતાં તે એક શબ્દ પણ ઉચ્ચારતો નથી. આ બનાવથી એક બાજૂએ તો ખાલિદના પ્રમાણિકપણા અને સત્યવાદનો પુરાવો મળે છે અને બીજી બાજુએ હઝરત ઉમર (રદિ.)ના પ્રભાવ અને પ્રતાપનું માપ કાઢી શકાય છે. ખાલિદે હિમ્સ પહોંચી પોતાની બરતરફી વિશે એક ભાષણ કર્યું. ભાષણમાં એમ પણ કહ્યું કે, "અમીરુલ મુઅમિનીન હઝરત ઉમરે (રદિ.) મને સિરીયાનો હાકિમ નિમ્યો અને જ્યારે મેં પૂરા સિરીયાને તાબે કરી લીધું ત્યારે મને બરતરફ કર્યો." આ વાક્ય સાંભળી એક સૈનિક ઊભો થઇ ગયો અને બોલ્યો, "હે સરદાર ! ચૂપ રહો, એ વાતોથી ફસાદ પેદા થઇ શકે છે."

ખાલિદે કહ્યું, "હા, પરંતુ ઉમરના હોવા છતાં ફિત્નાનો શો સંભવ રહે છે ?"

ખાલિદ મદીના આવ્યા અને હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થઇ કહ્યું, "ઉમર ! ખુદાના સોગંદ ! મારા મામલામાં તમે અન્યાય કરો છો ?"

"તમારી પાસે એટલી બધી દૌલત ક્યાંથી આવી." હઝરત ઉમરે (રદિ.) પૂછયું.

"ગનીમતના માલમાંથી." ખાલિદે જવાબ આપ્યો અને બોલ્યા કે, "૬૦ હજારથી જેટલી રકમ વધુ નીકળે તે હું આપને સ્વાધીન કરીશ. એથી ૨૦ હજાર રૂપિયા વધારે નીકળ્યા અને એ રકમને બયતુલ માલમાં દાખલ કરાવી દીધી.

હઝરત ઉમરે (રદિ.) ખાલિદને ઉદ્દેશી કહ્યું "ખાલિદ ! વલ્લાહ તમે મને પ્રિય પણ છો તેમજ હું તમારી ઇઝઝત પણ કરું છું." આ પછી હઝરત ઉમરે (રદિ.) સર્વે પ્રાંતોના ગવર્નરો પર લખી જણાવ્યું કે, "મેં ખાલિદને કોઇ ઇતરાજી કે નાણાં ઉચાપત નિમિત્તે બરતરફ કર્યા ન હતા, પરંતુ મેં જોયું કે લોકો એમના અનુરાગી બનતા જતા હતા, તેથી મેં એમને બરતરફ કરવાનું વાસ્તવિક સમજયું કે જેથી લોકો એમ ન સમજે કે જે કંઇક કરે છે તે ખાલિદ કરે છે. એ બનાવો પરથી એક બુદ્ધિશાળી માણસ સ્હેજે સમજી શકે છે કે ખાલિદની બરતરફીના શા કારણો હતાં અને એમાં શું ડહાપણ હતું.

## પ્રકરણ ૨૦

## અમવાસની મરકી

### સને ૧૮ હિજરી (ઇ.સ. ૬૩૯)

આ વર્ષે સિરીયા, મિસર અને ઇરાકમાં સખ્ત મરકી ફાટી નીકળી અને ઇસ્લામની મહાન યાદગારો માટી નીચે અદશ્ય થઇ ગઇ. મરકીની શરૂઆત સને ૧૭ હિજરીના અંતે થઇ અને કેટલાક મહિના સુધી એનું ઘણું જોર રહ્યું. હઝરત ઉમર (રદિ.)ને જ્યારે પ્રથમ એના સમાચાર પહોંચ્યા તો એની યુક્તિ અને વ્યવસ્થા માટે પોતે રવાના થયા. સરગ* પહોંચી અબૂ ઉબૈદા વગેરે જેઓ એમના સ્વાગત માટે આવ્યા હતા તેમનાથી એમને જણાયું કે રોગનું જોર વધતું જ જાય છે. પ્રથમ મુહાજિરીન અને અનસારોને બોલાવી તેમનો અભિપ્રાય માંગ્યો. જુદા જુદા લોકોએ જુદા જુદા અભિપ્રાયો દર્શાવ્યા, પરંતુ મુહાજિરીને સહમતે કહ્યું કે, "આપનું અહીં થોભવું વાસ્તવિક નથી." હઝરત ઉમરે (રદિ.) હઝરત અબ્બાસને આજ્ઞા કરી કે, "પોકાર કરી દો કે કાલે કૂચ કરવામાં આવશે." હઝરત અબૂ ઉબૈદા નસીબના સિદ્ધાંત પર અચળ યકીન રાખતા હતા તેથી તેઓ ઘણા ક્રોધાયમાન થયા અને આવેશમાં આવી બોલ્યા :

"આફિરારમ્મિન કદરિલ્લાહ" –અર્થાત : "હે ઉમર ! ખુદાએ નિર્માણ કરેલા ભાગ્યથી નાસો છો."

હઝરત ઉમરે એમની કડક વાણી સહન કરી અને બોલ્યા :

"નઅમ, અફિર્રૂ મિન કદાઇલ્લાહિ ઇલા કદાઇલ્લાહ."

"હા, ખુદાએ નિર્માણ કરેલા ભાગ્યથી નાસું છું, પરંતુ ખુદાએ નિર્માણ કરેલા ભાગ્ય તરફ જ નાસી રહ્યો છું."

સારાંશ કે હઝરત ઉમર (રદિ.) પોતે મદીના ચાલ્યા આવ્યા અને અબૂ ઉબૈદાને લખી મોકલ્યું કે "તમારાથી મારે કંઇક કામ છે, થોડાક દિવસો માટે અહીં આવી જાવ."

અબૂ ઉબૈદાએ વિચાર કર્યો કે, "મરકીના ભયે મને બોલાવ્યો છે." એમણે ઉત્તરમાં

* એક સ્થળનું નામ છે.

લખી જણાવ્યું કે, "જે કંઈક ભાગ્યમાં લખ્યું હશે તે થશે, હું મુસલમાનોને છોડી મારા જીવ બચાવવા ખાતર અહીંથી હઠી શકતો નથી."

હઝરત ઉમર (રદિ.) પત્ર વાંચી રડી પડયા અને લખ્યું કે, "લશ્કરે જ્યાં પડાવ નાખ્યો છે તે નીચાણ અને ભેજવાળી જગ્યા છે, તેથી કોઇ સારું સ્થળ પસંદ કરી ત્યાં પડાવ નાખો." અબૂ ઉબૈદાએ એ આજ્ઞા માથે ચઢાવી અને જાબ્યામાં જઇ મુકામ કર્યો. એ મથક ખુશનુમા આબોહવા માટે પ્રખ્યાત હતું. જાબ્યા પહોંચી અબૂ ઉબૈદા બીમાર પડયા. જ્યારે બીમારીનું જોર વધ્યું તો એમણે લોકોને એકત્ર કરી ઘણા જ અસરકારક શબ્દોમાં બોધ કર્યો. મઆઝ ઇબ્ને જબલને પોતાના પ્રતિનિધિ નિર્માણ કર્યા. નમાઝનો સમય થઇ ગયો હતો તેથી તેમને જ નમાઝ પઢાવવાની આજ્ઞા કરી. એ તરફ નમાઝ સમાપ્ત થઇ, તે તરફ એમણે દરબારે ઇલાહીમાં હાજર થવા કૂચ કરી. મરકીનું જોર તેવું જ હતું અને લશ્કરમાં ભારે ગભરાટ ફેલાયો હતો. અમ્ર ઇબ્ને આસથી લોકોએ કહ્યું, "એ મરકી તે આફતોમાંથી હતી કે જેમાં મિસર (ઇજિપ્ત) બની ઇસરાઇલના સમયે સપડાયું હતું, તેથી અહીંથી નાસી છૂટવું જોઇએ."

મઆઝે જ્યારે એ સાંભળ્યું તો તેઓએ મિમ્બર પર ચઢી ઉપદેશ કર્યો અને કહ્યું કે એ મરકી આફત નથી, પરંતુ ખુદાની રહમત છે. ખુત્બો સંભળાવી તેઓ તંબુમાં આવ્યા તો એમણે પુત્રને બીમાર જોયો. ઘણી જ દઢતાપૂર્વક કહ્યું, **"યા બુનૈલ હક્કુ મિર્રબ્બિક ફલા તકુનન્ન મિનલ્ મુમ્તરીન"** –અર્થાત્ : "હે બેટા ! જો એ અલ્લાહની તરફથી છે. જો જે, વહેમમાં પડીશ નહિ." પુત્રે જવાબ આપ્યો કે, **"સતજિદુની ઇન્શા અલ્લાહુ મિનસ્સાબિરીન."** અર્થાત્ : "ખુદા ચાહશે તો તમે મને અડગ રહેલો જોશો." એમ કહી તેમણે પોતાનો આત્મા માલિકને સ્વાધિન કર્યો. મઆઝ પુત્રને દફનાવી મુકામે આવ્યા તો પોતે બીમાર પડયા. અમ્ર ઇબ્ને આસને પોતાની જગ્યાએ નાયબ બનાવ્યા અને એ અટલ શ્રદ્ધા સહિત કે જીવન એક ખુદા નજીક જવા વચ્ચે નડતરરૂપ હતું, એમણે પોતાના પ્રાણ ઘણી જ શાંતિ અને આનંદ સાથે છોડયા.

ધર્મનો નશો પણ એક વિચિત્ર વસ્તુ છે. મરકીનું જોર હતું અને હજારો માણસો મૌતના ભોગ બનતા હતા, પરંતુ મઆઝે તેને ખુદાની કૃપા–રહમત જ ગણી અને કોઇ પણ પ્રકારની કોઇ યોજના ન કરી, પરંતુ અમ્ર ઇબ્ને આસને એ નશો ઓછો હતો. મઆઝની વફાતની સાથે જ એમણે લોકોને એકઠા કરી સામાન્ય જનસમૂહ સમક્ષ ખુત્બો પઢયો અને બોલ્યા, "મરકી જ્યારે શરૂ થાય છે ત્યારે તે અગ્નિના જેમ ફેલાઇ જાય છે. આથી સર્વ લશ્કરે અત્રેથી ઉઠાવગીરી કરી પહાડો પર જઇ રહેવું જોઇએ." એમનો એ મત કેટલાક સહાબીઓ કે જેઓ મઆઝના વિચારોવાળા હતા તેમને પસંદ ન પડયો, તે એટલે સુધી કે એક બુઝુર્ગે પ્રત્યક્ષ કહ્યું "તું જૂઠ બોલે છે." એ છતાંયે અમ્રે પોતાના મત પ્રમાણે કાર્ય કર્યું. લશ્કર એમના ફરમાન મુજબ પહાડો પર અહિં તહીં ફેલાઇ ગયું અને

મરકીનો ભય નાશ પામ્યો, પરંતુ એ પ્રમાણે ત્યારે અમલ કરવામાં આવ્યો કે જ્યારે ૨૫ હજાર મુસલમાન કે જેઓ અડધી દુન્યા જીતી લેવા માટે પૂરતા હતા તેઓ મૌતના મહેમાન બની ચૂક્યા હતા. તેઓમાં અબૂ ઉબૈદા, મઆઝ ઇબ્ને જબલ, યઝીદ ઇબ્ને અબી સુફયાન, હારિસ ઇબ્ને હિશામ, સુહૈલ ઇબ્ને ઉમર, ઉત્બા ઇબ્ને સુહૈલ જેવા મોટા દરજ્જાના લોકોનો સમાવેશ થાય છે. હઝરત ઉમર (રદિ.)ને એ બાબતોના સમાચાર મળતા રહેતા અને વાસ્તવિક આજ્ઞાઓ કરતા રહેતા હતા. યઝીદ ઇબ્ને અબૂ સુફયાન અને મઆઝના મરણના સમાચાર મળતાં મુઆવિયાને દમિશ્ક અને શુરહબીલને અરદુનના ગવર્નર નિમ્યા. આ નાશકારક મરકીના કારણે ઈસ્લામી વિજયોનો પ્રવાહ એકાએક અટકી પડયો. સૈન્ય પોતાના વિરોધીઓ પર હલ્લા કરવાને બદલે પોતાની અવદશામાં સપડાયું હતું. હજારો બાળકો અનાથ બન્યા અને હજારો સ્ત્રીઓ વિધવા થઇ ગઇ. જે લોકો મરણ પામ્યા હતા તેઓના માલ અને સામાન જ્યાં ત્યાં રખડતા હતા. હઝરત ઉમર (રદિ.)ને એ સ્થિતિની જાણ થતાં પોતે સિરીયા જવાનો ઈરાદો કર્યો. હઝરત અલી (રદિ.)ને મદીનાના ગવર્નર નિમ્યા અને ઈલા તરફ રવાના થયા. એમની સાથે એમનો ગુલામ યરફા અને ઘણા અસહાબીઓ હતા, જ્યારે તેઓ ઈલાની નજીક પહોંચ્યા તો કંઇક મુદ્દાસર પોતાનો ઘોડો ગુલામને આપ્યો અને પોતે તેના ઊંટ પર સવાર થયા. માર્ગમાં જે લોકો એમને જોતા હતા તેઓ પૂછતા કે, "અમીરુલ મુઅમિનીન ક્યાં છે ?" તો તેઓ ઉત્તરમાં કહેતા કે "તમારી આગળ છે." એ સ્થિતિમાં તેઓ ઈલા આવ્યા અને બે-એક દિવસ સુધી મુકામ રાખ્યો. એમણે જે ગઝીનો કુરતો પહેર્યો હતો તે કાઠડાના ઘસારાથી પાછળ ફાટી ગયો હતો. સાંધવા માટે ઈલાના પાદરીને આપ્યો. તેણે પોતાના હાથે થીગડા માર્યાં અને તેના સાથે એક નવો કુરતો તૈયાર કરી એમની સમક્ષ રજૂ કર્યો. હઝરત ઉમરે પોતાનું પહેરણ પહેરી લીધું અને બોલ્યા, "એમાં પરસેવો આપોઆપ સોસાઇ જાય છે."

ઈલાથી તેઓ દમિશ્ક આવ્યા અને સિરીયાના જિલ્લાઓમાં બબ્બે ચાર ચાર દિવસ સુધી પડાવ નાખી વાસ્તવિક વ્યવસ્થા કરી, લશ્કરનો પગાર વહેંચ્યો, જે લોકો મરકીમાં મરી ગયા હતા તેમના નજીક કે દૂરના વારિસોને બોલાવી તેમનો વારસો અપાવ્યો, સરહદી મથકો પર લશ્કરી છાવણીઓ સ્થાપી. જે જગ્યાઓ ખાલી પડી હતી તે જગ્યાએ નવા હોદ્દેદારોની નિમણૂક કરી. (એ બાબતોની પૂરી વિગત બીજા ભાગમાં આવશે.) પાછા ફરતાં હઝરત ઉમરે લોકોને એકત્ર કર્યા અને જે વ્યવસ્થા કરી હતી તે પર ભાષણ કર્યું.

એ વર્ષે અરબસ્તાનમાં સખત દુકાળ પડયો અને જો હઝરત ઉમરે (રદિ.) ઘણી જ ચાલાકીથી વ્યવસ્થા ન કરી હોત તો હજારો-લાખો માણસો ભૂખે મરી જાત. એ જ વર્ષે મુહાજિરીન, અનસાર અને બીજા અરબ કબીલાઓના પગાર અને સાલીઆણા બાંધી આપ્યા. એ વ્યવસ્થાની પૂરી વિગત બીજા ભાગમાં આપવામાં આવશે.

## પ્રકરણ ૨૧

## કયસારીયાની જીત

**(શવ્વાલ સને ૧૯ હિજરી ૬૪૦ ઈ. સ.)**

એ શહેર સિરીયન સમુદ્રના કિનારે આવેલું છે અને પેલેસ્ટાઈનના જિલ્લામાં એની ગણતરી થાય છે. આજે એ વેરાન પડયું છે, પરંતુ તે સમયે એ ઘણું મોટું શહેર હતું અને બલાઝરીના લખ્યા મુજબ એમાં ત્રણસો બજારો આબાદ હતા. પહેલ વહેલા સને ૧૩ હિજરી (૬૩૫ ઈસવી)માં અમ્ર ઈબ્ને આસે એ શહેર પર ચઢાઈ કરી હતી અને લાંબી મુદત સુધી ઘેરો નાંખી પડી રહેવા છતાં જીતાયું ન હતું. અબૂ ઉબૈદાની વફાત પછી હઝરત ઉમરે (રદિ.) યઝીદ ઈબ્ને અબી સુફયાનની તેમની જગ્યાએ નિમણૂક કરી હતી અને કયસારીયાની ચઢાઈ માટે જવા તેમને આજ્ઞા કરી હતી. તેઓ ૧૭ હજારના સૈન્ય સહિત રવાના થયા અને શહેરને ફરતે ઘેરો ઘાલ્યો, પરંતુ સને ૧૭ હિજરી (ઈ. સ. ૬૩૯)માં જ્યારે તેઓ બીમાર પડયા તો અમીર મુઆવિયા પોતાના ભાઈને પોતાનો ઉત્તરાધિકારી બનાવી દમિશ્ક (દમાસ્કસ) ચાલ્યા આવ્યા અને એ જ સ્થળે તેમની વફાત થઈ. અમીર મુઆવિયાએ ઘણા જ સામાન અને સાધનો સહિત ઘેરો નાંખ્યો. શહેરીઓ ઘણી વાર કિલ્લા બહાર નીકળી લડતા હતા, પરંતુ દરેક વાર તેઓનો પરાજય થયો. છતાંયે શહેર પર કબજો થઈ શકયો નહિ. એક દિવસે યૂસુફ નામક એક યહૂદીએ અમીર મુઆવિયા પાસે આવી સુરંગનો પત્તો બતાવ્યો કે જે શહેરની અંદર કિલ્લાના દ્વારમાં થઈને ગઈ હતી. આથી કેટલાક વીરો એ સુરંગમાં થઈને કિલ્લાની અંદર પહોંચ્યા અને કિલ્લાના દ્વાર ઉઘાડી આપ્યા. દ્વાર ઉઘડતાં જ લશ્કર તૂટી પડયું અને મડદાંઓના ઢગ વાળી દીધા. ઈતિહાસકારોનું વર્ણન છે કે ખ્રિસ્તીઓની ઓછામાં ઓછી ૮૦ હજાર ફોજ હતી. એ ફોજમાંથી ઘણાં જ થોડા માણસો બચ્યા. કયસારીયા એક પ્રખ્યાત મથક હતું, તેથી એના પડવાથી સિરીયાનું મેદાન સાફ થઈ ગયું.

### જઝીરા*ની જીત :

મદાયન પડવાથી એકાએક આખા ઈરાનની આંખ ઉઘડી ગઈ. એક સમયે તેઓ અરબ

* જઝીરા યુફ્રેટીસ અને તૈગ્રીસ નદી વચ્ચે આવેલા પ્રદેશનું નામ છે. એની સીમા એમ છે કે, પશ્ચિમે આર્મિનીયાનો કંઈક ભાગ અને એશિયા માઈનર, ઉત્તરે સિરીયા, પૂર્વે ઈરાક અને દક્ષિણે આર્મિનીયાનો કંઈક ભાગ આવેલો છે. એ મથક નકશામાં આપેલું છે.

પ્રજાને ધિક્કારયુક્ત દૃષ્ટિથી નિહાળતા હતા, તો હવે તેઓને અરબના નામથી ટાઢીયો તાવ ચઢતો હતો. એનું પરિણામ એ આવ્યું કે દરેક પ્રાંતે પોત પોતાના સ્થળે અરબોના મુકાબલા માટે તૈયારીઓ કરવા માંડી. સૌથી પ્રથમ જઝીરાએ હથિયારો ઉઠાવ્યાં, કારણ કે એની સરહદ ઈરાકથી લાગેલી હતી. સઅદે હઝરત ઉમર (રદિ.)ને એ સ્થિતિના સમાચાર કહેવડાવ્યા. ત્યાંથી અબ્દુલ્લાહ ઈબ્નુલ મુકીમ નિર્માણ થઈને આવ્યા. હઝરત ઉમર (રદિ.)ને એ યુદ્ધ માટે ખાસ ચિંતા હતી તેથી ઑફિસરોની નિમણૂક પણ પોતે જ કરી. એથી મોખરેના લશ્કર પર રબઈ ઈબ્નુલ અફકલ, જમણી પાંખ પર ઈબ્ને હસ્સાન અને ડાબી પાંખ પર ફુરાત ઈબ્ને હય્યાને અને પાછલા ભાગ પર હાની ઈબ્ને કૈસ નિર્માણ થયા. અબ્દુલ્લાહ ઈબ્નુલ મુકીમે પાંચ હજાર સૈનિકો લઈ તકરીત*ની તરફ કૂચ કરી અને શહેરને ઘેરો ઘાલ્યો. મહિનાથી વધુ મુદત ઘેરો રહ્યો અને ૨૪ હુમલાઓ થયા. ઈરાનીઓની સાથે અરબસ્તાનના કેટલાક કબીલાઓ–અયાદ, તગલિબ, નમર પણ સામેલ હતા, તેથી અબ્દુલ્લાહે તેમના પર છૂપો સંદેશો કહેવડાવ્યો અને પાનો ચઢાવ્યો કે, "તમે અરબ થઈને ઈરાનીઓની શા માટે ગુલામી કરો છો?" એની એવી અસર થઈ કે સર્વે મુસલમાન થઈ ગયા અને કહેવડાવી મોકલ્યું કે, "તમે શહેર પર હલ્લો કરો, અમે ખરેખરી તકે ઈરાનીઓથી જુદા પડી તમને આવી મળીશું." આ યોજના થઈ રહ્યા પછી નિર્માણ કરેલ દિવસે હલ્લો કરવામાં આવ્યો. ઈરાનીઓ મુકાબલા માટે નીકળ્યા તો તેમના સાથવાળા અરબોએ જ તેમની પીઠ પાછળથી તેમના પર હુમલો કર્યો. ઈરાનીઓ બંને તરફથી ઘેરાઈ જવાથી તેમની મિટ્ટી દાણાદાણ થઈ ગઈ.

આ યુદ્ધનો સમાવેશ જો કે જઝીરાની ચઢાઈમાં થાય છે, પરંતુ એનો પ્રસંગ સંજોગોની રૂએ ઈરાકના સંબંધમાં આવી જવાથી ઈસ્લામી ઈતિહાસકારો જઝીરાની જીતોને એ બનાવથી શરૂ કરતા નથી અને તે સમયે પણ એ બનાવને ઈરાકની જીતની હારમાળાથી જુદો ગણવામાં આવતો ન હતો. સને ૧૭ હિજરીમાં ઈરાક અને સિરીયાના તરફથી ચિંતા મટી તો સઅદના નામે હઝરત ઉમર (રદિ.)નું ફરમાન આવ્યું કે, જઝીરા પર લશ્કરો મોકલવામાં આવે. સઅદે અયાઝ ઈબ્ને ગનમને પાંચ હજારની ફોજ સાથે એ કામ માટે નિર્માણ કર્યા. તેઓએ ઈરાકથી ઉપડી જઝીરા તરફ કૂચ કરી અને રહા શહેર કે જે કોઈ સમયે રોમન એમ્પાયરનું યાદગાર મથક હતું તેની નજીક પડાવ નાખ્યો. અહીંના ગવર્નરે કંઈક અટકાવ કર્યા પછી જઝિયાની શરતે સુલેહ કરી લીધી. રહાની પછી થોડા દિવસોમાં એ મથાળેથી બીજા મથાળા સુધી પૂરો જઝીરા પ્રદેશ જીતાઈ ગયો. જે જે સ્થળોએ નાની નાની લડાઈઓ કરવી પડી તેઓના નામ આ રહ્યા : રિક્કા, નસીબીન, મય્યા ફારેકીન, સમસાત, સુરૂજ, કરકૈસા, ઝવઝાન, અયનુલ વરદા.

---

*તકરીત એ જઝીરાનું સૌથી આરંભિક શહેર છે. એની હદ ઈરાકથી જોડાયેલી છે ને તૈગ્રીસની પશ્ચિમ દિશાએ આવેલું છે અને મુસેલથી ૬ મંઝિલ દૂર છે.

# પ્રકરણ ૨૨

## ખુઝિસ્તાન*ની જીત

સને ૧૫ હિજરીમાં મુગીરા ઇબ્ને શુઅબા બસરાના ગવર્નર નિમાયા. ખુઝિસ્તાનની સીમા બસરા સાથે જોડાયેલી હતી તેથી તેમણે વિચાર્યું કે એને જીત્યા વિના બસરામાં સંપૂર્ણ રીતે સુલેહ-શાંતિ સ્થાપિત થઇ શકતી નથી. આથી સને ૧૬ હિજરી (ઈ. સ. ૬૩૭)ના પ્રારંભમાં અહવાઝ કે જેને ઇરાનીઓ હોર્મઝ શહેર કહેતા હતા તે પર હુમલો કરવામાં આવ્યો. એના જાગીરદારે એક રકમ આપી સંધિ કરી લીધી. મુગીરા ત્યાં જ થંભી ગયા. સને ૧૭ હિજરીમાં મુગીરા બરતરફ થતાં તેમની જગ્યાએ અબૂ મૂસા અશ્અરીની નિમણૂંક થઇ. આ પરિવર્તનથી જાગીરદારે વાર્ષિક ખંડણી બંધ કરી છડેચોક બળવો કર્યો. નિરૂપાયે અબૂ મૂસાને ચઢાઇ કરવી પડી અને અહવાઝને ઘેરો ઘાલ્યો. શાહી સેના જે અહીં રહેતી હતી તેણે ઘણી જ બહાદુરીથી મુકાબલો કર્યો, પરંતુ અંતે હાર ખાધી અને શહેર જીતાયું. ગનીમતની સાથે હજારોજનોને ગુલામ અને દાસીઓ બનાવીને વહેંચી લેવામાં આવ્યા, પરંતુ જ્યારે એ સમાચાર હઝરત ઉમર (રદિ.)ને પહોંચ્યા તો એમણે લખી મોકલ્યું કે "સર્વેને મુક્ત કરી દો." આથી સર્વેને છોડી દેવામાં આવ્યા. અબૂ મૂસાએ અહવાઝના પછી મનાઝિર તરફ કૂચ કરી. એ એક રક્ષિત મથક જ હતું. શહેરવાસીઓએ પણ હિમ્મત અને દઢતા પૂર્વક એ હલ્લાને ખાળ્યો. આ યુદ્ધમાં મુહાજિર ઇબ્ને ઝિયાદ એક પ્રતિષ્ઠિત ઓફિસર હતા તેઓ શહીદ થયા અને કિલ્લાવાળાઓએ એમનું માથું કાપી ગઢના કંગુરા પર લટકાવી દીધું. અબૂ મૂસાએ મુહાજિરના ભાઇ રબીઅને અહિંયા મુકી પોતે સૂસ તરફ રવાના થયા. રબીએ મનાઝિરને જીતી લીધું અને અબૂ મૂસાએ સૂસનો ઘેરો નાંખી ચારેબાજુથી ખાધાખોરાકી બંધ કરી દીધી. કિલ્લામાં ખાનપાનના સાધનો પૂરા થઇ ગયા હતા. નિરૂપાયે શહેરના હાકિમે એવી શરતે સુલેહ કરી કે એના કુટુંબના સો માણસોને જીવતદાન આપવામાં આવે. એ શરત અબૂ મૂસાએ મંજૂર રાખી. હાકિમ એક એક માણસનું નામ લેતો હતો અને તેને મુક્ત કરવામાં આવતો હતો. કમભાગ્યે એ હાકિમે પોતાનું નામ એણે ગણતરીમાં લીધું ન હતું. આથી જ્યારે સો (૧૦૦)ની સંખ્યા પૂરી થઇ ત્યારે અબૂ મૂસાએ હાકિમને કે જે ગણતરી બહાર હતો તેને કત્લ કરાવી નાંખ્યો. સૂસ પડયા પછી રામહર્ઝનો ઘેરો ઘાલવામાં આવ્યો અને વાર્ષિક

---

* ખુઝિસ્તાન તે પ્રદેશનું નામ છે કે જે ઇરાક અને ઇરાનની વચ્ચે આવેલો છે. એમાં ૧૪ મોટાં શહેરો છે, જેમાં સૌથી મોટું શહેર અહવાઝ છે. એ નકશામાંયે આપવામાં આવ્યું છે.



૮ લાખની ખંડણીની શરતે સુલેહ થઈ ગઈ. યજદેઝર્દ એ વેળા કુમમાં હતો અને શાહી ખાનદાનના સર્વે સભ્યો સાથે હતા. અબૂ મૂસાની મારફાડના સમાચારો તેઓને મળતા હતા. હોર્મઝાન જે શેરવૈહનો મામો હતો, તે ઘણો બળવાન અને પ્રભાવશાળી સરદાર હતો. તેણે યઝદેઝર્દની સેવામાં હાજર થઈ વિનંતી કરી કે, "જો અહવાઝ અને ઈરાન મારી સત્તા હેઠળ મુકવામાં આવે તો હું અરબોના પ્રવાહને આગળ વધતો અટકાવી શકું છું." યઝદેઝર્દે તે જ વેળા સત્તાનું ફરમાન અર્પણ કરી એક મોટું સૈન્ય સાથે કરી આપ્યું.

ખુઝિસ્તાનનું મુખ્યધામ શુસ્તર હતું અને શાહી ઈમારતો અને ફૌજી છાવણીઓ જે કંઈક હતી તે અહીં હતી. હોર્મઝાને ત્યાં પહોંચી કિલ્લાની મરામત કરાવી અને ખાઈઓ અને ગઢોથી મજબૂત બનાવ્યું. એની સાથે એણે ચારે દિશાએ નકીબો અને ખેપીયાઓ દોડાવ્યા કે લોકોને પાનો ચઢાવી લડાઈ માટે તૈયાર કરે. એ યુક્તિથી કૌમી લાગણી જે મંદ પડી ગઈ હતી તે ફરી તીવ્ર બની અને થોડાક જ દિવસોમાં એક મહા જનસમૂહ એકત્ર્ થઈ ગયો. અબૂ મૂસાએ દરબારે ખિલાફતમાં પત્ર લખ્યો અને સહાયની માંગણી કરી. ત્યાંથી અમ્માર ઈબ્ને યાસર જેઓ તે વેળા કૂફાના ગવર્નર હતા તેમના નામે ફરમાન આવ્યું કે, "નુઅમાન ઈબ્ને મુકર્રિનને હજાર સૈનિકો સહિત કુમક માટે મોકલો." પરંતુ શત્રુએ જે શસ્ત્ર–સાધનો એકઠા કર્યા હતા તેની આગળ એ અલ્પ સંખ્યા કંઈ જ વિસાતમાં ન હતી. અબૂ મૂસાએ ફરીવાર પત્ર લખ્યો. એના જવાબમાં અમ્મારને હુકમ મળ્યો કે "અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદને અડધી સેના સહિત કૂફામાં રાખી બાકીની સેના લઈ તમે પોતે અબૂ મૂસાની કુમકે પહોંચો." આ તરફ જરીર બજલી એક મોટી સેના લઈ જલૂલા પહોંચ્યા. અબૂ મૂસાએ સાધન–સામાન સહિત શૂસ્તર તરફ કૂચ કરી અને શહેરની સમીપ જઈ પડાવ નાખ્યો. હોર્મઝાન સૈન્યના સંખ્યાબળના આધારે પોતે શહેરથી બહાર નીકળી હલ્લો કરવા આવ્યો. અબૂ મૂસાએ ઘણી જ યુક્તિપૂર્વક સૈન્યને ગોઠવ્યું. જમણી પાંખ પર બરાઅ ઈબ્ને માલિકને રાખ્યા. (તેઓ મશહૂર સહાબી હઝરત અનસના ભાઈ હતા.) ડાબી પાંખ પર બરાઅ ઈબ્ને આઝિબ અનસારીને મૂક્યા. સવારોનો રિસાલો હઝરત અનસ હેઠળ હતો. બંને સેનાઓ ખૂબ જીવ પર આવીને લડી. બરાઅ ઈબ્ને માલિક લડતા લડતા કોટના દરવાજા સુધી પહોંચી ગયા. તે તરફ હોર્મઝાન લશ્કરને ઘણી જ બહાદુરીથી લડાવી રહ્યો હતો. બરાબર દ્વાર આગળ બંનેનો ભેટો થયો. બરાઅ માર્યા ગયા. તરત જ મખરાત ઈબ્ને સોર જેઓ જમણી પાંખને લડાવી રહ્યા હતા આગળ ધપી વાર કર્યો, પરંતુ હોર્મઝાને એમને પણ શહીદ કર્યા. છતાંયે રણયુદ્ધમાં મુસ્લિમોની જ જીત થઈ. એક હજાર ઈરાની માર્યા ગયા અને ૬૦૦ જીવતા કેદ પકડાયા. હોર્મઝાને કિલ્લામાં ભરાઈ લડાઈ ચાલુ રાખી.

એક દિવસે શહેરનો એક માણસ છૂપી રીતે અબૂ મૂસા પાસે આવ્યો અને બોલ્યો, "જો મારા જીવ અને માલની રક્ષા આપવામાં આવે તો હું શહેરનો કબજો કરાવી આપું."

અબૂ મૂસાએ એ શરત મંજૂર રાખી. એણે એક અશરસ નામક અરબને સાથે લઇ દુજૈલ નહેર કે જે તૈગ્રીસ નદીની શાખા છે અને જે શુસ્તરના નીચે વહે છે તે પાર ઉતરી એક સુરંગના માર્ગે શહેરમાં દાખલ થયો અને કહ્યું કે, "નોકરની જેમ મારી પાછળ ચાલ્યા આવો." એથી એ શહેરની ગલી–કુચીઓથી પસાર થઇ ખાસ હોર્મઝાનના મહેલમાં આવ્યો. હોર્મઝાન અમીરો અને દરબારીઓની સાથે સભા ભરી બેઠો હતો. એ શહેરીએ એને તમામ ઇમારતોની સ્હેલ કરાવી અને જગ્યાના ઢોળાણ–ચઢાણ દેખાડી અબૂ મૂસાની સેવામાં હાજર થઇ કહ્યું "મેં મારું કર્તવ્ય પૂરું કર્યું છે. હવે આગળ તમારી હિમ્મત અને ભાગ્ય છે." અશરસ એની વાતને અનુમોદન આપી બોલ્યો, "બસો વીર નરો મારી સાથે હોય તો શહેર તરત જ જીતી શકાય છે." અબૂ મૂસાએ ફોજની તરફ દષ્ટિ કરી તો બસો વીરનરોએ આગળ આવી કહ્યું : "ખુદાના માર્ગમાં અમારા પ્રાણ હાજર છે." અશરસ તે જ સુરંગના માર્ગે કોટના દ્વાર પર પહોંચ્યા અને ચોકીદારોને મારી નાખી અંદરથી દ્વાર ઉઘાડી દીધા. તે તરફ અબૂ મૂસા ફોજને લઇ તક જોતા ઊભા હતા. દ્વાર ઉઘડતાં જ સર્વ સૈન્ય તૂટી પડયું અને શહેરમાં ભારે ખળભળાટ મચી ગયો. હોર્મઝાને નાસી કિલ્લાનો આસરો લીધો. મુસલમાનો જ્યારે કિલ્લા નીચે પહોંચ્યા ત્યારે તેણે બુર્જ પર ચઢી કહ્યું, "મારા ભાથામાં હજુયે સો તીર છે અને જ્યાં સુધી એટલી જ લાશો અહીં ન પડશે ત્યાં સુધી હું કેદ પકડાઇ શકીશ નહીં, છતાંયે હું એ શરતે નીચે ઉતરું છું કે તમે મને મદીના પહોંચાડી દો અને જે કંઇ નિર્ણય થાય તે ઉમરના હાથે થાય." અબૂ મૂસાએ એ શરત મંજૂર કરી અને મદીના સુધી તેની સાથે જવા હઝરત અનસને નિર્માણ કર્યા. હોર્મઝાન ઘણા જ ઠાઠમાઠથી રવાના થયો. મોટા મોટા અમીરો અને એના ખાનદાનના તમામ સભ્યોને પોતાની સાથે લઇ મદીના નજીક પહોંચી શાહી દમામ સહિત એ સજ્જ થયો. આઝીનના ઉપનામથી પ્રખ્યાત થયેલ જવાહિર–જડીત મુગટ મસ્તક પર મૂક્યું, કિનખાબનો ઝભ્ભો પહેર્યો અને ઇરાનની પ્રણાલિકા પ્રમાણે ઘરેણાં પહેર્યાં. કમરે જડાવ તલવાર બાંધી. ટૂંકમાં ઠાઠ અને શોભાની સાક્ષાત મૂર્તિ બની એ મદીના મુનવ્વરહમાં દાખલ થયો અને લોકોને પૂછયું, "અમીરુલ મુઅમિનીન ક્યાં છે ?" એ સમજતો હતો કે જે માણસના પ્રભાવે પૂરા જગતમાં ધુમ મચાવી દીધી છે, તેનો દરબાર પર ઘણા સાધનો સહિત પૂર ભપકાદાર હશે. હઝરત ઉમર (રદિ.) તે વેળા મસ્જિદમાં હતા અને જમીન પર સૂતા હતા. હોર્મઝાને મસ્જિદમાં પ્રવેશ કર્યો ત્યારે સેંકડો પ્રેક્ષકો સાથે હતા કે જેઓ એના ભપકાદાર વસ્ત્રોને વારંવાર જોતા હતા અને વિસ્મિત થતા હતા. લોકોના પગરવથી હઝરત ઉમર (રદિ.) જાગી ઉઠયા અને જોયું તો ઇરાની ઠાઠમાઠ અને ભપકાની સાક્ષાત મૂર્તિ સામે ઊભી હતી. એમણે એને નખશીખ નિહાળ્યો અને પ્રેક્ષકોને ઉદ્દેશીને કહ્યું, "એ આડંબરી જગતનો મોહ છે." એ પછી એમણે હોર્મઝાન તરફ મુખ ફેરવ્યું. એ સમયે દુભાષિયો આવ્યો ન હતો. મુગીરા ઇબ્ને શુઅબા કંઇક ફારસી જાણતા હતા, એથી તેમણે તરજુમો કર્યો. હઝરત ઉમરે (રદિ.) પ્રથમ વતન પૂછયું. મુગીરા વતન શબ્દની

ફારસી જાણતા ન હતા તેથી તેઓએ કહ્યું, "અઝ કુદામ અરઝી." ફરી બીજી વાતો શરૂ થઈ. કાદિસિયાની લડાઈ પછી હોર્મઝાને સઅદની સાથે કેટલીય વાર સુલેહ કરી હતી અને હંમેશા કરારનો ભંગ કરતો હતો.* શુસ્તરના યુદ્ધમાં બે મોટા મુસલમાન અમલદારો એના હાથે શહીદ થયા હતા. હઝરત ઉમર (રદિ.)ને એ બાબતોનો એટલો બધો ખેદ હતો કે એમણે હોર્મઝાનને કતલ કરવાનો પૂરો નિશ્ચય કરી લીધો હતો. એ છતાં દલીલોનો તોડ લાવવા ખાતર એને વિનંતી કે ભલામણની આજ્ઞા આપી. હોર્મઝાને કહ્યું, "ઉમર ! જ્યાં સુધી ખુદા અમારી પક્ષે હતો ત્યાં સુધી તમે અમારા ગુલામ હતા. હવે ખુદા તમારી પડખે છે એટલે અમે તમારા ગુલામ છીએ." એટલું બોલ્યા પછી તેણે પીવાનું પાણી માંગ્યું. પાણી આવ્યું ત્યારે પાણીનું પવાલું હાથમાં પકડી તેણે એ માંગણી કરી કે, "જ્યાં સુધી હું પાણી પી ન લઉં ત્યાં સુધી મને કતલ ન કરવામાં આવે." હઝરત ઉમરે (રદિ.) એની એ માંગણી મંજૂર રાખી. એણે પવાલું હાથમાંથી મુકી દીધું અને બોલ્યો, "હું પાણી પીશ નહિ અને તેથી શરત મુજબ તમે મને કતલ કરી શકતા નથી." હઝરત ઉમર (રદિ.) એ છળથી વિસ્મિત થયા. હોર્મઝાને "કલિમ-એ-તૌહીદ" પઢી કહ્યું, "હું પ્રથમથી જ ઇસ્લામનો સ્વીકાર કરી ચૂક્યો હતો, પરંતુ એ યુક્તિ એ માટે રમી કે લોકો એમ ન કહે કે મેં તલવારના ભયે ઇસ્લામ સ્વીકાર્યો." હઝરત ઉમર (રદિ.) ઘણા જ ખુશ થયા અને ખાસ મદીનામાં રહેવાની આજ્ઞા આપી અને એના માટે બે હજારનું વર્ષાસન બાંધી આપ્યું. હઝરત ઉમર (રદિ.) ઈરાન વગેરેના મામલા સંબંધી એનો અભિપ્રાય લેતા હતા. શુસ્તરના પછી જન્દીશાપુર પર હલ્લો કરવામાં આવ્યો. એ શહેર શુસ્તરથી ૨૪ માઈલ પર છે. એના ફરતે દિવસો સુધી ઘેરો રહ્યો. એક દિવસે શહેરીઓએ પોતે કોટના દરવાજા ઉઘાડી દીધા અને ઘણી જ શાંતિ સહિત કામકાજમાં લાગી ગયા. મુસ્લિમોને એમની શાંતિ પર ઘણી નવાઈ લાગી તેથી એ શાંતિનું કારણ પૂછયું. શહેરીઓએ ઉત્તર આપ્યો કે, "તમે અમને જઝિયા પર રક્ષા આપી ચૂક્યા. હવે ઝઘડો જ શાનો રહ્યો ?" સર્વે આશ્ચર્યચકિત બન્યા કે એ રક્ષા કોણે અર્પી ? તપાસ કરતાં જણાયું કે એક ગુલામે લોકોને અજાણ રાખી છૂપી રીતે એક પત્ર લખી આપ્યો છે. અબૂ મૂસાએ કહ્યું, "એક ગુલામની દલીલ ચાલી શકતી નથી." શહેરીઓ કહેવા લાગ્યા કે અમે આઝાદ કે ગુલામને ઓળખતા નથી. અંતે હઝરત ઉમર (રદિ.) પર પત્ર લખવામાં આવ્યો. તેમણે જવાબમાં લખ્યું કે, "મુસલમાનોનો ગુલામ પણ મુસલમાન છે અને તેણે જેઓને રક્ષા આપી તેઓને સર્વે મુસલમાન રક્ષા આપી ચૂક્યા." આ શહેરની જીતે પૂરા ખુઝિસ્તાનમાં ઇસ્લામની ધાક બેસાડી દીધી અને જીતોના લિસ્ટમાં એક નવા દેશનો ઉમેરો થયો.

* એ બનાવોને તબરીએ ઘણી જ વિગતપૂર્વક લખ્યા છે.

## પ્રકરણ ૨૩

### ઇરાની ઇરાક*ની જીત

### સને ૨૧ હિજરી

જલૂલાના યુદ્ધ પછી જેમ અમે ઉપર લખી આવ્યા છીએ તેમ યઝદેજર્દ રૈ ચાલ્યો ગયો, પરંતુ ત્યાંના અમીર આબાન જાવિદયાએ નમકહરામી કરી તેથી તે રૈ થી નીકળી ઈસ્ફહાન અને કરમાન થઇ ખુરાસાન પહોંચ્યો. ખુરાસાનમાં આવી એણે મર્વમાં નિવાસ કર્યો. પારસીઓની અગ્નિ સાથે હતી તેથી એણે અહિંયા એક અગિયારી બંધાવી અને નિરાંતે સલતનત અને સત્તાની ધૂમધામ જમાવી દીધી. એને અહિંયા અરબોના હાથે ઈરાકની સાથે ખુઝિસ્તાન જીતાવાના અને હોર્મઝાન જે રાજયના બાહુબળ રૂપે હતો તેના જીવંત બંધીવાન થવાના સમાચાર મળ્યા. એ સમાચાર સાંભળતાં જ એ ઘણા જ આવેશમાં આવી ગયો. જો કે સલતનતની રૂએ એની પહેલા જેવી ધાક અને સત્તા પ્રજા પર બાકી રહી ન હતી, છતાંયે ત્રણ હજાર વર્ષની ખાનદાની છાપ એકાએક ભુસાઈ શકતી નથી. ઈરાનીઓ અત્યાર સુધી એમ સમજતા હતા કે અરબસ્તાનનો એ વાવંટોળ સરહદી મથક સુધી આવી અટકી જશે તેથી તેઓને પોતાના ખાસ રાજ્ય તરફથી નિરાંત હતી, પરંતુ ખુઝિસ્તાનના બનાવે તેમની આંખો ઉઘાડી. તરત જ શહેનશાહના ફરમાનો અને કાસિદો દેશેદેશ ફરી વળ્યા. આ વખતે તબરિસ્તાન, જુરજાન, નહાવંદ, રૈ, ઈસ્ફહાન, હમદાનથી લઈને ઠેઠ ખુરાસાન અને સિંધ સુધી શોર મચી રહ્યો અને દોઢ લાખનો માનવ સાગર કુમમાં આવી થંભી ગયો. યઝદેજર્દે મરદાનશાહ, (હોર્મઝનો પુત્ર)ને સૈન્યનો સેનાપતિ બનાવી નહાવંદ તરફ મોકલ્યો. આ યુદ્ધમાં "દુરફિશે કાવિયાની" ધ્વજ કે જેને ઈરાનીઓ જીતના શુકન કહે છે, તેને શુભ શુકન માટે કાઢવામાં આવ્યો. આથી મરદાનશાહે જ્યારે કૂચ કરી ત્યારે તો એ આશિર્વાદરૂપ પતાકા એના ઉપર છાયા નાખતી જતી હતી. અમ્માર ઈબ્ને યાસિરે જેઓ એ વેળા કૂફાના ગવર્નર હતા. તેમણે એ સ્થિતિના સમાચાર હઝરત ઉમર (રદિ.)ને પહોંચાડયા. હઝરત ઉમર (રદિ.) એ સમાચારનો પત્ર લઈ મસ્જિદે નબવીમાં આવ્યા અને પત્ર વાંચી સંભળાવી બોલ્યા, "હે, અરબ પ્રજા !

---

* ઈરાકનો પ્રદેશ બે ભાગોમાં વહેંચાયેલો છે. પશ્ચિમના ભાગને અરબી–ઈરાક કહેવામાં આવે છે અને પૂર્વના ભાગને ઈરાની–ઈરાક કહેવામાં આવે છે. ઈરાની–ઈરાકની સીમા એ છે કે ઉત્તરે તબરિસ્તાન, દક્ષિણે શીરાઝ, પૂર્વે ખુઝિસ્તાન અને પશ્ચિમે મરાગા શહેર આવેલું છે. તે વેળાના મોટાં મોટાં શહેરો ઈસ્ફહાન, હમદાન અને રૈ ગણવામાં આવતા હતા. હાલ રૈ બિલકુલ ઉજ્જડ દશામાં છે અને તેની નજીક તહેરાન વસ્યું છે, જે કાચાર શાહોની રાજધાની છે.

આ વેળા મુસ્લિમોનો દુન્યામાંથી નાશ કરવા પૂરું ઇરાન કમર કસી નીકળ્યું છે, તમારો શો અભિપ્રાય છે ?" તુલૈહા ઇબ્ને અબ્દુલ્લાહે ઉઠીને કહ્યું, "અમીરુલ મુઅમિનીન ! આપને સંજોગોએ અનુભવી બનાવ્યા છે. અમે એના સિવાય કશું જાણતા નથી કે આપ જે આજ્ઞા કરો તે બજાવી લાવીએ."

હઝરત ઉસ્માને કહ્યું, "મારો એ અભિપ્રાય છે કે સિરીયા, યમન, બસરાના અમલદારોને પોતપોતાનાં સૈન્યો લઇ ઇરાક જવા લખવામાં આવે અને આપ પોતે એહલે હરમને લઇ મદીનાથી કૂચ કરો. કૂફામાં સર્વે ફોજો આપની પતાકા હેઠળ એકઠી થાય અને ફરી નહાવંદ તરફ કૂચ કરવામાં આવે."

હઝરત ઉસ્માન (રદિ.)ના એ અભિપ્રાયને સૌએ પસંદ કર્યો, પરંતુ હઝરત અલી (રદિ.)એ મૌન ધારણ કર્યું હતું. હઝરત ઉમરે (રદિ.) તેમની તરફ જોયું, એટલે તેઓ બોલ્યા, "સિરીયા અને બસરાથી લશ્કરો હઠાવવામાં આવશે તો તે સ્થળોએ સરહદી શત્રુઓનો કબજો થઇ જશે અને આપે મદીના છોડયું તો પૂરા અરબસ્તાનમાં પ્રલયકાળ જામશે અને આપણા જ દેશને ટકાવવું કઠીન થઇ પડશે. મારો તો એવો અભિપ્રાય છે કે આપ અહિંયાથી ખસો નહિ અને સિરીયા, યમન, બસરા વગેરે સ્થળો પર ફરમાનો મોકલી આપો કે જ્યાં જ્યાં જેટલી ફોજ હોય તેનો પોણો ભાગ રવાના કરવામાં આવે." હઝરત ઉમરે (રદિ.) કહ્યું, "મારો પણ એવો જ વિચાર હતો, પરંતુ એનો નિર્ણય હું પોતે કરવા ચાહતો ન હતો." હવે એ બાબત ચર્ચાઇ કે આવા મહાન કાર્ય સર કરવા અર્થે સેનાપતિ બની કોને મોકલવામાં આવે ? લોકો ચારે બાજુ વિચારોના ઘોડાઓ દોડાવતા હતા, પરંતુ એ પદવી માટે કોઇ યોગ્ય માણસ નજરે પડતો ન હતો. જે લોકો એ હોદ્દાને યોગ્ય હતા તેઓ બીજા મામલાઓમાં રોકાયેલા હતા.

હઝરત ઉમર (રદિ.)ની શ્રેષ્ઠ ખૂબીઓમાંથી એમનામાં એક ખૂબી એ હતી કે એમણે દેશની સ્થિતિનું જ્ઞાન એટલી હદે પ્રાપ્ત કર્યું હતું કે કૌમની એક એક વ્યક્તિના ગુણ-અવગુણ એમની નિગાહમાં હતા. એથી આ પ્રસંગે પ્રેક્ષકોએ જ કહ્યું કે, "એનો નિર્ણય આપના કરતાં શ્રેષ્ઠ કોણ કરી શકે છે ?" હઝરત ઉમરે (રદિ.) નુઅમાન ઇબ્ને મુકરિનને ચૂંટયા અને સર્વ પ્રેક્ષકોએ એની સંમતિ આપી. નુઅમાન ત્રીસ હજારનું સૈન્ય લઇ કૂફાથી રવાના થયા. એ સૈન્યમાં મોટા મોટા સહાબીઓ સામેલ હતા. એ સહાબીઓમાંથી હુઝયફતુબ્નુલ યમાન, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, જરીર બજલી, મુગીરા ઇબ્ને શુઅયબા, અમ્ર ઇબ્ને મા'દીકરબ વધુ મશહૂર હતા. નુઅમાને દૂતોને મોકલી જાણી લીધું કે નહાવંદ સુધી માર્ગ ચોખ્ખો છે. એથી નહાવંદ સુધી તેઓ બરાબર આગળ ધપતા રહ્યા. નહાવંદથી નવ માઇલ પર તે તરફ એક ઇસ્ફહાન નામક મથક હતું. ત્યાં પહોંચી નુઅમાને પડાવ નાખ્યો. હઝરત ઉમરે (રદિ.) એક મહાન યુક્તિ એ કરી કે ઇરાનમાં જે લશ્કરો જ્યાં જ્યાં મૌજુદ હતા ત્યાં લખી મોકલ્યું કે, ઇરાનીઓ નહાવંદની તરફ કૂચ

કરવા ન પામે. એમ થવાથી શત્રુ એક મોટી મદદ મેળવવામાં નાસીપાસ થયાં.

ઈરાનીઓએ નુઅમાનને એલચી મોકલવા સંદેશો કહેવડાવ્યો. એથી મુગીરા ઈબ્ને શુઅબા જેઓ પહેલાં એ ફરજ બજાવી ચૂકેલા તે એલચી તરીકે ગયા. ઈરાનીઓએ ઘણી જ ઠાઠમાઠથી દરબાર સર્જયો. મર્દાનશાહને મુગટ પહેરાવી સોનેરી તખ્ત પર બેસાડયો. તખ્તની ડાબી-જમણી દેશ પ્રદેશના શાહઝાદાઓ ઝરીન-કિનખાબના ઝભ્ભાઓ, માથે સોનેરી મુગટ અને હાથોમાં સોનાના કડા પહેરી બેઠા. એમની પછવાડે દૂર દૂર સુધી સૈનિકોની સફો ગોઠવાઈ, જેમની નગ્ન તલવારોથી આંખો અંજાઈ જતી હતી. દુભાષિયા દ્વારા વાતચીત શરૂ થઈ. મર્દાનશાહ બોલ્યો, "હે અરબ-પ્રજા ! સૌથી વધુ દુર્ભાગી, સૌથી વધુ કંગાળ, સૌથી વધુ અપવિત્ર જો કોઈ હોય તો તે તમે છો. એ બાણાવળીઓ જે મારા તખ્તની ચોમેર ઊભા છે, હમણાં જ તમારું સત્યાનાશ વાળી દેત; પરંતુ એમના તીર તમારા અપવિત્ર રક્તથી ખરડાય એ મને ગમ્યું નહિ. હજુયે જો તમે અહીંથી ચાલ્યા જાવ તો હું તમને ક્ષમા આપીશ." મુગીરાએ કહ્યું : "હા, અમે લોકો એવા જ નીચ અને પામર હતા, પરંતુ આ દેશમાં આવી અમને દૌલતની માયા લાગી અને એ ચસ્કો ત્યારે અમારાથી છુટશે કે જયારે અમારા શબ જમીનભેગા થશે."

સારાંશ કે એલચી મોકલવાથી કંઈ સાર નીકળ્યો નહિ અને ઉભય પક્ષે લડાઈની તૈયારીઓ કરવા માંડી. નુઅમાને જમણી અને ડાબી પાંખ અનુક્રમે હુઝયફા અને સુવૈદ ઈબ્ને મુકર્રિનને સોંપી અનિયમિત ફોજના સરદાર કઅ્કાઅને બનાવવામાં આવ્યા. પાછલા ભાગ પર મુજાશિઅ નિમાયા. ઈરાનીઓના લશ્કરની જમણી પાંખ પર ઝરદક અને ડાબી પાંખ પર બહમન હતો. ઈરાનીઓએ રણમેદાનમાં ચોમેર ગોખરૂ પાથરી દીધા હતાં, જેના કારણે મુસ્લિમોને આગળ વધવું કઠીન લાગતું અને ઈરાનીઓ જયારે ચાહતા ત્યારે શહેરમાંથી નીકળી હલ્લો કરતા હતા. નુઅમાને એ સ્થિતિ નિહાળી અમલદારોને એકઠા કર્યા અને સર્વેના જુદા જુદા મત લીધા. તુલૈહા ઈબ્ને ખુવૈલિદ અલ અસદીના મતાનુસાર ફોજ ગોઠવાઈને શહેરથી છ સાત માઈલ પર થંભી અને કઅ્કાઅને થોડીક ફોજ આપી શહેર પર હલ્લો કરવા મોકલ્યા. ઈરાનીઓ ઘણા જ આવેશ પૂર્વક મુકાબલા માટે નીકળ્યા અને કોઈ પાછળ હઠવા ન પામે તેના બંદોબસ્ત માટે તેઓ જેમ આગળ વધતા ગયા તેમ ગોખરૂ પાથરતા ગયા. કઅ્કાએ લડાઈ છેડી ધીમે ધીમે પાછળ હઠવા માંડયું. ઈરાની બરાબર આગળ વધતા જ ગયા, તે એટલી હદે કે તેઓ ગોખરૂની હદ વટાવી આવ્યા. નુઅમાને આ તરફ લશ્કર ગોઠવી રાખ્યું હતું જે લાગની રાહ જોતું હતું. જેવા ઈરાનીઓ લાગ ઉપર આવ્યા તેવા સૈનિકોએ હલ્લો કરવા ઈચ્છયું, પરંતુ નુઅમાને રોકી લીધા. ઈરાનીઓ બરાબર તીરોનો વરસાદ વરસાવી રહ્યા હતા. એ વૃષ્ટિથી સેંકડો ને હજારો મુસ્લિમોની ખુવારી થઈ. છતાંયે સરદારની એવી તાબેદારી કરતા હતા કે તેઓ ઘા ખાતા હતા, પરંતુ હાથ રોકી ઊભા હતા. મુગીરા વારંવાર કહેતા કે ફોજનું

ઘમસાણ વળતું જાય છે અને તક હાથમાંથી છટકે છે, પરંતુ નુઅમાન એ વિચારથી બપોર નમવાની વાટ જોઈ રહ્યા હતા કે રસૂલુલ્લાહ (સલ.) જયારે હલ્લો કરતા તો એ જ સમયે કરતા હતા. સારાંશ કે બપોર નમ્યા પછી નુઅમાને રિવાજ અનુસાર ત્રણ ગર્જના કરી. પ્રથમ ગર્જનાથી ફોજ શસ્ત્રોથી સજ્જ થઈ, બીજી ગર્જનાએ સૈનિકોએ તલવારો ઉગામી અને ત્રીજી તકબીરે એકદમ હલ્લો કર્યો અને એવા દિલ તોડીને તૂટયા કે શબોના ઢગ વાળી દીધા. રણમેદાનમાં એટલું લોહી રેડાયું કે ઘોડાઓના પગ લપસી જતા. એથી નુઅમાનનો ઘોડો લપસી જઈ નીચે પડયો અને સાથે જ તેઓ પણ પડી ગયા અને ઘાથી ચૂર થઈ ગયા. એમનું ભેદસૂચક પોશાક કે જે વડે તેઓ યુદ્ધમાં ઓળખાતા હતા તે ટોપ અને સફેદ ઝભ્ભો હતો. જેવા તેઓ ઘોડા પરથી નીચે પડયા તેવા જ એમના ભાઈ નુઐમ ઈબ્ને મુકર્રિને ઝંડાને લઈ લીધો અને એમનો ઝભ્ભો અને ટોપ પહેરી એમના ઘોડા પર સવાર થઈ ગયા. આ યુક્તિથી નુઅમાનના રણમાં પડવાની ખબર કોઈને થઈ નહિ અને લડાઈ બરાબર ચાલુ જ રહી. એ સમયમાં મુસ્લિમોને ખુદાએ જે અડગતા અને ધૈર્યતા અર્પી હતી તેનો અંદાઝો નીચેના બનાવ પરથી થઈ શકે છે. નુઅમાન જ્યારે ઝખ્મી થઈ પડયા ત્યારે તેમણે એ જાહેર કર્યું કે, "હું મરીયે જાઉં તોયે કોઈ માણસ લડાઈ છોડી મારી તરફ લક્ષ્ય ન આપે." સંજોગે એક સૈનિક એમની પાસેથી પસાર થયો, તેણે જોયું કે કંઈક જીવ બાકી છે અને તેઓ શ્વાસ છોડી રહ્યા છે તો તેણે ઘોડા પરથી ઉતરી એમની પાસે બેસવાનો વિચાર કર્યો કે તેને એમનું ફરમાન સંભારી આવ્યું. તે એમને એવી જ હાલતમાં મુકી ચાલતો થયો. વિજયના પછી એક માણસ એમના મથાળે ઉભો રહ્યો. એમણે નેત્રો ઉઘાડી પૂછયું, "શું પરિણામ આવ્યું ?" તેણે કહ્યું, મુસ્લિમોનો વિજય થયો." આથી એમણે ખુદાનો પાડ- શુક્ર માની કહ્યું કે, "એકદમ ઉમર (રદિ.)ને ખબર કરો."

રાત પડતાં પડતાં ઈરાનીઓના પગ ઉખડી ગયા અને તેઓ નાસી છૂટયા. મુસ્લિમોએ હમદાન સુધી તેમની પૂંઠ પકડી. હુઝયફતુબ્નુલ યમાન જેઓ નુઅમાન પછી સેનાપતિ બન્યા, તેઓએ નહાવંદ પહોંચી મુકામ કર્યો. અત્રે એક મશહૂર અગિયારી હતી, એના મોબેદે હુઝયફાની સેવામાં હાજર થઈ કહ્યું કે, "મને રક્ષા આપવામાં આવે તો હું એક અગાધ ધનનું નિશાન બતાવું." એથી એણે ખુસરૂ પરવીઝના અતિ કીમતી ઝવેરાતો લાવી હાજર કર્યાં. એ ઝવેરાત ખુસરૂએ માઠા દિવસો માટે સંગ્રહ કરી રાખ્યું હતું. હુઝયફાએ ગનીમતના માલને વહેંચ્યો અને પાંચમો ભાગ ઝવેરાત સહિત હઝરત ઉમર (રદિ.)ની સેવામાં મોકલ્યો. હઝરત ઉમર (રદિ.)ને અઠવાડિયાઓ થયાં યુદ્ધના કંઈક સમાચાર મળ્યા ન હતા. કાસિદે વિજયના શુભ સમાચાર સંભળાવતા તેઓ અતિ આનંદ પામ્યા, પરંતુ જ્યારે નુઅમાનના શહીદ થવાના સમાચાર સાંભળ્યા તો તેઓ નિરંકુશપણે રડી પડયા અને ઘણી વાર સુધી માથા પર હાથ રાખી રડતા રહ્યા. કાસિદે બીજા શહીદોના નામો જણાવ્યા અને કહ્યું કે, "બીજા ઘણા લોકો પણ શહીદ થયા કે

જેમના નામ હું જાણતો નથી." એથી હઝરત ઉમર (રદિ.) ફરી રડયા અને કહ્યું, "ઉમર ન જાણે તેથી શું ? ખુદા તેમને જાણે છે." ઝવેરાત જોઈ હઝરત ઉમર (રદિ.) ગુસ્સાથી બોલ્યા, "એકદમ પાછા લઈ જાવ અને હુઝયફાથી કહો કે એમને વેચી લશ્કર વચ્ચે વહેંચી આપો." એથી એ ઝવેરાત ચાર કરોડ દિરહમમાં વેચાયું. આ યુદ્ધમાં લગભગ ત્રીસ હજાર ઈરાની માર્યા ગયા. આ યુદ્ધ પછી ઈરાનીઓ ફરી કદી પગભર થયા નહિ. એથી અરબોએ એ જીતનું નામ "ફતહુલ ફતૂહ" (જીતોની જીત) રાખ્યું. ફીરોઝ જેના હાથે હઝરત ઉમર (રદિ.)ને શહાદત મળવી સરજીત હતી તે દુષ્ટાત્મા એ લડાઈમાં ગિરફતાર થયો હતો.

# પ્રકરણ ૨૪

## અખિલ પ્રદેશ પર ચઢાઈ

### સને ૨૧ હિજરી-૬૪૨ ઈસ્વી

હજુ સુધી હઝરત ઉમરે (રદિ.) પૂરા ઈરાન પ્રદેશ જીતવાનો નિશ્ચય કર્યો ન હતો. અત્યાર સુધી જે યુદ્ધો થયાં તે કેવળ પોતાના દેશના રક્ષણ માટે જ કરવા પડયા હતાં. ઈરાકને અલબત્ત ખાલસા કરવામાં આવ્યું હતું, પરંતુ તે ખરું જોતાં અરબસ્તાનનું એક ભાગ હતું, કારણ કે ઈસ્લામના પૂર્વે એના દરેક ભાગમાં અરબ–પ્રજા વસતી હતી. ઈરાકથી આગળ વધી જે લડાઈઓ કરવામાં આવી તે ઈરાક સંબંધી આપોઆપ એની મેળે ઉપસ્થિત થઈ હતી. હઝરત ઉમર (રદિ.) પોતે કહ્યા કરતા હતા કે "અમારે અને ઈરાન વચ્ચે એક અગ્નિ–પર્વત હોત તો કેવું સારું થાત કે તેઓ ન આપણા પર હલ્લો કરી શકત અને ન આપણે તેઓ પર ચઢાઈ કરી શકત !"

એ છતાંયે ઈરાનીઓને કોઈ રીતે ચેન પડતું નહિ. તેઓ હમેશા નવાં નવાં સૈન્યો ઊભા કરી મુકાબલો કરવા આવતા હતા અને જે પ્રદેશો મુસ્લિમોના કબજામાં આવી ગયા હતા ત્યાં બળવો ફેલાવતા હતા. નહાવંદના યુદ્ધ પરથી હઝરત ઉમર (રદિ.)ને એ વિશે વિચાર ઉદ્‌ભવ્યો તેથી એમણે અસહાબોમાંથી મહાન પુરુષોને બોલાવી પૂછયું કે, "જીતાયેલા મુલ્કોમાં વારે ઘડીએ કેમ બળવો ફાટી નીકળે છે ?" લોકોએ કહ્યું, "જ્યાં સુધી યઝદેજર્દ ઈરાનની હદમાંથી ચાલ્યો ન જશે ત્યાં સુધી એ બખેડાઓનું નિકંદન થઈ શકશે નહિ, કારણ કે જ્યાં સુધી ઈરાનીઓમાં એ વિચાર રહેશે કે તખતે કિયાનનો વારસદાર મૌજૂદ છે, ત્યાં સુધી તેઓની આશાની દોરી તૂટી શકતી નથી."

આ બીનાને લઈને હઝરત ઉમરે (રદિ.) એક સામાન્ય ચઢાઈ લઈ જવાનો નિશ્ચય કર્યો. એમણે પોતાના હસ્તે કેટલાક ધ્વજ બનાવ્યા અને જુદા જુદા દેશોના નામ પ્રમાણે તેમના નામ પાડી જુદા જુદા મશહૂર સરદારો પાસે મોકલાવ્યા. એ મુજબ ખુરાસાનનો ઝુંડો અહનફ ઈબ્ને કૈસને, શાપુર અને આર્દશીરનો ઝંડો મજાશિઅ ઈબ્ને મસઊદને, અસ્તખરનો ઉસ્માન ઈબ્નુલ આસી સકફીને, અફસાઅનો સારિયા તુબ્નુ રહમિલ કિનાનીને, કિરમાનનો સુહૈલ ઈબ્ને અદીને, સીસ્તાનનો આસિમ ઈબ્ને ઉમરને, મકરાનનો હકમ ઈબ્ને ઉમૈરીસ્સઅલબીને અને આઝર બયજાનનો ઉત્બાને અર્પણ કરવામાં આવ્યો. સને ૨૧ હિજરીમાં એ સરદારો પોતપોતાના નિયત દેશો તરફ કૂચ કરી ગયા. એથી

અમે એમને અનુક્રમે જુદા જુદા આલેખીએ છીએ.

વિજયોની એ હારમાળામાં સૌથી પહેલો નંબર ઈસ્ફહાનનો છે. સને ૨૧ હિજરીમાં અબ્દુલ્લાહે આ પ્રાંત પર ચઢાઈ કરી. અહિંયાના ઈસ્તનદાર નામક અમીરે ઈસ્ફહાનની આસપાસ એક મોટું સૈન્ય એકઠું કર્યું હતું અને એના મોખરેની ફોજ પર શહરબરાઝ જાદવિયા એક જૂનો અનુભવી સરદાર હતો. બંને લશ્કરો સામસામે થયા તો જાદવિયાએ રણમેદાનમાં આવી પોકાર કરી કે, "જેને હોશ હોય તે એકલો મારી સામે પડે." અબ્દુલ્લાહ પોતે એના મુકાબલા માટે આગળ આવ્યા. જાદવિયા માર્યો ગયો અને સાથે જ લડાઈનો પણ અંત આવ્યો. ઈસ્તનદારે સાધારણ શરતોએ સંધિ કરી. અબ્દુલ્લાહે આગળ વધીને જય અર્થાત ઈસ્ફહાનને ઘેરો ઘાલ્યો. અત્રેના સરદાર ફાઝૂસફાનએ સંદેશો કહેવડાવ્યો કે, "બીજાઓના પ્રાણ શા માટે જાય, અમે અને તમે બંને લડી નિર્ણય કરી લઈએ." બંને હરીફો રણમેદાનમાં પડયા. ફાઝૂ સફાનએ તલવારનો ઘા કર્યો. અબ્દુલ્લાહે એવી બહાદુરીથી એનો મુકાબલો કર્યો કે ફાઝૂ સફાનના જીભથી નિરંકુશપણે વાહ-વાહના શબ્દો નીકળી ગયા અને તે બોલ્યો, "હું તમારાથી લડવા માંગતો નથી, બલકે શહેર એવી શરતે હવાલે કરું છું કે શહેરવાસીઓમાં જેને પરવડે તે જઝિયો આપી શહેરમાં રહી શકે અને જેની મરજી પડે તે શહેરમાંથી બહાર નીકળી જઈ શકે." અબ્દુલ્લાહે એ શરતનો સ્વીકાર કર્યો અને સુલેહના કરાર લખી આપ્યા. એ દરમિયાન એવા સમાચાર મળ્યા કે હમદાનમાં બળવો થયો. હઝરત ઉમરે (રદિ.) નુએમ ઈબ્ને મુકર્રિનને તે તરફ રવાના કર્યા. એમણે બાર હજારના સૈન્ય સાથે હમદાન પહોંચી ઘેરાની ગોઠવણ કરી, પરંતુ જયારે ઘેરો નાખતા વાર લાગી તો જિલ્લાઓમાં ચારે તરફ લશ્કરોને ફેલાવી દીધાં, એટલે હમદાનના સિવાય બીજા સર્વે મથકો જીતાઈ ગયાં, પરંતુ દયલમે રય, આઝરબૈજાન વગેરે મથકોથી સંદેશા-પત્રો દ્વારા એક મોટી ફોજ એકત્ર કરી એક તરફથી ફરખાનનો બાપ ઝીબંદી કે જે રયનો સરદાર હતો તે એક મોટું સૈન્ય સહિત આવ્યો. બીજી તરફ આઝરબૈજાનથી રૂસ્તમનો ભાઈ અસ્ફંદયાર આવી પહોંચ્યો. રૂદ ખીણમાં સૈન્યો એકઠા મળ્યાં અને એવું મહાભારત યુદ્ધ જામ્યું કે નહાવંદનું યુદ્ધ સંભારી આવ્યું. અંતે દયલમે હાર ખાધી. ઉરવા કે જેઓ જસરની હારના સમાચાર લઈ હઝરત ઉમર (રદિ.) પાસે ગયા હતા તેઓ એ વિજયનો સંદેશો લઈને ગયા કે જેથી તે દિવસનો બદલો વળી રહે.

હઝરત ઉમર (રદિ.) દયલમની તૈયારીઓ સાંભળી અતિ ચિંતામાં પડયા હતા અને કુમક મોકલવાની ગોઠવણમાં હતા કે અચાનક ઉરવા પહોંચી ગયા. હઝરત ઉમર (રદિ.) સમજયા કે શુકન સારા નથી. તેઓની જીભે નિરંકુશપણે "ઈન્ના લિલ્લાહિ..." બોલાઈ ગયું. ઉરવા બોલ્યા, "આપ ગભરાશો નહિ, ખુદાએ મુસ્લિમોને જીત અર્પી." હઝરત ઉમરે (રદિ.) નુએમ પર પત્ર લખ્યો કે, "હમદાનમાં કોઈને તમારો ઉત્તરાધિકારી નીમી

રય તરફ રવાના થાવ.'' રયનો હાકિમ તે વેળા સિયાઓશ હતો કે જે બેહરામ ચોબીનનો પૌત્ર હતો, તેણે દન્યાવંદ તબરિસ્તાન, કૂસ, જરજાનના હાકિમો પાસે મદદ માંગી અને દરેક જગ્યાઓથી સહાયક સેનાઓ આવી લાગી, પરંતુ ઝીબંદી જેને સિયાઓશ સાથે કંઈ અણબનાવ હતો તે નુએમ ઈબ્ને મુકર્રિનથી આવી મળ્યો. એના કાવતરાથી શહેર પર હલ્લો કરવામાં આવ્યો અને હલ્લાની સાથે જ એકદમ શહેર પડયું. નુએમે ઝીબંદીને રયનું રાજ્ય સોંપ્યું અને જુના શહેરને નાશ કરી નવું શહેર વસાવવા આજ્ઞા કરી. હઝરત ઉમર (રદિ.)ની આજ્ઞાનુસાર નુએમે પોતે રયમાં પડાવ નાખ્યો અને પોતાના ભાઈ સુવૈદને કૂમસ તરફ મોકલ્યો. એ શહેર કંઈક લડાઈ કર્યા વિના જીતાયું. એ શહેર પડતાં જ પૂરું ઈરાની-ઈરાક કબજામાં આવી ગયું.

## આઝાર બૈજાન* પડયું (સને ૨૨ હિજરી-૬૪૩ ઈસ્વી)

આગળ અમે લખી ગયા છીએ કે હઝરત ઉમરે (રદિ.) આઝર બૈજાનનો ધ્વજ ઉત્બા (ઈબ્ને ફરકદ) અને બુકૈર પર મોકલાવ્યો હતો અને તેમની કૂચ કરવાની દિશાઓ પણ નિયત કરી આપી હતી. બુકૈર જો મયદાન પહોંચ્યા તો ઈસ્ફંદયારનો મુકાબલો થયો. ઈસ્ફંદયારે હાર ખાધી અને જીવતો કેદ પકડાયો. બીજી તરફ ઈસ્ફંદયારના ભાઈ બેહરામે ઉત્બાનો માર્ગ રોક્યો, પરંતુ તે પણ હાર ખાઈ નાઠો. ઈસ્ફંદયારે ભાઈની હાર થવાની ખબર સાંભળી તો તેણે બુકૈરને કહ્યું, ''હવે લડાઈની આગ હોલવાઈ ગઈ અને હું તમારી સાથે જઝીયા આપવાના કરારથી સંધિ કરું છું.'' આઝરબૈજાન એ જ બે ભાઈઓના કબજામાં હતું તેથી ઉત્બાએ ઈસ્ફંદયારને એ શરતે છોડયો કે તે આઝર બૈજાનનો હાકિમ રહી જઝિયા આપતો રહે. બલાઝરી ઈતિહાસકારનું વર્ણન છે કે, આઝર બૈજાનનો ઝંડો હુઝયફા ઈબ્ને યમાનને મળ્યો હતો. તેઓ નહાવંદથી કૂચ કરી અર્દબીલ પહોંચ્યા કે જે આઝરબૈજાનની રાજધાનીનું શહેર હતું. અહિંયાના હાકિમે તાજરદાન, મયમંદ, સરાત, બઝ, મયાંજ વગેરે સ્થળોથી એક ભારે સૈન્ય એકત્ર કરીને મુકાબલો કર્યો, પરંતુ હાર ખાધી. અંતે લાખ રકમની વાર્ષિક ખંડણીના કરારે સંધિ થઈ ગઈ. હુઝયફાએ એના પછી મૂકાન અને જૈલાની પર હુમલો કર્યો અને વિજય પતાકા ફરકાવી. એ અરસા દરમિયાન દરબારે ખિલાફતથી હુઝયફાની બરતરફીનું ફરમાન આવ્યું અને ઉત્બા ઈબ્ને ફરકદ એમની જગ્યાએ નિમાયા.

ઉત્બાના પહોંચતા આઝર બૈજાનના તમામ પ્રદેશમાં બળવો જાગી ઉઠયો હતો. આથી

* નકશો જોવાથી આઝર બૈજાનનો પ્રદેશ તમને એ પ્રમાણે માલુમ પડશે કે શહેર તબરેઝને એનું મુખ્ય સ્થળ સમજવું જોઈએ. પૂર્વે મરાગા શહેર મુખ્ય શહેર હતું. બરૂઆ અને અર્દબીલ એ જ પ્રાંતમાં આવેલા છે. આઝર બૈજાન નામ પાડવાના કારણ માટે બે દંતકથાઓ ચાલે છે. એક દંતકથા એવી છે કે, મોબેદ આઝર આબાદે એક અગ્નિ મંદિર બંધાવ્યું હતું કે જેનું નામ આઝર આબાદગાન હતું. બીજી દંતકથા એવી છે કે, પહેલવી ભાષામાં 'આઝર'ના અર્થ અગ્નિ થાય છે અને 'બાયગાન'ના અર્થ રક્ષક થાય છે-અર્થાત્ અગ્નિના રક્ષક. વળી, એ પ્રાંતમાં અગ્નિયારીઓની વિશેષતા હતી તેથી એવું નામ પડયું છે, જેને અરબોએ પોતાની ભાષામાં ''આઝર બૈજાન'' બનાવી લીધું.

ઉત્બાએ ફરી પાછા એ સ્થળોને જીતી લીધા.

### તબરિસ્તાન◆ પર ચઢાઈ (સને ૨૨, હિજરી ૬૪૩ ઈસ્વી)

અમે ઉપર લખી ગયા છીએ કે નુએમે જ્યારે રય જીતી લીધું ત્યારે એમના ભાઈ સુવૈદે કૂમસ પર ધસારો કર્યો અને એ સ્થળ લોહીનું એક પણ ટીપું પડયા વિના જીતાઈ ગયું. અહિંયાથી જરજાન જે તબરીસ્તાનનો મશહૂર જિલ્લો છે, તે ઘણો જ સમીપમાં છે. સુવૈદે ત્યાંના હાકિમ રોઝબાન સાથે સંદેશા ચલાવ્યા. એણે જઝિયાની શરતે સંધિ કરી અને સંધિના કરારમાં સ્પષ્ટ લખી આપ્યું કે મુસલમાનો જરજાન અને દહસ્તાન વગેરેનું રક્ષણ કરવાના જિમ્મેદાર છે અને દેશીઓમાંથી જે લોકો બહારના હલ્લાઓ રોકવામાં મુસલમાનોને મદદ કરશે તેઓ જઝિયા વેરાથી મુક્ત રહેશે. જરજાનની ખબર સાંભળી તબરીસ્તાનના હાકિમ જે સિપેહદાર કહેવડાવતો હતો તેણે એવી શરતે સંધિ કરી કે એ દર વરસે પાંચ લાખ દિરહમ ખંડણી આપશે અને મુસલમાનોનો તેમના પર અને તેમનો મુસલમાનો પર કંઈ જ હક્ક રહેશે નહિ.

### આર્મીનિયા* પર ચઢાઈ

બુકૈર જેઓ આઝર બૈજાનની ચઢાઈ લઈ જવા માટે નિર્માણ થયા હતા તેઓ એને જીતી બાબની લગોલગ પહોંચી ગયા હતા કે હઝરત ઉમરે (રદિ.) એક નવી સેના તૈયાર કરી એમની મદદે મોકલી. બાબનો હાકિમ જેનું નામ શહેરબરાઝ હતું, તે પારસી હતો અને ઈરાની રાજયને તાબે હતો. મુસલમાનોના આગમનના સમાચાર મળતાં તે પોતે હાજર થયો અને બોલ્યો, "મને આર્મીનિયાની નીચ પ્રજા માટે કંઈ જ લાગણી નથી, હું ઈરાની કુળનો છું અને જ્યારે ઈરાન જ જીતાઈ ગયું તો હું તમારો તાબેદાર છું; પરંતુ મારી એક માંગણી છે કે મારી પાસેથી જઝિયો લેવામાં ન આવે, બલકે જ્યારે જરૂર પડે ત્યારે લશ્કરી મદદ લેવામાં આવે."

ખરું જોતાં જઝિયો ફક્ત રક્ષણનો અવેજ છે, એથી એ શરત મંજુર કરી લેવામાં આવી. આ કાર્યથી ફારિગ થઈ સૈન્ય આગળ ધપ્યું. અબ્દુર્રહમાન ઈબ્ને રબીઆ ખઝર સંસ્થાનની રાજગાદીનું મથક મલનજીર તરફ રવાના થયા. શહેરબરાઝ સાથે હતો. તેણે આશ્ચર્યપૂર્વક પૂછયું, "ક્યાંનો ઈરાદો છે ? અમે લોકો અમારા સમયમાં એને અમારાં સુભાગ્ય ગણતા કે તેઓ અમારા દેશ પર ચઢી ન આવે."

---

◆ નકશામાં તબરિસ્તાન ઉત્તરની જીતોમાં મળશે, કારણ કે ફારૂકી ખિલાફતમાં જઝિયો લઈ એને છોડી દેવામાં આવ્યો હતો. એની સીમા એ છે કે પૂર્વે ખુરાસાન અને જરજાન, પશ્ચિમે આઝરબૈજાન, ઉત્તરે કાસ્પિયન સમુદ્ર અને દક્ષિણે ખેલ, બુસતામ અને ઉસ્તરાબાદના મશહૂર શહેર છે.

* આર્મીનિયા પ્રાંતને અરમન દેશ પણ કહે છે કે જે એશિયા માઈનરનો એક ભાગ છે. ઉત્તરે કાળો સમુદ્ર, દક્ષિણે પહાડી અને અરણ્ય પ્રદેશ દૂર સુધી પહોંચ્યો છે. પૂર્વે ગરજિસ્તાન અને પશ્ચિમે એશિયા માઈનરનો પ્રદેશ છે. એ પ્રાંત ઉસ્માની ખિલાફતના સમયે સંપૂર્ણ રીતે જીતાયુ તેથી નકશામાં ફારૂકી રંગથી જૂદું છે.

અબ્દુર્રહમાન બોલ્યા, "પરંતુ હું જ્યાં સુધી એના જિગરમાં ન ઘુસી જઈશ ત્યાં સુધી પીઠ ફેરવી શકતો નથી."

એથી બયદા જીતાયું કે ફારૂકી ખિલાફતનો સમય સમાપ્ત થયો. તે તરફ બુકેરે કાન કે જ્યાંથી ઈરાનની સીમા શરૂ થાય છે તેને જીતી ઈસ્લામી સલતનત સાથે જોડી દીધું. હબીબ ઈબ્ને મસ્લમા અને હુઝયફાએ નફલી અને જબાલુલ્લાન તરફ કૂચ કરી, પરંતુ ત્યાં ઈસ્લામનો ઝંડો ફરકતો થાય તે પહેલાં હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતનો સમય પૂરો થઈ ગયો, તેથી એ સંપૂર્ણ કાર્યો હઝરત ઉસ્માન (રદિ.)ના શાસનકાળમાં પૂરાં થયાં.

## ઈરાન*ની જીત (સને ૨૩ હિજરી-૬૪૪ ઈસ્વી)

ઈરાન પર પહેલ વહેલાં સને ૧૮ હિજરીમાં ચઢાઈ કરવામાં આવી હતી, પરંતુ હઝરત ઉમર (રદિ.)ની આજ્ઞા વિના કરવામાં આવેલી અને તે વેળા કંઈ વિજય પ્રાપ્તિ ન થવાથી અમોએ તે સમયના બનાવો સાથે એને આલેખવું વાસ્તવિક સમજ્યું નહિ. અરબસ્તાનના પાડોશી દેશ ઈરાક અને અહવાઝ જ્યારે જીતાઈ ચૂક્યા ત્યારે હઝરત ઉમર ઘણી વાર એમ ફરમાવતા હતા કે, "અમારી અને ઈરાન વચ્ચે અગ્નિ-પર્વતની આડ હોત તો ઠીક થાત," પરંતુ ઈરાનની સાથે એક અણધારી રીતે લડાઈ સળગી ઊઠી. અલા ઈબ્નિલ હઝરમી સને ૧૭ હિજરીમાં બહરૈનના ગવર્નર નિમાયા. તેઓ ઉચ્ચ હિમ્મત અને ધૈર્યવાળા પુરુષ હતા અને સઅદ ઈબ્ને અબી વક્કાસ સાથે કેટલાક કારણોને લઈને અણબનાવ હતો, તેથી દરેક કાર્યમાં તેમનાથી આગળ રહેવા માંગતા હતા. સઅદે જ્યારે કાદિસિયાની લડાઈમાં વિજય મેળવ્યો તો અલા હઝરમીને ઘણી ઈર્ષ્યા થઈ, તે એટલી હદે કે એમણે દરબારે ખિલાફતમાંથી આજ્ઞા લીધા વિના લશ્કર તૈયાર કરી દરિયા માર્ગે ઈરાન પર ચઢાઈ કરી. ખુલૈદ ઈબ્ને મુન્ઝિર સેનાપતિ હતા અને જારૂદ ઈબ્નિલ મુઅલ્લા અને સુવા ઈબ્ને હમામની સરદારી હેઠળ જુદી જુદી ફોજો હતી. ઉસ્તખર પહોંચી વહાણે લંગર નાખ્યું અને સૈન્યો કિનારે ઉતર્યાં. અહીંનો હાકિમ હીરબદ નામક હતો. તે એક ભારે સેના સાથે આવી પહોંચ્યો અને નદી ઉતરી તે પાર ફોજો ગોઠવી દીધી કે મુસ્લિમો વહાણો સુધી પાછા જઈ શકે નહિ. મુસલમાનોની સંખ્યા જો કે ઘણી જ અલ્પ હતી અને વહાણો પણ શત્રુઓના કબજામાં આવી ગયા જેવા હતા. છતાંયે સૈન્યના સેનાપત્નીી દઢતા ડગમગી નહિ. તેઓ ઘણા જ આવેશપૂર્વક મુકાબલા માટે આગળ ધપ્યા અને ફોજને ગર્જના કરી કહ્યું, "મુસલમાનો ! હિમ્મત હારશો નહિ; શત્રુએ આપણા વહાણો પડાવી લેવા ચાહયું છે, પરંતુ ખુદા ચાહશે તો વહાણની સાથે દેશ પણ આપણો છે." ખુલૈદ

* હાલની ભૂગોળમાં ઈરાકની સીમા ઘટાડી ઈરાનની હદ વધારી દેવામાં આવી છે, પરંતુ અમોએ જે સમયનો નકશો આપ્યો છે તે સમયે ઈરાનની સિમા આ હતી : ઉત્તરે ઈસ્ફહાન, દક્ષિણે ઈરાની સમુદ્ર, પૂર્વે કિરમાન અને પશ્ચિમે અરબી ઈરાક છે. એનું સૌથી મોટું અને મશહૂર શહેર શીરાઝ છે.

અને જારૂદ ઘણી જ બહાદુરીથી રણગીત બોલતા લડયા અને હજારોને તલવારના ભોગ બનાવી રણભેગા કર્યા. ખુલૈદ આ રણગીત બોલતા; **"યા આલા અબ્દિલ કૈસિ લિલ્લિરાઈ, વકદ હસલલ ઈમદાદુ બિલ હરાઈ; વ કુલ્લુહુમ ફી સુનનિલ મસાઈ; યહિસ્સુ દરબલ કૌમ બિલ કિતાઈ."**

સારાંશ કે અતિ દારુણ યુદ્ધ જામ્યું. જો કે મુસ્લિમોનો વિજય થયો, પરંતુ સૈન્યનો મોટો ભાગ નાશ પામવાથી તેઓ આગળ વધી શક્યા નહિ. એમણે પાછળ હઠવા ચાહયું, પરંતુ શત્રુએ વહાણો ડુબાડી દીધાં હતાં. અંતે નિરૂપાયે એમણે ખુશ્કીના માર્ગે બસરાની દિશા પકડી. દુર્ભાગ્યે એ તરફ માર્ગો બંધ હતા. ઈરાનીઓએ પ્રથમથી જ સર્વ તરફ નાકા રોકી રાખ્યા હતાં અને ઠેકઠેકાણે સૈન્ય ગોઠવી દીધું હતું. હઝરત ઉમર (રદિ.)ને ઈરાનની ચઢાઈની ખબર પહોંચી તો તેઓ ઘણા જ ગુસ્સે થયા. અલાને ઘણા જ ઠપકાનો પત્ર લખ્યો. ઉત્બા ઈબ્ને ગઝવાનને લખ્યું કે મુસ્લિમોને બચાવવા માટે એકદમ લશ્કર તૈયાર કરી ઈરાન મોકલવામાં આવે. આથી બાર હજારની ફૌજ અબૂ સબુરાની સરદારી હેઠળ તૈયાર થઈ ઈરાન તરફ કૂચ કરી, મુસ્લિમો જ્યાં રોકાઈ ગયા હતા ત્યાં પહોંચી પડાવ નાંખ્યો. તે તરફ પારસીઓએ ચારે બાજુ ખેપીયા દોડાવી એક ભારે સૈન્ય શહરકના સેનાધિપતિપણા હેઠળ એકઠું કરી મૂક્યું હતું. યુદ્ધ મંડાયું. બન્ને હરીફો દિલ તોડીને લડયા. અંતે અબૂ સબુરાએ જીત પ્રાપ્ત કરી, પરંતુ આગળ વધવાનો હુકમ ન હતો તેથી બસરે પાછા ચાલ્યા. નહાવંદના યુદ્ધ પછી હઝરત ઉમરે (રદિ.) જ્યારે ચોમેર લશ્કરો રવાના કર્યા ત્યારે ઈરાન પર પણ ચઢાઈ કરી અને જુદા જુદા સૈન્યો નિયત કર્યા. પારસીઓએ તૂજને મુખ્ય મથક બનાવી અહિંયા મોટી તૈયારીઓ કરી હતી, પરંતુ જ્યારે ઈસ્લામી સેનાઓ વિવિધ સ્થળે ફેલાઈ ગઈ તો એમને પણ વિખેરાઈ જવું પડયું અને એ જ એમના પરાજયની પ્રસ્તાવના હતી. એથી શાપુર, અર્દશીર, તૂજ અને ઉસ્તખર વગેરે સર્વે વારાફરતી જીતાઈ ગયાં, પરંતુ હઝરત ઉમર (રદિ.)ની અંતિમ ખિલાફત સમયે એટલે સને ૨૩ હિજરીમાં જ્યારે ઉસ્માન ઈબ્ને અબીલ આસ બહરૈનના ગવર્નર નિમાયા તો શહરક કે જે ઈરાનનો મર્ઝબાન હતો તેણે બંડ કર્યું અને સર્વ જીતાયેલા સ્થળો હાથથી છટકી ગયા. ઉસ્માને પોતાના ભાઈ હકમને એક ભારે લશ્કર આપી એ કામ માટે નિર્માણ કર્યા. હકમ અબરકાદાન ટાપુ જીતી તૂજ પર ચઢયા અને તેને જીતી ત્યાં જ છાવણી નાખી. ત્યાં એમણે મસ્જિદો બંધાવી અને ઘણા અરબ કબીલાઓને અહીં વસાવ્યા. અહિંયાથી કોઈ કોઈ વાર કૂચ કરી સરહદી શહેરો પર તેઓ હલ્લાઓ લઈ જતા અને ફરી પાછા આવતા. એ પ્રમાણે અર્દશીર, શાપુર, ઉસ્તખર, અરજાનના ઘણા ખરા ભાગો પડાવી લીધા. શહરક એ નિહાળી ઘણો જ ક્રોધાયમાન બન્યો અને ભારે ફૌજ એકઠી કરી તૂજ પર ચઢયો. એ રામ શહેર પહોંચ્યો હશે કે તે તરફથી હકમે પોતે આગળ વધી મુકાબલો કર્યો. શહરકે ઘણી જ વ્યવસ્થાપૂર્વક સૈન્યની રચના કરી. લશ્કરની એક ટુકડી પાછળ રાખી કે કોઈ સૈનિક પાછળ હઠે તો તેને ત્યાં જ રહેંસી નંખાય. સારાંશ કે યુદ્ધ

શરૂ થયું અને ઘણીવાર સુધી લડાઇ ચાલી. પારસીઓ હાર્યા અને શહરક માર્યો ગયો. આના પછી ઉસ્માને દરેક બાજુએ લશ્કરો મોકલ્યાં. આ યુદ્ધથી આખા ઈરાન પર ધાક બેસી ગઈ. ઉસ્માન જે તરફ વળ્યા તે તરફના દેશોના દેશ જીતાતા ગયા. એ પ્રમાણે ગાઝરૂન, નવબંદજાન, અરજાન, શીરાઝ શાપુર કે જેઓ ઈરાનના મુખ્ય મથકો હતા તે ઉસમાનના જ હાથે જીતાયા. ફસા, વાઝ, અલજર વગેરે પર લશ્કરો મોકલવામાં આવ્યા અને વિજય પ્રાપ્તિ થઈ.

### કરમાન*ની જીત (સને ૨૩, હિજરી ૬૪૪ ઈસ્વી)

કરમાન પ્રાંતને સર કરવા માટે સુહેલ ઈબ્ને અદીની નિમણૂક થઈ હતી. એથી સને ૨૩૦ હિજરીમાં એક સેના કે જેના મોખરેનું લશ્કર બુશીર ઇબ્ને ઉમર અલ અજલીની સરદારી હેઠળ હતું, તે સાથે એમણે હલ્લો કર્યો. અહિંયાના મર્ઝબાને (હાકિમે) કફસ વગેરેથી મદદ લઈ મુકાબલો કર્યો, પરંતુ તે પોતે રણ મેદાનમાં નસીરના હાથે માર્યો ગયો. આગળ કંઈ નડતર ન હતી તેથી સેના જીરફત અને સીરજાન સુધી ધપતી ચાલી ગઈ અને ઘણા બકરાં-ઊંટ ગનીમતમાં મળ્યા. જીરફત કરમાનનું વેપારનું મુખ્ય મથક હતું અને સીરજાન એ કરમાનનું સૌથી મોટું શહેર હતું.

### સીસ્તાન◆ની જીત (સને ૨૩, હિજરી ૬૪૪ ઈસ્વી)

એ દેશ આસિમ ઈબ્ને અમ્રના હાથે જીતાયો. એ દેશની પ્રજા સરહદ પર નહિ જેવું યુદ્ધ કરી નાસી છૂટી. આસિમ બરાબર લડતા આગળ ધપતા ચાલ્યા ગયા તે એટલે સુધી કે ઝરંજ જે સીસ્તાનનું બીજું નામ છે તેને ઘેરો ઘાલ્યો. ઘેરામાં રહેલાઓએ એ શરતે સંધિ કરવાની માંગણી કરી કે એમની સર્વે ખેતીવાડીને હાથ અડકવામાં ન આવે. મુસ્લિમોએ એ શરત મંજુર રાખી અને શરત એવી સખત રીતે પાળી કે જ્યારે તેઓ ખેતરો પાસેથી નીકળતા તો એવી ત્વરાથી ત્યાંથી પસાર થઈ જતા કે ખેતરોને હાથ અડકવાયે ન પામતા. આ દેશ જીતાવાથી એક લાભ એ થયો કે સિંધથી લઈને બલ્ખ નહેર સુધી જેટલા પ્રદેશો આવેલા હતા તેની ચાવી હાથ લાગી ગઈ. એથી વખતો વખત એ પ્રદેશો પર ચઢાઈઓ થતી રહી.

---

* એનું પુરાતન નામ કિરમાન્યા છે. એની સીમા એ છે કે ઉત્તરે કોહિસ્તાન, દક્ષિણમાં અમાનનો અખાત, પૂર્વે સીસ્તાન અને પશ્ચિમે ઈરાન છે. પૂર્વે એનું મુખ્ય ધામ અશીર (બીરુસ્તર) હતું, એની જગ્યાએ હાલ જીરફત આબાદ છે.

◆ સીસ્તાનને અરબસ્તાનમાં સિજતાન કહેવામાં આવે છે. એની ચાર સીમા એ છે કે ઉત્તરે હિરાતનો પ્રાંત, દક્ષિણે મકરાન દેશ, પૂર્વે સિંધ-પ્રાંત અને પશ્ચિમે કોહીસ્તાન છે. એનું મશહૂર શહેર રંજ છે કે જ્યાં પુષ્કળ મેવો થાય છે. એનું ક્ષેત્રફળ ૫૦૦૦ ચોરસ માઈલ છે.

**મકરાન*ની જીત** (સને ૨૩, હિજરી ૬૪૪ ઇસ્વી)

મકરાનની જીત માટે હકમ ઇબ્ને અમરિત્તગલબી નિર્માણ થયા હતા. એથી સને ૨૩ હિજરીમાં તેઓએ રવાના થઇ મકરાનની આ તરફ લશ્કરો ઉતાર્યા. મકરાનના બાદશાહનું નામ રાસલ હતું. તેણે પોતે પાર ઉતરી એ તરફ આવી સેનાને ગોઠવી. એક ભારે યુદ્ધ થયા પછી રાસલે હાર ખાધી અને મુસ્લિમોએ મકરાન પર પોતાનો કબજો જમાવી લીધો. હકમે વિજય પત્રિકાની સાથે કેટલાક હાથીઓ જે ગનીમતમાં મળેલા તે દરબારે ખિલાફતમાં રવાના કર્યા. સહ્હાર અબ્દી જે વિજય–પત્રિકા લઇ ગયા હતા તેમને હઝરત ઉમરે (રદિ.) મકરાનના સમાચાર પૂછયા તો તેમણે કહ્યું :

**અરદુ સહ્લુહા જબલ માઉહા વશલ, વસમરૂહા દખલ વ અદુવ્વુહા બતલ, વ ખયરૂહા કલીલ, વ શર્રૂહા તવીલ, વલ કસીરૂ બિહા કલીલ.**

હઝરત ઉમરે (રદિ.) કહ્યું, "બનાવોનું વર્ણન કરવામાં કાફીયાબંદી (પ્રાસ ગોઠવણી)નું શું કામ છે ?" એમણે ઉત્તરમાં કહ્યું, "હું ખરેખરા બનેલા બનાવોનું વર્ણન કરું છું."

હઝરત ઉમરે (રદિ.) લખી મોકલ્યું કે, લશ્કરો જ્યાં સુધી પહોંચી ગયા છે ત્યાં જ અટકાવી દેવામાં આવે. એથી ફારૂકી જીતોની અંતિમ હદ એ જ મકરાન છે, પરંતુ એ વર્ણન તબરીનું ઇતિહાસકાર બલાઝરીનું વર્ણન છે કે દબીલનો નીચલો ભાગ અને થાના સુધી લશ્કરો આવ્યા હતા. જો એ વૃત્તાંત સત્ય હોય ત્યારે તો હઝરત ઉમર (રદિ.)ના સમયમાં ઇસ્લામના પગલાં હિંદના સિંધ પ્રાંતમાં આવી ચૂક્યા હતા.

* આજકાલ મકરાનનો અર્ધભાગ બલુચિસ્તાન કહેવાય છે. જો કે ઇતિહાસકાર બલાઝરી ફારૂકી સમયમાં જીતાયેલા દેશોની હદ સિંધ પ્રાંતના શહેર દબીલ સુધી લખે છે, પરંતુ તબરીએ મકરાન દેશને જ છેલ્લી હદ ઠેરવી છે, એથી અમોએ પણ નકશામાં ફારૂકી જીતોની હદ અહિંયા સુધી જ રાખી છે.

## પ્રકરણ ૨૫

# ખુરાસાન*ની જીત અને યઝદેજર્દનો પરાજય

### સને ૨૩ હિજરી–૬૪૪ ઈસ્વી

અમે ઉપર લખી આવ્યા છીએ કે હઝરત ઉમરે (રદિ.) જે જે સામંતો અને દેશો સર કરવાના ઝંડાઓ મોકલ્યા હતા તેઓમાં અહનફ ઈબ્ને કૈસ પણ હતા અને તેમને ખુરાસાનની પતાકા અર્પણ થઈ હતી. અહનફે સને ૨૨ હિજરીમાં ખુરાસાન તરફ કૂચ કરી. તબૈન થઈ તેઓ હિરાત પહોંચ્યા અને તેને જીતી મર્વશાહજહાં તરફ ધપ્યા. ઈરાનનો શહેનશાહ યઝદેજર્દ અહીં જ નિવાસ કરી રહ્યો હતો. એણે અહનફના આગમનના સમાચાર સાંભળી મર્વરૂદ ચાલ્યો ગયો અને મંગોલીયાના શાહ અને બીજા રાજાઓ પાસે એણે મદદ માટે પત્રો લખ્યા. મર્વશાહજહાંમાં હારિસા ઈબ્નુન્નુઅમાન બાહલીને મુકી અહનફ પોતે મર્વરૂદ તરફ આગળ વધ્યા. યઝદેજર્દ અહીંથી પણ નાઠો અને સીધો બલ્ખ પહોંચ્યો. એ અરસામાં કૂફાથી સહાયક સેનાઓ આવી લાગી. એ આવેલા લશ્કરની જમણી–ડાબી પાંખ વગેરેના સરદારો અલકમા ઈબ્ને નદ્રી, રબઈ ઈબ્ને આમિરીત્તમીમી, અબ્દુલ્લાહ ઈબ્ને અકીલ ષકફી ઈબ્ને ઉમ્મે ગઝાલિલ હમદાની હતા. અહનફે એ તાઝી ફૌજ લઈ બલ્ખ પર હુમલો કર્યો. યઝદેજર્દનો પરાજય થયો. તે નદી ઉતરી તાતાર દેશમાં ચાલ્યો ગયો. અહનફે મેદાન સાફ થયેલ નિહાળી દરેક દિશાએ લશ્કરો રવાના કર્યા અને નિશાપૂરથી લઈ તખારિસ્તાન સુધીનો પ્રદેશ જીતી લીધો. મર્વરૂદને રાજય મથક બનાવી ત્યાં એમણે પડાવ નાંખ્યો અને હઝરત ઉમર (રદિ.)ને પત્ર લખ્યો કે ખુરાસાન ઈસ્લામના કબજામાં આવી ગયું. હઝરત ઉમર (રદિ.) જીતોના વિસ્તારને કંઈક એટલો બધો પસંદ કરતા ન હતા. એમણે પત્ર વાંચી દર્શાવ્યું, "અમારા અને ખુરાસાન વચ્ચે અગ્નિનો સમુદ્ર આવ્યો હોત તો કેવું સારું થાત !" અહનફની ઉચ્ચ હિંમત અને વીરતાની જો કે ઘણી પ્રશંસા કરી અને બોલ્યા, "અહનફ પૂર્વવાસીઓના અગ્રેસર છે." છતાં જવાબમાં જે પત્ર લખ્યો તેમાં લખ્યું, "જયાં સુધી પહોંચ્યા છો ત્યાંથી આગળ વધશો નહિ." તે તરફ યઝદેજર્દ ખાકાન (મંગોલીયાના શાહનું ઉપનામ)ની પાસે ગયો

---

* અલ્લામા બલાઝરીના લખ્યા મુજબ પૂરું માવરાઉન્નહર, ફરગાના, ખ્વારઝમ, તહારીસ્તાન અને સીસ્તાનનો ખુરાસાનના ઈલાકામાં સમાવેશ થતો, પરંતુ મૂળ વાત એમ છે કે દરેક સમયે એની સીમા વિવિધ રહી છે. એના મુખ્ય શહેરો–નિશાપુર, મર્વ, હિરાત, બલ્ખ, તૂસ, હસાબ અને અબી દરૂદ વગેરે હતા–જેમાંથી છેલ્લા બે શહેરો હવે તદ્દન ઉજ્જડ થઈ ગયાં છે.

તો તેણે સારો આવકાર આપ્યો અને એક ભારે લશ્કર લઇ યઝદેજર્દની સાથે ખુરાસાન રવાના થયો. અહનફે બલ્ખમાં ચોવીસ હજારની ફોજ સાથે પડાવ નાખ્યો હતો. ખાકાનના આગમનના સમાચાર સાંભળી તેઓ મર્વરૂદ તરફ રવાના થયા અને ત્યાં પહોંચી છાવણી નાંખી. ખાકાન બલ્ખ થઇને મર્વરૂદ પહોંચ્યો અને યઝદેજર્દ ખાકાનથી વિખૂટો પડી મર્વ–શાહજહાં તરફ વધ્યો. અહનફે ખુલ્લા મેદાનમાં મુકાબલો કરવો વાસ્તવિક ન સમજતાં નહેર ઉતરી એક મેદાન કે જેની પછવાડે પર્વત આવ્યો હતો ત્યાં લશ્કરની ગોઠવણી કરી. બંને બાજુના લશ્કરો લાંબા સમય સુધી ટુકડીઓ ગોઠવી પડી રહ્યાં. ઇરાનીઓ સવાર–સાંજ શસ્ત્રો–સાધનોથી સજ્જ થઇ રણમેદાનમાં ઉતરતાં હતા અને સામેથી કંઇક ઉત્તર ન મળતાં લડયા વિના પાછા ફરતા. તુર્કોનો એ સામાન્ય નિયમ હતો કે પ્રથમ ત્રણ યોદ્ધા રણમેદાનમાં વારાફરતી ઢોલ–નગારાં વગાડતા આવતા અને ફરી આખું લશ્કર ઉશ્કેરાતું હતું. એક દિવસ અહનફ પોતે રણમેદાનમાં ગયા તે પક્ષમાંથી નિયમાનુસાર એક તુર્કી નગારા અને ધ્વજની સાથે મેદાને પડયો. અહનફે હલ્લો કર્યો અને ઘણીવાર સુધી બન્નેમાં દ્વંદ્વ યુદ્ધ જામી રહ્યું. અંતે અહનફે એક બરછીનો વાર કર્યો. તુર્ક જમીન પર પછડાઇ માર્યો ગયો. અહનફે આવેશમાં આવી કહ્યું, **"ઈન્ના અલા કુલ્લિ રઈસિન હક્કન અન યખ્દિબન્ન સઅદતા યદુક્કહા."**

નિયમ મુજબ બીજા બે તુર્કો મેદાનમાં આવ્યા અને અહનફના હાથે માર્યા ગયા. ખાકાન જયારે પોતે રણ મેદાનમાં આવ્યો અને પોતાના યોદ્ધાઓના શબ મેદાનમાં પડેલાં જોયાં તો એ દશ્યમાં એને અપશુકન દેખાયા તેથી તે ઘણો ક્રોધાયમાન થયો અને લશ્કરને ઉદ્દેશી બોલ્યો, "આપણે પરાઇ પીડા નકામી શા માટે વહોરી લેવી જોઇએ ?" એથી એણે તરત જ કૂચ કરવાનો હુકમ આપી દીધો. યઝદેજર્દ જે મર્વ–શાહજહાંનો ઘેરો ઘાલી પડયો હતો તેને એ સમાચાર પહોંચ્યા તો તેણે જીતની સર્વ આશા છોડી ખઝાનો અને જવાહિરખાનું સાથે ઉપાડી તુર્કસ્તાન જવાનો નિશ્ચય કર્યો. દરબારીઓએ દેશની માલમત્તા હાથથી નીકળી જતી જોઇ તેને અટકાવ્યો અને જયારે તેને ન માન્યું તો તેઓએ એનો મુકાબલો કરી સર્વ માલમત્તા એક પછી એક છીનવી લીધી. યઝદેજર્દ વગર સાધને ખાકાનની પાસે ગયો અને હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતના છેલ્લા દિવસ સુધી ફરગાના કે જે ખાકાનની રાજધાની હતી ત્યાં રહ્યો. અહનફે હઝરત ઉમર (રદિ.) પર વિજય પત્રિકા પહોંચાડી. જયારે ખેપીયો પત્ર લઇ મદીના પહોંચ્યો ત્યારે હઝરત ઉમરે (રદિ.) સર્વ લોકોને એકત્ર કરી વિજયના શુભ સમાચાર સંભળાવ્યા અને એક અસરકારક ભાષણ આપ્યું, જેના અંતમાં તેમણે કહ્યું, "આજે પારસીઓની શહેનશાહતનો નાશ થયો અને હવે તેઓ ઇસ્લામને કોઇ રીતે હાનિ પહોંચાડી શકતા નથી, પરંતુ જો તમે પણ સદ્વર્તન પર દઢ ન રહેશો તો ખુદા તમારી પાસેથી પણ રાજયસત્તા ખૂંચવી લઇ બીજાઓને સોંપી દેશે.

# પ્રકરણ ૨૬ મું

## મિસરની જીત

### સને ૨૦ હિજરી–૬૪૧ ઇસ્વી

મિસર (ઇજિપ્ત)ની જીતનો જો કે ફારૂકી કારકિર્દીમાં સમાવેશ થાય છે, પરંતુ એના મૂળ પ્રયોજક અમ્ર ઇબ્ને આસ હતા. તેઓ ઇસ્લામ પૂર્વે વ્યાપાર કરતા હતા અને ઇજિપ્ત એ એમના વ્યાપારનું ધામ હતું. તે સમયે એ દેશ સંબંધી એવા પ્રકારનો વિચાર સુદ્ધાં એ એમના અંતરમાં ઉપસ્થિત થયો ન હશે, પરંતુ એ દેશની ફળદ્રુપતા અને રસાળતાનું ચિત્ર એમની નજર સામે ફરતું હતું. હઝરત ઉમરે (રદિ.) જ્યારે સિરીયાની છેલ્લી મુસાફરી કરી ત્યારે અમ્ર તેમને મળ્યા અને મિસર સંબંધી વાટાઘાટ કરી. હઝરત ઉમરે (રદિ.) પહેલાં સાવચેતીની રૂએ ના પાડી, પરંતુ અંતે તેમના આગ્રહને લઇને તેઓ રાજી થયા અને ચાર હજારનું લશ્કર એમણે તેમની સાથે કરી આપ્યું, છતાંયે હઝરત ઉમર (રદિ.)ના દિલને સંતોષ ન થયો એટલે એમણે અમ્રથી કહ્યું, ''ખુદાનું નામ લઇ કૂચ કરો, પરંતુ મિસર પહોંચ્યા અગાઉ જો મારો પત્ર તમને મળી જાય તો પાછા ફરજો.'' અમ્ર અરીશ પહોંચ્યા હતા કે હઝરત ઉમર (રદિ.)નો પત્ર* એમને મળ્યો. જો કે એ પત્રમાં આગળ વધવાની મનાઇ કરી હતી, પરંતુ ફરમાન શરત સહિત હતો તેથી અમ્ર બોલ્યા, ''હવે તો આપણે મિસરની હદમાં આવી ચૂક્યા.''

સારાંશ કે અમ્ર અરીશથી રવાના થઇ ફરમા પહોંચ્યા. એ શહેર ભૂમધ્ય સમુદ્રના કિનારે આવેલું છે અને જો કે હાલ એ શહેર વેરાન સ્થિતિમાં પડયું છે, પરંતુ તે સમયે એ શહેર ઘણું આબાદ હતું અને જાલીનૂસનું યાત્રાસ્થળ હોવાના લીધે એક પવિત્ર શહેર તરીકે લેખાતું હતું. અહીં સરકારી લશ્કર રહેતું હતું. એ લશ્કરે શહેરથી નીકળી મુકાબલો કર્યો. એક માસ સુધી યુદ્ધ ચાલ્યું. અંતે રોમનોએ હાર ખાધી. અમ્ર ફરમાથી ઉપડી–બલબીસ, રામ અને નૈનને જીતતા ફુસ્તાત પહોંચ્યા. ફુસ્તાત તે સમયે ઉજ્જડ

---

* મકરીઝી વગેરેમાં લખ્યું છે કે સંદેશો લાવનાર દૂત રફજ મુકામે અમ્રને મળ્યો. હઝરત ઉમરે (રદિ.) પત્રમાં આગળ વધવાની મનાઇ કરી હશે એમ સમજી અમ્રે દૂતની પાસેથી પત્ર લીધો નહિ અને તેને કહ્યું કે, ''ઉતાવળ શી છે પડાવ પર પહોંચ્યા પછી લઇશ'' અરીશ મુકામે પહોંચ્યા તો અમ્રે પત્ર ખોલી અને વાંચીને કહ્યું, ''અમીરુલ મુઅમિનીને લખ્યું છે કે, 'મિસર પહોંચી ગયા ન હોય તો અટકી જજો.' પરંતુ આપણે તો મિસરની હદમાં આવી ગયા છીએ,'' જેથી અમ્ર ઇબ્ને આસ પર ઉતાવળાપણાનો આક્ષેપ મુકવાની શી આવશ્યકતા છે ? પ્રથમ તો બલાઝરી વગેરેએ સ્પષ્ટીકરણ કર્યું છે કે, અમ્રને પત્ર અરીશ મુકામે જ મળ્યો અને જો રફજમાં પત્ર મળ્યો હોય તોયે શું થયું, કારણ કે રફજ મથક જ મિસરમાં આવેલું છે.

જંગલ હતું તથા જમીનના તે ટુકડાનું નામ હતું કે જે નીલ નદી અને મકતમ પહાડ વચ્ચે આવેલું છે અને જયાં તે સમયે અનાજના ખેતરો કે ઘાસના ગૌચરો આવેલા હતાં, પરંતુ અત્રે સરકારી કિલ્લો હતો અને રોમન શહેનશાહતના અમલદારો જેઓ મિસરમાં રહેતા હતા તે અહીં વસતા હતા અને તે ઉપરાંત એ નીલ નદીના કાંઠે આવેલું હતું અને વહાણો અને હોડીઓ કિલ્લાના દ્વાર સાથે લાગતી હતી તે કારણે સરકારી જરૂરિયાતો માટે અતિ સગવડ ભરેલું સ્થળ હતું. અમ્રે પ્રથમ પોતાની દૃષ્ટિ એ પર તાકી અને ઘેરાની તૈયારીઓ કરવા માંડી.

મકવકસ જે મિસરનો રાજકર્તા હતો અને રોમન રાજયનો આશ્રિત ખંડીયો રાજા હતો તે અમ્ર ઇબ્ને આસ કરતાં પહેલાંથી કિલ્લામાં જઇ પહોંચ્યો હતો અને યુદ્ધની વ્યવસ્થા કરી રહ્યો હતો. કિલ્લાની મજબૂતી અને પોતાના લશ્કરની અલ્પ સંખ્યા જોઇ અમ્રે હઝરત ઉમર (રદિ.) પર પત્ર લખ્યો અને મદદ માંગી. એમણે દસ હજારનું લશ્કર અને ચાર સરદારો મોકલ્યા અને પત્રમાં દર્શાવ્યું કે, "એ સરદારોમાંના દરેક એકેક હજાર સવારોની બરાબર છે. એ સામંતો–ઝુબૈર ઇબ્નુલ અવ્વામ, ઉબાદહ ઇબ્ને સામિત, મિકદાદ ઇબ્ને ઉમર, સલમા ઇબ્ને મુખલ્લિદ હતા. ઝુબૈર જે મરતબાના માણસ હતા તેની રૂએ અમ્રે એમને સરદાર બનાવી ઘેરા વગેરેની વ્યવસ્થા તેમના હસ્તકે સોંપી. એમણે ઘોડા પર સવાર થઇ ખાઇની ચારે તરફ આંટા માર્યા અને જયાં જયાં વાસ્તવિક જણાયું તે તે સ્થળ ગણતરીબંધ સવાર અને પાયદળ સૈનિકો ગોઠવ્યા. એ થઇ રહેતા તરત ગોફણો વડે પથ્થરોની વૃષ્ટિ શરૂ કરી. એ ઘેરા પાછળ પૂરા સાત મહિના વહી ગયા, પરંતુ હારજીતનો કંઇક ફેંસલો થયો નહિ. ઝુબૈરે (રદિ.) એક દિવસ કંટાળી જતા કહ્યું : "આજે હું મુસ્લિમો પર નિછાવર થાઉં છું." એમ કહી નગ્ન તલવાર હાથમાં લઇ સીડી લગાવી કિલ્લાની ભીંત પર ચઢી ગયા. કેટલાક અસહાબીઓ એમની સાથે થઇ ગયા. ભીંતની ટોચે પહોંચી સર્વેએ એક સાથે તકબીરની ગર્જના કરી. એની સાથે જ સર્વ ફોજે પણ ગર્જના કરી કે જેથી કિલ્લાની જમીન ધ્રૂજી ઉઠી. મુસલમાનો કિલ્લામાં ઘુસી ગયા એમ સમજી ખ્રિસ્તીઓ ગભરાઇ નાઠા. એ તરફ ઝુબૈરે ભીંત પરથી નીચે ઉતરી કિલ્લાના દ્વાર ઉઘાડી દીધા અને પૂરું લશ્કર અંદર ધસી આવ્યું. મકવકસે એ દશા જોઇ સુલેહની માંગણી કરી અને તે જ પળે સર્વને રક્ષણદાન આપવામાં આવ્યું.

એક દિવસે ખ્રિસ્તીએ અમ્ર ઇબ્નુલ આસ અને ફોજના સામંતોને ઘણી જ ધૂમધામ સાથે આમંત્રણ આપ્યું. અમ્ર ઇબ્નુલ આસે આમંત્રણ સ્વીકાર્યું અને સારા–સુધરેલા લોકોને સાથે લઇ ગયા. બીજે દિવસે અમ્રે તે લોકોને નોતર્યા. રોમનો ઘણા જ ઠાઠમાઠથી અને મખમલી ખુરશીઓ પર તેઓએ આસન લીધું. ભોજનમાં મુસલમાનો પણ શામિલ હતા અને અમ્રે જેમ પ્રથમની આજ્ઞા કરી હતી તે મુજબ મુસ્લિમો સાદા અરબી પોશાકમાં હતા અને અરબી ઢબે અને રીતે જમણ પર બેઠા. ભોજન પણ સાદું હતું, એટલે કે મુલી

અને માંસનું શાક અને રોટી હતી. અરબોએ ખાવાનું શરૂ કર્યું તો માંસની બોટીઓ સેરવામાં ડૂબાડી એવા જોરથી દાંતો વડે ખેંચતા કે સેરવાના છાંટા ઉડીને રોમનોના કપડાં પર પડતા હતાં. જમી રહ્યા પછી રોમનોએ પૂછયું, "કાલે જે લોકોએ અમારા જમણમાં ભાગ લીધો હતો તે ક્યાં છે ? તેઓ એવા અનાડી અને અસભ્ય ન હોતા. અમ્રે કહ્યું : "તેઓ મહા બુદ્ધિશાળી પુરુષ હતા અને એ લોકો સામાન્ય સૈનિકો છે." મકવકસે જો કે પૂરા મિસર માટે સંધિના કરાર કર્યા હતા, પરંતુ હરક્યુલસને જ્યારે એની ખબર મળી તો તેણે ઘણી નારાજગી પ્રદર્શિત કરી અને લખી મોકલ્યું કે, "જો કિબ્તી (Copts-કોપ્ટ નામક પ્રાચીન મિસર દેશના રહેવાસીઓ) અરબોનો મુકાબલો કરી શકતા ન હતા તો રોમનોની સંખ્યા ક્યાં ઓછી હતી ?" એણે એક ભારે ફોજ એલેકઝાન્ડ્રિયા પહોંચી મુસ્લિમો સામે ટક્કર લેવા મોકલી."

## પ્રકરણ ૨૭

## એલેક્ઝાન્ડ્રિયાની જીત

### સને ૨૧ હિજરી ૬૪૧-૪૨ ઇસ્વી

ફુસ્તાત જીતાયા પછી અમ્રે અત્રે થોડાક દિવસ મુકામ રાખ્યો અને અહિંયાથી જ હઝરત ઉમર (રદિ.) પર પત્ર લખ્યો કે ફુસ્તાત જીતાયું. આજ્ઞા આપો તો એલેક્ઝાન્ડ્રિયા પર ચઢાઈ લઈ જાઉં. હઝરત ઉમર (રદિ.)ના તરફથી મંજૂરી આવી એટલે અમ્રે લશ્કરને કૂચ કરવાનો હુકમ કર્યો. આકસ્મિક રીતે અમ્રના તંબુમાં એક કબૂતરે માળો બાંધ્યો હતો. તંબુ ઉખડવાનો સમય આવ્યો ત્યારે એકાએક અમ્રની નજર એ માળા પર પડી. એમણે આજ્ઞા કરી કે, તંબુને અહિંયા જ રહેવા દો કે અમારા મહેમાનને ઇજા થવા ન પામે. હવે અરબીમાં તંબુને "ફુસ્તાત" કહે છે અને અમ્રે એલેક્ઝાન્ડ્રિયાથી પાછા આવી એ તંબુના નજીક શહેર વસાવ્યું તેથી એ શહેર જ "ફુસ્તાત"ના નામે પ્રખ્યાત થઈ ગયું અને આજ સુધી એ જ નામ લેવામાં આવે છે. સારાંશ કે સને ૨૧ હિજરીમાં અમ્રે એલેક્ઝાન્ડ્રિયા તરફ કૂચ કરી. એલેક્ઝાન્ડ્રિયા અને ફુસ્તાતની વચ્ચે રોમનોના જે નગરો આવેલા હતાં ત્યાંના લોકોએ આડે આવવાની કોશિશ કરી. એથી એક મહાજનસમૂહ કે જેમાં હજારો કોપ્ટ લોકો સામેલ હતા તે ફુસ્તાતની તરફ મુસ્લિમોને અટકાવવા આગળ વધ્યો. કરબૂન સ્થળે બંને હરીફોનો ભેટો થયો. મુસ્લિમોએ ઘણા આવેશમાં આવી યુદ્ધ કર્યું. ઘણા ખ્રિસ્તીઓ માર્યા ગયા. એ પછી કોઈએ આડે આવવાની હિંમત દાખવી નહિ. અમ્રે એલેક્ઝાન્ડ્રિયા પહોંચી શ્વાસ લીધો. મકવકસ જઝિયો આપી સુલેહ કરવા માંગતો હતો, પરંતુ રોમનોના ભયે તે એમ કરી શકતો નહોતો. છતાંયે એણે અમુક મુદત સુધીની સુલેહ કરવાની માંગણી કરી. અમ્રે ના પાડી. મકવકસે મુસલમાનો પર ધાક બેસાડવાની નિષ્ઠાએ શહેરની તમામ પ્રજાને શસ્ત્રો સજી કોટની દિવાલ પર મુસલમાનો સમક્ષ સફો ગોઠવી ઊભા રહેવા આજ્ઞા કરી. સ્ત્રીઓ સુદ્ધાંને એ હુકમ લાગુ પાડયો હતો અને તેઓ ઓળખાઈ ન આવે એ હેતુથી તેમણે પોતાના મોઢાં શહેર તરફ કરી લીધાં હતાં. અમ્રે કહેવડાવી મોકલ્યું કે, "અમે તમારો હેતુ સમજી ગયા છીએ, પરંતુ તમે જાણતા ન હશો કે અમે અત્યાર સુધી જે દેશો જીત્યા તે ફોજની સંખ્યાબળ પર જીત્યા નથી. તમારો બાદશાહ હરક્યુલસ જે શસ્ત્રો સાધનો સહિત અમારા મુકાબલા માટે આવ્યો હતો તે તમે જાણો છો અને જે પરિણામ આવ્યું તે પણ તમારાથી છૂપું નથી." મકવકસે કહ્યું, "સત્ય છે, એ જ અરબો છે કે જેમણે અમારા બાદશાહને કોન્સ્ટાન્ટિનોપલ સુધી

પહોંચાડીને જ તેનો પીછો છોડયો હતો." આ વચનો સાંભળી રોમનો ઘણા ક્રોધાયમાન થયા. તેમણે મકવકસને ઘણા સારાં-નરસાં વચનો કહ્યાં અને યુદ્ધની તૈયારીઓ કરવા માંડી.

મકવકસની ઈચ્છા યુદ્ધ કરવાની ન હતી, તેથી તેણે અમ્રની સાથે કરાર કર્યો હતો કે હું રોમન લોકોથી જુદો છું તેથી મારી કૌમ (કોપ્ટ-પ્રજા)ને તમારા હાથે ઈજા થવી ન જોઈએ. કોપ્ટ પ્રજા યુદ્ધમાં તટસ્થ રહી એટલું જ નહિ, બલકે મુસ્લિમોને તેણે ઘણી ખરી સહાય કરી. તેઓ ફુસ્તાતથી એલેકઝાન્ડ્રિયા સુધી લશ્કરની આગળ પુલોની મરામત કરતા અને સડકો બનાવતા ગયા. એલેકઝાન્ડ્રિયાના ઘેરામાં સીધા સામાનની સર્વ વ્યવસ્થા પણ એ જ લોકોને આભારી હતી. રોમનો કોઈ કોઈ વાર કિલ્લાની બહાર નીકળી યુદ્ધ કરતા. એક દિવસે દારુણ યુદ્ધ થયું. ધનુષ-બાણ પડતા મુકાયા અને તલવારોની વારી આવી. એક રોમને લશ્કરની સફથી નીકળી કહ્યું, "જેમાં પાણી હોય તે મારી સામે પડે." મસ્લમા ઈબ્ને ખાલિદે ઘોડો આગળ ધપાવ્યો. રોમને એમને જમીન પર પછાડી નાખ્યા અને વાંકો વળી તે તલવારનો ઘા મારવા જતો હતો કે તરત જ એક સવારે દોડી એમનો પ્રાણ બચાવ્યો. આ ઘટનાથી અમ્ર એવા ક્રોધાયમાન થયા કે હકતા તો કોરે રહી, મસ્લમાની પદવીનીયે પરવા ન રાખતાં બોલી ઉઠયા, "બાયલાઓને રણમેદાનમાં આવવાની શી આવશ્યકતા છે !" આ શબ્દોથી મસ્લમાને ઘણું માઠું લાગ્યું, પરંતુ સંજોગો જોતાં તેઓ કંઈક બોલ્યા નહિ.

યુદ્ધનું જોર તેટલું જ રહ્યું. અંતે મુસ્લિમોએ તન તોડીને એવો હુમલો કર્યો કે રોમનોને હઠાવતા કિલ્લામાં ઘુસી ગયા. ઘણીવાર સુધી કિલ્લાના ચોગાનમાં યુદ્ધ ચાલ્યું. અંતમાં રોમનોએ સાવધ થઈ એક હલ્લો કર્યો અને મુસલમાનોને કિલ્લા બહાર હાંકી કાઢી કિલ્લાના દ્વાર બંધ કરી દીધા. આકસ્મિક રીતે અમ્ર ઈબ્ને આસ, મસ્લમા અને બીજા બે માણસો કિલ્લાની અંદર રહી ગયા. રોમનોએ એ મહાપુરુષોને જીવતા કેદ કરવા ઈચ્છયું, પરંતુ જ્યારે તેઓએ બહાદુરોની પેઠે લડી જીવ આપવા નિશ્ચય કર્યો ત્યારે રોમનોએ કહ્યું, "બંને પક્ષોમાંથી એક એક માણસ મુકાબલા માટે નીકળે. જો અમારો માણસ માર્યો ગયો તો અમે તમને મુક્ત કરી કિલ્લા બહાર ચાલ્યા જવા દઈશું અને જો તમારો માણસ માર્યો ગયો તો તમે સર્વે શસ્ત્રો ફેંકી દેજો." અમ્રે એ શરત ઘણા હર્ષભેર મંજુર રાખી અને પોતે જ મુકાબલા માટે નીકળવા ઈચ્છયું. મસ્લમાએ એમને તેમ કરતાં અટકાવતાં કહ્યું, "તમે લશ્કરના સરદાર છો. જો તમને કંઈક આંચ આવી તો સર્વ વ્યવસ્થામાં ભંગાણ પડશે." એટલું કહેતાં જ તેમણે ઘોડો દોડાવ્યો, સામા પક્ષનો રોમન પણ હથિયાર સાચવી ઊભો હતો. ઘણી વાર સુધી દ્વંદ્વ યુદ્ધ જામ્યું. અંતે મસ્લમાએ એક એવો વાર કર્યો કે રોમન ત્યાં જ ઢગલો બની ગયો. રોમનોને એની જાણ ન હતી કે તેઓમાં કોઈ સરદાર પણ છે, તેથી કરાર મુજબ કિલ્લાના દ્વાર ઉઘાડી દીધા. સર્વે સહીસલામત બહાર

નીકળી ગયા. અમ્રે પોતે પહેલા કરેલા અપમાનની મસ્લમાથી ક્ષમા માંગી. એમણે ઘણી જ ચોખ્ખા દિલે ક્ષમા અર્પી.*

ઘેરો જેમ જેમ લંબાતો જતો હતો તેમ તેમ હઝરત ઉમર (રદિ.)ની વ્યાકુળતા વધતી જતી હતી. એથી હઝરત ઉમરે (રદિ.) અમ્ર પર પત્ર લખ્યો કે કદાપી તમે લોકો ત્યાં રહી ઈસાઈઓની જેમ મોજીલા બની ગયા હશો નહિતર જીતમાં એટલો વિલંબ ન લાગત. જે દિવસે મારો પત્ર પહોંચે ત્યારે સર્વ લશ્કરને એકત્ર કરી જિહાદનો ઉપદેશ આપજો અને ફરી એવી રીતે હુમલો કરો કે જેમને મેં સરદાર બનાવી મોકલેલા તેઓ લશ્કરના મોખરે રહે અને સર્વ ફોજ એકદમ શત્રુ પર તૂટી પડે."

અમ્રે સર્વ લશ્કરને એકત્ર કરી ઉપદેશ કર્યો અને એવું અસરકારક ભાષણ કર્યું કે મંદ પડેલો ઉત્સાહ ફરી તેજ થઇ ગયો. ઉબાદા ઈબ્ને સામિત જેઓ વર્ષો સુધી રસૂલુલ્લાહ (સલ.)ના સંગમાં રહ્યા હતા તેમને બોલાવી કહ્યું, "તમારો ભાલો મને આપો" અને પોતાના માથા પરથી પાઘડી ઉતારી ભાલા પર બાંધી અને બોલ્યા, "એ સેનાપત્નીી પતાકા છે અને આજે આપ સેનાપતિ છો." ઝુબૈર ઈબ્નુલ અવ્વામ અને મસ્લમા ઈબ્ને મુખલ્લિદને ફોજના મોખરે રાખ્યા.

સારાંશ કે એ સાધન–સામગ્રીઓ સહિત કિલ્લા પર હલ્લો કરવામાં આવ્યો અને પહેલા જ હલ્લાની સાથે શહેર પડયું. અમ્રે તે જ વેળા મુઆવિયા ઈબ્ને ખદીજને બોલાવી કહ્યું, "જેટલી ઝડપે બની શકે તેટલી ઝડપે જઇ અમીરુલ મુઅમિનીનને જીતના શુભ સમાચાર સંભળાવો." મુઆવિયા સાંઢણી પર સવાર થયા અને બબ્બે, ત્રણ–ત્રણ મંઝિલો કાપતા મદીના પહોંચ્યા. તેઓ બરાબર બપોરના સમયે પહોંચ્યા તેથી વિશ્રામ–આરામ લેવાનો સમય છે એમ સમજી દરબારે ખિલાફતમાં ન ગયા અને સીધા મસ્જિદે નબવી તરફ રવાના થયા. અચાનક રીતે હઝરત ઉમર (રદિ.)ની દાસી તે તરફ આવી નીકળી અને મુઆવિયાને મુસાફરના વેશમાં જોઇ પૂછવા લાગી કે, "તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો?" એમણે કહ્યું, "હું એલેક્ઝાન્ડ્રિયાથી આવું છું." દાસીએ તે જ ઘડી હઝરત ઉમર (રદિ.)ને જઇ સમાચાર કહ્યા અને તરત જ પાછી વળી એમની પાસે આવી બોલી, "ચાલો, તમને અમીરુલ મુઅમિનીન બોલાવે છે," પરંતુ હઝરત ઉમર (રદિ.) મુઆવિયા આવે તેટલી વાર પણ થોભી શકતા ન હતા. પોતે જ જવા તૈયાર થઇ ગયા અને ચાદર ઊંચકી રહ્યા હતા કે મુઆવિયા ત્યાં આવી લાગ્યા. વિજયના સમાચાર સાંભળી તેઓ જમીન પર પડી ગયા અને સિજદામાં માથું રાખી અલ્લાહનો પાડ માન્યો. ત્યાંથી ઉઠી મસ્જિદમાં આવ્યા અને એલાન કરાવ્યું કે, 'અસ્સલાતુ જામિયા.' એ વચનો લોકોના કાનોમાં પડતાં આખું મદીના ઉમટીને આવ્યું. મુઆવિયાએ સર્વે સમક્ષ વિજયના વૃત્તાંત કહી સંભળાવ્યા અને ત્યાંથી તેઓ હઝરત ઉમર (રદિ.)ની સાથે તેમના ઘરે આવ્યા.

* મકરઝી પૃષ્ઠ ૧૬૪–૧૬૫ખંડ પહેલો.

હઝરત ઉમરે (રદિ.) દાસીથી પૂછ્યું, "કંઈક ખાવાનું છે ?" તે રોટી ને ઝયતૂનનું તેલ લઈ આવી. હઝરત ઉમરે (રદિ.) તે મહેમાન સમક્ષ મૂક્યું અને બોલ્યા, "આવતાંની સાથે જ મારી પાસે કેમ ન આવ્યા ?" તેમણે જવાબ આપ્યો, "મેં વિચાર કર્યો કે આ વિશ્રાંતી—આરામ લેવાનો સમય છે, કદાચ આપ સૂતા હશો. હઝરત ઉમરે કહ્યું : "અફસોસ ! મારા વિશે તમારો એવો અભિપ્રાય છે ? હું દિવસે સૂઈ રહું ત્યારે ખિલાફતનો ભાર* કોણ ઊંચકશે ?"✦

અમ્ર એલેકઝાન્ડ્રિયાની જીત પછી ફુસ્તાત પાછા આવ્યા અને ત્યાં શહેર વસાવવાનો વિચાર કર્યો. વિવિધ વિભાગો નક્કી કરવામાં આવ્યા અને ઈમારત માટે નિશાનીઓ કરી સાદી ઢબની ઈમારતો બંધાવવામાં આવી. એની વિગત બીજા ભાગમાં આવશે.

એલેકઝાન્ડ્રિયા અને ફુસ્તાત જીતાયા પછી એમના મુકાબલામાં આવે એવો કોઈ સમોવડિયો રહ્યો ન હતો, છતાંયે મિસરના સર્વ જિલ્લાઓમાં રોમનો ફેલાઈ ગયા હતા તેથી દરેક બાજુએ થોડું થોડું લશ્કર મોકલ્યું કે જેથી ભવિષ્યમાં કોઈ ભયનો સંભવ રહે નહિ. એથી ખારજા ઈબ્ને હુઝાફતુલ અદવી પોતે ફયુમ, અશમૂનીન, અખમીમ, બશરૂદાત, સઈદ અને તેની આસપાસના સર્વ ગામડાઓમાં ફરી વળ્યા અને પ્રત્યેક સ્થળની પ્રજાએ રાજીખુશીથી જઝિયા વેરો મંજુર રાખ્યો. એ જ પ્રમાણે ઉમૈર ઈબ્ને વહબિલ જુમહીએ તીનસ, દમ્યાત, તૂના, દમીરા, શતાર, દકીલા, બના, બૂહીરને તાબે કર્યા. ઉકબા ઈબ્ને આમુલ જુહનીએ મિસરના નીચાણવાળા ભાગોને જીતી લીધા.*

---

* ખિલાફત—મતભેદના કારણે મુસ્લિમોમાં પડેલા બે પક્ષોમાંથી એક પક્ષ હઝરત ઉમર (રદિ.) જેવા મહાન પ્રતાપી અને પ્રભાવશાળી ખલીફા કે જેના પ્રતાપે જ જગતમાં ઈસ્લામ અને મુસ્લિમોની કિર્તી ઉજ્જવળ બની અને ગૌરવ જગભરમાં પ્રકાશ્યું એટલું જ નહિ, પરંતુ ઈસ્લામની પતાકા સ્પેનથી ચીન સુધી ફરકીને આજે પણ મુસ્લિમ દેશોમાં એ અર્ધ ચંદ્રાકાર ધ્વજ ફરકે છે તે ઈસ્લામના મહાન વિજેતા પર ખોટા આળ અને આક્ષેપો મુકે છે. એમાંથી એક આક્ષેપ એ છે કે કિરતાસવાળા પ્રસંગે હઝરત ઉમરે જ ખિલાફતની લાલચે હઝરત રસૂલે ખુદા (સલ.)ના ફરમાન મુજબ કલમ ખડીયો લાવી આપવા લોકોને ના પાડી.

એ આક્ષેપનો સચોટ જવાબ આ પુસ્તકના મૂળ લેખકે એ જ પુસ્તકના પાંચમાં પ્રકરણમાં આપ્યો છે, છતાંયે ટીકા કરનાર પક્ષને અમે એટલું કહીશું કે ખિલાફત પદે બિરાજી આજકાલના કહેવાતા પ્રજાસત્તાક, પરંતુ ખરું જોતાં મુડીદાર—સત્તાક કે લશ્કરી—સત્તાક રાજ્યોના પ્રેસિડન્ટ પેઠે મોટા પગારો ખાઈ મહેલોમાં મ્હાલી જાહોજલાલી ભોગવવાની નહોતી, પરંતુ ખિલાફત ચલાવવી તે સમયે એક ભારે બોજ પોતાને માથે ઉપાડી લેવા સમાન કે સુખમય જીવન દુ:ખમય બનાવવા સમાન હતું. એ ભારે જવાબદારી એવો માણસ લે છે કે પોતે ખલીફા હોવા છતાં કંઈક ઠાઠમાઠ કે ભપકો રાખતો નથી, કોઈ પર જોહુકમી કે રોબદાબ ચલાવતો નથી. ઉલટું એક અદના માણસ આવી તેને ઠપકો આપે છે છતાં તે હસ્તમુખે સાંભળે છે. સાધારણ થીગડાંવાળા વસ્ત્રો પહેરે છે. સાધારણ ભોજન લે છે નરમ શય્યાના બદલે જમીન પર સૂઈ જાય છે અને રાત—દિવસ મુસ્લિમોની સેવાની ધૂન અને ચિંતામાં પૂરી નિંદ્રા પણ લેતો નથી તે માણસને કેવી રીતે કહી શકાય કે તેણે ખિલાફતની લાલચે કલમ—ખડીયો લાવવા દીધા નહિ ? હઝરત ઉમરે ખિલાફતનું જોખમ જે કારણે ખેડયું તે કેવળ ઈસ્લામ અને મુસ્લિમો પ્રત્યે એમનો નિસ્વાર્થ પ્રેમ અને સેવાની ધગશ વિના બીજું કશુંયે ન હતું. —ભાષાંતરકાર

✦ એ સર્વે વિગત મકરીઝીમાંથી લેવામાં આવી છે.

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૧૦.

એ સર્વ યુદ્ધોમાં અસંખ્ય કોપ્ટ પ્રજા બંદીવાન બની હતી તેથી અમ્રે દરબારે ખિલાફતને લખ્યું કે એ લોકોને માટે કયો માર્ગ ગ્રહણ કરવામાં આવે. હઝરત ઉમરે (રદિ.) ઉત્તરમાં લખી જણાવ્યું કે, "સર્વેને બોલાવી કહી દો કે તેમની મરજી પડે તો મુસલમાન થઈ જાય અથવા પોતાના ધર્મ પર કાયમ રહે. જો તેઓ ઈસ્લામ સ્વીકારશે તો મુસલમાનોને જે હકો હોય છે તે સર્વ હકો તેઓને મળશે. નહિતર જઝિયા વેરો આપવો પડશે કે જે સર્વ ઝિમ્મીઓ (મુસ્લિમ–રાજ્ય આશ્રિત ગેર મુસ્લિમ પ્રજા) પાસેથી વસૂલ કરવામાં આવે છે."

અમ્રે સર્વ કેદીઓ જેઓની સંખ્યા હજારો કરતાં અધિક હતી તેમને એક સ્થળે એકઠા કર્યા. ખ્રિસ્તી સરદારોને પણ ત્યાં એકત્ર કર્યા અને ખ્રિસ્તી અને મુસલમાન જુદા જુદા વ્યવસ્થાપૂર્વક સામ સામે બેઠા. વચ્ચે કેદીઓનું ટોળું હતું. જ્યારે દરબારે ખિલાફતનું ફરમાન વાંચી સંભળાવવામાં આવ્યું ત્યારે ઘણા ખરા કેદીઓ જેઓએ મુસ્લિમો સાથે રહી ઈસ્લામનો સ્વાદ ચાખ્યો હતો તેઓએ ઈસ્લામનો અંગીકાર કર્યો અને ઘણા ખરા પોતીકા ધર્મ પર કાયમ રહ્યા. જ્યારે કોઈ ઈસ્લામ સ્વીકારતો હતો ત્યારે સર્વ મુસલમાનો "અલ્લાહુ અકબર"ની ગગનભેદી ઘોષણા કરતા હતા અને આનંદમાં ગુલતાન થઈ જતા હતા અને જ્યારે કોઈ માણસ ખ્રિસ્તી ધર્મ કબૂલ કરવાની ઈચ્છા પ્રદર્શિત કરતો તો સર્વે ખ્રિસ્તીઓ ધન્યવાદની ગર્જનાઓથી શોર મચાવી દેતા અને ત્યારે મુસલમાનો એટલા શોકાતુર બનતા કે ઘણાઓની આંખોમાંથી અશ્રુ સરિતા વહેવા લાગતી હતી. ઘણી વાર સુધી એ ઘટનાની સંકલના ચાલુ રહી અને બંને પક્ષકારોએ પોત પોતાના ભાગ્યાનુસાર સાફલ્યતા પ્રાપ્ત કરી.

# પ્રકરણ ૨૮ મું

## હઝરત ઉમર (રદિ.)ની શહાદત

### તા. ૨૬ ઝિલ્હજ્જ ૨૩ હિજરી ૬૪૪ ઈસ્વી

*(ખિલાફતની કુલ મુદત ૧૦ વરસ, ૬ માસ અને ૪ દિવસ)*

મદીના મુનવ્વરહમાં ફીરોઝ નામક એક પારસી ગુલામ હતો. એની કુન્નિય્યત (ઉપનામ) અબૂ લૂઅ્લુઅહ હતી. એણે એક દિવસે હઝરત ઉમર (રદિ.) પાસે આવી ફરિયાદ કરી કે મારા શેઠ મુગીરા ઇબ્ને શુઅબાએ મારા પર અતિ ભારે કર નાંખ્યો છે, આપ એને ઓછો કરાવી આપો. હઝરત ઉમરે (રદિ.) રકમ પૂછી. એણે કહ્યું : "દરરોજના બે દિરહમ (લગભગ સાત આના)." હઝરત ઉમરે (રદિ.) ફરી પૂછયું : "તું શો ધંધો કરે છે ?" તેણે પ્રતિઉત્તર વાળ્યો : "સુથારકામ, કોતરકામ અને લુહારીકામ કરું છું." હઝરત ઉમરે (રદિ.) દર્શાવ્યું : "આ હુન્નરોના મુકાબલામાં એ રકમ વધુ નથી." આથી ફીરોઝ અતિ નારાજ થઇ ચાલ્યો આવ્યો.

બીજે દિવસે હઝરત ઉમર (રદિ.) સવારની નમાઝ માટે નીકળ્યા ત્યારે ફીરોઝ ખંજર લઇ મસ્જિદમાં આવ્યો. હઝરત ઉમર (રદિ.)ની આજ્ઞાનુસાર કેટલાક લોકો એ કાર્ય માટે નિર્માણ થયા હતા કે જ્યારે નમાઝ માટે જમાઅત ઊભી થાય ત્યારે તેઓ સફોને સુવ્યવસ્થિત કરતા. જ્યારે સફો બરાબર ગોઠવાઇ જતી ત્યારે હઝરત ઉમર (રદિ.) પધારતા અને ઈમામત કરતા હતા. એ નિયમ અનુસાર તે દિવસે પણ જ્યારે સફો સુવ્યવસ્થિત થઇ ગઇ તો હઝરત ઉમર (રદિ.) ઈમામત માટે આગળ વધ્યા અને જેવી એમણે નમાઝ શરૂ કરી કે તરત જ ફીરોઝે એકદમ છૂપા સ્થળેથી નીકળી તેમના પર છ ઘા કર્યા, જેમાંથી એક નાભિમાં વાગ્યો. હઝરત ઉમરે (રદિ.) તરત જ અબ્દુર્રહમાન ઇબ્ને ઔફનો હાથ પકડી પોતાના સ્થાને ઊભા કરી દીધા અને પોતે ઘાની વેદનાથી પડી ગયા.

અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે એવી સ્થિતિમાં નમાઝ પઢાવી કે હઝરત ઉમર (રદિ.) સામે ઘાયલ પડયા હતા. ફીરોઝે અન્યજનોને પણ ઘાયલ કર્યા, પરંતુ અંતે તેને પકડવામાં આવ્યો અને તેણે તરત જ આપઘાત કર્યો. હઝરત ઉમર (રદિ.)ને લોકો ઉઠાવીને ઘરે લાવ્યા. સૌથી પહેલાં તેમણે પૂછયું : "મારો ઘાતક કોણ હતો ?" લોકોએ કહ્યું : "ફીરોઝ." એમણે કહ્યું : "અલ્હમ્દુલિલ્લાહ ! મારો ઘાત એવા માણસના હાથે ન થયો કે જે ઈસ્લામનો દાવો રાખતો હતો." લોકોની એવી ધારણા હતી કે, "ઘા એટલો બધો કારી



નથી; તેથી ઘણું કરીને મટી જશે." એથી એક તબીબને બોલાવવામાં આવ્યો. એણે 'બીર' અને દૂધ પાયાં, પરંતુ બન્ને વસ્તુઓ ઝખ્મ વાટે બહાર નીકળી ગઇ ત્યારે લોકોને ખાત્રી થઇ ગઈ કે ઘાથી તેઓના પ્રાણ બચી શકતા નથી. એથી લોકોએ એમને કહ્યું કે, "હવે આપ આપનો ઉત્તરાધિકારી ચૂંટી જાવ."

હઝરત ઉમરે (રદિ.) પોતાના પુત્ર અબ્દુલ્લાહને બોલાવી કહ્યું : "આઈશાની પાસે જાવ અને કહો ઉમર તમારી આજ્ઞા માંગે છે કે રસૂલુલ્લાહ (સલ.)ની બાજૂમાં તેમને દફન કરવામાં આવે." અબ્દુલ્લાહ હઝરત આયશા પાસે આવ્યા, તેઓ રડી રહ્યાં હતાં. અબ્દુલ્લાહે હઝરત ઉમર (રદિ.)ની સલામ કહી તેમનો સંદેશ પહોંચાડયો. હઝરત આઈશા બોલ્યાં : "એ સ્થળને તો મારા માટે સાચવી રાખવાની મારી ઇચ્છા હતી, પરંતુ આજે હું મારા કરતાં હઝરત ઉમર (રદિ.)ને એ જગ્યાને માટે વધુ પાત્ર ગણીશ." અબ્દુલ્લાહ પાછા આવ્યા. લોકોએ હઝરત ઉમર (રદિ.)ને ખબર કરી. પુત્ર તરફ વળી તેઓ બોલ્યા : "શા સમાચાર લાવ્યા ?" તેમણે કહ્યું : "જેવી આપની ઇચ્છા હતી." હઝરત ઉમરે (રદિ.) કહ્યું : "એ જ મારી સૌથી મહાન અભિલાષા હતી." એ સમયે સૌથી વધુ મહત્વનું કાર્ય જે હતું તે ખલીફાની ચૂંટણીનું કાર્ય હતું. સર્વ સહાબીઓ વારંવાર હઝરત ઉમર (રદિ.)ને વિનવતા હતા કે એ મહાન કાર્યનો આપ નિકાલ કરી જાવ. હઝરત ઉમરે (રદિ.) ખિલાફતના સંબંધી મુદતો સુધી વિચાર કર્યો હતો અને ઘણીવાર એ વિશે વિચાર કર્યા કરતા હતા. ઘણીવાર લોકોએ એમને જોયા કે, તેઓ સૌથી જુદા ચિંતાગ્રસ્ત થઇ બેઠા છે અને કંઇક વિચારમગ્ન છે. લોકોએ એમને પૂછયું તો જણાયું કે તેઓ ખિલાફત પ્રકરણની ગુંચવણમાં પડયા છે.

લાંબા સમય સુધી વિચાર કર્યા છતાંયે ચૂંટણીના પાત્ર કોઇ માણસ એમની નજરે પડતો ન હતો. વારંવાર એમના મોઢેથી નિરંકુશપણે અરે નીકળતી હતી કે, "અફસોસ ! આ ભારે બોજો ઉઠાવનાર કોઇ નજરે પડતો નથી !" તે વેળા સર્વ સહાબીઓમાંથી છ જણ પર ચૂંટણીની નજર પડી શકતી હતી. અલી, ઉસ્માન, ઝુબૈર, સઅદ ઇબ્ને અબી વક્કાસ, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ; પરંતુ હઝરત ઉમર (રદિ.)ને તેઓમાં કંઇક ને કંઇક ન્યૂનતા દેખાતી હતી* અને જે એમણે વિવિધ પ્રસંગો પર જાહેર પણ કરી હતી. એ જ

---

* હઝરત ઉમરે (રદિ.) બીજા મહાપુરુષો પ્રતિ જે ન્યૂનતાઓ દાખવી છે તે માન અર્થે અમે વર્ણવી નથી, પરંતુ તેઓ કંઇક ગેરવ્યાજબી નથી. અલબત્ત, હઝરત અલી (રદિ.) વિશે જે ટીકાઓ હઝરત ઉમર (રદિ.)ના શબ્દોમાં સામાન્ય ઇતિહાસોમાં આલેખાઇ છે કે "એમના સ્વભાવમાં મશ્કરાપણું હતું" તે તદ્દન એક કલ્પના જ છે. હઝરત અલી (રદિ.) મશ્કરા હતા, પરંતુ એક આનંદી સ્વભાવના મહાપુરુષ હોઇ શકે તેટલા.

ખરી બીના એ છે કે હઝરત અલી (રદિ.)ના સંબંધો કુરૈશ પ્રજા સાથે એવા ગુંચવાડા ભરેલા હતા કે કુરૈશીઓ કોઇ પણ રીતે તેઓ સમક્ષ માથું નમાવી શકતા ન હતા. અલ્લામા તબરીએ એ મામલા સંબંધી હઝરત ઉમર (રદિ.)ના વિચારો એક સંવાદના રૂપમાં લખ્યા છે. તેને આ તકે એ કારણે અમે લખીએ છીએ કે એથી હઝરત ઉમર (રદિ.)ના વિચારોના રહસ્ય સમજાઇ આવશે. એ સંવાદ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ સાથે થયો હતો કે જેઓ હઝરત અલી (રદિ.)ના કબીલાના માણસ અને એમના પક્ષકાર હતા. (અનુસંધાન પેજ : ૯૫૨)

પ્રમાણે તબરી વગેરેમાં એમના રિમાર્ક વિસ્તૃત આલેખાયાં છે. ઉપરોકત મહાન પુરુષોમાંથી તેઓ હઝરત અલી (રદિ.)ને સૌથી શ્રેષ્ઠ સમજતા હતા, પરંતુ કેટલાક કારણોને લઈને એમના વિશે પણ છેવટનો નિર્ણય કરી શકતા નહોતા. અંતે વફાતના નજીક જયારે લોકોએ આગ્રહ કર્યો તો એમણે કહ્યું, ''એ છ માણસોમાંથી જેના તરફ વધુ મત પડે તેને ચૂંટી કાઢજો.''

હઝરત ઉમર (રદિ.) કૌમ અને દેશના શ્રેય માટે જે વિચારો ધરાવતા હતા તેનો અંદાઝો એ બિનાથી થઈ શકે છે કે ખરેખરા દુઃખ અને દર્દની સ્થિતિમાંયે જયાં સુધી એમની શકિત અને જ્ઞાનેન્દ્રિયો કામ કરતી રહી ત્યાં સુધી એની જ ધૂનમાં રહ્યા. તેઓ લોકોને ઉદ્દેશીને બોલ્યા : ''જે માણસ ખલીફા તરીકે ચૂંટાય તેને હું વસિય્યત કરું છું કે પાંચ સંઘના હકો પર ઘણું જ ધ્યાન આપે–મુહાજિરીન, અન્સાર, અરબ પ્રજા, તે અરબો કે જેઓ અન્ય શહેરોમાં જઈ વસ્યા છે અને ''ઝિમ્મી–પ્રજા'' (અર્થાત્ ખ્રિસ્તી, યહૂદી,

---

**હઝરત ઉમર (રદિ.)** : કેમ અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ ! અલી અમારી સાથે કેમ શામિલ થયા નહિ ?

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : હું જાણતો નથી.

**હઝરત ઉમર (રદિ.)** : તમારા બાપ રસૂલુલ્લાહ (સલ.)ના કાકા થાય અને તમે રસૂલુલ્લાહ (સલ.)ના પિત્રાઈ ભાઈ છો છતાં તમારી કૌમે તમારો પક્ષ કેમ ન લીધો ?

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : હું એ જાણતો નથી.

**હઝરત ઉમર (રદિ.)** : પરંતુ હું એ જાણું છું. તમારી કૌમ તમને સરદાર બનાવવા રાજી ન હતી.

**અબ્દુલ્લાહ** : કેમ ?

**હઝરત ઉમર (રદિ.)** : તેઓને એ ગમતું ન હતું કે એક જ ખાનદાનમાં નુબુવ્વત અને ખિલાફત બંને રહે, કદાપિ તમે એમ કહેશો કે હઝરત અબૂબક્રે તમને ખિલાફત વિનાના કર્યા, પરંતુ ખુદાના સોગંદ ! વાત એમ નથી. અબૂબક્રે જે કર્યું તેનાથી વધુ વ્યાજબી બાબત કોઈ થઈ શકતી નથી. જો તેઓ તમને ખિલાફત આપવાય માંગત તો તેમનું એમ કરવું તમારા હકમાં કોઈ લાભકારક ન નિવડત.

બીજો સંવાદ એનાથી વધુ વિગતવાર છે. કેટલીક બાબતો તો તે જ છે કે જે પહેલા સંવાદમાં આવી ગઈ. કેટલીક નવિન વાતો છે કે જે નીચે પ્રમાણે છે :

**હઝરત ઉમર (રદિ.)** : કેમ અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ ! તમારા વિશે કેટલીક વાતો હું સાંભળ્યા કરતો હતો, પરંતુ મેં એ કારણે એની તપાસ ન કરી કે મારી નજરમાં જે તમારા માટે માન છે તે ઓછું ન થઈ જાય.

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : તે કઈ વાતો છે ?

**હઝરત ઉમર (રદિ.)** : મેં સાંભળ્યું છે કે તમે કહો છો કે લોકોએ અમારા ખાનદાન પાસેથી અદેખાઈ અને બળજબરીથી ખિલાફત પડાવી લીધી.

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : બળજબરી પ્રત્યે તો હું કંઈક કહી શકતો નથી; કારણ કે એ વાત કોઈથી છૂપી નથી; પરંતુ અદેખાઈ વિશે તો એટલું કહીશ કે એમાં નવાઈ શી છે ? શયતાને આદમ પર અદેખાઈ કરી અને આપણે આદમના જ સંતાન છીએ. ફરી આપણે અદેખા બનીએ તેમાં નવાઈ શી ?

**હઝરત ઉમર** : અફસોસ ! બની હાશિમના દિલોમાંથી પુરાણા ક્રોધ અને દ્વેષ નષ્ટ થશે નહિ.

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : એવી વાત ન કરો. રસૂલુલ્લાહ (સલ.) પણ હાશમી જ હતા.

**હઝરત ઉમર (રદિ.)** : એ વાતને જતી કરો.

**અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ** : બહુ સારું ! (જુઓ તબરી, પૃષ્ઠ ૨૭૬૮ થી ૨૭૭૧)

આ સંવાદો સિવાય મૂળ બનાવ પરથી એ વાતનો અંદાઝો કરી શકાશે કે હઝરત ઉમર (રદિ.)ના મુબારક સમયમાં લોકો કેવી નીડરતા અને હિમ્મતની સાથે પોતાના વિચારો જાહેર કરી શકતા હતા. એનું કારણ એ હતું કે હઝરત ઉમર (રદિ.) પોતે પ્રજામાં આઝાદી અને સત્યવાદનો પ્રચાર કરવા માંગતા હતા.

પારસી કે જેઓ ઈસ્લામની પ્રજા હતી)." એ પછી તેઓએ દરેક જન મંડળના હકોનું સ્પષ્ટીકરણ કર્યું. એથી જે વચનો "ઝિમ્મી" પ્રજાના હકો સંબંધી ઉચ્ચાર્યા તે આ હતા. "હું થનાર ખલીફાને વસિય્યત કરું છું કે તે ખુદાની જવાબદારી અને રસૂલની જવાબદારીને લક્ષ્યમાં રાખે, અર્થાત્ ઝિમ્મી પ્રજા સાથે જે કોલ–કરાર કર્યા છે તેને પૂરી રીતે પાળવામાં આવે, તેમના શત્રુઓ સાથે લડાઈ કરવામાં આવે અને તેમને તેમની શક્તિ ઉપરાંત કષ્ટ આપવામાં ન આવે."

જ્યારે પ્રજાના કામોથી કાર્યોથી ફુરસદ મેળવી તો એમણે પોતાની જાતી જરૂરિયાતો પ્રતિ લક્ષ્ય આપ્યું. એમણે પોતાના પુત્ર અબ્દુલ્લાહને બોલાવી કહ્યું કે, "મારા પર કેટલું દેવું છે ?" તપાસ કરતાં જણાયું કે કુલ્લે ૮૬ હજાર દિરહમનું દેવું હતું. હઝરત ઉમરે (રદિ.) કહ્યું : "મારી મિલકતમાંથી એ દેવું ચુકવી શકાય તો સારું, નહિતર અદી ખાનદાન પાસેથી એની માંગણી કરજો. જો તેઓ પણ એ દેવું ન ચુકવી શકે તો સર્વે કુરૈશ પ્રજા પાસેથી માંગજો, પરંતુ કુરૈશીઓના સિવાય બીજા કોઈને કષ્ટ આપશો નહિ." એ સહીહ બુખારીની રિવાયત છે (જુઓ કિતાબુલ મુનાકિબ–કિસ્સતુલ બયઅતિવલ ઈત્તિફાક અલાઉસ્માતા) પરંતુ ઉમર ઈબ્ને શબાએ "કિતાબુલ મદીના"માં સહીહ રિવાયત કરી છે કે નાફિઅ જેઓ હઝરત ઉમર (રદિ.)ના ગુલામ હતા તેઓ કહેતા હતા કે "ઉમર (રદિ.) પર દેવું કેવી રીતે રહી શકે છે ? કારણ કે એમના એક વારસદારે પોતાના વારસાના ભાગને એક લાખની રકમે વેચ્યો હતો."*

ખરી બીના એ છે કે હઝરત ઉમર (રદિ.) ઉપર ૮૬ હજારનું દેવું ખચીત નીકળતું હતું, પરંતુ તેને એમનું રહેવાનું ઘર વેચી પતાવવામાં આવ્યું હતું. એ ઘરને અમીર મુઆવિયાએ ખરીદયું. તે 'બાબુસ્સલામ' અને 'બાબુર્રહમત' નામક દ્વારોની વચ્ચે આવેલું હતું અને એ ઘર વડે દેવું પતાવવામાં આવ્યું તે સંબંધના કારણે એ 'દારુલ કઝા'ના નામે પ્રખ્યાતી પામ્યું. એ જ પ્રમાણે "ખુલાસતુલ વફા ફી અખબારિ દારિલ મુસ્તફા"માં એ બનાવનું વિગતવાર વિવરણ કરવામાં આવ્યું છે.

હઝરત ઉમરે (રદિ.) ત્રણ દિવસ પછી આ ફાની જગતનો ત્યાગ કર્યો અને મુહર્રમની પહેલી તારીખ અને શનિવારે તેમને દફન કરવામાં આવ્યા. એમના જનાઝાની નમાઝ સુહૈબે (રદિ.) પઢાવી.✦ હઝરત અબ્દુર્રહમાન, હઝરત અલી, હઝરત ઉસ્માન, સઅદ ઈબ્ને અબી વક્કાસ અને અબ્દુર્રહમાન ઈબ્ને ઔફે તેમને કબરમાં ઉતાર્યા અને તે જ્વલંત જગતનો તેજસ્વી સૂર્ય માટીમાં અસ્ત થઈ ગયો.

## ★ પ્રથમ ભાગ સમાપ્ત ★

* જુઓ ફત્હુલ બારી, મિસરમાં છપાયેલી, ભાગ ૭, પૃષ્ઠ ૫૩.

✦ જુઓ મિસરમાં છપાયેલ–ફત્હુલ બારી, ભાગ ૭, પૃષ્ઠ ૧૬૯ અને ૧૭૯.

# * સૂચિપત્ર *

## (શબ્દો સાથે જે આંકડા આપ્યા છે તે પુસ્તકના પૃષ્ઠ નંબર છે.)

### અ

## આ



## ઈ

## ઉ

## એ



## ઐ



## ક

## ખ



## ગ

## ચ



## જ



## ઝ

ટ



ત



થ



દ

## મ

## ય

## હ

# અલ ફારૂક

[અર્થાત્ : હઝરત ઉમર (રદિ.)નું સવિસ્તર જીવન ચરિત્ર]

## ભાગ-૨



મૂળ ઉર્દૂના લેખક :

જનાબ શમ્સુલ ઉલમા મૌલાના શિબ્લી નો'માની સાહબ

ભાષાંતરકાર : અબ્દુલ જબ્બાર અમીન

એ ભાગમાં પ્રથમ તો હઝરત ઉમર (રદિ.)ની મુલકી, રાજકીય, આર્થિક અને ફૌજી વ્યવસ્થાઓનું વિવરણ છે એ ઉપરાંત એમના જાતી નીતિ-આચરણ, સદ્‌વર્તન, સદ્‌ગુણો અને ઇલ્મી કાબિલીયતોનું અને ખાસ કરી એમની ધાર્મિક કારકિર્દીઓનું ઘણું જ સ્પષ્ટ અને વિસ્તૃત વિવરણ કરવામાં આવ્યું છે.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# અલ ફારૂક (ભાગ ૨)

## પ્રકરણ ૨૯

## વિજયો પર એક ઉડતી નજર

પ્રથમ ભાગમાં તમે વિજયોની વિગત વાંચી આવ્યા છો. એણે તમારા હૃદય પર તે સમયના મુસલમાનોના ઉત્સાહ, હિંમત, ધૈર્ય, દઢતા અને શ્રદ્ધાની મજબૂત છાપ બેસાડી હશે, પરંતુ પવિત્ર પૂર્વજોના કથન સાંભળવામાં તલ્લીન બની બનાવોને ઐતિહાસિક વિદ્યાની દષ્ટિએ નિહાળવા પ્રતિ તમે લક્ષ્ય આપ્યું ન હશે.

પરંતુ એક રસજ્ઞ ઈતિહાસકારના દિલમાં તરત એ પ્રશ્નો ઉપસ્થિત થશે કે થોડાક રણવાસીઓએ કેવી રીતે ઈરાને અને રોમન શહેનશાહતના ઊંડા મૂળિયાં ઉખેડી નાખ્યાં ? શું જગતના ઈતિહાસમાં એ અપવાદરૂપી બનાવ છે ? અંતે એનાં શા કારણો હશે ? શું એ બનાવોને સિકંદર અને ચંગીઝના વિજયોની ઉપમા આપી શકાતી નથી ? જે કંઈક ઘટનાઓ બની તેમાં ખિલાફતના રાજ્ય કર્તાઓએ કેટલો ભાગ લીધો ? અમે આ તર્કે એ જ પ્રશ્નોનો ઉત્તર આપવા ઈચ્છા ધરાવીએ છીએ, પરંતુ પ્રથમ અતિ ટૂંકમાં એ બતાવી આપવું આવશ્યક છે કે ફારૂકી જીતોનો વિસ્તાર અને તેની ચાર સીમાઓ ક્યાં સુધી હતી ?

હઝરત ઉમર (રદિ.)ના કબજામાં આવેલા દેશોનું કુલ ક્ષેત્રફળ ૨૨૫૧૦૩૦ ચોરસ માઈલ હતું. અર્થાત્ મક્કાથી ઉત્તરે ૧૦૩૬૦ માઈલ, પૂર્વ દિશાએ ૧૦૮૭, દક્ષિણ દિશાએ ૪૮૩ માઈલ હતું અને પશ્ચિમ દિશાએ જિદ્દા સુધી રાજ્યની હદ હતી તેથી તે વર્ણવવા પાત્ર નથી.

એમાં સિરીયા, મિસર, ઈરાક, જઝીરા, ખુઝિસ્તાન, ઈરાની ઈરાક, આઝર બૈજાન, ઈરાન, કરમાન, ખુરાસાન અને મકરાન કે જેમાં બલુચિસ્તાનનો કંઈક ભાગ આવી જાય છે તે સામિલ હતા. એશિયા માઈનર જેને અરબ લોકો રૂમ કહે છે તેના પર સન ૨૦ હિજરીમાં હુમલો કરવામાં આવ્યો હતો, પરંતુ તે વિજયોના લિસ્ટમાં ગણતરી કરવા જેવું નથી. એ સર્વે જીતો ખાસ હઝરત ઉમર (રદિ.)ની જીતો છે અને એ સર્વેની મુદત

દસ વર્ષથી કંઇક વધુ છે. પહેલા પ્રશ્નનો જવાબ યુરોપીયન ઇતિહાસકારોએ એવો વાળ્યો છે કે તે સમયે ઇરાન અને રોમન બંને સામ્રાજ્યો ચઢતીના શિખરેથી પડી ચૂક્યાં હતાં. ઇરાનમાં ખુસરૂ પરવીઝના પછી રાજ્યનું બંધારણ બિલકુલ છિન્ન ભિન્ન થઇ ગયું હતું, કારણ કે કોઇ લાયક માણસ કે જે રાજ્યને સાચવી શકે એવો રહ્યો ન હતો. દરબારના અમીરો અને કારભારીઓમાં કાવતરાં શરૂ થઇ ગયાં હતાં અને એ જ કાવતરાંઓના પ્રતાપે ગાદીએ આવનારાઓમાં ફેરફાર થયા કરતા હતા, જેથી ત્રણ-ચાર વર્ષના અરસામાં રાજ્યની લગામ છ-સાત રાજ્યકર્તાઓના હાથોમાં આવી અને છટકી ગઇ. એક બીજું કારણ એ બન્યું કે નૌશીરવાનના થોડાક સમય અગાઉ "મઝદકીયા" પંથનું જોર ઘણું થઇ ગયું હતું કે જે નાસ્તિકતા અને "ઝનદકા" માન્યતા પ્રતિ વધુ વળેલો હતો. નૌશીરવાને જો કે તલવાર દ્વારા એ ધર્મને દાબી દીધો, પરંતુ તે તદ્દન નાશ કરી શક્યો ન હતો. ઇસ્લામના ચરણ જ્યારે ઇરાનની ભૂમિ પર આવ્યા ત્યારે એ પંથના લોકોએ મુસ્લિમોને એ કારણે પોતાના સહાયક લેખ્યા કે તેઓ કોઇ પણ ધર્મ કે માન્યતાની આડે આવતા ન હતા. ખ્રિસ્તીઓના નેસ્ટોરીયન (Nestorian) પંથ કે જેને કોઇ રાજ્યમાં આશ્રય મળ્યો ન હતો તે પણ ઇસ્લામના આશ્રય હેઠળ આવી વિરોધીઓના અત્યાચારોથી રક્ષણ પ્રાપ્ત કરી શકયો. એ મુજબ મુસલમાનોને બે મોટા પંથના અનુયાયીઓની લાગણી અને સહાય અનાયાસે હાથ લાગી. રોમન સામ્રાજ્ય પોતે નિર્બળ બની ચૂક્યું હતું. એ ઉપરાંત ખ્રિસ્તી ધર્મવાળાઓના માંહોમાંહેની વિરોધતાએ ઘણું જોર પકડયું હતું અને તે સમયે ધર્મની સત્તા રાજ્ય વ્યવસ્થા પર ચાલતી હતી તેથી એ વિરોધતાની છાપ ધાર્મિક વિચારો પર જ પડતી એમ ન હતું, બલકે એના કારણે સલતનત પણ નિર્બળ થવા લાગી હતી.

એ જવાબ જો કે સત્યતાથી કોરો નથી, પરંતુ જેટલું સત્ય છે તેથી વધુ દલીલોના ડોળ નો ઓપ ચઢાવેલો છે કે જે યુરોપની ખાસ પ્રણાલિકા છે. તે વેળા ખરેખર ઇરાન અને રોમન સામ્રાજ્યો તેઓની પહેલા જેવી ઉન્નત દશાએ રહ્યાં નહોતાં, પરંતુ એથી પરિણામ એટલું જ થઇ શકતું હતું કે તેઓ કોઇ અતિ બળવાન રાજ્ય સામે ટક્કર લઇ શકતા ન હતા. એમ તો કદાપિ થઇ જ શકતું ન હતું કે એક અરબ જેવી સાધનહીન પ્રજા સાથે અથડાતાં તેઓના પુરજે પુરજા ઉડી જાત. ઇરાની અને રોમન પ્રજા ગમે તે દશામાં હતી છતાંયે યુદ્ધ કળામાં પૂરી માહિતગાર હતી. ગ્રીસ દેશમાં યુદ્ધના નિયમોનું એક ખાસ પુસ્તક રચવામાં આવ્યું હતું કે જે અદ્યાપિ હસ્તી ધરાવે છે. રોમન પ્રજા એક મુદત સુધી તે પર અમલ કરતી રહી. એ ઉપરાંત સીધા સામાનની પુષ્કળતા, સાધન સામગ્રીઓની વિપુલતા, વિવિધ પ્રકારના યુદ્ધશસ્ત્રો, અસંખ્ય લશ્કરોમાં કંઇક ન્યુનતા ઉત્પન્ન થઇ ન હતી અને સૌથી અગત્યની બાબત એ છે કે એમને કોઇ દેશ પર ચઢાઇ લઇ જવાની ન હતી, પરંતુ પોતાના જ દેશમાં, પોતાના જ કિલ્લાઓમાં, પોતાના જ મોરચાઓમાં રહી દેશનું રક્ષણ કરવાનું હતું. મુસલમાનોની ચઢાઇના થોડા જ સમય પહેલાં ખુસરૂ

પરવીઝના શાસનકાળમાં કે જ્યારે ઈરાનીઓના પ્રભાવ અને જાહોજલાલીનો ખરો મધ્યાહ્નકાળ હતો ત્યારે રોમન કૈસરે ઈરાન પર ચઢાઈ કરી હતી અને દરેક ડગલે ને પગલે વિજય મેળવતો ઠેઠ ઈસ્ફહાન સુધી પહોંચી ગયો. સિરીયાના પ્રાંતો જે ઈરાનીઓએ ઝુંટવી લીધા હતા તે પાછા પડાવી લઈ અને નવેસરથી વ્યવસ્થા સ્થાપિત કરી હતી. એ તો સિદ્ધ છે કે ખુસરૂ પરવીઝના સમય સુધી તો ઈરાની સામ્રાજ્ય અતિ જાહોજલાલી ભોગવતું હતું. ખુસરૂ પરવીઝના મરણ અને ઈસ્લામી ચઢાઈ વચ્ચે ફક્ત ચાર વરસનું અંતર હતું. એટલા થોડા સમયમાં એવી પ્રજા અને એવી પુરાતન સલતનત કેટલા પ્રમાણમાં નિર્બળ થઈ શકતી હતી ? અલબત્ત, રાજયકર્તાઓના ફેરફારના કારણે વ્યવસ્થામાં વિઘ્ન નડયું, પરંતુ રાજયના અંગ અર્થાત્ લશ્કર, ખઝાનો, મહેસૂલમાં કંઈક ઘટાડો થયો ન હતો. એથી જ્યારે યઝદેજર્દનો રાજયાભિષેક થયો અને દરબારીઓએ સુધારા તરફ લક્ષ્ય આપ્યું ત્યારે નવેસરથી પહેલા જેવા જ ઠાઠમાઠ સ્થાપિત થયા. મઝદકીયા પંથ જો કે ઈરાનમાં હસ્તી ધરાવતો હતો, પરંતુ તેમનાથી કંઈક સહાય મળવાની બિના પૂરા ઈતિહાસમાં અમને મળતી નથી. એ જ પ્રમાણે નેસ્ટોરીયન પંથે કંઈક મદદ કરી હોય તેમ અમને જણાયું નથી. ખ્રિસ્તી ધર્મની માંહોમાંહે વિરોધતાની અસર વિશે પણ યુરોપીયન ઈતિહાસકારોએ કોઈ ઠેકાણે બતલાવ્યું નથી. હવે અરબ પ્રજાની સ્થિતિ નિહાળો ! સર્વ લશ્કરો જે મિસર, ઈરાન અને રોમન લોકો સાથેના યુદ્ધમાં રોકાયેલા હતા. તેમની કુલ્લે સંખ્યા એક લાખ સુધી પણ પહોંચી ન હતી. યુદ્ધ કળાની માહિતીની સ્થિતિ એવી હતી કે જ્યારે યરમૂકનું પ્રથમ યુદ્ધ થયું ત્યારે અરબોએ "તાબિયા"ની ઢબે લશ્કરની રચના કરી હતી. લોખંડીત ટોપ, બખ્તર, ચિલખત, કવચ, ગોળ સાંકળોનું બખ્તર, ચાર આઈના (એક જાતનું બખ્તર), પોલાદી પંજા, લોખંડીત મુખવટો, મોજાં એ સર્વે દરેક ઈરાની સૈનિકના આવશ્યક વસ્ત્રો હતાં.* એ વસ્તુઓમાંથી અરબો પાસે ફક્ત બખ્તરો હતા અને તે પણ ઘણા ખરા ચામડાના હતા. પેંગડું લોખંડના બદલે કાષ્ટનું હતું. ગદા અને ફાંસાના દોરથી અરબ પ્રજા સાવ અજાણ હતી. તીરો હતાં, પરંતુ એવા નાના અને ઉતરતા કે કાદિસિયાના યુદ્ધમાં જ્યારે ઈરાનીઓએ પહેલ વહેલાં તે જોયાં તો તેઓ સમજયા કે તકલીઓ છે.

## વિજયના મૂળ કારણો :-

અમારી પાસે એ પ્રશ્નનો ઉત્તર કેવળ એટલો જ છે કે ઈસ્લામના સ્થાપકના પ્રતાપે મુસલમાનોમાં જે ઉત્સાહ, ઉમંગ, ચૈતન્ય, દઢતા, અડગતા, હિંમત, ધૈર્યતા, ઉચ્ચ ભાવના, વીરતા અને શૌર્યતા ઉત્પન્ન થઈ ગયાં હતાં અને જેમને હઝરત ઉમર (રદિ.)એ વધુ પ્રબળ અને સતેજ કર્યાં હતા, તેની સામે રોમન અને ઈરાની સામ્રાજયો તેમના ખરી ચઢતીના સમયે પણ ટક્કર લઈ શકતાં ન હતાં. અલબત્ત, એની સાથે અન્ય વસ્તુઓ પણ

* ઈબ્ને કતીબાએ અખબારુત્તિવાલમાં લખ્યું છે કે એ વસ્તુઓ દરેક સૈનિકને વાપરવી પડતી હતી.



ભેગી થઇ ગઇ હતી કે જેઓ વિજયોમાં જ નહિ, બલકે રાજ્ય સ્થાપન કરવામાં સહાયક નીવડી. એમાં સૌથી અગ્રગણ્ય બાબત મુસ્લિમોની સત્યતા અને પ્રમાણિકતા હતી. જે દેશ જીતાતો હતો ત્યાંની પ્રજા મુસ્લિમોની સચ્ચાઇ પર એટલી મોહિત થઈ પડતી હતી કે ધર્મભેદ હોવા છતાં એમનાં રાજ્યની પડતી ઇચ્છતા ન હતા. યરમૂકના યુદ્ધ વેળા જ્યારે મુસલમાનો સિરીયાના જિલ્લાઓ છોડી નીકળ્યા તો સર્વે ખ્રિસ્તી પ્રજા પોકારી ઉઠી કે, "ખુદા તમને ફરી આ દેશમાં લાવે." યહૂદીઓ તો તૌરેત હાથમાં લઈ બોલી ઉઠયા, "અમારા જીવતાં તો કૈસર હવે અહિંયા આવી શકતો નથી."

સિરીયા અને મિસર પર જે રોમનોની સત્તા હતી તે બળજબરીની જુલ્મી સત્તા હતી, તેથી રોમનોએ જે મુસલમાનોનો મુકાબલો કર્યો તે રાજ્ય સત્તા અને લશ્કરના બળે કરીને કર્યો. પ્રજા તેમની પડખે ન હતી. મુસ્લિમોએ જ્યારે એમનું બળ તોડી પાડયું એટલે આગળ કોઇ આડે આવનાર રહ્યું નહિ, કિંતુ પ્રજા તરફથી કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડયું નહિ. અલબત્ત, ઇરાનની સ્થિતિ એથી જુદી હતી. ત્યાં રાજ્યના હેઠળ મોટા મોટા જાગીરદારો હતા કે જેઓ મોટા મોટા જિલ્લાઓ અને પ્રાંતોના ધણી હતા. તેઓ રાજ્ય માટે નહિ, બલકે પોતાની જાતિ સત્તાના રક્ષણાર્થે લડતા હતા. એ જ કારણને લઇ પાયતખ્ત જીતાઇ જવાથીયે ઇરાનમાં ડગલેને પગલે મુસલમાનોને વિઘ્ન નડયાં. એ છતાંયે સામાન્ય પ્રજા મુસલમાનો પર મોહિત પડતી હતી અને એથી જીત થયા પહેલા જાણુકી સત્તા સ્થાપન કરવામાં તેઓની સહાય મળતી હતી.

મુસલમાનોની જીતનું એક મોટું કારણ એ હતું કે મુસ્લિમોની પહેલ વહેલી ચઢાઇઓ સિરીયા અને ઇરાક પર કરવામાં આવી હતી. એ બંને દેશોમાં સંખ્યાબંધ અરબ વસતા હતા. સિરીયામાં દમાસ્કસનો હાકિમ ગસ્સાની કુટુંબનો હતો અને તે કૈસરનો નામનો તાબેદાર હતો. ઇરાકમાં લખમી ખાનદાનવાળા ખરું જોતાં દેશના માલિક હતા. જો કે ઇરાનના ખુસરૂને ખંડણી રૂપે કંઇક આપતા હતા. એ અરબ પ્રજાઓએ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો હતો તેથી તેઓએ પહેલ વહેલાં મુસલમાનોનો મુકાબલો કર્યો, પરંતુ કૌમી ઐક્યતાની લાગણી વ્યર્થ નીવડતી નથી. ઇરાકના મોટા મોટા જાગીરદારો ઘણા જલદી મુસલમાન થઇ ગયા અને મુસલમાન થઇ જતાં તેઓ મુસલમાનોના સહાયક બની ગયા.* સિરીયાના અરબોએ પણ અંતે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને રોમન સત્તાની ઝુંસરીથી મુક્ત થઇ ગયા.

### સિકંદર વગેરેની જીતોના નમૂના :-

સિકંદર કે ચંગીઝખાન વગેરેનું નામ લેવું અહીં તદ્દન અસ્થાને છે. નિઃસંદેહ એ લોકોએ મહાન જીતો મેળવી, પરંતુ કેવી રીતે ? અત્યાચાર, ઝુલ્મ અને કત્લે આમના પ્રતાપે.

* આગળ જતાં અમે એક સ્થળે એમના નામોને સવિસ્તર લખ્યાં છે.



ચંગીઝખાનનું વૃત્તાંત તો સર્વે જાણે છે. એલેકઝાન્ડર (સિકંદર)નું કથન એ છે કે જ્યારે તેણે સિરીયાની તરફ સૂર શહેર જીત્યું તો ત્યાંની પ્રજા લાંબા સમય સુધી ટકીને લડી હતી, તેથી એણે આમ કત્લ કરવાની આજ્ઞા કરી અને એક હજાર શહેરીઓના માથાં કોટની ભીંત પર ટીંગાવી દીધાં. એ ઉપરાંત ત્રીસ હજાર રહેવાસીઓને ગુલામ લોંડી બનાવી વેચ્યા. જે લોકો પુરાતન રહેવાસીઓ અને સ્વતંત્રતાના ચાહક હતા તેઓમાંથી એકને પણ જીવતો ન છોડયો. એ જ પ્રમાણે જ્યારે ઈરાનમાં અસ્તખર જીતાયું તો સર્વે પુરુષોને કત્લ કરવામાં આવ્યા. એવા જ પ્રકારના નિર્દય અને ઘાતકી કૃત્યો એની કારકીર્દીમાં દ્દષ્ટિગોચર થાય છે. સામાન્ય રીતે એવી વાત પ્રસિદ્ધ છે કે ઝુલ્મો–અત્યાચારોથી રાજ્યનો નાશ થાય છે. એ વાત એ કારણે સત્ય છે કે ઝુલ્મ નાશવંત છે, એ જ કારણે સિકંદર (એલેકઝાન્ડર) અને ચંગીઝના સામ્રાજ્યો વધુ વાર ટક્યા નહિ, પરંતુ તાત્કાલિક વિજયોના પ્રતાપે એવા પ્રકારના અત્યાચારો કારગર નિવડયા છે. એ અત્યાચારોના કારણે પૂરા દેશ ભયભિત બની દાબમાં આવી જતો અને પ્રજાનો મોટો સમૂહ નાશ થઇ જતો તેથી બંડ કે બળવો ફાટવાની ચિંતા રહેતી ન હતી. આ જ કારણોને લઈને ચંગીઝ, બખ્તે નસ્સર, તૈમુર, નાદીર વગેરે જેટલાંય મહાન વિજેતાઓ થઈ ગયા તેઓ સર્વે જ અત્યાચારીઓ પણ હતા, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના વિજયોમાં કદાપિ એક તલ માત્ર પણ ઈન્સાફ વિરુદ્ધ આચરણ કરી શકાતું ન હતું. માણસોની કત્લે આમ તો બાજુએ રહી, વૃક્ષો કાપવા સુદ્ધાંની છૂટ ન હતી. બાળકો અને વૃદ્ધોને કંઈક નુકસાન પહોંચાડવામાં આવતું નહિ. રણ મેદાનમાં ખરેખરા યુદ્ધ સિવાય કોઇ માણસને મારી નાખવામાં આવતો નહિ. શત્રુ સાથે કદાપિ વચનભંગ કે કપટ કરવામાં આવતાં નહિ. ઓફિસરો પર ભારપૂર્વક ફરમાનો મોકલવામાં આવતા કે, "**ફઇન કાતલુકુમ ફલા તગદૂરૂ વલા તુમસ્સિલૂ વલા તકતુલૂ વલીદા.**"* અર્થાત્ શત્રુ તમારી સાથે લડાઈ કરે તો તમે તેમની સાથે છળ ન રમો, કોઈના નાક–કાન ન કાપો, કોઈ બાળકને મારી નાખો નહિ."

જે લોકો તાબે થઇ દ્રોહી બની જતા તો તેમની પાસે ફરી કરાર લખાવી ક્ષમા આપવામાં આવતી. અરે, અરબ સૂસવાળા એક પછી એક એમ ત્રણ ત્રણ વાર કરારો કરી ફરી ગયા તો તેમને ફક્ત ત્યાંથી દેશપાર કર્યા, પરંતુ એ સાથે તેમના કબજાની કુલ્લે મિલકતની કિંમત ભરપાઇ કરી દીધી. ખૈબરના યહૂદીઓને કાવતરાં અને બંડના દોષ માટે કાઢી મુકવામાં આવ્યા ત્યારે તેમના માલિકીની સર્વે જમીનનો અવેજ આપ્યો અને જિલ્લાના ઓફિસરો પર ફરમાન મોકલી આપ્યા કે, "જે તરફથી એ લોકો પસાર થાય ત્યાં દરેક પ્રકારની સહાય એમને કરશો અને જ્યારે કોઈ શહેરમાં એ લોકો વાસ કરી રહે તો એક વર્ષ પર્યંત તેમની પાસેથી જઝિયો લેશો નહિ."

---

* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૧૨૦.

જે લોકો ફારૂકી જીતોની અદ્દભૂતતાનો એ ઉત્તર આપે છે કે જગતમાં અન્ય એવા વિજેતા પણ થઈ ગયા છે તેઓએ બતલાવવું જોઇએ કે એવી સંભાળ, સાવચેતી, નિયમ પાલન અને એવી ક્ષમાવૃત્તિ સહિત કયા રાજયકર્તાએ જમીનનો એક ટુકડોયે જીત્યો છે ? એ ઉપરાંત ચંગીઝ અને સિકંદર વગેરે દરેક પ્રસંગે અને પ્રત્યેક યુદ્ધમાં સામિલ રહેતા હતા અને પોતે સેનાપતિ બની લશ્કરોને લડાવતા હતા. એ કારણે ફોજને એક સેનાધિપતિ મળી જતો હતો. એટલું જ નહિ, બલકે તેથી તેઓના દિલ હિંમતથી દૃઢ બનતા હતા અને તેઓમાં સ્વભાવિક રીતે પોતાના માલિક પર કુરબાન થઈ જવાનો ઉત્સાહ ઉત્પન્ન થતો હતો.

હઝરત ઉમરે (રદિ.) પોતાની ખિલાફતના આખા અમલ દરમિયાન એક પ્રસંગે પણ કોઈ યુદ્ધમાં ભાગ લીધો ન હતો. લશ્કરો દરેક સ્થળે કાર્ય કર્યે જતા હતાં. અલબત્ત, એમની લગામ હઝરત ઉમર (રદિ.)ના હાથોમાં રહેતી હતી. એક બીજો સ્પષ્ટ તફાવત એ છે કે સિકંદર વગેરેના વિજયો પસાર થઈ જતા વાદળોના જેવા હતા કે જે એકવાર વેગપૂર્વક આવ્યાં અને પસાર થઈ ગયાં. એ લોકોએ જે દેશો જીત્યા ત્યાં તેઓએ કોઈ રાજય વ્યવસ્થા સ્થાપિત કરી નહિ એથી ઉલટું ફારૂકી વિજયોમાં એવી સંગીનતા હતી કે જે દેશો તે કાળે જીતાયા હતા તે તેરસો વર્ષ વ્યતિત થઈ જવા છતાં આજે પણ ઈસ્લામના કબજામાં છે અને હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જ ત્યાં દરેક પ્રકારની મુલ્કી વ્યવસ્થાઓ સ્થાપન કરવામાં આવી હતી.

### વિજયોમાં હઝરત ઉમર (રદિ.)નો ખાસ ફાળો :-

અંતિમ પ્રશ્નોના ઉત્તર સામાન્ય મતાનુસાર એ છે કે વિજયોમાં સામયિક ખલીફાનો કંઈક ખાસ ફાળો નથી. તે સમયના ઉત્સાહ અને દૃઢતાની જે સ્થિતિ હતી તેને જ સર્વે જીતો આભારી હતી, પરંતુ તે જવાબ અમે વ્યાજબી લેખી શકતા નથી. હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.)ના સમયમાંયે તે જ મુસલમાનો હતા, પરંતુ શું પરિણામ આવ્યું ? ઉત્સાહ અને અસર નિઃસંદેહ વીજળીક શકિતઓ છે, પરંતુ એ શકિત તે જ સમયે કામ લાગે છે કે જયારે કામ લેનાર પણ તેવી જ શકિત અને બળવાળો હોય છે.

સમજ અને દલીલની આવશયકતા નથી. બનાવો પોતે જ એનો નિર્ણય કરી શકે છે. વિજયોના સવિસ્તર અહેવાલ વાંચવાથી સ્પષ્ટ જણાય છે કે પૂરું લશ્કર એક પૂતળા જેમ હઝરત ઉમર (રદિ.)ના ઈશારાઓથી ચાલતું હતું અને લશ્કરની જે રચના અને વ્યવસ્થા હતી તે ખાસ તેમની રાજય નીતિ, કુનેહ અને ડહાપણ બુદ્ધિને આભારી હતી. આ પુસ્તકમાં આગળ જતા જયારે તમે વિગત પૂર્વક વાંચશો કે હઝરત ઉમર (રદિ.)એ લશ્કરની રચના, લશ્કરી કવાયદ, બરાખોની બાંધણી, ઘોડાઓનો ઉછેર, કિલ્લાઓનું સંરક્ષણ, ટાઢ અને તાપની રૂએ હલ્લાઓના દિવસોની નિમણૂક, લશ્કરોની હિલચાલ, અહેવાલ

લખાનારાઓની ગોઠવણ, ફોજી ઓફિસરોની ચૂંટણી, કિલ્લાઓ તોડવાના શસ્ત્રોનો ઉપયોગ એ સર્વે અને એ પ્રકારના અન્ય કાર્યો સંબંધી કેવી રીતે વ્યવસ્થાઓ એમણે પોતે કરી હતી અને એમને કેવા અદ્‌ભૂત બળ અને શક્તિ સહિત નિભાવી રાખી હતી ત્યારે તમે પોતે જ એ નિર્ણય પર આવશો કે હઝરત ઉમર (રદિ.)ના સિવાય એ યંત્ર તદ્દન ચાલી શકત નહિ.

ઈરાકમાં થયેલી જીતોમાં હઝરત ઉમરે (રદિ.) ખરું જોતાં પોતે જ સેનાધિપત્નીું કાર્ય કર્યું હતું, જ્યારે લશ્કર મદીનાથી રવાના થયું તો એકેએક મંઝિલ, બલકે માર્ગ સુદ્ધાં એમણે પોતે જ ઠરાવ્યા હતા અને તે મુજબ લેખિત ફરમાનો મોકલતા રહેતા હતા. જ્યારે લશ્કર કાદિસિયા પહોંચ્યું ત્યારે એમણે તે સ્થળનો નકશો મંગાવ્યો અને તે અનુસાર ફોજની રચના અને ગોઠવણી પ્રત્યે સૂચનાઓ મોકલી. જેટલાંયે ઓફિસરો જે જે કાર્યો પર નિમાયા હતા તે સર્વે એમના ખાસ ફરમાન અનુસાર નિમવામાં આવ્યા હતા. ''તારીખે તબરી''માં ઈરાકમાં બનેલી ઘટનાઓને સવિસ્તર નિહાળશો તો સ્પષ્ટ દષ્ટિગોચર થશે કે એક મહાન સેનાધિપતિ દૂરથી સર્વ લશ્કરોને લડાવી રહ્યો છે અને જે કંઈક થાય છે તેના ઈશારાઓથી થાય છે. એ સર્વ યુદ્ધો કે જે દસ વર્ષોની મુદતમાં થયાં તેઓમાં સૌથી વધુ ભયંકર બે પ્રસંગો હતા. તેઓમાં એક નહાવંદના યુદ્ધનો પ્રસંગ હતો કે જ્યારે ઈરાનીઓએ ઈરાનના સર્વે પ્રાંતોમાં દરેક જગાએ નકીબો દોડાવી આખાય દેશમાં અગ્નિ પ્રગટાવી મૂકી હતી અને લાખોનું લશ્કર એકઠું કરી મુસ્લિમો સામે થયા હતા. બીજો પ્રસંગ ત્યારે સાંપડયો કે જ્યારે રોમન કૈસરે જઝીરાવાળાઓની સહાય વડે પુનઃ હિમ્સ પર ચઢાઈ કરી હતી. એ બંને પ્રસંગોએ ફકત હઝરત ઉમર (રદિ.)નું ઉચ્ચ ડહાપણ, એમની કુનેહ અને કાર્ય–કુશળતા હતી કે જેણે એક બાજુએ એક ઉપસ્થિત થતા તોફાનને દબાવી દીધું અને બીજી બાજુએ એક મહાન પહાડના પુરજે પુરજા ઉડાડી દીધા. એ પ્રમાણે એ બનાવોની વિગત અમે પહેલા ભાગમાં લખી આવ્યા છીએ. એ સર્વે બનાવોના વિવરણ પછી એ દાવો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જ્યારથી જગતનો ઈતિહાસ જાણમાં છે ત્યારથી આજ દિન સુધી કોઈ માણસ ફારૂકે આ'ઝમની તુલનાએ આવે એવો વિજેતા અને રાજ્યકર્તા થઈ ગયો નથી.

# પ્રકરણ ૩૦

## રાજ્ય બંધારણ

ઇસ્લામમાં ખિલાફત કે રાજ્યનો પાયો જો કે હઝરત અબૂ બક્ર (રદિ.)ના સમયમાં ચણાયો, પરંતુ રાજ્ય બંધારણનો દોર હઝરત ઉમર (રદિ.)ના સમયથી શરૂ થાય છે. હઝરત અબૂ બક્ર (રદિ.)ના બે વર્ષની ખિલાફતમાં જો કે મોટાં મોટાં કાર્યો પાર ઉતર્યા, કિંતુ અરબસ્તાનના મુર્તદોનો અંત આવ્યો અને બાહ્ય વિજયોનો પ્રારંભ થયો, તથાપિ રાજ્યનું કોઇ ખાસ બંધારણ કાયમ થયું ન હતું અને ન એટલો અલ્પ સમય એના માટે પૂરતો હતો. હઝરત ઉમરે (રદિ.) એક બાજુએ જીતો એટલી લંબાવી કે કૈસર (સીઝર) અને કિસરા (ખુસરૂ)ના વિશાળ સામ્રાજ્યો તૂટી અરબસ્તાન સાથે જોડાઇ ગયા. બીજી બાજુએ રાજ્યસત્તાનું બંધારણ સ્થાપન કર્યું અને એમાં એટલી બધી પ્રગતિ કરી કે એમની વફાત સુધીમાં રાજ્યના જેટલાયે જુદાં જુદાં ખાતાઓ હતા તેટલા સર્વે હસ્તીમાં આવી ચૂક્યા હતા, પરંતુ અમે રાજ્યના ધારા અને કાયદાઓની વિગતનું વિવરણ કરીએ તે પહેલા એ બતાવવા માંગીએ છીએ કે તે રાજ્યનું ધોરણ અને બંધારણ કેવું હતું ? કિંતુ રાજાસત્તાક હતું કે પ્રજાસત્તાક ? જો કે તે સમયે અરબસ્તાનનો સુધારો જે સીમાએ પહોંચ્યો હતો તેની રૂએ હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતની ગણના રાજ્યસત્તાક કે પ્રજાસત્તાક બંને રાજ્ય બંધારણોમાંથી એકમાં પણ કરી શકતા નથી, પરંતુ એવા પ્રસંગે કેવળ એ બાબતનું સંશોધન કરવું પૂરતું છે કે રાજ્યનું જે ધોરણ હતું તે પ્રજાસત્તાકને મળતું હતું કે રાજાસત્તાકને ? કિંતુ રાજ્ય બંધારણનું વલણ વ્યક્તિગત–અધિકાર પ્રત્યે હતું કે સામાન્ય લોકમત પ્રતિ ? પ્રજાસત્તાક કે રાજાસત્તાક રાજ્યતંત્રના બંધારણમાં જે બાબત સૌથી વધુ એક બીજાથી જૂદી પડતી છે તે રાજ્ય કારણમાં સામાન્ય પ્રજાનો અધિકાર કે નિર્ધિકાર છે, કિંતુ રાજ્યતંત્રમાં વહીવટ કરવાનો જેટલો વધુ અધિકાર પ્રજાને હોય છે, તેટલું જ તેમાં પ્રજાકિય સત્તાવાદનું તત્વ વધુ હોય છે. પ્રજાસત્તાક રાજ્યની અંતિમ સીમા એ છે કે રાજ્ય સત્તાના આસને બિરાજનારના અંગત અધિકારો તદ્દન નાબુદ થવાં જોઇએ અને તે ફક્ત રાજ્ય તંત્રની કાર્યવાહક કમિટીનો એક મેમ્બર તરીકે જ રહી જવો જોઇએ. એથી ઉલટું રાજાસત્તાક રાજ્યમાં રાજ્યકારણનો સર્વ આધાર એક જ માણસ પર હોય છે. એ કારણે વ્યક્તિગત સત્તાધીન રાજ્યમાં અનાયાસે નીચેના પરિણામો ઉપજે છે :

(૧) સર્વ કાબિલ માણસોની કાબિલીયતનો ઉપયોગ થાય તેની જગ્યાએ રાજ્યના થોડાક જ સભ્યોની બુદ્ધિ–ડહાપણથી રાજ્ય ચાલે છે. (૨) થોડાક હોદ્દેદારોના સિવાય

રાજ્ય-કારભારમાં અન્યજનોનો કંઈક અધિકાર હોતો નથી. તેથી પ્રજાની ઘણીખરી વ્યક્તિઓમાંથી વ્યવસ્થા કરવાની શક્તિ અને પ્રવિણતા ધીમે ધીમે નષ્ટ થતી જાય છે. (૩) વિવિધ પક્ષો અને પ્રજાસંઘોના ખાસ ખાસ હક્કોનું સારી રીતે રક્ષણ થતું નથી, કેમ કે જે લોકોને એ હક્કોથી લાભ મળે છે, તેમનું રાજ્ય કારભારમાં કંઇ ચલણ હોતું નથી, જે લોકોનું ચલણ હોય છે તેમને અન્યોના હક્કોની એટલી લાગણી હોતી નથી કે જેટલી એ હક્કોના માલિકોને હોય છે. (૪) રાજ્ય સત્તાના થોડાક હોદ્દેદારો સિવાય કોઇ બીજી વ્યક્તિને મુલકી કે કૌમી કાર્યોમાં માથું મારવાનો હક્ક હોતો નથી તેથી પ્રજામાં સ્વાર્થી કાર્યોના સિવાય કૌમી કાર્યોની વૃત્તિ નાબુદ થઇ જાય છે.

રાજાસત્તાક રાજ્યના એ અનિવાર્ય પરિણામો છે અને તે કદાપિ નિપજ્યા વિના રહી શકતા નથી. એથી ઉલટું પ્રજાસત્તાક રાજ્યમાં એનાથી ઉલટાં પરિણામો નીપજે છે. એ કારણોને લઈને જે રાજ્યતંત્ર સંબંધી તે રાજા કે પ્રજાસત્તાક હોવા પર ચર્ચા કરવામાં આવે તેના પ્રકારનો અંદાઝો તેના પરિણામો પરથી પણ કાઢી શકાય છે. એમ ન સમજવું જોઈએ કે પ્રજાકિય સત્તાવાદ પદ્ધતિની અરબ પ્રજાને કુદરતી અભિરૂચી હતી એટલે અરબસ્તાનમાં જે રાજ્યસત્તા સ્થાપન થાત તે ગમે તે રીતે પ્રજાસત્તાક જ હોત. અરબસ્તાનમાં લાંબા સમયથી ત્રણ વિશાળ રાજ્યો-લખમી, હિમ્યરી, ગસ્સાની-હસતી ધરાવતાં હતાં, પરંતુ ત્રણે રાજાસત્તાક હતાં. અલબત્ત, કબીલાઓના સરદારોની ચૂંટણી પ્રજાસત્તાક ધોરણ અનુસાર થતી હતી, પરંતુ એમને કોઇ પ્રકારની રાજ્યસત્તા ન હતી, બલકે તેમની ગણના સેનાધિપતિ કે કાઝીઓ જેવી હતી. હઝરત અબૂ બકની ખિલાફતે પણ એ ચર્ચાનો કંઈક નિવેડો આણ્યો નહિ, કારણ કે એમની ચૂંટણી જો કે વધુ મતે થઇ હતી, પરંતુ તે એક તાત્કાલિક કાર્ય હતું. એના જ લીધે હઝરત ઉમરે (રદિ.) કહ્યું : **"ફલા યગતર્રન્ન મરઉન અંય્યકૂલ ઈન્નમા કાનત બયુઅતુ અબી બક્રિન ફલતતન વતમ્મત અલા વઈન્નહા કદ કાનત કઝાલિક લા કિન્નલ્લાહ વકા શર્રહા."***

હઝરત ઉમર (રદિ.)ના રાજ્યની ચારે બાજુ જે રાજ્યો આવ્યા હતાં તે પ્રજાસત્તાક ન હતાં. ઈરાનમાં તો પ્રથમથી જ એને માટે રૂચિ જ ઉત્પન્ન થઈ ન હતી. રોમે અલબત્ત કોઈ કાળે પ્રજાસત્તાકનું માન ભોગવ્યું હતું, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના સમય કરતાં ઘણાય અગાઉથી ત્યાં રાજાસત્તાક રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું અને હઝરત ઉમર (રદિ.)ના સમયમાં તો તે એક તદ્દન જુલમગાર સ્વસત્તાક રાજ્ય રહી ગયું હતું. સારાંશ કે હઝરત ઉમરે (રદિ.) કોઇ પણ નમૂના કે દ્દષ્ટાંત વિના પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાખ્યો અને જો કે સમયને અનુસરીને એના સર્વ સિદ્ધાંતો અને ઉપસિદ્ધાંતો ઘડી શકાયા નહિ, છતાંયે જે વસ્તુઓ પ્રજાસત્તાક રાજ્યનો આત્મા છે તે સર્વે અસ્તિત્વમાં આવી ગઈ હતી.

* જૂઓ "સહીહ બુખારી" અહમદી પ્રેસ મીરતમાં છપાવેલ આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૧૦૦૯.

### કાઉન્સિલની સ્થાપના :-

તેમાં સર્વનું મૂળ તરીકે કાઉન્સિલ (સલાહકારી સભામંડળ)ની સ્થાપના થઇ હતી, કિંતુ જ્યારે કોઇ વ્યવસ્થા આવી પડતી તો હંમેશા સલાહકારી મંડળના મેમ્બરોની સભા ભરાતી હતી અને કોઇ કાર્ય સલાહ વિના અને વધુ મત વિના અમલમાં મુકાતું ન હતું. અખિલ ઈસ્લામી સમાજમાં તે વેળા બે પક્ષ હતા કે જેઓ અખિલ કૌમના આગેવાન હતા અને જેમને અખિલ અરબસ્તાને જાણે પોતાના પ્રતિનિધિઓ તરીકે માન્ય કર્યા હતા. એ બે પક્ષ–મુહાજિરીન અને અનસાર હતા. કાઉન્સિલની સભામાં હમેશા એ બંને પક્ષના સભ્યો અવશ્ય ભાગ લેતા હતા. અનસારો પણ બે કબીલાઓ ઔસ અને ખઝરજમાં વહેંચાયેલા હતા. એથી એ બંને કુટુંબોનું કાઉન્સિલમાં સામેલ થવું આવશ્યક હતું. કાઉન્સિલના સર્વે સભ્યોના નામ જો કે અમે બતલાવી શકતા નથી, છતાંયે એટલું તો જાણમાં છે કે હઝરત ઉસ્માન (રદિ.), હઝરત અલી (રદિ.), અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ, મઆઝ ઈબ્ને જબલ, ઉબય ઈબ્ને કા'બ, ઝૈદ ઈબ્ને ષાબિત એમાં સામિલ હતાં.* સલાહકારી મંડળની સભા બોલાવવાની રીત એવી રાખી હતી કે પ્રથમ એક ઢંઢેરો પીટનાર જાહેરાત કરતો કે, "અસ્સલાતુ જામિઆ" અર્થાત્ "સર્વે લોકો નમાઝ માટે એકત્ર થઇ જાઓ." જ્યારે લોકો એકઠા થઇ જતા ત્યારે હઝરત ઉમર (રદિ.) મસ્જિદે નબવીમાં જઇ બે રકા'ત નમાઝ પઢતા, ત્યાર પછી મિમ્બર પર ચઢી ઉપદેશ આપતા અને ફરી ચર્ચવાની બાબત રજૂ થતી હતી.◆ સાધારણ અને દૈનિક કાર્યો માટે એ સભાના નિર્ણયો માન્ય ગણવામાં આવતા હતા, પરંતુ જ્યારે કોઇ મહાન કાર્ય સાંપડતું હતું ત્યારે મુહાજિરીન અને અનસારની સામાન્ય સભા એકઠી મળતી હતી અને સર્વેની સંમતિથી તે કાર્યનો નિર્ણય કરવામાં આવતો હતો. ઉદાહરણ તરીકે ઈરાક અને સિરીયા જીતાતાં. જ્યારે કેટલાક અસહાબોએ આગ્રહ કર્યો કે તમામ જીતાયેલા સ્થળો લશ્કરને જાગીર તરીકે અર્પવામાં આવે ત્યારે મોટી સભા ભરવામાં આવી. એમાં તમામ મુહાજિરીન આગેવાનો, અનસારોમાંથી સામાન્યજનો, ઉપરાંત દસ મહાન સરદાર કે જેઓ પૂરી કૌમમાં પ્રતિષ્ઠિત હતા અને જેમાં પાંચ ઔસ કબીલાના માણસોએ અને ખઝરજ કબીલાના પાંચ માણસોએ ભાગ લીધો હતો. કેટલાક દિવસો સુધી એ સભાની મિટીંગ થઇ અને લોકોએ ઘણી જ નીડરતા ને સ્વતંત્રપણે વિવેચનો કર્યાં. એ તકે હઝરત ઉમર (રદિ.)એ જે બયાન આપ્યું હતું તેના ચુનંદા વાક્યો અમે એ કારણે ટાંકીએ છીએ કે એથી ખિલાફતપદની વસ્તુસ્થિતિ અને તે સમયના ખલીફાની સત્તા–અધિકારનો અંદાઝો થઇ શકે છે. **"ઇન્ની લમ ઉઝાઇજકુમ ઇલ્લા લિઅન તશરકૂ ફી અમાનતી ફીમા હુમ્મિલ્તુ મિન ઉમૂરિકુમ ફઇન્ની વાહિદુન કઅહદિકુમ. વલસ્તુ ઉરીદુ અન તત્તબિઉ હાઝલ્લઝી હવાયા."**

* "કન્ઝુલ ઉમ્માલ" તબકાતે ઇબ્ને સઅદ, ભાગ ૩, પૃષ્ઠ ૧૩૪, હૈદ્રાબાદમાં છપાયેલના હવાલાનુસાર.
◆ તારીખે તબરી, પૃષ્ઠ ૨૫૭૪.

સને ૨૧ હિજરીમાં જ્યારે નહાવંદના યુદ્ધમાં ઉતરવું પડયું અને ઈરાનીઓએ એવા સાધન-સામગ્રીઓ સહિત તૈયારીઓ કરી કે લોકોને એમ જ લાગ્યું કે હઝરત ઉમર (રદિ.)નું રણ મેદાનમાં જવું આવશ્યક છે, ત્યારે મહાન સલાહકારીમંડળની સભા બોલાવવામાં આવી. હઝરત ઉસ્માન (રદિ.), તલહા ઈબ્ને અબ્દુલ્લાહ, ઝુબૈર ઈબ્નુલ અવ્વામ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ વગેરેએ વારાફરતી ઊભા થઈ બયાનો કર્યા અને તેઓએ કહ્યું કે, "આપ પોતે લડાઈના સ્થળે જાવ એ વાસ્તવિક નથી." આ પછી હઝરત અલી (રદિ.) ઊભા થયા અને એ લોકોના ટેકામાં ભાષણ આપ્યું. સારાંશ કે વધુ મતે એ જ નિર્ણય થયો કે હઝરત ઉમરે (રદિ.) લડાઈના સ્થળે ન જવું. એ જ પ્રમાણે લશ્કરનો પગાર, ઓફિસની વ્યવસ્થા, અધિકારીઓની નિમણૂક, પરકોમોને વેપારની સ્વતંત્રતા અને તે પર મહેસૂલની ઠેરવણી અને એ પ્રકારની ઘણી બાબતો છે જેના વિશે ઈતિહાસોમાં સ્પષ્ટ વિવરણ કર્યું છે કે એ સર્વે કાઉન્સિલમાં ચર્ચાયા પછી તેઓનો નિર્ણય થયો છે. એ બાબતો પર જ્યારે ચર્ચા કરવા કાઉન્સિલમાં મુકાઈ હતી ત્યારે કાઉન્સિલના મેમ્બરોએ જે ભાષણો આપ્યા તે પણ ઈતિહાસોમાં લખાયા છે. કાઉન્સિલની સ્થાપના અને લોકમતની સલાહ ઉપકાર કે મહેરબાનીની રૂએ ન હતી, બલકે હઝરત ઉમર (રદિ.)એ જુદા જુદા પ્રસંગોએ સ્પષ્ટ કરી દીધું હતું કે સલાહ-મસલત વિનાની ખિલાફત મૂળથી યથાર્થ જ નથી. એમના ખાસ શબ્દો એ છે કે, "લા ખિલાફતા ઈલ્લા અન મશ્વરતિન."

## એક બીજી કાઉન્સિલ :-

સલાહકારી સભા-મંડળની બેઠક ઘણું કરી ખાસ અસાધારણ અગત્યના કામકાજ આવી પડવાની વેળાએ મળતી હતી, પરંતુ એ ઉપરાંત બીજું એક સભામંડળ હતું જ્યાં દૈનિક વ્યવસ્થા અને જરૂરી કામકાજ પર ચર્ચા થતી હતી. એ મંડળની બેઠક હંમેશા મસ્જિદે નબવીમાં મળતી હતી અને ફક્ત મુહાજિરીન સહાબાઓ એમાં ભાગ લેતા હતા. પ્રાંતો અને જિલ્લાઓની ખબરો જે દરબારે ખિલાફતમાં પહોંચતી હતી તેનું હઝરત ઉમર (રદિ.) સભા-મંડળ સમક્ષ વર્ણન કરતા હતા અને કોઈ બાબત ચર્ચવા યોગ્ય જણાતી તો તે માટે લોકોના મત લેવાતા હતા. પારસીઓ પર જઝિયાવેરો નાખવાનો પ્રશ્ન પ્રથમ એ જ સભા-મંડળમાં રજુ કરવામાં આવ્યો હતો. બલાઝરી ઈતિહાસકારે એ સભાનું વર્ણન એક વર્ણનના પેટામાં નીચેના શબ્દોમાં કર્યું છે :

"લિલ મુહાજિરીન મજલિસુન ફિલ મસ્જિદિ ફકાન ઉમરૂ યજલિસુ મઅહુમ ફીહિ વયુહદ્દિષુહુમ અમ્મા યન્તહી ઈલયહિ મિન અમ્રિલ્આફાકિ ફ-કાલ યવ્મન મા અદરી કય્ફ અસ્નઉ બિલ મજૂસ."

સલાહકારી-સભામંડળ (કાઉન્સિલ)ના મેમ્બરો ઉપરાંત સામાન્ય પ્રજાજનોને પણ વ્યવસ્થાના કાર્યોમાં અધિકાર હતો. પ્રાંતો અને જિલ્લાના અધિકારીઓ ઘણું કરી પ્રજાની



મરજીથી નિમવામાં આવતા હતા, બલકે કેટલીક વખતે તદન ચૂંટણીની પદ્ધતિ અમલમાં મુકાતી હતી. કૂફા, બસરા અને સિરીયાના રેવન્યુ કલેકટરોની નિમણૂક થવા લાગી તો હઝરત ઉમર (રદિ.)એ એ ત્રણે પ્રાંતોમાં ફરમાન મોકલાવ્યા કે ત્યાંની પ્રજા પોતાની મરજી મુજબ એક એક માણસ એવો ચૂંટીને મોકલે કે જે સર્વ લોકો કરતાં વધુ પ્રમાણિક અને કાબિલ હોય. એ મુજબ કૂફાથી ઉસ્માન ઇબ્ને ફરકદ, બસરાથી હજ્જાજ ઇબ્ને અલાત, સિરીયાથી મઅનિબ્નિ યઝીદને લોકોએ ચૂંટી મોકલ્યા અને હઝરત ઉમર (રદિ.)એ એ જ લોકોને એ સ્થળોના અધિકારી નિર્માણ કર્યા. કાઝી અબૂ યૂસુફ સાહબે એ પ્રસંગનું જે શબ્દોમાં વર્ણન કર્યું છે તે આ રહ્યા :

"કતબા ઉમરૂ બ્નુલ ખત્તાબ ઇલા અહ્‌લિલ કૂફતિ અબ્અ સૂના ઇલયહિ રજૂલમ્મિન અખ્યારહિમ વ અસ્લહિહિમ વ ઇલા અહ્‌લિલ બસરતિ કઝાલિ–ક વઇલા અહ્‌લિ શ્શામિ કઝાલિ–ક કાલા ફબઅસા ઇલયહિ અહ્‌લુલ કૂફતિ ઉસ્માનબ્ના ફરકદીન વ બઅસા ઇલયહિ અહ્‌લુ શ્શામિ મઅનબ્ના અઝીદ વ બઅસ ઇલયહિ અહ્‌લુલ બસરતિ હજ્જાજબ્ના અલાતિન કુલ્લુહુમ સુલમીયના કાલ ફસ્તઅમલા કુલ્લ વાહિદમ્મિન્હુમ અલા ખિરાજિ અરદિહી."*

સઅદ ઇબ્ને અબી વક્કાસ ઘણા મહાન દરજ્જાના સહાબી અને નવશેરવાની રાજ્ય–ધામના વિજેતા હતા. હઝરત ઉમર (રદિ.)એ એમને કૂફાના ગવર્નર નિમ્યા, પરંતુ જ્યારે લોકોએ એમના માટે ફરિયાદ કરી તો એમને છુટા કર્યા. પ્રજાસત્તાક રાજ્યનો એક મહાન સિદ્ધાંત એ છે કે દરેક જણને પોતાના હકો અને લાભના રક્ષણ કરવાની સંપૂર્ણ સત્તા અને તક મળવી જોઇએ. હઝરત ઉમર (રદિ.)ના રાજ્ય અમલમાં દરેક વ્યક્તિને ઘણા જ સ્વતંત્રપણે એ તક મળતી હતી અને લોકો છડેચોક પોતાના હકો જાહેર કરતા હતા. જિલ્લાઓમાંથી લગભગ દરેક વર્ષે પ્રતિનિધિ મંડળો આવતા હતા, જેમને "વફદ" કહેવામાં આવતાં. એ પ્રતિનિધિઓ બોલાવવામાં ફક્ત એ હેતુ હતો કે દરબારે ખિલાફતને દરેક પ્રકારની હકીકત અને ફરિયાદોથી જાણકાર કરે અને ન્યાયની માંગણી કરવામાં આવે. હઝરત ઉમરે (રદિ.) પોતે વારંવાર વિવિધ પ્રસંગો પર એ હકને પ્રદર્શિત કર્યો હતો, તે એટલે સુધી કે ખાસ એ માટે સામાન્ય જનસમૂહમાં ઉપદેશ કર્યો હતો. ફરમાનોમાં સ્પષ્ટીકરણ કર્યું અને એક વેળા સર્વે રાજ્યધિકારીઓને હજના સામાન્ય જનસમૂહમાં બોલાવી એ હકને પ્રસિદ્ધ કર્યો હતો એ પ્રમાણે એની પૂરી વિગત અધિકારીઓના વર્ણનમાં આપવામાં આવશે.

પ્રજાસત્તાક રાજ્યનું મૂળ આભૂષણ એ છે કે બાદશાહ દરેક પ્રકારના હકોમાં સામાન્ય પ્રજાજનોના સમાન હોય, કિંતુ કોઇ કાનૂનના પંજામાંથી એ બાકાત ગણાવો જોઇએ નહિ. દેશની આવકમાંથી તે જીવનની જરૂરિયાતોથી વધુ ન લઇ શકે; સામાન્ય જીવન

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૪.

વ્યવહારમાં એની સત્તા કે પદની કંઇ ગણના કરવામાં ન આવે; એના અધિકાર—સત્તા સમર્યાદ હોય, દરેક માણસને એના ઉપર ટીકા કરવાનો અધિકાર હોય. એ સર્વે બાબતો હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતમાં એટલી હદે પહોંચી હતી કે એથી વધુ અશક્ય હતી અને જે કંઇ થયું હતું તે હઝરત ઉમર (રદિ.)ની કાર્ય પદ્ધતિના પ્રતાપે હતું. એમણે ઘણા પ્રસંગોએ એ જાહેર કરી દીધું કે રાજય સત્તાની રૂએ એમનું શું પદ છે અને એમના શા અધિકાર છે ? એક પ્રસંગે એમણે એ સંબંધી જે ભાષણ કર્યું હતું તેના કેટલાક વાક્યો એ તકે લખવાપાત્ર છે :

ઈન્નમા અના વમા લકુમ કવલીયિલ યતીમિ ઈનિસ્તગ નયતુ સ્તઅફફતુ વઈનિફ તકરતુ અકલતુ બિલ મ્આરૂફિ લકુમ અય્યુહન્નાસુ ખિસાલુન ફખુઝુની બિહા લકુમ અલ્લા અન લા અજતબી શયઅન લમિન ખિરાજિકુમ વલા મિમ્મા અફાઅલ્લાહુ અલયકુમ ઈલ્લા મિંવ વજહિહી વલકુમ અલ્લા ઈઝા વકઆ ફી યદિ અલ્લા યખરજા મિન્ની ઈલ્લા ફી હક્કિહી વલકુમ અલ્લા અન અરીદા ફી આ'તિય્યાતિકુમ વઅસુદા સુગુરૂકુમ વલકુમ અલ્લા અલ્લાઉલ કિય કુમ ફિલ મહાલિકિ.

મને તમારી માલમત્તા (અર્થાત્ બયતુલ માલ)માં એટલો જ હક છે કે જેટલો એક યતીમના મુરબ્બીને યતીમની માલ મત્તામાં. ધનવાન હોઈશ તો કંઈક લઈશ નહિ, જરૂર જણાશે તો ધારા પ્રમાણે ખોરાકી પૂરતું લઈશ. સાહેબો ! મારા પર તમારા લોકોના સંખ્યાબંધ હકો છે, જે માટે તમારે મને પૂછવું જોઈએ. એક તો એ છે કે દેશનું મહેસૂલ અને ગનીમતનો માલ ગેર રીતે એકઠો થવો ન જોઈએ. એક એ કે જયારે મારા હાથમાં મહેસૂલ અને ગનીમત આવે તો તેનો વ્યર્થ વ્યય થવો ન જોઈએ. એક એ કે હું તમારા પગારો વધારું અને સરહદોને રક્ષિત રાખું. એક એ કે હું તમને સંકટમાં ન નાખું.

એક વેળા એક માણસે કેટલીક વાર હઝરત ઉમર (રદિ.)ને ઉદ્દેશીને કહ્યું :* "ઈત્તકિલ્લા—હ યા ઉમર"—"હે ઉમર ! ખુદાથી ડર." હાજરજનોમાંથી એક માણસે એને અટકાવ્યો અને કહ્યું કે, "બસ, બહુ થયું." આથી હઝરત ઉમર બોલ્યા, "કહેવા દો, જો એ લોકો ન કહેશે તો તેઓ નકામા છે અને અમે લોકો ન માનીશું તો અમે."

એ સર્વે બાબતોની એવી છાપ પડી હતી કે રાજયની સત્તા અને અધિકારો સર્વે લોકોને જાહેર થઇ ગયા હતા અને વ્યક્તિગત દમામ અને મોટાઈની કલ્પનાઓ હૃદયોમાંથી નષ્ટ થઇ ગઇ હતી. મઆઝ ઈબ્ને જબલે રોમનો વચ્ચે પ્રતિનિધિ તરીકે હઝરત ઉમર (રદિ.)ની ખિલાફત વિશે જે વિવેચન કર્યું હતું તે ખરેખર પ્રજાસત્તાક રાજયનું સાચું ચિત્ર છે અને પ્રજાસત્તાક રાજયની હકીકત આજે પણ એથી વધુ સ્પષ્ટ અને યથાયોગ્ય રીતે વર્ણવી શકાતી નથી.

* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૧૭.

રાજ્યનું સ્વરૂપ દેખાડયા પછી અમે હઝરત ઉમર (રદિ.)ના રાજ્ય બંધારણના પ્રતિ લક્ષ્ય આપીએ છીએ. રાજ્યના ધોરણ કે બંધારણમાં જે વસ્તુ સૌથી અગ્રગણ્ય છે તે રાજ્ય વ્યવસ્થાના સર્વ વિવિધ ખાતાઓ એક બીજાથી સ્વતંત્ર અને જુદાં હોવા જોઈએ અને એ જ ઉન્નતિ અને સુધારાનો સૌથી મહાન પુરાવો છે. જેમ સુધારાના પ્રારંભમાં એવા ઘાટની ઈમારતો બાંધવામાં આવતી કે એક જ ઓરડો સર્વ આવશ્યકતાઓ માટે પૂરતો હતો. ફરી જેમ સુધારો ઉન્નત દશાએ પહોંચતો જાય છે તેમ તેમ ભોજન ખંડ, શય્યાખંડ, અતિથિ ખંડ અને બીજી આવશ્યકતાઓ માટે જુદા જુદા ઓરડાઓ બનતા જાય છે. તદ્દન એવી જ સ્થિતિ રાજ્યની છે. સુધારાના પ્રારંભમાં વ્યવસ્થાના સર્વે ખાતાઓ એક બીજાથી જોડાયેલા હતા. જે માણસ ઈલાકાનો ગવર્નર હોય છે તે જ માણસ યુદ્ધના સમયે સેનાપતિ બની જાય છે. મુકરદમાઓના ફૅસલા વખતે તે જ કાઝી કે ન્યાયાધીશનું કાર્ય કરે છે. ગુનાહોની શિક્ષા માટે તે જ પોલીસની સત્તા ધરાવે છે. જેમ જેમ સુધારો ઉન્નતિના શિખરે ચઢતો જાય છે તેમ તેમ જુદા જુદા ખાતા-વિભાગો બનતા જાય છે અને દરેક ખાતાનો જુદો અધિકારી હોય છે. બ્રિટીશ રાજ્યને સો વર્ષ વ્યતિત થઈ ગયાં છતાં જ્યુડીશિયલ અને એકઝીકયુટીવ સત્તાઓ હજુ સુધી ભેગી રહી છે, કિંતુ જિલ્લા કલેકટર રેવન્યુ (મહેસૂલ) પણ વસૂલ કરે છે અને મુકરદમાઓના ફૅસલા પણ કરે છે અને અનિયમિત જિલ્લાઓમાં તો ઘણું જ સેળભેળ થયેલું હોય છે. હઝરત ઉમર (રદિ.)ની અલૌકિક અને અદ્‌ભૂત કારકિર્દીઓમાં એક બાબત એ પણ છે કે અરબસ્તાનનો સુધારો જો કે તેની આરંભિક દશામાં હતો અને રાજ્ય સત્તાના મંડાણને ફક્ત થોડાક વર્ષો જ વ્યતિત થયા હતા, છતાંયે એમણે ઘણા ખાતાઓ કે જે ભેળસેળ હતા તેને અલગ કરી જુદા ખાતાઓ સ્થાપ્યા હતા. એથી એ સર્વે ખાતાઓનું અમે વિગત પૂર્વક વર્ણન કરીએ છીએ.

# પ્રકરણ ૩૧

## દેશના વિભાગ

## પ્રાંતો અને જિલ્લા

## મુલ્કી અધિકારીઓ

રાજય બંધારણની આરંભિક રચના કે જે ઉપરથી સર્વે રાજય વ્યવસ્થાઓની શાખાઓ પડે છે તે દેશના જુદા જુદા વિભાગો પાડવું તે છે. એ વિભાગોને પ્રાંત, જિલ્લા કે પરગણાના નામે ઓળખવામાં આવે છે. ઈસ્લામમાં હઝરત ઉમર (રદિ.) પ્રથમ પુરુષ છે કે જેમણે એનો પ્રારંભ કર્યો હોય અને તે કાળ અનુસાર એના ઘણા જ તાલબદ્ધ અને બંધબેસતા વિભાગો પાડયા હતા.

### હઝરત ઉમર (રદિ.)ના નિયત કરેલા પ્રાંતો :-

ઈતિહાસકારોએ એનું સ્પષ્ટીકરણ કર્યું છે કે એમણે સર્વે કબજામાં આવેલા દેશોને આઠ પ્રાંતો મક્કા, મદીના, સિરીયા, જઝીરા, બસરા, કૂફા, મિસર, પેલેસ્ટાઈનમાં વહેંચી નાખ્યા હતા. યાકૂબી ઈતિહાસકારે આઠની જગ્યાએ સાત પ્રાંતો દર્શાવ્યા છે અને લખ્યું છે કે, "એ વ્યવસ્થા હઝરત ઉમરે (રદિ.) સને ૨૦ હિજરીમાં કરી હતી." ઈતિહાસકારોનું એ વૃત્તાંત જો કે ખરું જોતાં યથાર્થ છે, પરંતુ એમાં સંક્ષેપ છે કે જેનું સવિસ્તર વિવરણ કરવું આવશ્યક છે. ફારૂકી વિજયોનો જે વિસ્તાર હતો તેના પ્રમાણમાં ઉપરોક્ત આઠ પ્રાંતો પૂરતા થઈ શકતા ન હતા. ઈરાન, ખુઝિસ્તાન, કરમાન વગેરે પણ ખરી રીતે પ્રાંતો રૂપે જ હતા.

મૂળ વાત એમ છે કે જે દેશો જીતાયા હતા તેના જે વિભાગો પ્રથમથી પડેલા હતાં અને જે મથકો પ્રાંતો કે જિલ્લાઓ હતા તેઓને ઘણી જગ્યાએ હઝરત ઉમરે (રદિ.) તે જ પ્રમાણે રહેવા દીધા, તેથી ઈતિહાસકારોએ તેઓના નામ આપ્યા નથી. અલબત્ત, જે પ્રાંતો હઝરત ઉમર (રદિ.)એ પોતે નિર્માણ કર્યા તેમને જરૂર વર્ણવવામાં આવ્યા છે અને તે જ ઉપરોક્ત આઠ પ્રાંતો છે, પરંતુ એ બાબત પણ વિશ્વાસપાત્ર હોવાના કારણે ખરી જ છે. નહિતર ઐતિહાસિક વૃત્તાંતોથી સિદ્ધ થાય છે કે હઝરત ઉમર (રદિ.)એ પાછલા મુલ્કી વિભાગોમાં પણ ફેરફારો કર્યા હતા. પેલેસ્ટાઈન પ્રથમ એક પ્રાંત ગણાતો હતો અને એમાં દસ પ્રાંતો સમાયેલા હતા. સને ૧૫ હિજરીમાં જયારે હઝરત ઉમરે (રદિ.)

પોતે પેલેસ્ટાઈન પહોંચી સુલેહના કરાર લખ્યા ત્યારે એ પ્રાંતના બે ભાગો કર્યા. એકનું મુખ્ય મથક ઈલિયા અને બીજાનું રમલહ નિર્માણ થયું હતું અને અલકમા ઈબ્ને હકીમ, અલકમા ઈબ્ને મુજઝિઝને જુદા જુદા બંને પ્રાંતોમાં નિમ્યા હતા* અને મિસર વિશે અમને જાણ નથી કે એ જીતાયા પહેલાં એની કેવી સ્થિતિ હતી, પરંતુ એ દેશને હઝરત ઉમર (રદ્દિ.) બે પ્રાંતોમાં વહેંચી નાખ્યો હતો. ઉપલા ભાગ કે જેને અરબીમાં સઈદ કહેવામાં આવે છે અને જેમાં ૨૮ જિલ્લાઓ આવ્યા હતા તેને જુદો પ્રાંત નિર્માણ કરી અબ્દુલ્લાહ ઈબ્ને સઅદ ઈબ્ને અબી સરહને ત્યાંના હાકિમ નિમ્યા હતા અને નીચલો ભાગ કે જેમાં ૧૫ જિલ્લાઓ આવ્યા હતા તેના ઉપર એક બીજો ઓફિસર નિમ્યો હતો. અમ્ર ઈબ્નુલ આસ ગવર્નર જનરલ તરીકે હતા.

**નવશેરવાની સમયના પ્રાંતો :-**

ઈરાન વગેરેમાં હઝરત ઉમરે લગભગ સર્વે નવશેરવાની રાજ વ્યવસ્થાઓ જેવી હતી તેવી જ રહેવા દીધી હતી, તેથી એટલું જ બતાવવું પૂરતું છે કે નવશેરવાનના સમયમાં એ દેશો કેટલા વિભાગોમાં વહેંચાયેલા હતા.* ઈતિહાસકાર યાકૂબીએ લખ્યું છે કે નવેશરવાનનું સામ્રાજ્ય ઈરાક ઉપરાંત નીચેના ત્રણ મોટા મોટા પ્રાંતોમાં વહેંચાયેલું હતું.

**ખુરાસાન** : એમાં નીચે દર્શાવેલ જિલ્લાઓ આવેલા હતા :

નીશાપુર, હિરાત, મર્વ, મર્વરૂદ, ફારયાબ, તાલકાન, બલ્ખ, બુખારા, બાઝઈસ, બાદર્દ ગરશતાન, તૂસ, સરખસ, જરજાન.

**આઝરબૈજાન** : એમાં નીચે મુજબના જિલ્લાઓનો સમાવેશ થાય છે :

તબરિસ્તાન, રૈ, કઝવીન, ઝન્જાન, કુમ, ઈસ્ફહાન, નહાવંદ, દીનુર, હુલ્વાન, વામિન્દાન, મહરજાન, કઝક, શહરઝોર, સામગાન, આઝરસજાન.

**ફારસ** : એમાં નીચે દર્શાવેલ જિલ્લાઓ આવ્યા હતા :

અસ્તખર, શીરાઝ, નવબંદજાન, જોર, કાઝરૂન, ફસાદ, દારૂલજબર, અર્દશીર, ખરહ, શાપુર, અહવાઝ, હબ્ઝીશાપુર, સૂસ, નહેરતૈરી, મનાઝિર, તસ્તર, ઈઝજ, રામહોર્મઝ.

દરેક પ્રાંતોમાં નીચે બતાવેલા મોટા મોટા અધિકારીઓ રહેતા હતા :

---

* તબરી, પૃષ્ઠ ૧૪૦૩–૨૪૦૭ મૂળ લખાણ એ પ્રમાણે છે. "ફસારત ફલસ્તીન નિસ્ફયનિ નિસ્ફુન મ–અ અહલે ઈલિયા, વ નિસ્ફુન મ–અ અહલિ રમલાતિહ વહુમ મુસરિફુના વ ફલસ્તીનુ તઅદિલુ ફુલ્લશા વ ફર્રક ફલસ્તીન અલા રજુલૈન નઝલા ફુલ્લુ વાહિદિ મિન્હુમા ફી અમલિહી.

* "તારીખે યાકૂબી" પૃષ્ઠ ૨૦૧–૨૦૨, ભાગ ૧



વાલી : અર્થાત્ પ્રાંતનો વડો અધિકારી (ગવર્નર), કાતિબ-અર્થાત્ મીર મુન્શી (હેડ કલાર્ક), કાતિબે દીવાન-લશ્કરી ખાતાની કચેરીનો મુન્શી, સાહિબુલ ખિરાજ-અર્થાત્ કલેકટર, સાહબે અહદાષ-અર્થાત્ પોલીસ ખાતાના વડા ઓફિસર, સાહબે બૈતુલ માલ-અર્થાત્ ખઝાનાના વડા ઓફિસર, કાઝી-અર્થાત્ મુખ્ય ન્યાયાધીશ અને મુન્સિફ. એ મુજબ કૂફામાં અમ્માર ઈબ્ને યાસિર વાલી, ઉસ્માન ઈબ્ને હનીફ કલેકટર, અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ ખઝાનાના વડાધિકારી, શરીહ કાઝી અને અબ્દુલ્લાહ ઈબ્નુલ ખઝાઈ કાતિબે દીવાન હતા.◆ દરેક પ્રાંતમાં એક લશ્કરી ખાતાનો ઓફિસર પણ રહેતો હતો, પરંતુ ઘણી વેળા પ્રાંતનો અધિકારી પોતે એની ફરજો બજાવવા નિમાતો હતો. પોલીસ ખાતું પણ અમે જાણીએ છીએ ત્યાં સુધી દરેક સ્થળે જુદું ન હતું. ઘણી વેળા કલેકટર કે પ્રાંતનો સુબો પણ એ ફરજો બજાવતો હતો, જેમ કે અમ્માર ઈબ્ને યાસિર જ્યારે કૂફાના ગવર્નર હતા ત્યારે પોલીસ ખાતું પણ એમની હસ્તકે હતું. બહરૈનમાં કદામા ઈબ્ને મઝઉન કલેકટર હતા અને પોલીસના વડા અધિકારીનું પણ કામ કરતા હતા. વાલી (સુબો કે ગવર્નર)નો સ્ટાફ ભારે અને સ્થાયી સ્ટાફ રહેતો અને સ્ટાફના સભ્યો ઠેઠ દરબારે ખિલાફતથી નિમાઈને આવતા હતા. અમ્મારને જ્યારે હઝરત ઉમરે (રદિ.) કૂફાના હાકિમ બનાવી મોકલ્યા તો દસ માણસો એમના સ્ટાફમાં આપ્યા, જેમાં કઝ ખરરઝી પણ હતા. મીર મુન્શી કાબિલ અને વ્યાખ્યાનને લેખનમાં અનુપમ રહેતા. અબૂ મૂસા અશઅરી જેઓ બસરાના ગવર્નર હતા એમનો મીર મુન્શી ઝયાદ ઈબ્ને સુમૈયા હતા કે જેમની છટાદાર ને લાવણ્યમય વ્યાખ્યાન શકિત કે વકતૃત્વથી હઝરત ઉમર (રદિ.) પોતે વિસ્મય પામ્યા હતા અને અમ્ર ઈબ્ને આસ કહ્યા કરતા કે જો એ નવયુવાન કુરૈશ કુળમાંથી હોત તો પૂરું અરબસ્તાન એના ઝંડા નીચે આવી જાત. જિલ્લાઓમાં પણ સુબા, ખજાનચી અને કાઝી વગેરે રાખવામાં આવતા હતા અને એ સર્વે પ્રાંતના ગવર્નરના હેઠળ અને તેની સત્તાની નીચે રહી કામ કરતા હતા. પરગણાઓ (તાલુકાઓ)માં ફક્ત તહસીલદારો રહેતા હતા અને એની સાથે એનું કામદાર મંડળ રહેતું હતું.

પ્રાંતો અને જિલ્લાઓની વહેંચણી પછી સૌથી અગ્રગણ્ય જે વસ્તુ હતી તે રાજ અધિકારીઓની ચૂંટણી અને તેમના કામકાજના ધારા ધોરણ ઘડવાના હતા. કોઈ રાજકર્તા કેટલોયે ચતુર હોય અને કોઈ કાયદો કેટલોયે સંપૂર્ણ હોય, પરંતુ જ્યાં સુધી રાજ્યના અંગો કિંતુ રાજધિકારીઓ કાબેલ, લાયક, સત્યવાદી અને પ્રમાણિક ન હોય અને એમની પાસેથી ઘણી જ ચતુરાઈ વાપરી કામ લઈ ન શકાય ત્યાં સુધી રાજ્યની કદી ઉન્નતિ થઈ શકતી નથી.

**હઝરત ઉમર (રદિ.)ની ગુણ પારખ શક્તિ :-**

હઝરત ઉમર (રદિ.)એ એ બાબતમાં જે ઝીણવટ, ચોકસાઈ, ડહાપણ અને રાજનિતી

◆ "તબરી" પૃષ્ઠ ૨૬૪૮ અને "ઈબ્ને ખલકાન" પૃષ્ઠ ૨૫૩.



વડે કામ કર્યું તેનું એક પણ ઉદાહરણ ન્યાય દૃષ્ટિએ નિહાળશો તો પૂરા જગતના ઇતિહાસના પૃષ્ઠો ઉથલાવતાંયે જડતું નથી. એમની પ્રકૃતિમાં જ મૂળથી ગુણ પારખવાની શક્તિ હતી, કિંતુ જે માણસ જે પ્રકારની કાબિલીયત ધરાવતો, તેને તેઓ પારખી કાઢતા હતા. એ ઉપરાંત એમણે રાજ્યના સર્વે કાબેલ માણસોનું જ્ઞાન મેળવ્યું હતું. એ જ કારણ હતું કે એમણે જે માણસને જે કાર્ય સોંપ્યું તેને બજાવી લાવવા માટે તેનાથી વધુ સારો માણસ મળી શકતો ન હતો. અરબસ્તાનમાં ચાર માણસો "દુહાતુલ અરબ" કહેવાતા હતા. અર્થાત્ રાજનિતી-કળા અને બુદ્ધિ કૌશલ્યમાં અનુપમ હતા. તેઓ અમીર મઆવિયા, અમ્ર ઇબ્ને આસ, મુગીરા ઇબ્ને શુઅબા* ઝયાદ ઇબ્ને સુમૈયા હતા. હઝરત ઉમર (રદિ.)એ ઝયાદના સિવાય ત્રણેને મોટા મોટા રાજકીય હોદ્દાઓ આપ્યા હતા અને એ લોકો દાવેદારો પણ હતા તેથી તેઓ પર એવો કાબુ રાખ્યો હતો કે કોઇ તરેહની તેઓ આજ્ઞોલ્લંઘન કરવા ન પામે. ઝયાદ એમના સમયમાં સોળ વરસના નવયુવાન હતા તેથી એમને કોઇ મોટો હોદ્દો આપ્યો નહિ, પરંતુ એમની કાબિલીયત અને બુદ્ધિ-બળના કારણે અબૂ મૂસા અશઅરીને લખ્યું હતું કે રાજ્ય કારભારમાં એમને સલાહકાર બનાવજો. યુદ્ધ કળામાં મા'દી કરબ અને તુલૈહા ઇબ્ને ખાલિદ ઘણા જ પ્રખ્યાત હતા, પરંતુ કુનેહ અને રાજનિતીમાં તેઓ પાછળ પડતા હતા. હઝરત ઉમર (રદિ.)એ એ બંનેને નુઅમાન મુકર્રિનના હેઠળ ઇરાક જીતવા માટે નિર્માણ કર્યા; પરંતુ નુઅમાનને લખી મોકલ્યું હતું કે એમને કોઇ ખાતાની સરદારી આપશો નહિ; કારણ કે દરેક માણસ ફક્ત પોતાની જ કળા ઠીક જાણે છે.♦ અબ્દુલ્લાહ ઇબ્ને અરકમ એક પ્રતિષ્ઠિત સહાબી હતા. એક વેળા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કોઇ ઠેકાણેથી ઉત્તર આપવા માટે લખાણ આવ્યું. રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું : "આનો ઉત્તર કોણ લખશે ?" અબ્દુલ્લાહ ઇબ્ને અરકમે કહ્યું : "હું" અને તેઓ પોતાની ઇચ્છાનુસાર એક ઉત્તર લખી લાવ્યા. હુઝૂર (સલ.)એ જ્યારે એ ઉત્તર સાંભળ્યો તો રસૂલુલ્લાહ (સલ.)ને ઘણો જ પસંદ પડયો. એ વેળા હઝરત ઉમર (રદિ.) પણ હાજર હતા તેથી અબ્દુલ્લાહ ઇબ્ને અરકમની કાબિલીયત પ્રતિ એમનું ખાસ ધ્યાન ખેંચાયું હતું અને જેમ અલ્લામા ઇબ્નુલ અસીર વગેરેએ લખ્યું છે તેમ એ છાપ એમના હૃદય પર સર્વદા કાયમ રહી તે એટલે સુધી કે જ્યારે તેઓ ખલીફા ચૂંટાયા તો તેમને મીર મુન્શીની જગ્યા આપી. નહાવંદના મહાન ગંભીર પ્રસંગ વેળા જ્યારે કાઉન્સિલની સામાન્ય બેઠક મળી અને હઝરત ઉમર (રદિ.)એ સામાન્ય લોકમત પૂછયો કે આ મહાન કાર્ય સર કરવા કયા માણસને મોકલવો જોઇએ ? તો અખિલ સભા મંડળે સર્વાનુમતે કહ્યું કે, "આપને જે જ્ઞાન છે અને આપે એકે એકની કાબિલીયતનો જેવી રીતે અંદાઝો કર્યો છે તેવો કોઇએ કર્યો નથી." એથી હઝરત ઉમર (રદિ.)એ નુઅમાન ઇબ્ને મુકર્રિનનું નામ લીધું અને

---

* અસદુલ ગાબા-તઝકિરા મુગીરા ઇબ્ને શુઅબા.

♦ ઇસ્તેઆબ ઇબ્ને અબ્દુલ બર્ર અને તબરી, પૃષ્ઠ ૨૨૧૭.



સર્વે એકી જીભે બોલી ઉઠયા કે, "એ ચૂંટણી તદ્દન વ્યાજબી છે." અમ્માર ઈબ્ને યાસિર મોટા દરજ્જાના સહાબી હતા અને પરહેઝગારી ને પવિત્રતામાં અનુપમ હતા, પરંતુ રાજનિતી ને કુનેહથી અજાણ હતા. સામાન્ય પ્રસન્નતા અને કેટલીક કુનેહની રૂએ હઝરત ઉમર (રદિ.)એ એમને કૂફાના ગવર્નર નિમ્યા, પરંતુ થોડાક દિવસ પછી જ્યારે તેમનાથી કામ ન થઈ શક્યું તો તેમને હોદ્દા પરથી છુટા કર્યા અને તેમના પક્ષકારોને બતલાવી આપ્યું કે તેઓ એ કાર્ય માટે અનુકુળ નથી. એવા પ્રકારના સેંકડો દૃષ્ટાંતો છે કે જે અત્રે દર્શાવી શકતા નથી. કોઈ માણસને એ વિશે શોખ હોય તો તે "રિજાલ"ના પુસ્તકોમાંથી અરબસ્તાનના સર્વે કાબેલ માણસોના વૃત્તાંત જાણી શકે છે અને ફરી જોઈ શકે છે કે હઝરત ઉમર (રદિ.)એ એ અંગોને રાજયરૂપી યંત્રમાં કેવા યથાર્થ સ્થાને ગોઠવ્યા હતા. છતાંયે આવું ભારે કાર્ય કેવળ એક પુરુષની જિમ્મેદારી પર મૂકી શકાતું નહોતું, તેથી હઝરત ઉમર (રદિ.)એ સલાહકારી–સભામંડળ (કાઉન્સિલ)ની સ્થાપના કરી અને સહાબીઓને ઉદેશીને કહ્યું : "જો આપ લોકો મને મદદ ન કરશો તો કોણ કરશે ?* હઝરત અબૂ હુરૈરહ બોલ્યા : "અમે આપને સહાય કરીશું," પરંતુ તે વેળા રાજય વ્યવસ્થામાં ભાગ લેવો એ પરહેઝગારી અને પવિત્રતા વિરુદ્ધ ગણાતું હતું, તેથી હઝરત અબૂ ઉબયદાએ કહ્યું : "હે ઉમર ! તમે અસહાબોને દુન્યામાં દોષિત કરો છો." હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : "હું એ મહાપુરુષોની સહાય ન લઉં તો ફરી કોની સહાય શોધું ?" અબૂ ઉબયદા બોલ્યા : "જો એમ જ છે તો પગારો ભારે રાખો કે લોકો અપ્રમાણિકતા તરફ દોરાય નહિ."

સારાંશ કે હઝરત ઉમર (રદિ.)એ લોકોના મત અને સલાહનુસાર ઘણા જ પ્રમાણિક અને કાબેલ માણસોને ચુંટયા અને તેમને રાજકીય સેવાઓ અર્પી. વધુ જોખમદારીની સેવાઓ માટે કાઉન્સિલની આમ બેઠકમાં ચૂંટણી થતી હતી અને જે પુરુષને સર્વે સભ્યો સર્વાનુમતે ચૂંટતા તેને જ એ સેવાઓ માટે નિર્માણ કરવામાં આવતો હતો.◆ એથી ઉસ્માન ઈબ્ને હનીફની નિમણૂક એ જ પદ્ધતિ અનુસાર થઈ હતી. ઘણી વેળા પ્રાંત કે જિલ્લાઓની પ્રજા પર ફરમાન મોકલવામાં આવતા કે જે માણસ સર્વ લોકોમાં વધુ પ્રમાણિક અને કાબેલ હોય તેને ચૂંટી મોકલો. એથી ચુંટાયેલા માણસોને જ ત્યાંનો અધિકારી બનાવી મોકલવામાં આવતો. ઉસ્માન ઈબ્ને ફરકદ, મઆન ઈબ્ને યઝીદ, હજ્જાજ ઈબ્ને અલાત એ જ પદ્ધતિ પ્રમાણે નિમાયા હતા કે જેની વિગત અમે ઉપર લખી આવ્યા છીએ. (એક એવો પણ સમય હતો કે લોકો કોઈ સેવાના અવેજમાં પગાર લેવો પસંદ કરતા ન હોતા અને એ કાર્યને પરહેઝગારી અને પવિત્રતાના વિરુદ્ધ ગણતા હતા. બરાબર એ જ પ્રમાણે આજકાલના મુકદ્દસ ઉપદેશકો (વાઅઝ કહેનારા)ને જો એમ કહેવામાં આવે કે તમે તમારી સેવાઓને નિયમસર બજાવી લાવો અને તેના માટે પગાર લો તો એ લોકોને ઘણું જ માઠું

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૫.
◆ "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૧૨૬૪.

લાગશે, પરંતુ નઝર–ન્યાઝ (ભેટ–સોગાદ)ના નામે જે રકમો મળે છે તેને લેવા તેઓ ના પાડી શકતા નથી.) હઝરત ઉમર (રદિ.)ના જમાનામાંયે ઘણા લોકો એ ભૂલમાં પડેલા હતા, પરંતુ એ કાર્ય પદ્ધતિ સુધારા અને વ્યવસ્થાના સિદ્ધાંતો વિરુદ્ધ હતી, તેથી હઝરત ઉમર (રદિ.)ના ભારે પ્રયાસથી એ ભૂલને દૂર કરી અને પગારો નિર્માણ કર્યા. એક પ્રસંગે હઝરત અબૂ ઉબયદા કે જેઓ મશહુર સહાબી અને સેનાધિપતિ હતા તેઓએ એ સેવાનો બદલો લેવા ના પાડી ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ઘણી જ મુશ્કેલીથી તેમને રાજી કર્યા.* હકીમ ઇબ્ને ખરામે હઝરત ઉમર (રદિ.)ના વારંવારના આગ્રહ છતાંયે પગાર કે દૈનિક ખર્ચની રકમ લેવાની ના પાડી હતી.★

જે માણસ અધિકારી નિમાઇને જતો હતો તેને એક ફરમાન અર્પણ કરવામાં આવતું તેમાં એની નિમણૂક, સત્તા અને ફરજોનું વર્ણન કરવામાં આવતું.✚ એના ઉપર ઘણા મુહાજિરીન અને અનસારોની સાક્ષી લેવામાં આવતી હતી. અધિકારી જે ઠેકાણે જતા હતા ત્યાંના સર્વે લોકોને એકત્ર કરી એ ફરમાન વાંચી સંભળાવતો, તેથી લોકો એની સત્તા અધિકારો ને ફરજોના જાણકાર થઇ જતા હતા અને જ્યારે તે એ અધિકારોની સીમા વટાવી વિચરતો ત્યારે લોકોને એના પર ટીકા કરવાની તક મળતી હતી. હઝરત ઉમર (રદિ.) એ વિશે ભારે કાળજી રાખતા કે અધિકારીઓની જે જે ફરજો છે તેનાથી દરેકે દરેક વ્યક્તિ જાણકાર બની જાય. એ કારણે એમણે વારંવાર વિવિધ સ્થળો ને પ્રસંગોએ એ વિશે ઉપદેશ કર્યો. એક ઉપદેશ કે જે એમણે સામાન્ય જનસમૂહ સમક્ષ કર્યો હતો, તેમાં અધિકારીઓને ઉદ્દેશીને નીચેના શબ્દો કહ્યા હતા :

**અલા વ ઈન્ની લમ અબઅસકુમ ઉમરાઅ વલા જબ્બારીના વલાકિન બઅસતુકુમ અયિમ્મ તલ હુદા યુહ્તદા બિકુમ ફઆદિઈ અલલ્ મુસ્લિમીના હુકૂકહુમ વલા તદ્રિબૂહુમ ફતુઝિકૂહુમ વલા તહ્મિદૂહુમ ફતુફતિનૂહુમ વલા તુગલિકૂલ અબવાબ દૂનહુમ ફયાઅ કુલા કવીયુહુમ દઈફહુ મવલા તસ્તાસિરૂ અલયૂહિમ ફતઝલિમૂહુમ.**

યાદ રાખો કે મેં તમારા લોકોને અમીર અને અત્યાચાર કરનારા નીમી મોકલ્યા નથી, બલકે ઇમામ બનાવી મોકલ્યા છે કે લોકો તમારું અનુકરણ કરે, તમે લોકો મુસલમાનોના હકો અદા કરો, તેમને મારપીટ ન કરો કે તેઓ અધમ બને, તેમના નકામા વખાણ ન કરો કે તેઓ ભૂલમાં પડી જાય, તેમના માટે તમારા દ્વાર બંધ ન રાખો કે જેથી સબળો નબળાને ગળી જાય. તમે કોઇ બાબતમાં તમારી જાતને તેમના કરતાં સરસાઇ ન આપો, કારણ કે એ તેમના પર ઝુલ્મ કરવા સમાન છે.

* તબરી, પૃષ્ઠ ૨૫૭૭.
★ કન્ઝુલ ઉમ્માલ, ભાગ ૩, પૃષ્ઠ ૩૧૨.
✚ અસદુલ ગાબા (તઝકિરા હુઝયફતુબ્નુમાનથી પણ એવો પુરાવો મળે છે.



જ્યારે કોઇ માણસ કોઇ સ્થળનો અધિકારી નિમવામાં આવતો ત્યારે હઝરત ઉમર (રદિ.) સહાબાઓના એક સમૂહ સમક્ષ તેને નિમણુકનું ફરમાન અર્પણ કરતા અને એ માટે સહાબાઓને સાક્ષી નિર્માણ કરતા હતા.* એમ કરવામાં એ હેતુ હતો કે જે માણસની નિમણુક થતી હતી તેની કાબિલીયત અને ફરજોની પ્રસિદ્ધિ થઇ જાય. દરેક અધિકારી પાસેથી નીચે પ્રમાણે કરાર લેવામાં આવતા હતા :

(૧) તે તુર્કી ઘોડા પર સવાર ન થશે. (૨) ઝીણા કાપડના વસ્ત્રો ન પહેરશે. (૩) ચાળેલા લોટની રોટલી ન ખાશે. (૪) દ્વાર પર દરવાન ન રાખશે. (૫) દાદ ચાહનારાઓ માટે દ્વારો હંમેશા ઉઘાડા રાખશે.◆

એ શરતો મુખ્યત્વે કરીને નિમણુક પરવાનામાં લખવામાં આવતી હતી અને તેને સામાન્ય જનસમૂહ સમક્ષ વાંચી સંભળાવવામાં આવતી, જે વેળા કોઇ અધિકારીની નિમણુક કરવામાં આવતી ત્યારે તેની પાસે જેટલોય માલ કે સરસામાન હોય તેનું સવિસ્તર લિસ્ટ તૈયાર કરવામાં આવતું અને તેને સંભાળપૂર્વક સાચવી રાખવામાં આવતું હતું અને અધિકારીની સાધારણ સ્થિતિમાંથી અસાધારણ ઉન્નતિ થતી હતી તો એ માટે એની પાસે જવાબ લેવામાં આવતો હતો.◆ એક વેળા ઘણા અધિકારીઓ એ સંકટમાં સપડાયા તેથી ખાલિદ ઇબ્ને સઅદે કાવ્ય દ્વારા હઝરત ઉમર (રદિ.)ને એની બાતમી પહોંચાડી. હઝરત ઉમરે સર્વે સરસામાનની તપાસ કરી અડધો માલ લઇ બયતુલ માલમાં દાખલ કરાવી દીધો. ઉપરોક્ત કાવ્યના કેટલાક પદો નીચે પ્રમાણે છે, એમાં તે આમિલોના નામ પણ લેવામાં આવ્યા હતા.

અબલિગ અમીરુલ મુઅમિનીના રિસાલતન,
ફઅન્તા અમીનુલ્લાહિ ફિલ માલિ વલ અમ્રી.
ફલા તદ્અન અહ્લર્રસાતીકિ વલ કુરા,
યસીગૂના માલલ્લાહિ ફિલ આદમિ વફરી.
ફઅરસિલ ઇલલ્ હજ્જાજિ ફઅ્રિફ હિસાબહુ,
વઅરસિલ ઇલા જઝઈન વઅરસિલ ઇલા બિશરી.
વલા તન સયકન્નાફિ અયૂનિ કિલયૂહિમા,
વલબના ગલાબિન મિન સરાતિબની નદરી.

---

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૬ માં છે કે "કા-ન ઉમર્ર ઇઝસ્તઅમલા અશ્હદા અલયહિ રહતન મિનલ અન્સારી.

◆ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૬.

◆ ફતુહુલ બુલદાન, પૃષ્ઠ ૨૧૯માં છે કે, "કાન ઉમર્રબ્નુલ ખત્તાબિ યક્તુબુ અમ્વાલ ઉમ્માલિહી ઇઝા વલ્લાહુમ સુમ્મ યુકાસિમુહુમ મા ઝાદા અલા ઝાલિક.

વમા આસહુમ મિન્હા બિસકરિ ઇયાબિહી,
વઝાકલ્લઝી ફીસ્સૂકિ મવલ બ્નિ બદરી.
વશિબ્લન ફસલ્હુલ્માલા વ બ્ના મુહર્રિશીન,
ફકદ કાન ફી અહ્લિર્રસાતીકિઝાઝિકરી.

હજના સમયે સર્વે અધિકારીઓને હાજર થવા હુકમ કરવામાં આવતો હતો. હજના ટાંકણે આજુબાજુના લોકો એકઠા મળતા હતા. હઝરત ઉમર (રદિ.) ઊભા થઇ મોટેથી કહેતા હતા કે જે કોઇને અધિકારી વિરુદ્ધ કંઇક ફરિયાદ હોય તે રજુ કરી શકે છે.✦ એથી નાની નાની ફરિયાદો પણ રજુ કરવામાં આવતી હતી અને તપાસ થયા બાદ તેની દાદ આપવામાં આવતી. એક વેળા હઝરત ઉમર (રદિ.)એ મોટી સભા ભરી ઉપદેશ સંભળાવ્યો અને કહ્યું : "સાહેબો ! જે અધિકારીઓની નિમણૂક કરી મોકલવામાં આવે છે તેમને એ માટે મોકલવામાં આવતા નથી કે તમને તમાચા મારે કે તમારી માલમત્તા પડાવી લે, બલકે તેમને એ કારણે મોકલવામાં આવે છે કે તેઓ તમને રસૂલુલ્લાહ (સલ.)ના સદાચરણની રીત શીખાડે, તેથી જો કોઇ આમિલે એના વિરુદ્ધ કર્યું હોય તો મને કહો કે જેથી હું તેનો બદલો લઉં." અમ્ર ઇબ્ને આસ કે જેઓ મિસરના ગવર્નર હતા તેઓએ ઊભા થઇ કહ્યું : "જો કોઇ અધિકારી કોઇને વિવેક શીખવાડવા અર્થે મારશે તોયે આપ તેને શિક્ષા કરશો ? હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "કસમ છે તે ખુદાની કે જેના કબજામાં મારો પ્રાણ છે કે હું અવશ્ય તેને શિક્ષા કરીશ, કારણ કે મેં રસૂલુલ્લાહ (સલ.)ને તેમ કરતાં જોયા છે. ખબરદાર ! મુસ્લિમોને માર્યા ન કરો, નહિતર તેઓ અધમ બની જશે. એમના હકો મારશો નહિ, નહિતર તેઓને કૃતઘ્નતા કરવાની ફરજ પડશે."

એક વેળા રિવાજ પ્રમાણે સર્વે અધિકારીઓ હાજર હતા ત્યારે એક માણસ ઊભો થયો અને કહેવા લાગ્યો કે, "આપના આમિલે મને વિના વાંકે સો કોરડાઓ માર્યા છે. હઝરત ઉમરે (રદિ.) ફરીયાદીને કહ્યું કે તું એને અહિંયા જ સામાન્ય જનસમૂહ સમક્ષ સો કોરડા લગાવ." અમ્ર ઇબ્ને આસે ઊભા થઇ કહ્યું કે, "એ ફરમાન એક અધિકારી માટે ભારે પડશે." હઝરત ઉમર બોલ્યા : "એમ કદી બનનાર નથી કે હું ગુનેહગારથી બદલો ન લઉં." અમ્ર ઇબ્ને આસે કાલાવાલા કરી ફરિયાદીને એ શરતે રાજી કર્યો કે એક એક ફટકાના બદલે બબ્બે સોના મહોરો લઇ પોતાના હક પરથી હાથ ઉઠાવી લે."

## અધિકારીઓની તપાસ :-

પ્રસંગોપાત્ અધિકારીઓની ફરિયાદો રજુ થતી હતી અને તેની તપાસ અર્થે એક ખાસ હોદ્દો ઉપસ્થિત કરવામાં આવ્યો હતો કે જે હોદ્દા પર મુહમ્મદ ઇબ્ને મસ્લમા

✦ તારીખે તબરી, પૃષ્ઠ ૨૬૮૦.

અન્સારીની નિમણૂક થઇ હતી એ મહાન પુરુષ સહાબાઓના વડીલોમાંથી હતા. તેઓ સર્વે યુદ્ધોમાં રસૂલુલ્લાહ (સલ.)ના પડખે રહેતા હતા. એક વેળા રસૂલુલ્લાહ (સલ.) કંઇક કામસર બહાર ગયા ત્યારે મદીનામાં પોતાના વતી એમને નાયબ નિર્માણ કરતા ગયા હતા એ કારણે હઝરત ઉમર (રદિ.)એ એવા મહાકાર્ય માટે એમની જ ચૂંટણી કરી, જ્યારે કોઇ અધિકારીની ફરિયાદ આવતી તો એની તપાસ કરવા માટે એમની નિમણૂક થતી હતી અને તેઓ તે સ્થળે પહોંચી લોકોની જુબાનીઓ લેતા હતા. સને ૨૧ હિજરીમાં સઅદ ઈબ્ને અબી વક્કાસ કે જેઓએ કાદિસિયામાં મહાન જીત મેળવી હતી અને જેઓ કૂફાના ગવર્નર હતા. તેમના વિશે લોકોએ હઝરત ઉમર (રદિ.) પાસે ફરિયાદ કરી. આ તે સમયની વાત છે કે જ્યારે ઇરાનીઓએ ઘણી જ સાધન–સામગ્રીઓ સહિત લડાઇની તૈયારીઓ કરી હતી અને લાખ, દોઢ લાખ માણસોની સેના લઇ તેઓ નહાવંદની નજીક પહોંચ્યા હતા. મુસલમાનો ભારે ચિંતામાં પડયા હતા અને તેમના મુકાબલા માટે કૂફાથી સેનાઓ રવાના થઇ રહી હતી. એવા બારીક સમયે લોકો હઝરત ઉમર (રદિ.) પાસે ફરીયાદ લઇ પહોંચ્યા. હઝરત ઉમર (રદિ.) બોલ્યા "જો કે એ વખત અતિ નાજુક અને ભયંકર છે છતાંયે એ ચિંતા મને સઅદ વક્કાસની તપાસ ચલાવવાથી અટકાવી શકતી નથી." તે જ વેળા મુહમ્મદ ઈબ્ને મસ્લમાને કૂફા રવાના કર્યા. એમણે કૂફાની એકેએક મસ્જિદમાં જઇ લોકોની જુબાનીઓ લીધી અને સઅદ વક્કાસને સાથે લઇ મદીના આવ્યા. હઝરત ઉમર (રદિ.)એ પોતે એમની જુબાની લીધી.*

કેટલીક વખતે કમિશનના સ્વરૂપમાં કેટલાક માણસો તપાસ માટે મોકલવામાં આવતા હતા, જેના એ પ્રકારના સંખ્યાબંધ બનાવો ઈતિહાસોમાં આપવામાં આવ્યા છે. કેટલીક વેળા પહેલ વહેલા અધિકારીને મદીના બોલાવી બારોબાર તપાસ ચલાવતા અને એમ ઘણું કરીને ત્યારે કરવામાં આવતું કે જ્યારે અધિકારી પ્રાંતનો ઉપરી કે પ્રતિષ્ઠિત ઓફિસર હતો. ઉદાહરણરૂપે અબૂ મૂસા અશ્અરી જેઓ બસરાના ગવર્નર હતા તેમના વિશે જ્યારે ફરિયાદ આવી ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ફરીયાદીની જુબાની પોતાના હાથે લખી અને અબૂ મૂસાને પોતાના રૂબરૂ બોલાવી તપાસ ચલાવી. આરોપ એવો મુકાયો હતો કે : (૧) અબૂ મૂસાએ લડાઇના કેદીઓમાંથી ૬૦ અમીરઝાદાઓ વીણીને પોતાના માટે રાખ્યા છે. (૨) એમની એક લોંડી છે જેમને બે ટંક અતિ ઉમદા ભોજન પહોંચાડવામાં આવે છે કે એવા ભોજન જો કે સામાન્ય મુસ્લિમોનેયે મળતા નથી. (૩) રાજ્યનો કારભાર ઝયાદ ઈબ્ને સુમૈયાને સોંપી રાખ્યો છે અને તે જ કાળા–ધોળાનો ધણી છે. તપાસ ચલાવવાથી જણાયું કે પહેલો આરોપ ખોટો સિદ્ધ થયો. ત્રીજા આરોપનો અબૂ મૂસાએ એવો જવાબ વાળ્યો કે ઝયાદ રાજનીતિ અને બુદ્ધિ–કૌશલ્યમાં નિપૂણ હોવાથી મેં તેને મારો મંત્રી બનાવી રાખ્યો છે. હઝરત ઉમર (રદિ.)એ ઝયાદને બોલાવ્યા અને પરીક્ષા

* એની પૂરી વિગત તારીખે તબરી, પૃષ્ઠ ૨૦૦૮ થી ૨૬૦૬માં છે. સહીહ બુખારીમાં પણ એ બનાવનો ઈશારો કરવામાં આવ્યો છે. જૂઓ સહીહ બુખારી, ભાગ ૧, પૃષ્ઠ ૧૦૪ મીરતમાં છપાયેલ.

લીધી તો જણાયું કે તે ખરેખર કાબેલ માણસ હતા, એથી એમણે પોતે જ બસરાના હાકિમોને સૂચના કરી લખી મોકલ્યું કે, ઝયાદને પોતાનો સલાહકાર–મંત્રી બનાવે. બીજો આરોપ જયારે રજૂ થયો તો અબૂ મૂસા કંઇક ઉત્તર દઇ શક્યા નહિ, જેથી એમની લૉંડી એમની પાસેથી લઇ લેવામાં આવી.* અધિકારીઓની ભૂલો માટે સખત પૂછપરછ કરવામાં આવતી હતી અને ખાસ કરીને જે બાબતો વડે આમિલોની મોટાઇ, આડંબર કે ગર્વ સિદ્ધ થતાં હતાં તે માટે સખ્ત રીતે જવાબ લેવામાં આવતાં હતાં. જે કોઇ અધિકારીના સંબંધી એમ સાબિત થતું કે તે બીમારની ખબર લેવા જતો નથી કે નિર્બળને એના દરબારમાં આવકાર મળતો નથી તો તેને તરત જ નોકરી પરથી છુટો કરવામાં આવતો હતો.◆

એક વેળા હઝરત ઉમર (રદિ.) બજારમાં ફરી રહ્યા હતા તે વેળા એક દિશાએથી અવાજ સંભળાયો કે, "ઉમર ! શું અધિકારીઓ માટે થોડાક નિયમો બાંધવાથી તમે અલ્લાહના અઝાબથી મુક્તિ મેળવી લેશો કે ? તમને ખબર પણ છે કે અયાઝ ઈબ્ને ગનમ કે જે મિસરનો ગવર્નર છે તે બારીક વસ્ત્રો પહેરે છે અને તેના દ્વાર પર દ્વારપાળ ઊભાં રહે છે." હઝરત ઉમર (રદિ.)એ મુહમ્મદ ઈબ્ને મસ્લમાને બોલાવ્યા અને કહ્યું "અયાઝને જે સ્થિતિમાં જુઓ, તે સ્થિતિમાં સાથે અત્રે લઇ આવો." મુહમ્મદ ઈબ્ને મસ્લમાએ ત્યાં પહોંચી જોયું તો ખરેખર, દ્વાર પર દરવાન ઊભો હતો અને અયાઝ બારીક કાપડનું પહેરણ પહેરી બેઠા હતા. એ જ વેશ અને વસ્ત્રો સહિત મુહમ્મદ મસ્લમા તેમને સાથે લઇ મદીના આવ્યા. હઝરત ઉમર (રદિ.)એ તે પહેરણ ઉતરાવી વાળનું એક પહેરણ પહેરાવ્યું અને બકરાનું એક ટોળું મંગાવી હુકમ કર્યો કે "જંગલમાં એને લઇ ચરાવો." અયાઝમાં ના પાડવાની શક્તિ ન હતી, પરંતુ વારંવાર કહેતા હતા : "એના કરતાં મરી જવું વધારે સારું છે." હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે તને એમાં શાની નામોશી લાગે છે ? તારા બાપનું નામ ગનમ એ માટે પડયું હતું કે તે બકરાં ચારતો હતો."

સારાંશ કે અયાઝે ખૂબ તૌબા કરી અને જયાં સુધી જીવતા રહ્યા ત્યાં સુધી પોતાની ફરજો ઘણી જ સારી પેઠે બજાવતા રહ્યા.◆ હઝરત સા'દ વક્કાસે કૂફામાં પોતાના માટે એક મહેલ બંધાવ્યો હતો, જેમાં એક દેવડી પણ હતી. એ દેવડી દાદ ચાહનારાઓને નડતર રૂપ નિવડશે એ વિચારે હઝરત ઉમર (રદિ.)એ મુહમ્મદ ઈબ્ને મસ્લમાને એ દેવડીને બાળી મુકવા માટે મોકલ્યા. આ ફરમાન સંપૂર્ણ રીતે બજાવી લાવવામાં આવ્યું અને હઝરત સા'દ ઈબ્નેઅબી વક્કાસે ચુપચાપ જોયા કર્યું. એવા પ્રકારના કૃત્યો જો કે દેખીતા ટીકાપાત્ર દેખાય છે, કારણ કે લોકોના જીવન વ્યવહારની રીત અને અંગત કાર્યોના

* તબરી, પૃષ્ઠ ૧૭૧૨ થી ૨૭૧૦.

◆ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૦.

◆ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૨૬.

આડે આવવું સ્વતંત્રતાના સિદ્ધાંતથી વિરુદ્ધ છે, પરંતુ વસ્તુસ્થિતિ એમ છે કે હઝરત ઉમર (રદિ.) પૂરા રાજયમાં સમાનતા અને પ્રજાસત્તાકવાદનો જે આત્મા રેડવા માંગતા હતા તે એમ કર્યા વિના અશક્ય હતું કે તેઓ પોતે અને પોતાના સહાયકારો કિંતુ રાજયના સભ્યો એક જ રંગમાં ડુબેલા નજરે પડે. સામાન્ય પ્રજાજનોને ગમે તેમ કરવા અધિકાર હતો, તેમના કૃત્યોની છાપ પણ તેમના સુધી જ રહેશે, પરંતુ જે લોકો રાજયના અંગો છે તેમના જીવન વ્યવહારનું ધોરણ ઉચ્ચ થઇ જવું પ્રજાજનોના દિલોમાં પોતાની અધમતાની ભાવના ઉત્પન્ન કરે છે અને ધીમે ધીમે એવા પ્રકારની બાબતો વડે રાજાસત્તાક રાજયની તે સર્વે વિલક્ષણો ઉત્પન્ન થઇ જાય છે કે જેનો ભાવાર્થ એ છે કે એક માણસ સ્વામી અને બાકીના બધા ગુલામ છે. એ ઉપરાંત અરબોની–પ્રકૃતિથી જે જાણકાર છે તે સહેલાઇથી સમજી શકે છે કે એ પ્રકારની બાબતો પોલિટીકલ લાભોથી કોરી નથી. સમાનતા અને ઊંચ–નીચની ભાવનાનો નાશ જેને આજકાલની પરિભાષામાં સોશિયાલિઝમ કહેવામાં આવે છે તેનો અરબોનો મૂળ ભાવ છે અને અરબસ્તાનમાં જે સત્તા એ સિદ્ધાંતો પર સ્થાપિત થશે તે નિશ્ચય બીજી સત્તાઓ કરતાં વધુ ફળિત નીવડશે. એ જ કારણો હતા કે એ બંધનો ઘણું કરીને અરબસ્તાનની હદોમાં જ રહેતા, નહિતર અમીર મઆવિયા સિરીયામાં ઘણા જ ઠાઠમાઠથી રહેતા હતા, પરંતુ હઝરત ઉમર (રદિ.) એમના માટે કંઈક વાંધો ઉઠાવતા નહિ. સિરીયાના પ્રવાસ દરમ્યાન હઝરત ઉમર (રદિ.) અમીર મઆવિયાની જાહોજલાલી જોઈ એટલું બોલ્યા : "આ કિસરવાનિયતા" "એ નવશેરવાની જાહોજલાલી શા માટે ?" પરંતુ જયારે તેમણે જવાબ આપ્યો કે અહીં રોમનોના સંબંધમાં આવવું પડે છે અને એવો ઠાઠ રાખ્યા વિના તેમના દિલોમાં રાજયના દાબ ને ધાક બેસી શકતાં નથી. એ સાંભળ્યા પછી હઝરત ઉમર (રદિ.)એ ફરી વાંધો લીધો નહિ. અધિકારીઓની પ્રમાણિકતા અને સચ્ચાઇ જાળવવા માટે અતિ સુંદર સિદ્ધાંત એ ધારણ કર્યો હતો કે તેઓના પગારોની રકમ ભારે રાખી હતી. યુરોપે વર્ષોના અનુભવ પછી એ સિદ્ધાંત શીખ્યો છે અને એશિયાઇ રાજયો તો હજુ સુધી એ ભેદને સમજી શક્યાં નથી, જેના લીધે લાંચ અને ઉચાપત એશિયાઇ રાજયોનું ખાસ લક્ષણ થઇ ગયું છે. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જો કે જીવનનું ધોરણ ઘણું જ સસ્તુ અને નાણા મોંઘા હતાં, છતાંયે પદવીઓ પ્રમાણે સામાન્ય રીતે પગારો ભારે રકમના ઠેરવ્યા હતા. સુબેદારોની પગારની રકમ પાંચ પાંચ હજાર સુધી રાખવામાં આવતી અને ગનીમતના ભાગમાંથી જે મળતું તે તો જુદું.

એ જ પ્રમાણે અમીર મઆવિયાનો પગાર માસિક એક હજાર દીનારનો હતો અર્થાત્ પાંચ હજાર રૂપિયાનો હતો. હવે અમે ફારૂકી અધિકારીઓનું એક સંક્ષિપ્ત લિસ્ટ નીચે આપીએ છીએ, જેથી તમે એ કલ્પી શકશો કે હઝરત ઉમર (રદિ.)એ રાજતંત્ર રૂપી યંત્રમાં કેવા પ્રકારના પુરજાઓ વાપર્યા હતા :



| નામ | નિમણૂકનું મથક | હોદ્દો | વિગત |
|---|---|---|---|
| અબૂ ઉબયદા | સિરીયા | વાલિ (ગવર્નર) | મશહૂર સહાબી અને અશ્ર–એ મુબશ્શરામાંથી છે. |
| યઝીદ ઇબ્ને અબી સુફયાન | „ | „ | સર્વ ઉમૈયા કબીલામાં એમનાથી ઉપરાંત કોઇ લાયક માણસ ન હતો. |
| અમીર મઆવિયા | „ | „ | રાજનિતી અને બુદ્ધિ–કુનેહમાં પ્રખ્યાત હતા. |
| અમ્ર ઇબ્નુલ આસ | મિસર | „ | એમણે જ મિસર જીત્યું હતું. |
| સા'દ ઇબ્ને અબી વક્કાસ | કૂફા | „ | રસૂલુલ્લાહ (સલ.)ના મામા હતા. |
| ઉત્બા ઇબ્ને ગઝવાન | બસરા | „ | મુહાજિરીનમાંથી છે. એમણે બસરા વસાવ્યું હતું. |
| અબૂ મૂસા અશ્અરી | „ | „ | મશહૂર ને મહાન મરતબાવાળા સહાબી છે. |
| અત્તાબ ઇબ્ને ઉસૈદ | મક્કા મુઅઝઝમા | „ | રસૂલુલ્લાહ (સલ.)એ એમને મક્કા મુઅઝઝમાના આમિલ નિમ્યા હતા. |
| તાફિઅ ઇબ્ને અબ્દુલ હારિષ | „ | „ | સહાબાઓમાંથી મહા વિદ્વાન માણસ હતા. |
| ખાલિદ ઇબ્નુલ આસ | તાઇફ | „ | રસૂલુલ્લાહ (સલ.)ના પછી જ્યારે લોકો ઇસ્લામ ત્યાગી મુર્તદ બનવા લાગ્યા તો તાઇફના લોકોને એમણે બચાવ્યા. |
| યા'લા ઇબ્ને ઉમય્યા | યમન | „ | સહાબીઓમાંથી હતા અને ઉદારતામાં સામાન્ય પ્રખ્યાતી મેળવી હતી. |
| અલાઅ ઇબ્નુલ હદ્રમી | „ | „ | ઘણા પ્રતાપી માણસ હતા. રસૂલુલ્લાહ (સલ.)એ એમને યમનના આમિલ નિમ્યા હતા. |



| નામ | નિમણૂકનું મથક | હોદ્દો | વિગત |
|---|---|---|---|
| નુઅમાન | મદાયન | સાહિબુલ ખિરાજ રે.કલેક્ટર | |
| ઉસ્માન ઇબ્ને હનીફ | ફુરાતના જિલ્લા | વ્યવસ્થાના કમિશ્નર | હિસાબ ખાતા અને માપણીના કામમાં ઘણા નિપૂણ હતા. |
| અયાઝ ઇબ્ને ગનમ | જઝીરા | વાલી (ગવર્નર) | જઝીરા એમણે જીત્યું હતું. |
| ઉમર ઇબ્ને સઅદ | હિમ્સ | " | હઝરત ઉમર (રદિ.) એમને ઘણું માન આપતા હતા. |
| હુઝયફા ઇબ્નુલ યમાન | મદાયન | " | મશહુર સહાબી અને રસુલુલ્લાહ (સલ.)ના મંત્રી હતા. |
| નાફિઅ ઇબ્ને અબ્દુલ હારિષ | " | " | ઉચ્ચ ખાનદાનના માણસ હતા. |
| ખાલિદ ઇબ્ને હરષ વહમાની | ઇસ્ફહાન | ખજાનચી | |
| સમુરા ઇબ્ને જુન્દુબ | સૌકુલ અહવાઝ | " | મહાન સહાબીઓમાંથી છે. |
| નુઅમાન ઇબ્ને અદી | મય્સાન | " | સહાબીઓમાંથી પ્રથમ એમને જ વારસાનો માલ મળ્યો. |
| અરફજા ઇબ્ને હરષમા | મોસલ | રેવન્યુ | મોસલમાં એમણે જ લશ્કરી છાવણી કમિશ્નર બનાવી. |



# પ્રકરણ ૩૨

## મહેસૂલ ખાતું

જમીન મહેસૂલના ધારા–ધોરણ બાંધવામાં આવ્યા તે અરબસ્તાનના ઈતિહાસમાં એક નવીન ઉમેરો હતો. ઈસ્લામ પૂર્વે જો કે અરબસ્તાનના વિવિધ ખાનદાનો રાજપદે પહોંચ્યા કે જેમણે રાજ્યની સર્વ વ્યવસ્થાઓ કરી હતી, પરંતુ મહેસૂલની ધોરણસર વ્યવસ્થા તદ્દન અસ્તિત્વમાં આવી ન હતી. ઈસ્લામના પ્રારંભમાં એટલું થયું હતું કે જ્યારે ખૈબર જીતાયું ત્યારે યહૂદીઓએ માંગણી કરી કે ખેતીવાડીનું કાર્ય અમે સારી રીતે જાણીએ છીએ, જેથી જમીનો અમારા કબજામાં રહેવા દેવામાં આવે. જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ એમની એ માંગણી કબૂલ રાખી અને પાકમાં અર્ધભાગની શરતે જમીનો સોંપાઈ. એ સિવાય જે સ્થળોના રહેવાસીઓ સર્વે મુસલમાન થઈ ગયા તેમની જમીન પર ૧/૧૦ મહેસૂલ ઠેરવી કે જે એક પ્રકારની 'ઝકાત' હતી, જ્યારે હઝરત ઉમર (રદિ.)ને ફોજી કાર્યો તરફથી એકંદરે સંતોષ થયો, કિંતુ સને ૧૬ હિજરીમાં એક તરફ અરબી–ઈરાક પર પૂરો કબજો થઈ ગયો અને બીજી તરફ યરમૂકની જીતે રોમનોના બળનો નાશ કર્યો, એટલે હઝરત ઉમર (રદિ.)એ મહેસૂલના ધારા–ધોરણ પ્રતિ લક્ષ્ય આપ્યું. એ પ્રશ્નના ઉકેલમાં પ્રથમ અડચણ એ નડી કે ફોજી સરદારોએ આગ્રહ કર્યો કે સર્વ જીતાયેલા મથકો તેમને જીતના અવેજ તરીકે જાગીરમાં આપી દેવા જોઈએ અને ત્યાંના રહેવાસીઓને એમની ગુલામીમાં આપી દેવા જોઈએ. હઝરત ઉમર (રદિ.)એ ઈરાકની જીત થતાં સા'દ ઈબ્ને વક્કાસને ત્યાંની વસતી ગણતરી કરવા ફરમાન લખી મોકલ્યું. સા'દે ઘણી જ સંભાળ પૂર્વક વસતી ગણતરી કરી. તેનો રિપોર્ટ તૈયાર કરી મોકલ્યો. કુલ્લે રહેવાસીઓ અને લશ્કરની સંખ્યાનો મુકાબલો કર્યો તો એક એક મુસલમાનના ભાગે ત્રણ ત્રણ માણસો આવતા હતા. તે જ વેળા હઝરત ઉમર (રદિ.)એ તો પોતાનો નિર્ણય કરી લીધો હતો કે જમીન રહેવાસીઓના કબજામાં રહેવા દેવી અને તેમને દરેક રીતે સ્વતંત્ર છોડી દેવાં,* પરંતુ એ સહાબીઓના વડીલોમાંથી અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ વગેરે સૈનિકો સાથે સંમત હતા. હઝરત બિલાલે એટલો આગ્રહ કર્યો કે, હઝરત ઉમર (રદિ.)એ કંટાળીને કહ્યું : "અલ્લાહુમ્મ અક્ફિની બિલાલા" અર્થાત્ : હે ખુદા તું મને બિલાલથી મુક્તિ આપ." હઝરત ઉમર (રદિ.) એ દલીલ રજૂ કરતા હતા કે જો જીતાયેલા દેશોને સૈનિકો વચ્ચે વહેંચી આપવામાં આવ્યા તો દેશનું બહારના હુમલાથી રક્ષણ કરવા તથા દેશમાં

---

* તબરી, પૃષ્ઠ ૨૪૨૭ અને ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૨૬૬ અને "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૨૧.

સુલેહ–શાંતિ કાયમ રાખવા માટે ભવિષ્યના લશ્કરનો ખર્ચ ક્યાંથી લાવીશું ? અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહેતા હતા કે, "જેમની તલવારોએ દેશ જીત્યો છે તેમને કબજાનો પણ હક છે. ભવિષ્યની પ્રજાને ફોગટમાં એ શા માટે મળવું જોઇએ. હઝરત ઉમર (રદિ.)ના રાજ્યનું બંધારણ પ્રજાસત્તાક હતું અર્થાત્ જે નિર્ણય થતો હતો તે બહુમતે થતો હતો, તેથી એક સામાન્ય સભા મળી જેમાં તમામ વયોવૃદ્ધ મુહાજિરીન અને અનસારોમાંથી ઔસ કબીલાના પાંચ અને ખઝરજ કબીલાના પાંચ સરદારો પ્રતિનિધિઓ તરીકે સામેલ હતા. હઝરત અલી (રદિ.) હઝરત ઉસ્માન (રદિ.) અને તલહા હઝરત ઉમર (રદિ.)ના મત સાથે મળતાં થયા છતાંયે કંઇક નિર્ણય થયો નહિ. કેટલાય દિવસો સુધી એ વિશે ચર્ચા ચાલી. હઝરત ઉમર (રદિ.)ને એકાએક કુર્આન મજીદની એક આયત યાદ આવી જે એ તકરાર માટે સચોટ દલીલ નીવડી. અર્થાત્ : **"લિલ ફુકરાઇલ મુહાજિરીનલ્લઝીન ઉખ્રુરિજૂ મિન દિયારિહિમ વ અમ્વાલિહિમ"** એના અંતિમ શબ્દો **"વલ્લઝીન જાઉ મિમ્ બઅદિહિમ..."**થી હઝરત ઉમર (રદિ.)એ દલીલ કાઢી કે વિજયોમાં ભવિષ્યની પ્રજાનો પણ હક છે, પરંતુ જો વિજેતાઓને એ વહેંચી દેવામાં આવે તો ભવિષ્યની પ્રજા માટે કંઇક બાકી રહેતું નથી. હઝરત ઉમર (રદિ.)એ ઊભા થઇ ઘણું જ અસરકારક ભાષણ કર્યું અને દલીલમાં ઉપરોક્ત આયત રજુ કરી સર્વે લોકો બોલી ઉઠયા કે, "નિઃસંદેહ, આપનો અભિપ્રાય ઘણો જ વ્યાજબી છે." એ દલીલની રૂએ એ સિદ્ધાંત સ્થાપિત થયો કે જે દેશો જીતાય તે લશ્કરની મિલકત નથી, પરંતુ તે રાજ્યની મિલકત ઠરશે અને ભવિષ્યના કબજાવાળાઓને અધિકાર રહિત કરવામાં આવશે નહિ. એ સિદ્ધાંત સ્થાપિત થયા પછી હઝરત ઉમર (રદિ.)એ જીતાયેલ દેશોની વ્યવસ્થા પ્રતિ લક્ષ્ય આપ્યું. ઇરાક જે અરબસ્તાનથી ઘણું જ નજીક હતું અને એમાં અરબોએ જઇ વસવાટ કરેલો હોવાથી તે અરબસ્તાનનો એક પ્રાંત બની ગયું હતું. સૌથી પહેલાં વ્યવસ્થાનું કાર્ય એ દેશથી શરૂ કરવામાં આવ્યું. હઝરત ઉમર (રદિ.)એ એક સિદ્ધાંત એ પણ રાખ્યો હતો કે પ્રત્યેક દેશની વ્યવસ્થા કરવા પહેલાં ત્યાંની પુરાણી રૂઢી–રિવાજ તેઓ જાણી લેતા અને ઘણા ખરા સંજોગોમાં તો થોડાક સુધારા સહિત જુની વ્યવસ્થાને જ કાયમ રાખતા હતા. ઇરાકમાં તે વેળા મહેસૂલની જે પદ્ધતિ ચાલુ હતી તે એ હતી કે દરેક પ્રકારના તુલ ઉપર એક ખાસ મહેસૂલના દર ઠેરવવામાં આવ્યા હતા, જે ત્રણ હપ્તામાં ભરવામાં આવતા હતા. એ પદ્ધતિ સૌથી પહેલાં કુબાદે કાયમ કરી હતી અને નવશેરવાને એને ચોક્કસ કરી હતી. નવશેરવાનના શાસનકાળ સુધી મહેસૂલના દરમાં એ સિદ્ધાંત પાળવામાં આવતો કે મહેસૂલ મૂળ પાકના અર્ધ ભાગથી વધુ હોવું ન જોઇએ, પરંતુ ખુસરૂ પરવીઝે એમાં વધારો કર્યો અને યઝદેજર્દના સમયમાં બીજાયે ફેરફારો થયા. હઝરત ઉમર (રદિ.)એ વધુ તપાસ કરવા અર્થે જમીનની માપણી કરવાનું ફરમાન કર્યું. એ કાર્ય માટે પ્રમાણિક અને જમીન માપણીની કળાના જાણકાર માણસની જરૂર હતી અને અરબસ્તાનમાં તે સમયે એવા પ્રકારની કળાનો રિવાજ હતો તેથી એકંદરે અડચણ



આડે આવી. અંતે બે માણસો ઉસ્માન ઈબ્ને હનીફ અને હુઝયફા ઈબ્નુલ યમાનની ચૂંટણી કરવામાં આવી. એ બંને મહાપુરુષો અસહાબોના વડીલોમાંથી હતા અને તેઓ ઈરાકમાં વધુ લાંબા સમય સુધી રહ્યા હતા, તેથી એવા પ્રકારના કાર્યોના જાણકાર બની ગયા હતા. ખાસ કરીને ઉસ્માન ઈબ્ને હનીફને એ કળામાં પૂરેપૂરો અનુભવ હતો. કાઝી અબૂ યૂસુફ સાહબે "કિતાબુલ ખિરાજ"માં લખ્યું છે કે, તેઓએ એવી તપાસ અને ચોકસાઈ સહિત માપણી કરી કે જેવી રીતે મૂલ્યવાન કપડું માપવામાં આવે છે. હઝરત ઉમર (રદિ.)એ માપણીનું માપુ પોતાના હાથ મુબારકે તૈયાર કર્યું હતું. કેટલાયે મહિનાઓ સુધી ઘણા જ બંદોબસ્ત અને તપાસની સાથે માપણીનું કામ ચાલુ રહ્યું.* કુલ ક્ષેત્રફળ લંબાઈમાં ૩૭૫ માઈલ અને પહોળાઈમાં ૨૪૦ માઈલ કિંતુ કુલ ૨૦,૦૦૦ ચોરસ માઈલ ઠર્યું અને પહાડો, રણો અને નહેરોને છોડી ખેડવા લાયક જમીન ત્રણ કરોડ સાઠ લાખ જરીબની થઈ. શાહી ખાનદાનની જાગીરો, અગિયારીઓના વકફો, બે વારસો નાસી ગયેલા અને બંડખોરોની મિલકતો, જે જમીન સડકો બનાવવા કે સુધારવા અને ટપાલ ખર્ચ માટે નિર્માણ થયેલી હતી તે, નદીઓને, માપેલા જંગલની જમીનો વગેરે સર્વે જમીનોને હઝરત ઉમર (રદિ.)એ ખાલસા કરાવી. એની આવક કે જે ૧૭ લાખ થતી હતી તેને જાહેર પ્રજાના કાર્યો પાછળ વાપરવા માટે નિર્માણ કરી. કોઈક વેળા કોઈ માણસને તેની ઈસ્લામી સેવાના અવેજમાં જાગીર આપવામાં આવતી હતી તો તે એ જ જમીનોમાંથી આપવામાં આવતી હતી કે જે કોઈ પણ રીતે મહેસૂલ કે ૧/૧૦ મહેસૂલ– ધારાથી મુક્ત રાખવામાં આવતી ન હોતી. બાકીની જમીનો તેમના માલિકોને સોંપવામાં આવી અને તેની ઉપર નીચે મુજબ મહેસૂલના દર લાગુ પાડવામાં આવ્યા :

| તુલ | જમીનનું માપ | મહેસૂલના દર |
|---|---|---|
| ઘઉં | દર જરીબે કિંતુ પાકા પોણા વીંઘે | વાર્ષિક ૨ દિરહમ✦ |
| જવ | ,, | વાર્ષિક ૧ દિરહમ |
| શેરડી | ,, | વાર્ષિક ૬ દિરહમ |
| કપાસ | ,, | વાર્ષિક ૫ દિરહમ |
| દ્રાક્ષ | ,, | વાર્ષિક ૧૦ દિરહમ |
| ખજુરનું જંગલ | ,, | વાર્ષિક ૧૦ દિરહમ |
| તલ | ,, | વાર્ષિક ૮ દિરહમ |
| શાકભાજી | ,, | વાર્ષિક ૩ દિરહમ |

* એક જરીબ અંગ્રેજી ૫૫ ગજને હિન્દી ૬૦ ગજની સાંકળ હોય છે કે જે ૨૦ ગુંઠાની બરાબર છે. –ભાષાંતરકાર

✦ એક દિરહમ એટલે લગભગ સાડા ત્રણ આના થાય છે. –ભાષાંતરકાર.

## ઈરાકનું મહેસૂલ :-

કેટલાક સ્થળે જમીનની ફળદ્રુપતા પ્રમાણે એ દરમાં કંઈક ફેરફાર પણ કરવામાં આવ્યો, કિન્તુ ઘઉં દર જરીબે (પાકું પોણું વીંઘું) ૪ દિરહમ અને જવના તૂલુ પર દર જરીબે બે દિરહમ ઠરાવવામાં આવ્યા અને પડતર જમીન જો એ ખેડ કરવા લાયક જણાય તો દર બે જરીબે એક દિરહમ મહેસૂલ લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. એ પ્રમાણે પૂરા ઈરાકનું મહેસૂલ ૮ કરોડ ૬૦ લાખ દિરહમ નક્કી ઠર્યું. માપણી-કામદારો વિવિધ લાયકાતના સજ્જનો હતા એટલે મહેસૂલની આકારણીમાં પણ તફાવત રહ્યો, છતાંયે જ્યાં જેટલુંયે મહેસૂલ અંકાયું તેથી વધુ જમીનના માલિકો માટે છોડી દેવામાં આવ્યું. હઝરત ઉમર (રદિ.)ને "ઝિમ્મી" પ્રજા માટે એટલી બધી ચિંતા રહેતી કે બંને ઓફિસરોને બોલાવી પૂછયું "તમે મહેસૂલ- આકારણીમાં સખતાઈ તો વાપરી નથી ? ઉસ્માન ઈબ્ને હનીફે કહ્યું "ના, બલકે હજુ કંઈક કસર રાખી છે."*

## જમીનદાર ને તાલુકદાર :-

જે લોકો પુરાતન સમયથી જમીનદાર અને તાલુકદાર હતા અને જેમને ઈરાની ભાષામાં મર્ઝબાન અને દેહકાન કહેવામાં આવતા હતા તેઓની સ્થિતિ હઝરત ઉમર (રદિ.)એ જેમ હતી તે જ પ્રમાણે કાયમ રહેવા દીધી અને તેમના જે હકો અને અધિકારો હતા તે સર્વે બહાલ રહેવા દીધા. આવી સરસ અને ઉમદા રીતે વ્યવસ્થા કરવામાં આવતાં પરિણામ એ આવ્યું કે જમીનની મહેસૂલના દર જો કે નવશેરવાને ઠેરવેલા દરો કરતાં વધારે હતાં છતાંયે ઘણી પડતર જમીનો ખેડાણ બનવા પામી અને એકાએક ખેતરોના પાકમાં પણ વૃદ્ધિ થઈ; એથી એ વ્યવસ્થા કરવાના બીજે જ વર્ષે મહેસૂલની રકમ આઠ કરોડથી દસ કરોડ વીસ હજાર દિરહમ સુધી પહોંચી ગઈ હતી.✦ એ પછીના વર્ષોમાં એમાં ઔર પણ વધારો થતો ગયો. એમ છતાંયે હઝરત ઉમર (રદિ.) એની કાળજી રાખતા કે જ્યારે ઈરાકનું મહેસૂલ આવતું ત્યારે દસ પ્રતિષ્ઠિત ને વિશ્વાસપાત્ર માણસો કૂફાથી અને એટલા જ બસરાથી બોલાવવામાં આવતા અને હઝરત ઉમર (રદિ.) તેમને ચાર વાર શરઈ કસમો ખવડાવતા કે, "એ મહેસૂલ કોઈ 'ઝિમ્મી' કે મુસલમાન પર ઝુલ્મ કરીને તો વસૂલ કર્યું નથી ?"★

## ફારૂકી સમય પછીના મહેસૂલનો મુકાબલો :-

એ એક આશ્ચર્યકારક બિના છે કે હઝરત ઉમર (રદિ.)એ જો કે ઘણી જ નરમાઈ સાથે

---

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૨૧.
✦ તારીખે યાકૂબી, પૃષ્ઠ ૧૭૪.
★ "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૬૫.

મહેસૂલની આકારણી કરી હતી, પરંતુ જેટલું મહેસૂલ એમના શાસનકાળમાં વસૂલ થયું તેટલું એમના પછી કદી થયું નથી. હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ કહ્યા કરતા હતા કે, "હજ્જાજ પર ખુદાની ફિટકાર હોજો, કમબખ્તમાં ન તો કંઇક દીનની લાયકાત હતી ન દુનિયાની. ઉમર ઇબ્નુલ ખત્તાબે ઇરાકનું મહેસૂલ ૧૦ કરોડ ૪૮ લાખ દિરહમ વસૂલ કર્યું હતું; ઝ્યાદે ૧૦ કરોડ ૧૫ લાખ અને હજ્જાજે બળજબરી કરીને અત્યાચાર કર્યા છતાંયે કેવળ બે કરોડ આઠ લાખ વસૂલ કર્યું હતું." મામૂન રશીદનો શાસનકાળ ન્યાય અને અદલ ઇન્સાફ માટે પ્રખ્યાત છે, પરંતુ તેમના સમયમાંયે ઇરાકના મહેસૂલની સંખ્યા ૫ કરોડ ૪૮ લાખ દિરહમ કરતાં વધુ અંકાઇ નથી. જ્યાં સુધી અમે જાણીએ છીએ ત્યાં સુધી હઝરત ઉમર (રદિ.)એ ઇરાકના સિવાય અન્ય કોઇ પ્રાંતની માપણી કરાવી નથી. બલકે જ્યાં જે પ્રકારની વ્યવસ્થાના જે કાગળો પ્રથમથી તૈયાર હતા તેમને તે જ પ્રમાણે કાયમ રાખ્યા, તે એટલે સુધી કે કચેરીની ભાષાં સુદ્ધાં બદલી નહિ, કિન્તુ ઇસ્લામ પૂર્વે જેમ ઇરાક અને ઇરાનના કચેરીના ચોપડાઓ ફારસીમાં, સિરીયાના રોમન ભાષામાં, મિસરના કોપ્ટ ભાષામાં હતા તેમને હઝરત ઉમર (રદિ.)ના શાસનકાળમાં પણ તેમ જ રાખવામાં આવ્યા. મહેસૂલ ખાતામાં જેમ જુના વખતથી પારસી, ગ્રીક અને કોપ્ટ લોકો નોકરો હતા, તેમને તે જ મુજબ બહાલ રાખ્યા; છતાંયે હઝરત ઉમર (રદિ.)એ જુની વ્યવસ્થામાં જયાં કંઇક ખામી દેખાઇ ત્યાં એમણે સુધારો કર્યો; જેની વિગત આગળ આપવામાં આવશે. મિસરમાં ફિરઔનના સમયમાં જે ગોઠવણ થઇ હતી તે ટોલુમેઝે (બતાલિમા) પણ તે જ કાયમ રહેવા દીધી હતી અને રોમન એમ્પાયરમાં યે તે જ ચાલુ રાખવામાં આવી. ફિરઔને સર્વે ખેડાણ જમીનની માપણી કરાવી હતી અને મહેસૂલની આકારણી અને મહેસૂલ વસૂલ કરવાની પદ્ધતિના અગ્રગણ્ય સિદ્ધાંતો નીચે મુજબ નક્કી કર્યા હતા : (૧) મહેસૂલ રોકડ તેમજ મૂળ પાક લઇને બંને રીતે વસૂલ કરી શકાય. (૨) થોડાક વર્ષોના સરાસરી પાકની આંકણી કરી તે મુજબ મહેસૂલની આકારણી કરવી. (૩) એ યોજના ચાર વર્ષ સુધી રહે.*

રોમનોએ પોતાના શાસનકાળમાં બીજા સર્વે ધારાઓ કાયમ રાખ્યા, પરંતુ એક નવિન ધારો–નિયમ એ ઠરાવ્યો હતો કે દર વર્ષે મહેસૂલ ઉપરાંત મિસરથી અનાજનો એક ભારે જથ્થો કોન્સ્ટાન્ટિનોપલ રાજધાની રવાના કરવામાં આવતો હતો અને રાજ્યના દરેક પ્રાંતમાં લશ્કરના સીધા સામાન માટે અહિંયાથી અનાજ જતું હતું કે જેની ગણતરી મહેસૂલમાં કરવામાં આવતી નહોતી. હઝરત ઉમર (રદિ.)એ બંને ઝુલ્મી કાયદાઓ બંધ કરાવ્યા. યુરોપના ઇતિહાસકારોએ લખ્યું છે કે, હઝરત ઉમર (રદિ.)ના સમયમાં પણ એ ધારાઓ ચાલુ રહ્યા હતા, કારણ કે દુકાળના વરસે મિસરથી મદીના મુનવ્વરહ જે

* પ્રોફેસર હોન બાકહેયે એક પુસ્તક ફ્રેન્ચ ભાષામાં મુસ્લિમોના મહેસૂલ ધારાઓ પર લખ્યું છે. ઉપરોક્ત હવાલ મેં તે પુસ્તકમાંથી લીધો છે. આગળ જતાં પણ એના હવાલા આવશે, એ પુસ્તકનું પૂરું નામ લો પ્રોપાયટી ટેરીટોરીયલ એટોરસ્પોટ કાંજરસ્નઝ–પ્રિમિયર્સ.

અનાજ મોકલવામાં આવ્યું તે એ જ ધારાનુસાર મોકલવામાં આવ્યું હતું. પરંતુ એમ લખવામાં તેની ભારે ભૂલ છે અને કેવળ ધારણા જ છે. નિઃસંદેહ, સામાન્ય દુકાળમાં મિસરથી અનાજ ગયું અને ફરી એ રિવાજ કાયમ થતાં મુદતો સુધી ચાલ્યો, પરંતુ એ અનાજ તે જ હતું કે જે મહેસૂલના પેટે વસુલ લેવામાં આવતું હતું કોઇ નવીન મહેસૂલ વેરો કે કર નાખ્યો ન હતો, એના માટે અલ્લામા બલાઝરીએ 'ફુતુહૂલ બુલદાન'માં સ્પષ્ટ વિવરણ કર્યું છે.◆ એ બાબતનો મહાન પુરાવો એ છે કે જ્યારે મહેસૂલ પેટે રોકડ લેવાની પદ્ધતિ શરૂ થઇ ત્યારે હરમૈન માટે જે અનાજ મોકલવામાં આવતું હતું તે વેચાતું લઇ મોકલવામાં આવતું હતું. તેમજ અમીર મઆવિયાના શાસનકાળ સંબંધી મકરેઝીએ એનો સ્પષ્ટ ખુલાસો કર્યો છે. હઝરત ઉમર (રદિ.)એ દરેક પ્રાંતોમાં લશ્કરના ખાધા-ખોરાકી માટે અનાજના ખેતરોની પણ ગોઠવણ કરી હતી, પરંતુ એ પણ મહેસૂલનું જ અનાજ હતું.

હઝરત ઉમર (રદિ.)એ મહેસૂલ વસૂલ કરવાની પદ્ધતિ પણ અતિ સહેલી બનાવી દીધી હતી અને એ કારણે બંને દેશોમાં જુના ધારાઓમાં એકંદરે સુધારો કર્યો હતો. મિસર એક એવો દેશ છે કે જેના પાકનો આધાર નીલ નદીના પૂર પર હે છે અને એના પૂરના ધોરણમાં અતિ તફાવત રહે છે તેથી પાકનો કંઇક ખાસ અંદાઝો કાઢી શકાતો ન હતો. સરાસરી હિસાબ એ માટે લાભકારી નીવડતો ન હતો કે અભણ ખેડૂત પોતાના વ્યયની વહેંચણી એવા ધોરણસર-રીતસર કરી શકતા ન હોતા કે જેથી સૂકા વરસોમાં સરાસરીના હિસાબે તેમનું કામ ચાલી શકે.*

સારાંશ કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં મહેસૂલ વસૂલ કરવાની એ પદ્ધતિ હતી કે જ્યારે મહેસૂલની કીસ્તો શરૂ થતી હતી ત્યારે તમામ પ્રગરણાઓમાંથી જાગીરદારો, જમીનદારો અને અરાફોને બોલાવવામાં આવતા અને તેઓ પાકની સ્થિતિ પરથી અખિલ દેશની મહેસૂલનો અડસટ્ટો કાઢી બતલાવતા હતા. એ પછી દરેક જિલ્લાઓ અને દરેક પ્રગરણાનો અડસટ્ટો કાઢવામાં આવતો, ત્યારે સ્થાનિક જમીનદાર અને મુખી હાજર રહેતા હતા. એ અડસટવામાં આવેલી રકમ તે લોકોના મશ્વેરાથી દરેક ગામે ગામના ફાળા પ્રમાણે વહેંચી દેવામાં આવતી. જે પાક થતો હતો તેમાંથી પ્રથમ ખ્રિસ્તી દેવળો, હમ્મામોના ખર્ચ અને મુસલમાનોની પરોણાગતનો ખર્ચ કાઢી લેવામાં આવતો, બાકી જે બચતો હતો તેમાંથી આકારણી થયેલ મહેસૂલ ભરવામાં આવતી. દરેક ગામ પર જે મહેસૂલ-આકારણી નક્કી કરવામાં આવતી તેનો ફાળો પડતો એક ભાગ ગામના ધંધાદારીઓ પાસેથી વસૂલ લેવામાં આવતો. એ પદ્ધતિમાં જો કે ઘણી મહેનત હતી અને દર વર્ષે જાણે એક નવિન ગોઠવણી કરવી પડતી હતી; પરંતુ મિસરની સ્થિતિ જોતાં

---

◆ ફુતુહુલ બુલદાન, પૃષ્ઠ ૩૧૬.

* મકરેઝી ભાગ ૧લો, પૃષ્ઠ ૭૯.

અદલ–ઈન્સાફથી તો એમ જ થવું જોઈતું હતું અને મિસરમાં એ રૂઢી થોડા ઘણા ફેરફાર સહિત એક મુદતથી ચાલતી આવી હતી. મહેસૂલનો દર દર જરીબે એક દીનાર અરદબ અનાજ ઠેરવવામાં આવ્યો અને એ કરાર લખી આપવામાં આવ્યો કે એ સંખ્યામાં વધારો કરવામાં આવશે નહિ. એ અદલ–ઈન્સાફ સહિત હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જે મહેસૂલ વસૂલ કરવામાં આવતું હતું તેની સંખ્યા એક કરોડ વીસ લાખ દીનાર હતી, અલ્લામા મકરેઝીએ લખ્યું છે કે એ ફક્ત જઝિયાની રકમ હતી. મહેસૂલ તો એ ઉપરાંત હતી. અબૂ હવકલ બગદાદીએ પણ પોતાની ભૂગોળમાં કાઝી અબૂ હાઝિમના જે વચન ટાંક્યા છે તે એને મળતા છે, પરંતુ મારા મત પ્રમાણે એમણે બંનેએ ભૂલ કરી છે. અલ્લામા મકરેઝીએ પોતે લખ્યું છે કે "જ્યારે અમ્ર ઈબ્નુલ આસે પહેલા વર્ષે એક કરોડ દીનાર વસૂલ કર્યા તો હઝરત ઉમર (રદિ.)એ એ વિચારે કે હમણાં પાછલા વર્ષે તો મકવકિસે એક કરોડ દીનાર વસૂલ કર્યા હતા તેથી અમ્ર ઈબ્નુલ આસથી એનો જવાબ માંગ્યો. એ સિદ્ધ છે કે મકવકિસના સમયમાં જઝિયાનો ધારો ન હતો તેથી અમ્ર ઈબ્નુલ આસની એ રકમ જો જઝિયાની હતી તો મકવકિસની રકમથી એની સરખામણી કરવી તદ્દન નકામી હતી. એ ઉપરાંત સર્વે ઈતિહાસકારોએ અને મકરેઝીએ પોતે જ્યાં મહેસૂલ સંબંધી ઈસ્લામ પૂર્વે કે પછીના કાળ સાથે મુકાબલો કર્યો છે તો એ જ સંખ્યા ગણાવી છે, સારાંશ કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં મહેસૂલની જે સંખ્યા જ્યાં સુધી પહોંચી તે પછીના કામમાં કદી એટલી હદે પહોંચી નથી. બનૂ ઉમૈયા અને બનૂ અબ્બાસના સમયમાં ત્રીસ લાખ દીનારથી વધુ રકમ વસૂલ થઈ નથી. હિશામ ઈબ્ને અબ્દુલ મુલ્કે જ્યારે ઘણી જ વ્યવસ્થાપૂર્વક અખિલ દેશોના ખેતરોની માપણી કરાવી જે ત્રણ કરોડ ફદ્દાન અંકાઈ, ત્યારે ૩૦ લાખથી ૪૦ લાખની મહેસૂલ થઈ ગઈ. અલબત્ત, હઝરત ઉસ્માન (રદિ.)ના સમયમાં અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ મિસરના ગવર્નરે એક કરોડ ચાલીસ લાખ દીનાર વસૂલ કર્યા હતા, પરંતુ જ્યારે હઝરત ઉસ્માન (રદિ.)એ ગુમાનપૂર્વક અમ્ર ઈબ્નુલ આસથી કહ્યું કે, "હવે તો ઊંટણીએ વધુ દૂધ આપ્યું" તો અમ્ર ઈબ્નુલ આસે સ્વતંત્રપણે કહ્યું : "હા, પરંતુ બચ્ચું ભૂખ્યું રહ્યું." અમીર મઆવિયાનો સમય દરેક પ્રકારની દુન્યવી ઉન્નતિ માટે યાદગાર છે. એમના શાસનકાળમાં મિસરના મહેસૂલની સંખ્યા ૯૦ લાખ દીનાર હતી, ફાતમી શાસનકાળમાં ખલીફા અલ મુઈઝઝુ લિદીનિલ્લાહના ગવર્નરે મહેસૂલના દરની રકમ બેવડી કરી હોવા છતાં ૩૨ લાખ દીનારથી વધુ વસૂલ કરી શકાયા નહિ.

સિરીયામાં ઈસ્લામી રાજ્ય અમલ સુધી તે મહેસૂલ ધારો હતો કે જે એક ગ્રીક બાદશાહે પોતાના તાબેના સર્વે દેશો માટે ઘડયો હતો, એ બાદશાહે પાકની ભિન્નતાના લીધે જમીનના જૂદા જૂદા વર્ગ પાડયા હતા અને દરેક જાતની જમીન ઉપર જુદા મહેસુલ દર નક્કી કર્યા હતા. એ ધારાનો છઠ્ઠી સદી ઈસ્વીના પ્રારંભમાં ગ્રીક ભાષામાંથી સિરીયન ભાષામાં અનુવાદ થયો અને ઈસ્લામની જીતો સુધી એ જ ધારો એ સર્વે દેશોમાં ચાલુ

હતો* અને સંજોગો અને અનુમાનથી જણાય છે કે હઝરત ઉમર (રદિ.)એ મિસરની જેમ અહિંયા પણ તે જ જુની પદ્ધતિ ચાલુ રાખી. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં સિરીયાથી જે જમીન મહેસૂલ વસૂલ કરવામાં આવતું તેની કુલ સંખ્યા એક કરોડ ૪૦ લાખ દીનાર કિન્તુ ૫ કરોડ ૮ લાખ રૂપિયા હતા. ઈરાક, મિસર અને સિરીયાના સિવાય બીજા જીતાયેલા દેશો કિન્તુ ઈરાન, કરમાન, આર્મિનિયા વગેરેની વ્યવસ્થા અને મહેસૂલ આકારણીના વૃત્તાંત વિશે અમે ઘણું થોડું જાણી શક્યા છીએ. ઈતિહાસકારો એ દેશોની જીતોના વૃત્તાંતમાં ફક્ત એટલું લખે છે કે ત્યાંના લોકો પર જઝિયા વેરો અને જમીન મહેસૂલ નિર્માણ કરવામાં આવ્યાં હતાં. જ્યાં જ્યાં ખાસ રકમ પર કરારો થયા છે તો તેની સંખ્યા લખવામાં આવી છે, તે ઉપરાંત બીજા પ્રકારની વિગતને જતી કરી છે અને એ પ્રકારની નાની ઉપવિગતો સાથે કોઈ માઠા પરિણામે સંબંધ ધરાવતા નથી તેથી અમે પણ એની એટલી બધી દરકાર કરતા નથી. અલબત્ત, એક સત્ય શોધકની દષ્ટિ એ બાબત પર પડી શકે છે કે એ ખાતામાં ફારૂકી વિજયોની ખાસ શોધો નવી યોજનાઓ કે સુધારાઓ શા છે ? તેથી અમે એ જ ખાસ બાજુ પર દષ્ટિ નાખવા ઈચ્છા ધરાવીએ છીએ.

## મહેસૂલ ધારામાં હઝરત ઉમર (રદિ.)ના સુધારા :-

એ જમીન મહેસૂલ ખાતામાં જે સૌથી મહાન પરિવર્તન હઝરત ઉમર (રદિ.)એ કર્યું અને જેના કારણે પ્રજાના કલ્યાણ અને આબાદીમાં એકાએક મોટી પ્રગતિ થવા પામી તે એ હતું કે જમીનદારી અને જમીનના માલિકીપણાનો જે જુનો ધારો હતો અને તે ઘણો જ ઝુલ્મી હતો તેનો નાશ કર્યો. રોમનોએ જ્યારે સિરીયા અને મિસર કબજે કર્યા તો સર્વે જમીનો અસલી રહેવાસીઓ પાસેથી પડાવી લઈ થોડીક ફોજના ઓફિસરોને આપી, થોડીક દરબારના સભ્યોને આપી, થોડીક જમીનોને શાહી જાગીરો ઠેરવી અને કેટલીક ખ્રિસ્તી દેવળો, ચર્ચોને અર્પણ કરવામાં આવી. મૂળ રહેવાસીઓ પાસે જમીનનો એક ટુકડો પણ રહેવા દીધો નહિ. તેઓ ફક્ત ખેડવાનો હક ધરાવતા હતા અને જો જમીનનો માલિક પોતાની જમીન કોઈને નામે ચઢાવી આપતો ત્યારે સાથે એ જમીનને ખેડનાર ખેડૂતોને પણ ખેડવાયા તરીકે તેના નામે કરી આપતો હતો. અંતમાં રહેવાસીઓને કંઈક જમીનદારીનો હક મળવા લાગ્યો, પરંતુ જમીનદારીની સાચવણી અને તેનાથી લાભ ઉઠાવવા માટે રોમન જમીનદારોની સહાય લેવી પડતી હતી. એ બહાના હેઠળ જમીનદાર પોતે તે જમીન પર કબજો જમાવી લેતા હતા અને બીચારા ખેડૂત એમ ને એમ રહી જતા હતા. એ પદ્ધતિ કેવળ રોમન સામ્રાજ્યમાં જ હતી એમ નથી, બલકે અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી તો સર્વ દુન્યામાં લગભગ એ જ પદ્ધતિ ચાલુ હતી કે ઝમીનનો ઘણો મોટો ભાગ ફોજના સરદારો કે રાજ્યના કારભારીઓની જાગીરમાં અપાઈ જતો હતો. હઝરત ઉમર (રદિ.)એ દેશ પર કબજો કર્યા પછી તરત જ એ ઝુલ્મી કાનૂનનો

* જૂઓ, મુસ્લિમોના મહેસુલ ધારા પર પ્રોફેસર બર્કહેમ કેન્ચનું પુસ્તક.

નાશ કર્યો. ઘણા ખરા રોમનો તો દેશ જીતાતાં જ નીકળી નાઠા અને જે રહી ગયા હતા તેમના કબજામાંથી જમીન છોડાવી લેવામાં આવી. હઝરત ઉમર (રદિ.)એ એ સર્વે જમીન કે જે શાહી જાગીરો ગણાતી હતી અથવા જે પર રોમનોનો કબજો હતો તે સર્વેને દેશના વતનીઓને સોંપી દીધી અને મુસલમાન ઓફિસરો અથવા ફોજી સરદારોને એ અર્પણ કરવામાં આવે તેને બદલે એક એવો કાનૂન ઘડવામાં આવ્યો કે મુસલમાનો કોઇ પણ સ્થિતિમાં એ જમીનો પર કબજો કરી શકતા નથી, કિન્તુ જમીનના માલિકોને કિંમત આપી ખરીદવા ઇચ્છે તો પણ તેઓ ખરીદી શકતા ન હોતા. એ કાનૂન લાંબી મુદત સુધી ચાલુ રહ્યો. એક વેળા લૈસ ઇબ્ને સા'દે મિસરમાં કેટલીક જમીન ખરીદી તો મોટા મોટા ધાર્મિક આગેવાનો જેમ કે ઇમામ માલિક, નાફિઅ ઇબ્ને યઝીદ ઇબ્ને લુહૈઆએ તેમના પર સખત ટીકા કરી. હઝરત ઉમર (રદિ.)એ એટલાથી જ માંડી વાળ્યું હોય એમ નથી, બલકે અરબ પ્રજા જે એ દેશોમાં ફેલાઇ ગઇ હતી તેમને પણ ખેતી કરવાની બંધી કરી. એથી લોકોના પગારો બાંધી દેવા ફોજી ઓફિસરોના નામે ફરમાનો મોકલાવવામાં આવ્યા કે જેથી કોઇને ખેતી કરવાની જરૂર રહે નહિ. એ ફરમાન એવી સખત રીતે કાઢવામાં આવ્યું હતું કે શરીક અત્ફી નામક એક માણસે મિસરમાં કેટલીક જમીન ખેડી તો હઝરત ઉમર (રદિ.)એ તેને બોલાવી તેની સખત ઝાટકણી કરી અને કહ્યું કે, "હું તને એવી શિક્ષા કરીશ કે બીજાઓને એથી બોધ મળશે."

એ નિયમોથી હઝરત ઉમર (રદિ.)એ એક બાજૂએ તો એવા અદલ ને ઇન્સાફનો નમૂનો રજૂ કર્યો કે જેનું પ્રમાણ જગતમાં અસ્તિત્વમાં ન હતું, કારણ કે કોઇ વિજેતા કૌમે જીતાયેલી પ્રજા સાથે એટલી બધી ઉદારતા દાખવી નથી; અને બીજી બાજૂએ વસતી અને ખેતીવાડીમાં એથી ઘણી જ ઉન્નતિ થઇ, કારણ કે મૂળ વતનીઓ કે જેઓ મુદતો થયાં એ કાર્યોમાં અનુભવ ધરાવતા હતા તેમની સ્પર્ધા રણવાસી અરબો કરી શકતા ન હતા. સૌથી સારું કામ તો એ થયું કે એ યોજનાના પ્રતાપે જીતોનો વિસ્તાર વધારવામાં ભારે સહાય મળી. ફ્રાન્સના એક કાબિલ ગ્રંથકારે લખ્યું છે કે, "એ બિના સિદ્ધ થયેલી છે કે ઇસ્લામના વિજયોમાં જમીન મહેસૂલ અને કરના મામલાઓએ ભારે કામ કર્યું છે. રોમન સામ્રાજ્યમાં પ્રજાને સખત મહેસૂલ આપવું પડતું હતું. તેણે મુસ્લિમોની જીતોને ઘણી જ વેગે આગળ ધપાવી છે." મુસ્લિમોના હુમલાઓનો જેણે મુકાબલો કર્યો તે દેશની પ્રજા તરફથી કરવામાં આવ્યો ન હતો, પરંતુ સરકાર તરફથી થયો હતો. મિસરમાં કોપ્ટ ખેડૂતોએ જ ગ્રીકો વિરુદ્ધ મુસ્લિમોને સહાય કરી. દમાસ્કસ અને હિમ્સમાં ખ્રિસ્તી રહેવાસીઓએ હરક્યુલસના લશ્કરના મુકાબલા માટે શહેરના કોટના દરવાજા બંધ કરી દીધા અને મુસ્લિમોને કહ્યું કે, "અમે તમારી રાજસત્તાને નિર્દય રોમનોના કરતાં ઘણી જ પસંદ કરીએ છીએ." એમ ન સમજવું જોઇએ કે હઝરત ઉમર (રદિ.)એ પરકીઓને ન્યાય આપતાં પોતાની કૌમના હકોને માર્યા હતા, કિન્તુ તેમને ખેતીવાડી કરતાં રોક્યા હતા; એથી તો ખરું જોતાં હઝરત ઉમર (રદિ.)ની પરિણામ જાણવાની ઊંડી દિર્ઘદ્રષ્ટિનો

પુરાવો મળે છે. અસહાબીના મૂળ ઉચ્ચ ગુણો કિન્તુ ધૈર્ય–હિમ્મત, વીરતા, સહન શક્તિ, દઢતા વગેરે ત્યાં સુધી તેઓમાં કાયમ રહ્યાં, જ્યાં સુધી ખેતી અને જમીનદારીથી દૂર રહ્યા. જે દિવસે તેમણે જમીનનું કામ શરૂ કર્યું તે દિવસથી એ ખૂબીઓ પણ તેમનામાંથી નષ્ટ થઇ ગઇ. એ મામલામાં બીજો એક અતિ ન્યાયી સિદ્ધાંત રાખ્યો હતો તે એ હતો કે વ્યવસ્થા અને તેને લગતા સર્વે કાર્યોમાં 'ઝિમ્મી' પ્રજા કે જેઓ પારસી કે ખ્રિસ્તીઓ હતા હંમેશા તેમનો હઝરત ઉમર (રદિ.) અભિપ્રાય લેતા હતા; અને તેમની ફરમાઇશો પ્રતિ લક્ષ્ય આપતા હતા. ઈરાકની વ્યવસ્થા કરવાની ઇચ્છા થઇ તો સૌથી પહેલાં ત્યાંના અધિકારીઓ પર એમણે લખી મોકલ્યું કે ઇરાકના બે જાગીરદારોને અમારી તરફ દુભાષિયાઓ સાથે મોકલી આપો. માપણીનું કાર્ય શરૂ થઇ ગયું ત્યારે ફરી ઇરાકથી દસ દસ મોટા મોટા જમીનદારોને બોલાવવામાં આવ્યા. એ જ પ્રમાણે મિસરની વ્યવસ્થા વેળા ત્યાંના ગવર્નરને મકવકિસ કે જે પહેલાં મિસરનો હાકિમ હતો તેની મહેસૂલ સંબંધી સલાહ લેવા લખ્યું. એથીયે સંતોષ ન થયો તો હઝરત ઉમર (રદિ.)એ એક જાણકાર કોપ્ટને મદીના બોલાવ્યો અને તેની જુબાની લીધી. એ પદ્ધતિ જેવી રીતે અદલ ને ઇન્સાફનું ઉચ્ચ દષ્ટાંત હતું તેવી જ રીતે મહેસૂલ વ્યવસ્થાના મામલામાં પણ લાભદાયી હતી. એ બાબતોની સાથે તે સુધારાઓની પણ ગણતરી કરવી જોઇએ કે જેનું વર્ણન અમે જમીન મહેસૂલની વ્યવસ્થાના પ્રારંભમાં કરી આવ્યા છીએ.

મહેસૂલ વ્યવસ્થાની સાથે હઝરત ઉમર (રદિ.)એ જમીનની ખેડાણ અને ખેતીવાડીની ઉન્નતિ પ્રતિ લક્ષ્ય આપ્યું. એમણે એક સામાન્ય ફરમાન બહાર પાડયું કે પૂરા દેશમાં જ્યાં જ્યાં પડતર જમીનો આવેલી છે તેને જે માણસ ખેડાણ બનાવશે તે તેના માલિકીની થઇ જશે, પરંતુ જો કોઇ માણસ એવા પ્રકારની જમીનને ખેડાણ કરવાની નિષ્ઠાથી પોતાના કબજામાં લેશે અને તેને ત્રણ વરસ સુધીમાં ખેડાણ બનાવશે નહિ તો જમીન તેના કબજામાંથી નીકળી જશે. એ પદ્ધતિથી પડી ગયેલી જમીનો થોડા વખતમાં ખેડાણ બની ગઇ. ચઢાઇની વેળા જ્યાં જ્યાંની પ્રજા ઘરબાર છોડી નાસી ગઇ હતી તેઓ પાછા ઘેર આવી પોતાની જમીનોનો કબજો કરી લે તે માટે જાહેર ખબરો બહાર પાડવામાં આવી. ખેતીવાડીની દેખરેખ અને તેની ઉન્નતિ માટે હઝરત ઉમર (રદિ.)ને કેવી ચિંતા હતી તેનો અંદાઝો એથી કાઢી શકાય છે કે એક વેળા એક માણસે આવી ફરિયાદ કરી કે, "સિરીયામાં મારી કેટલીક જમીન હતી, આપનું લશ્કર તે તરફથી પસાર થયું ત્યારે તેના પાકનો નાશ કરી નાખ્યો." આથી હઝરત ઉમર (રદિ.)એ તે જ વેળાએ તેને દસ હજાર દિરહમ અવેજમાં અપાવ્યાં.* એમણે સર્વે જીતાયેલા દેશોમાં નહેરો ચાલુ કરી અને બંધો બાંધવા, તળાવો ખોડાવવા, પાણી પૂરું પાડવા કાંસ બાંધવા, નહેરોની શાખાઓ પાડવા અને બીજા એ પ્રકારના કાર્યો માટે એક મોટા ખાતાની સ્થાપના કરી. અલ્લામા મકરેઝીએ લખ્યું કે, ખાસ મિસરમાં એક લાખ વીસ હજાર મજૂરો આખા વર્ષ સુધી

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૫૮.

દરરોજ એ કામ પાછળ લાગેલા રહેતા હતા અને સર્વે ખરચ બયતુલ માલ (સરકારી તિજોરી)માંથી આપવામાં આવતો હતો.◆ ખુઝિસ્તાન અને અહવાઝના જિલ્લાઓમાં જઝ ઈબ્ને મઆવિયાએ હઝરત ઉમર (રદિ.)ની આજ્ઞા લઇ ઘણી નહેરો ખોદાવી હતી, જેથી ઘણી પડતર જમીનો ફરતી થઇ ગઇ. એ જ પ્રમાણે બીજી સેંકડો નહેરો તૈયાર કરવામાં આવી જેની માહિતી અહિં તહિં ઇતિહાસોમાં મળી આવે છે.

કબજા–ભોગવટાના પ્રકારની રૂએ જમીનના "ખિરાજી" (આકારણી કરી ઠરાવેલા મહેસૂલવાળી) અને "ઉશરી" (પાકના ૧/૧૦માં ભાગ જેટલા મહેસૂલવાળી) એમ બે વિભાગો પાડવામાં આવ્યા હતા. "ખિરાજી" (એટલે આકારણી કરી ઠરાવેલા મહેસૂલ–વાળી જમીન)નું વર્ણન ઉપર આવી ચૂક્યું છે. "ઉશરી" તે જમીનનું નામ હતું કે જે મુસ્લિમોના કબજા ભોગવટાની હતી અને એના પ્રકારો નીચે પ્રમાણે છે :

(૧) અરબસ્તાનની જમીન જેમના માલિકો ઇસ્લામના પ્રારંભમાં મુસલમાન થઇ ગયા હતા જેમ કે મદીના મુનવ્વરહ વગેરેના (૨) જે જમીન કોઇ "ઝિમ્મી"ના કબજામાંથી નીકળી મુસલમાનના કબજામાં ગઇ હતી–જેમ કે તે વારસ વિના મરી ગયો કે નાસી ગયો કે બંડ કર્યું અથવા રાજીનામું આપી દીધું (૩) જે પડતર જમીન કોઇના કબજામાં ન હોતી અને તેને કોઇ મુસલમાન ખેડાણ બનાવતો.

એ પ્રકારની સર્વે જમીનો "ઉશરી" કહેવાતી હતી અને એ જમીનના મહેસૂલ બદલે જે કંઇક મુસલમાનો પાસેથી લેવાતું હતું તે ઝકાતની ગણતરીમાં આવતું હતું તેથી એ જમીનો પર જમીન મહેસૂલના બદલે ઝકાત ઠેરવી હતી, જેનું પ્રમાણ મૂળ પાકનો દસમો ભાગ હતો. એ દર જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ પોતે ઠેરવ્યો હતો અને એ જ દર હઝરત ઉમર (રદિ.)ના સમયમાં કાયમ રાખવામાં આવ્યો. હઝરત ઉમર (રદિ.)એ એટલું કર્યું કે ઇરાન વગેરે દેશોની જે જમીનો મુસલમાનોની માલિકીમાં આવી ગઇ હતી તેઓને જો "ઝિમ્મીઓ"ની જુની નહેરો કે કુવાઓમાંથી પાણી પૂરું પાડવામાં આવતું તો તેને જમીન મહેસૂલ લાગુ પાડયું હતું, જેમ કે એવા પ્રકારની જમીનો અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ અને ખબ્બાબ વગેરેના કબજામાં હતી અને તેમની પાસેથી જમીન મહેસૂલ વસૂલ લેવામાં આવતું હતું અને જો મુસલમાન પોતે નવી નહેર કે કુવા ખોદાવી તેનાથી ખેતીને પાણી પાતો તો તેના પર "ઉશર" (પાકના ૧૦મા ભાગ જેટલું મહેસૂલ) લેવાનું ઠરાવવામાં આવતું.* મુસ્લિમો માટે જે "ઉશ્ર"નો જે ફરક રાખવામાં આવ્યો હતો તે દેખીતી રીતે એક પ્રકારનો અન્યાય કે કૌમી પક્ષપાત માલુમ પડતો હતો, પરંતુ ખરું જોતાં એમ ન હતું. પ્રથમ તો મુસલમાનોને ઝિમ્મીઓ કરતાં ઘણી વધુ રકમો અદા કરવી

◆ મકરેઝી, પૃષ્ઠ ૭૬, ભાગ ૧

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૩૫–૩૭.

પડતી હતી. જેમ કે ઢોરો પર ઝકાત, નાણાં પર ઝકાત ત્યારે ''ઝિમ્મીઓ'' એ વેરાઓથી મુકત હતા. એ બિનાને લઈને ખાસ જમીનના મામલામાં કે જે મુસલમાનો કબજામાં સૌથી ઓછામાં ઓછા પ્રમાણમાં આવી હતી, આવા પ્રકારનો રાખેલો ભેદ તદન ઈન્સાફની રૂએ હતો. બીજું એ કે, ''ઉશ્ર'' એક એવી રકમ હતી કે જે કોઈ પણ સ્થિતિમાં માફ થઈ શકતી નહોતી. તે એટલે સુધી કે ખલીફા કે બાદશાહ પોતે પણ માફ કરવા ચાહે તો માફ કરી શકતો ન હતો. એથી ઉલટું જમીન મહેસૂલ (ખિરાજ)માં ઘટાડો કે માફી બંને થઈ શકતાં હતાં અને પ્રસંગોપાત એ પર અમલ પણ કરવામાં આવતો હતો. એ ઉપરાંત જમીન મહેસૂલ વર્ષમાં એક વાર લેવામાં આવતું. એથી ઉલટું 'ઉશ્ર'નો એ કાનૂન હતો કે વર્ષમાં જેટલી ફસલો થતી હતી તે સૌના પાકમાંથી જુદું જુદું ''ઉશ્ર'' લેવામાં આવતું.

# પ્રકરણ ૩૩

## બીજા પ્રકારની આવકો

"ખિરાજ" (આકારણી મુજબ ઠરાવેલું જમીન મહેસૂલ) અને "ઉશ્રર" (પાકના દસમા ભાગ જેટલો ઝકાત વેરો)ના સિવાય આવકના જે બીજા પ્રકાર હતા તે નીચે પ્રમાણે છે :

ઝકાત, દાણ, જઝિયા, ગનીમતના માલનો પાંચમો ભાગ. ઝકાત ફક્ત મુસ્લિમોને જ ખાસ આપવી પડતી હતી અને મુસલમાનોની કોઈ પ્રકારની મિલકત ને પેદાઈશ એથી મુક્ત ન હતી તે એટલે સુધી કે ઘેટાં, બકરાં, ઊંટની પણ ઝકાત લેવામાં આવતી. ઝકાત સંબંધી સર્વે ધારાઓ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના જ સમયમાં ઘડાઈ ચૂકાયા હતા. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જે વધારો થયો તે એ હતો કે વેપારના ઘોડાઓ પર પણ ઝકાત ઠેરવવામાં આવી. જો કે રસૂલુલ્લાહ (સલ.)એ ઘોડાઓને ઝકાતથી બાકાત રાખ્યા હતા, પરંતુ એથી (અયાઝુ બિલ્લાહ) એમ ન સમજવું જોઈએ કે હઝરત ઉમર (રદિ.)એ જનાબ રસૂલુલ્લાહ (સલ.)નો વિરોધ કર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેથી સવારીના ઘોડાઓનો ભાવાર્થ નીકળતો હતો અને હઝરત ઉમર (રદિ.)એ એ ભાવાર્થને કાયમ રાખ્યો. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં વેપારના ઘોડાઓ ન હતા, તેથી તેમને ઝકાતથી બાકાત રાખવાનું કોઈ કારણ ન હતું. સારાંશ કે ઝકાતના પેટામાં આ એક નવી આવક હતી અને એ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જ શરૂ થઈ. દાણ ખાસ હઝરત ઉમર (રદિ.)ની યોજના છે. એની શરૂઆત એમ થઈ કે જે મુસલમાનો પરદેશોમાં વ્યાપાર અર્થે જતા હતા તેમની પાસેથી ત્યાંના ધારાનુસાર વ્યાપારના માલ ઉપર સેંકડે દસ ટકા ટેક્સ લેવામાં આવતો હતો. અબૂ મૂસા અશઅરીએ હઝરત ઉમર (રદિ.)ને એ બિનાની ખબર પહોંચાડી. હઝરત ઉમર (રદિ.)એ આજ્ઞા કરી કે તે દેશોના વેપારીઓ આપણા દેશોમાં આવે તો તેમની પાસેથી પણ એટલો જ વેરો લેવામાં આવે. મમ્બજના ખ્રિસ્તીઓ જેઓ તે વખત સુધીમાં ઈસ્લામની સત્તા હેઠળ આવ્યા નહોતા તેમણે હઝરત ઉમર (રદિ.) પર એક એવી લેખિત દરખ્વાસ્ત મોકલી કે દસ ટકા વેરો વસૂલ લઈ અમને અરબસ્તાનમાં વેપાર કરવાની છૂટ આપો. હઝરત ઉમર (રદિ.)એ એ માંગણી કબૂલ રાખી અને ફરી "ઝિમ્મીઓ" તેમજ મુસલમાનોને પણ એ કાયદો લાગુ પાડવામાં આવ્યો. અલબત્ત, વેરાના પ્રમાણમાં તફાવત હતો. અર્થાત્ પરરાજ્યની પ્રજા પાસેથી સેંકડે દસ ટકા, ઝિમ્મીઓ પાસેથી પાંચ ટકા અને મુસ્લિમો પાસેથી ૨.૧/૨ ટકા દાણ લેવામાં આવતું હતું. ધીમે ધીમે હઝરત ઉમર (રદિ.)એ સર્વે જીતાયેલા દેશોમાં

એ કાનૂન ચાલુ કરી એનું એક ખાસ ખાતું સ્થાપિત કર્યું, જેથી એક ઘણી ભારે આવક થઇ ગઈ. એ મહેસૂલ ખાસ વેપારના માલ પર લેવામાં આવતું હતું અને એની આવક– જાવક આખા વર્ષ દરમ્યાન રહેતી, કિન્તુ વેપારી એક વર્ષમાં જ્યાં ચાહે ત્યાં પોતાનો માલ લઇ જઇ શકતો છતાં તેની પાસેથી બીજી વાર દાણ લેવામાં આવતું નહિ. એમ પણ કાયદો હતો કે બસો દિરહમથી ઓછી કિંમતના માલ પર કંઇ લેવામાં આવતું નહિ. હઝરત ઉમર (રદિ.)એ મહેસૂલના અધિકારીઓને પણ સૂચના કરી હતી કે ઉઘાડી રાખેલી વસ્તુઓનું જ દાણ લેવું, કિન્તુ કોઇના સામાનની ઝડતી લેવી નહિ. જઝિયા વિશે સંપૂર્ણ વિગત આગળ આવશે.

# પ્રકરણ ૩૪

## ન્યાય ખાતું

આ ખાતું પણ ઈસ્લામમાં હઝરત ઉમર (રદિ.)ના પ્રતાપે અસ્તિત્વમાં આવ્યું. ચઢતી અને સુધારાની પ્રથમ પ્રસ્તાવના એ છે કે ન્યાય ખાતાને રેવન્યુ ખાતાથી જુદું સ્થાપવામાં આવવું જોઈએ. જગતમાં જ્યાં જ્યાં રાજસત્તા કે સલતનતના બંધારણો ઘડાયા ત્યાં ત્યાં મુદતો પસાર થયા પછી એ બે ખાતાંઓ જુદા કરવામાં આવ્યાં, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ ખિલાફતના થોડા જ દિવસો પછી એ ખાતાને જુદું પાડી નાંખ્યું. હઝરત અબૂ બક્ર (રદિ.)ના સમય સુધી તેઓ પોતે સમયના ખલીફાની ફરજો અને મુલ્કી ઓફિસરોનું કાર્ય પણ બજાવતા હતા. હઝરત ઉમર (રદિ.)એ પ્રારંભમાં એ કાયદો રહેવા દીધો અને તેમ કરવું આવશ્યક હતું. રાજ્યની વ્યવસ્થાને બંધારણ સંપૂર્ણ થઈ રહેતા નથી ત્યાં સુધી દરેક ખાતાના વહીવટમાં કંઈક રોબદાબ હોતા નથી, તેથી મુકર્દમાઓના ફેંસલા આપવાનું કામ તે માણસ કરી શકતો નથી કે જેને મુકર્દમાના ફેંસલા આપવાના કાર્ય સિવાય બીજો કોઈ અધિકાર તેની પાસે ન હોય. એ જ કારણે હઝરત ઉમર (રદિ.)એ અબૂ મૂસા અશ્અરીને લખ્યું કે જે માણસ પ્રભાવશાળી અને પ્રતિષ્ઠિત ન હોય તેને કાઝી (ન્યાયાધીશ) બનાવશો નહિ.* બલકે એ બિનાને લીધે અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદને મુકર્દમાના ફેસલા આપવાના કાર્યથી રોકી લીધા, પરંતુ જ્યારે રેવન્યુ ખાતુ ઘણું મજબૂત થઈ ગયું ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ન્યાય ખાતું તદન જુદું કરી દીધું અને સર્વે જિલ્લાઓમાં અદાલતો સ્થાપી અને ન્યાયાધીશો (કાઝીઓ) નિમ્યા અને વળી અદાલતના કેટલાક ધારા ધોરણો પર એક ફરમાન કૂફાના ગવર્નર અબૂ મૂસા અશ્અરી પર લખ્યું હતું અને જેમાં અદાલત ખાતાના કાનૂની નિયમો લખવામાં આવ્યા હતા અમે તેમને જેમના તેમ અહીં લખીએ છીએ.◆ રોમન એમ્પાયરના બાર ધારાઓ★ જે રોમનો માટે ઘણા અભિમાન માનવામાં

---

* અખબારુલ કઝાત અલ મુહમ્મદ ઈબ્ને ખલ્ફ અલ બકીઅ.

◆ એ ફરમાનને અલ્લામા ઈબ્ને અબૂ ઈસ્હાક શીરાઝીએ "તબકાતિલ ફુકહા"માં અને અલ્લામા બયહકી અને માવર્દીએ અને જાહઝ, ઈબ્ને અબ્દુર્રબ અને બીજા મુહદ્દિષીન અને ઈતિહાસકારોએ લખ્યો છે.

★ ઈ.સ. પૂર્વે ૪૫૧માં રોમન એમ્પાયર તરફથી ગ્રીસ દેશમાં ત્યાંના કાયદાઓની કેળવણી લેવા માટે કેટલાક પ્રતિનિધિઓને મોકલાવવામાં આવ્યા કે જેથી રાજ્ય માટે જૂદા કાનૂનો બનાવી શકાય. એ પ્રતિનિધિઓ ગ્રીસ ગયા અને ત્યાંથી પાછા ફરી એક કાર્યક્રમ તૈયાર કર્યો જેમાં વ્યવસ્થાને લગતી બાર બાબતો પર બાર કાયદાઓ હતા. એ સર્વે ધારાઓ કાચની તખતી પર કોતરાવ્યા અને એક મુદત સુધી રોમન એમ્પાયરના તે જ શાહી કાનૂન રહ્યા. એમાં ન્યાય ખાતા સંબંધી જે ધારાઓ હતા તે નીચે પ્રમાણે છે : (અનુસંધાન પેજ ૨૪૧ પર)

ધારવામાં આવે છે અને જેના વિશે મશહુર વકતા સીસરૂરોમ લખે છે કે એ ધારાઓ સર્વે ફિલોસોફરોના ગ્રંથોથી શ્રેષ્ઠ છે, એ કાયદાઓ પણ આપણી સમક્ષ છે. એ બંનેનો મુકાબલો કરી દરેક માણસ એ નિર્ણય કરી શકે કે બંનેમાંથી સુધારાના ઉચ્ચ સિદ્ધાંતો કોનામાં વધુ મળી શકે છે. હઝરત ઉમર (રદિ.)નું ફરમાન નીચેના શબ્દોમાં આપવામાં આવ્યું છે :

**અમ્મા બઅ્દુ ફઇન્નલ કઝાઅ ફરીદતુન મુહકમતુન વસુન્નતુ મુત્વબઅતુન સવ્વિ બયૃનન્નાસિ ફિવજહિક વ મજલિસિક વ અદલિકા વલા યતમ રશરીકુ ફીહયફિદી અલ બયનતુ અલા મનિદ્દઆ વલયમીનુ અલા મન અનકર રસુલહુ જાઈઝુન ઈલ્લા સુલ્હન અહલ્લુ હરામન અવ હર્રમા હલાલન, લાયમ નઅકા કદાઉ કદીયતિન બિલઅમ્સિ ફરાજઅતા નફસકા અન તરજઆ ઈલલ હક્કિ અલ ફહમા અલફહમા ફીમા વખતલિજુ ફી સદરિકા મિમ્મા લમ યબલુગકા ફિલ કિતાબિ વસ્સુન્નતિ વઅરિફિલ અમ્સાલ વલ અશબાહા સુમ્મા કિસિલ ઉમુરા ઇન્દા માલિકા વજઅલલિ મનિદ્દઆ બયનતન અમદન યન્તહી ઉલયહિ ફઇન અહદરા બનયનતન અખઝત લહુ બિહક્કિહી વ ઈલ્લા વ જજહતલ કદાઆ અલયહિ વલ મુસ્લિમુના અદૂલુન બઅ્દુહુમ અલા બઅ્દિન ઈલ્લા મજલૂદન ફીહદ્દિન અવ મુજરિમન ફી શહાદતિન ઝુરન અવઝન્નિયન ફી વલાઈન અવ વરાસતિન.**

ખુદાના વખાણ પછી અદાલતની એક જરૂરી ફરજ એ છે કે લોકોને પોતાની રૂબરૂમાં, પોતાના મંડળમાં, પોતાના ઈન્સાફમાં બરાબર રાખો કે જેથી નિર્બળ ઈન્સાફ મેળવવામાં નિરાશ ન બને અને જોરાવરના દિલમાં તમારા પક્ષપાતની આશા ઉત્પન્ન થવા ન પામે. જે માણસ દાવો કરે છે તેને જિમ્મે પુરાવો આપવાની ફરજ છે અને જે માણસ ના પાડે છે તેના માટે સુલેહની કસમ જાઈઝ છે, પરંતુ એ શરતે કે તેનાથી હરામ–હલાલ અને હલાલ–હરામ ન થવા પામે. કાલે તમે જો કંઈક ફેંસલો કર્યો તો આજે વિચાર કર્યા પછી તેનાથી રજૂ કરી શકો છો. જે મામલામાં શક હોય અને કુર્આન–હદીસમાં તેનું વર્ણન ન

(અનુસંધાન પેજ ૨૪૦ નું ચાલુ)

(૧) જ્યારે તમને અદાલતમાં બોલાવવામાં આવે તો તરત જ મુકર્દમાના પક્ષ સાથે હાજર થઈ જાવ. (૨) જો પ્રતિવાદી ના પાડે તો તમે પુરાવો લાવો કે જેથી બળજબરીથી તેને હાજર કરવામાં આવે. (૩) પ્રતિવાદી નાસવા ચાહે તો તમે તેને પકડી શકો છો. (૪) પ્રતિવાદી માંદો કે વૃદ્ધ હોય તો તમે તેના માટે સવારી મોકલો, નહિતર હાજર થવા માટે તેના ઉપર તમે ફરજ પાડી શકતા નથી. (૫) પ્રતિવાદી જામીન આપે તો તમે તેને છોડી દો. (૬) ધનવાનનો જામીન ધનવાન હોવો જોઈએ. (૭) જજે બન્ને પક્ષોના સહમતે નિર્ણય કરવો જોઈએ. (૮) જજ સવારથી બપોર સુધી મુકર્દમા ચલાવશે. (૯) બપોર પછી બંને પક્ષોની હાજરીમાં ફેંસલો આપશે. (૧૦) સૂર્યાસ્ત પછી અદાલત બંધ રહેશે. (૧૧) પક્ષો જો લવાદ નિમવા માંગે તો તેમણે જામીન આપવા જોઈએ. (૧૨) જે માણસ પુરાવો લાવી શકતો નથી તેણે પ્રતિવાદીના દ્વાર પર પોતાના દાવાને પોકારીને બોલે. એ ધારાઓ છે કે જેને યાદ કરી યુરોપ રોમન એમ્પાયર માટે અભિમાન ધરાવે છે.

હોય તો તે પર મનન કરો અને બીજીવાર વિચાર કરો અને પ્રમાણ ને ઉદાહરણો પર વિચાર કરી. ફરી અટકળ બાંધો. જે માણસ પુરાવો લાવવા ચાહે તો તેના માટે એક મુદ્દત નક્કી કરો, જો તે પુરાવો આપે તો તેનો હક આપો નહિતર મુકર્દમો કાઢી નાખો. માણસો કે જેમને હદની શિક્ષામાં એ કોરડાઓ મારવામાં આવ્યા છે અને જેમણે ખોટી સાક્ષી આપી હોય અથવા જેના પર ખોટી રીતે વારસા કે "વલા" (આઝાદ-ગુલામે મુકેલો વારસો) લેવાનો આરોપ હોય તેના સિવાય સર્વે મુસલમાન સાક્ષી આપવા પાત્ર છે.

એ ફરમાનમાં અદાલત સંબંધી જે કાનૂની નિયમો વર્ણવેલા છે તે નીચે પ્રમાણે છે :

(૧) કાઝીએ ન્યાયની રૂએ સર્વે લોકો સાથે એક સમાન વર્તણૂક આદરવી જોઈએ.

(૨) સામાન્ય રીતે પુરવાર કરવાની ફરજ વાદીની છે.

(૩) પ્રતિવાદી પાસે કોઇ પ્રકારનો પુરાવો કે સાક્ષી ન હોય તો તેને સોગંદ આપવામાં આવશે.

(૪) પક્ષો દરેક સ્થિતિમાં સુલેહ કરી શકે છે, પરંતુ જે બાબત કાનૂન વિરુદ્ધ હોય તેમાં સુલેહ થઇ શકતી નથી.

(૫) કાઝી પોતે પોતાની મરજીનુસાર મુકર્દમાનો ફેસલો કર્યા પછી તે પર બીજી વાર વિચાર કરી શકે છે.

(૬) મુકર્દમાની તારીખ નક્કી હોવી જોઈએ.

(૭) જો ઠરાવેલી તારીખે પ્રતિવાદી હાજર ન થાય તો મુકર્દમાનો ફેંસલો એકતરફી આપવામાં આવશે.

(૮) દરેક મુસલમાન સાક્ષી આપવાને લાયક છે, પરંતુ જેણે સજા ખાધી હોય અથવા જુઠી સાક્ષી આપી છે એવું સાબિત થયું હોય તે સાક્ષી આપવાને લાયક નથી.

અદાલતની ખૂબી કિંતુ મુકર્દમાઓના ફેંસલા આપવામાં પૂરેપૂરો અદલ-ઈન્સાફ ત્રણ બાબતો પર અવલંબિત છે. (૧) ઉમદા અને સંપૂર્ણ ધારા કે જે મુજબ ફેંસલાઓ આપવામાં આવે. (૨) કાબિલ અને પ્રમાણિક અધિકારીની ચૂંટણી. (૩) તે સિદ્ધાંતો અને ધારાઓ કે જેના લીધે અધિકારીઓ રુશવત કે બીજા અયોગ્ય સંબંધોના કારણે મુકર્દમાઓના ફેંસલા આપવામાં પક્ષપાત કરવા ન પામે. (૪) વસતીના મુજબ કાઝીઓની સંખ્યા પૂરતી હોવી જોઇએ કે જેથી મુકર્દમાઓના ચુકાદા આપવામાં કંઇક વિઘ્ન નડે નહિ.

હઝરત ઉમર (રદિ.)એ એ સર્વે બાબતોની એવી ખૂબી સહિત વ્યવસ્થા કરી કે એથી શ્રેષ્ઠ રીતે થઇ શકતી ન હોતી. કાનૂનો ઘડવાની તો કંઇક આવશ્યકતા હતી જ નહિ. ઇસ્લામના મૂળ કાનૂન કુર્આન મજીદમાં મૌજુદ હતા. અલબત્ત, એમાં નાની પેટા બાબતો

આપેલી હોતી નથી, તેથી હદીસ ઈજમા (વધુમત)ને બુદ્ધિની સહાય લેવાની જરૂર હતી. હઝરત ઉમર (રદિ.)એ કાઝીઓ (ન્યાયાધીશો) પર ખાસ રીતે એની સૂચનાઓ લખી. કાઝી શરીહ પર મોકલાવેલા એક ફરમાનમાં લખ્યું કે મુકદ્દમાઓમાં પ્રથમ કુર્આન મજીદ પ્રમાણે ફેસલા આપો. કુર્આન મજીદમાં કંઈક વિગત આપી ન હોય તો હદીસ અને હદીસમાં ન હોય તો ઈજમા (વધુમતે) મુજબ અને કંઈ જ ખબર ન મળે તો ફરી ઈજતિહાદ (મૂળ સિદ્ધાંત પરથી વિચાર કરી કાઢેલો નિયમ) કરો.* હઝરત ઉમર (રદિ.)એ એટલેથી જ સંતોષ માન્યો નહિ, બલકે હમેશા પ્રસંગોપાત અદાલતના અધિકારીઓ પર કઠીન અને ગંભીર પ્રશ્નો સંબંધી ફતવાઓ (ચુકાદાઓ) લખી મોકલાવ્યા કરતા હતા. આજે જો તેને એકત્ર કરવામાં આવે તો એક કાનૂન સંગ્રહ બની શકે છે; પરંતુ અમે આ પ્રસંગે એનું સ્પષ્ટીકરણ કરી શકતા નથી. જો કોઈને એની જરૂર હોય તો તે "કન્ઝુલ ઉમ્માલ" અને "ઈઝાલતુલ ખિફા" વગેરેમાંથી મેળવી શકે છે. "અખબારૂલ કુઝાત"માં પણ સંખ્યાબંધ ફતવાઓ આપવામાં આવ્યા છે.

કાઝીઓ (જજો—ન્યાયાધીશો)ની ચૂંટણીમાં જે સાવચેતી અને ચોકસાઈ રાખવામાં આવી તેનો અંદાઝો એથી થઈ શકે છે કે જે લોકોને ચૂંટવામાં આવ્યા તેઓ એ રીતે પૂરા અરબસ્તાનમાં ચુનંદા હતા કે મદીના મુનવ્વરહના કાઝી ઝૈદ ઈબ્ને સાબિત હતા કે જેઓ રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં વહી લખવાનું કામ કરતા હતા અને સુરયાની ને ઈબ્રાની ભાષાના જાણકાર હતા અને ફિકહની વિદ્યામાંથી ફરજોની કળામાં તેઓ પૂરા અરબસ્તાનમાં અનુપમ હતા; કા'બ ઈબ્ને સૌર અલ અઝદી જેઓ બસરાના કાઝી હતા તેઓ ઘણા બુદ્ધિશાળી અને દિર્ઘદષ્ટિવાળા હતા. ઈમામ ઈબ્ને સીરીને એમના ઘણા ખરા ચુકાદા અને નિયમોનો ઉતારો કર્યો છે. પેલેસ્ટાઈનના કાઝી ઉબાદા ઈબ્ને સામિત હતા. જેઓ કુલ તે પાંચ માણસોમાંથી છે કે જેઓએ રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં આખું કુર્આન શરીફ મોઢે કર્યું હતું અને એ જ કારણે તેમને "અહલે સુફફા"ને કેળવણી આપવાનું કાર્ય સોંપાયું. હઝરત ઉમર (રદિ.) એમનું એટલું માન રાખતા કે જયારે અમીર મઆવિયાએ એક પ્રસંગે તેમનો વિરોધ કર્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ તેમને અમીર મઆવિયાના હાથ નીચેથી હટાવી લીધા. કૂફાના કાઝી અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ હતા, જેમની ચુકાદા આપવામાં નિપૂણતા જગ વિખ્યાત છે. ફિકહ હનફીના પ્રથમ પ્રયોજક તેઓ જ છે. અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદના પછી સને ૧૯ હિજરીમાં કાઝી શરીહ નિમાયા. તેઓ જો કે સહાબી ન હતા, પરંતુ એટલા બુદ્ધિશાળી અને દિર્ઘ દષ્ટિવાળા પુરુષ હતા કે અખિલ અરબસ્તાનમાં તેઓ અતુલ્ય હતા અને આજ સુધી તેમનું નામ ઉદાહરણ રૂપે લેવામાં આવે છે. હઝરત અલી (રદિ.) એમને "અકદલ અરબી" કહેતા હતા. એ મહા પુરુષોના સિવાય જમીલ ઈબ્ને મઅમર અલ જુમહી, અબૂ મરયમ અલ હનફી, સુલયમાન ઈબ્ને રબીઅતિલ બાહલી, અબ્દુર્રહમાન ઈબ્ને રબીયા, અબૂ કુર્રત કિન્દી, ઈમરાન ઈબ્નુલ હુસૈન જેઓ હઝરત ઉમર (રદિ.)ના સમયના કાઝીઓ હતા, તેઓની મોટાઈ અને

પ્રભાવ ને સામર્થ્ય 'રિજાલ'ના પુસ્તકોમાંથી જાણી શકાય છે.

કાઝી જો કે પ્રાંત કે જિલ્લાના અધિકારીના હાથ હેઠળ રાખવામાં આવતો હતો અને એ લોકોને કાઝીઓની નિમણૂક કરવાનો પૂરો અધિકાર હતો છતાંયે હઝરત ઉમર (રદિ.) વધુ સાવચેતી રાખવાના હેતુએ ઘણી વાર લોકોની ચૂંટણી પોતે કરી મોકલતા હતા. ચૂંટણી માટે ઉમેદવારની ખ્યાતી પૂરતી હતી, પરંતુ હઝરત ઉમર (રદિ.) એ પર સંતોષ માની લેતા નહિ, બલકે ઘણી વાર વ્યવહારિક પરીક્ષા અને જાતી અનુભવ પછી લોકોની ચૂંટણી કરતા હતા. કાઝી શરીહની નિમણૂક વેળાની હકીકત એ પ્રમાણે છે કે હઝરત ઉમર (રદિ.)એ પસંદગીના શરતે એક ઘોડો ખરીદ્યો અને તેની પરીક્ષા માટે એક સવારને આપ્યો. ઘોડો સવારીમાં ઘા વાગવાથી ડાઘવાળો થઈ ગયો. હઝરત ઉમર (રદિ.) તેને પાછો આપવા લાગ્યા. ઘોડાના માલિકે તે પાછો લેવા ના પાડી. એના માટે તકરાર ઉઠી અને શરીહ લવાદ નિમાયા. તેમણે ચુકાદો આપ્યો કે જો ઘોડાના માલિકની આજ્ઞા લઈને સવારી કરવામાં આવી હતી ત્યારે તો ઘોડો પાછો આપી શકાય છે, નહિતર પાછો આપી શકાય નહિ. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, ખરો ચુકાદો એ જ છે અને તે જ વેળા શરીહને કૂફાના કાઝી નિમ્યા. કા'બ ઇબ્ને સૌર અલ અઝદીની સાથે પણ એવો જ બનાવ બનવા પામ્યો હતો.

અયોગ્ય સાધનો દ્વારા થતી પેદાઈશ અટકાવવા માટે ઘણા પ્રતિબંધ રાખ્યા : (૧) પગારો ભારે રાખ્યા કે ઉપરની રકમની આવશ્યકતા ન રહે, ઉદાહરણ રૂપે સુલયમાન રબીઅ અને કાઝી શરીહના પગારો પાંચ સો દિરહમ માસિક હતા* અને એ સંખ્યા તે સમયની રુએ પૂરતી હતી. (૨) એ નિયમ બાંધ્યો કે જે માણસ ધનવાન અને પ્રતિષ્ઠિત ન હોય તે જજ થઈ શકતો નથી. કૂફાના ગવર્નર અબૂ મૂસા અશઅરીને જે ફરમાન લખવામાં આવ્યું તેમાં એ કાયદાનું કારણ એમ લખવામાં આવ્યું હતું કે ધનવાન લાંચ લેવા તરફ દોરાશે નહિ અને પ્રતિષ્ઠિત માણસ ચુકાદો આપવામાં કોઈના પ્રભાવ કે રોબદાબમાં આવી જશે નહિ. એ નિયમો ઉપરાંત કોઈ કાઝીને વ્યાપાર કરવાની છૂટ ન હતી અને એ સિદ્ધાંત છે કે જેને મુદતોના અનુભવ પછી પ્રગતિએ પહોંચેલા દેશોએ ધારણ કર્યો છે. અદાલત અને ઇન્સાફની આવશ્યક બાબત સામાન્ય સમાનતા દાખવવી તે છે; કિંતુ ન્યાયમંદિરમાં રાજા ને રંક, અમીર કે ગરીબ, ઉચ્ચ કે નીચ સર્વે એક સમાન દરજ્જાના ગણવામાં આવવા જોઈએ. હઝરત ઉમર (રદિ.)ને એ માટે એટલી બધી ચિંતા રહેતી કે એના અનુભવ અને પરીક્ષા માટે ઘણીવાર પોતે અદાલતમાં મુકદ્દમાના એક પક્ષકાર બની જતા હતા. એક વેળા એમના અને ઉબય ઇબ્ને કા'બમાં કંઈક તકરાર ઉઠી. ઉબયએ ઝૈદ ઇબ્ને સાબિતની કોર્ટમાં મુકદ્દમો માંડયો. હઝરત ઉમર (રદિ.) પ્રતિવાદી બની અદાલતમાં હાજર થયા. ઝૈદે માન આપ્યું. હઝરત ઉમરે કહ્યું, "એ તમારો પહેલો ઝુલ્મ

* કન્ઝુલ કદીર, હાશિયા હિદાયહ, જિલ્દ ૨, પૃષ્ઠ ૨૪૭.

છે.'' એમ કહી ઉબયની નજીક બેસી ગયા. ઉબયની પાસે કોઇ પુરાવો ન હતો અને હઝરત ઉમર (રદિ.) દા'વાનો ઇનકાર કરતા હતા. ઉબયએ કાનૂન મુજબ હઝરત ઉમર (રદિ.)ને સોગંદ આપવા માંગી; પરંતુ ઝૈદે એમની પદવીનો વિચાર કરી ઉબયને દરખ્વાસ્ત કરી કે ''અમીરુલ મુઅમિનીનને કસમથી મુક્ત રાખો.'' હઝરત ઉમર (રદિ.) એ પક્ષપાતથી ઘણા નારાજ થયા અને ઝૈદના તરફ જોઇ બોલ્યા, ''જ્યાં સુધી તમારી દૃષ્ટિએ એક સાધારણ માણસ અને ઉમર બંને બરાબર નથી ત્યાં સુધી તમે કાઝીની પદવીના લાયક ગણી શકાતા નથી.''

કાઝીઓ અને તેમના કામકાજ સંબંધી હઝરત ઉમર (રદિ.)એ જે પ્રકારના સિદ્ધાંતોનું પાલન કર્યું તેનું પરિણામ એ નિપજ્યું કે તેમના ખિલાફતકાળમાં, બલકે બનૂ ઉમય્યાના શાસનકાળ સુધી સામાન્ય રીતે ન્યાયખાતું ઝુલ્મ–અન્યાયના આક્ષેપોથી પવિત્ર રહ્યું છે. અલ્લામા અબૂ હિલાલ અસ્કરીએ કિતાબુલ અવાયલમાં લખ્યું છે કે, ઇસ્લામમાં સૌથી પહેલાં જે કાઝીએ ન્યાય વિરુદ્ધ આચરણ કર્યું હોય તો તે બિલાલ ઇબ્ને અબી બુરદા હતા (તેઓ બનૂ ઉમૈયાના સમયમાં થઇ ગયા). વસતીની ગણતરી મુજબ કાઝીઓની સંખ્યા પૂરતી હતી, કારણ કે કોઇ જિલ્લો કાઝી વિનાનો ન હતો અને પરધર્મીઓને તેઓ વચ્ચેના મુકદ્દમાઓના ચુકાદા પોતે જ માંહો માંહે કરી લેવાની તેમને છૂટ હતી તેથી ઇસ્લામી અદાલતોમાં તેમના કેસો થોડા જ આવતા હતા અને એ કારણોને લઇને એક જિલ્લામાં એક કાઝીનું હોવું કોઇ પણ રીતે પૂરતું હતું. ન્યાયખાતા અને ખાસ કરી સાક્ષી–પૂરાવાના નિયમો સંબંધી હઝરત ઉમર (રદિ.)એ જે અલૌકિક બાબતો યોજી કાઢી હતી, જેમનું વર્ણન એમના ''ઇજતિહાદ''ના વર્ણનમાં આવશે, તેમાંથી એક કળાના અનુભવોનો પૂરાવો હતો, કિંતુ જે બાબત કોઇ ખાસ કળાથી સંબંધ રાખતી હતી તેમાં તે કળાના ખાસ અનુભવીની જુબાની લેવામાં આવતી. દાખલા તરીકે હુતૈયાએ ઝિબિર કાનિબ્ને બદરની નિંદામાં એક કાવ્ય રચ્યું, જે પરથી સ્પષ્ટ રીતે નિંદા જાહેર થતી ન હોતી. ઝિબિર કાને હઝરત ઉમર (રદિ.)ને ત્યાં મુકદ્દમા દાખલ કરાવ્યો. એ કેસમાં કાવ્ય–કવિતાનો મામલો હતો અને કાવ્ય સંજ્ઞાઓ અને શૈલી સામાન્ય બોલચાલથી જુદી હોય છે તેથી હઝરત ઉમર (રદિ.)એ હસ્સાન ઇબ્ને સાબિત કે જેઓ એક મહા કવિ હતા તેમને બોલાવી પૂછયું અને તેમના અભિપ્રાય મુજબ ચુકાદો આપ્યો. એ જ પ્રમાણે જ્યારે કૂળવંશમાં શક ઉત્પન્ન થવાનો મામલો ઉપસ્થિત થતો ત્યારે સ્વરૂપ જ્ઞાનીઓની જુબાનીઓ લેવામાં આવતી હતી. એથી ''કન્ઝુલ ઉમ્માલ''ના બાબે ઇત્તિફાકમાં એ પ્રકારના ઘણા મુકદ્દમાઓનું વર્ણન છે. મુકદ્દમાઓના ચુકાદા સંબંધી જો કે હઝરત ઉમર (રદિ.)એ ઘણા ધારાઓને નિયમો બાંધ્યા હતા, પરંતુ એ સર્વે ત્યાં જ સુધી પળાતા કે જ્યાં સુધી ઇન્સાફ મેળવવામાં સહેલાઇ કે સગવડતા રહેતી હતી. નહિતર સૌથી વધુ જે વસ્તુની એમને કાળજી રહેતી હતી તે અદલ–ઇન્સાફ ને આસાન અને સહેલું બનાવવું તે હતું. આજકાલના સુધરેલા દેશોમાં અને દાદ પ્રાપ્તિ ન્યાયને એવા બંધનોથી જકડી લીધાં છે કે દાદ

ચાહનારાઓને દાદ મેળવવા કરતાં પોતાના દાવાથી હાથ ઉઠાવી લેવું વધુ સહેલું પડે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના નિયમો અને ધારાઓ એટલા બધા સહેલ અને સગવડ ભરેલાં હતાં કે ન્યાય મેળવવામાં લગીરે અગવડ નડતી નહિ અને હઝરત ઉમર (રદિ.)ને ખાસ કરી એ બાબતની હંમેશા કાળજી રહેતી હતી. એ જ ભેદ હશે કે અદાલતો માટે ખાસ ઈમારતો બંધાવી ન હતી, બલકે મસ્જિદોને એ કાર્ય માટે પૂરતી ગણી, કારણ કે મસ્જિદના હેતુમાં સમાનતા એક સામાન્ય છૂટ હતી કે જે બીજી ઈમારતોમાં ઉત્પન્ન થઇ શકતી ન હોતી. મુકદ્દમાઓ દાખલ કરાવવા માટે કંઇક ખર્ચ ઉઠાવવો પડતો ન હતો. અદાલતના દ્વારે કોઇ પ્રકારનો અટકાવ–પ્રતિબંધ ન હતો. સર્વે કાઝીઓને સખત સૂચના આપવામાં આવતી કે જ્યારે કોઇ ગરીબ માણસ મુકદ્દમાનો પક્ષકાર બનીને આવે તો તેનાથી નમ્રતા અને હસ્તમુખે વર્તણૂક આદરે કે જેથી દાવો જાહેર કરવામાં તેના ઉપર કોઇ પ્રકારના ભયની છાપ પડે નહિ.

**ઇફ્તા** (ફતવો આપવું તે) :-

'ઇફતા' એક અદાલતના સંબંધી અતિ આવશ્યક ખાતું છે કે જે ઇસ્લામના પ્રારંભમાં સ્થાપન કરવામાં આવ્યું હતું અને જેનું દષ્ટાંત ઇસ્લામના સિવાય કોઇ ઠેકાણે મળતું નથી. કાનૂનના જે શ્રેષ્ઠ સિદ્ધાંતો છે તેમાંથી એક એ પણ છે કે દરેક માણસ વિશે એવું માની લેવું જોઇએ કે તે કાયદાનો જાણકાર છે, કિંતુ જો કોઇ માણસ કોઇ ગુનોહ કરે તો તેનું એ બહાનું ચાલી શકશે નહિ કે તે એ કાર્ય ગુનોહ હોય તેમ જાણતો ન હતો. એ કાનૂન સર્વ જગતમાં માન્ય છે અને હાલના પ્રગતિએ પહોંચેલા દેશોએ એ પર વધુ ભાર આપ્યો છે. નિઃસંદેહ, એ કાનૂન વ્યાજબી છે, પરંતુ આશ્ચર્ય એ છે કે બીજી પ્રજાએ એના માટે કોઇ પ્રકારની યોજના ઘડી નથી. યુરોપમાં કેળવણી એટલી બધી સામાન્ય થઇ ગઇ છે, પરંતુ એટલે દરજ્જે પહોંચી ન શકી અને પહોંચી શકતી નથી કે દરેક માણસ કાનૂન જાણનાર બની જાય. કોઇ અજ્ઞાની માણસ કાયદાની કોઇ કલમ જાણવા માંગે તો એ માટે કંઇક ગોઠવણ ન હતી, પરંતુ ઇસ્લામમાં એનું એક ખાસ ખાતું હતું કે જેનું નામ "ઇફતા" હતું. એની પદ્ધતિ એ હતી કે ઘણા કાબિલ કાનૂન–જ્ઞાની અર્થાત "ફુકહા" દરેક જગ્યાએ મૌજૂદ રહેતા હતા અને કોઇ માણસ કોઇ કાનૂન પૂછવા ઇચ્છતો તે તેમનાથી પૂછી શકતો હતો, તેઓની ફરજ હતી કે તેઓ ઘણી જ શોધખોળ કર્યા પછી કાનૂનને બતાવે. એ મુજબ દરેક માણસ જ્યારે ચાહે ત્યારે કાનૂનના મુદ્દાથી જાણકાર થઇ શકે છે, એથી કોઇ માણસ એ બહાનું બતાવી શકતો નથી કે તે કાનૂનના મુદ્દાઓથી અજાણ હતો. એ પદ્ધતિ ઇસ્લામના પ્રારંભમાં આપોઆપ ઉત્પન્ન થઇ અને હજુ સુધી ચાલુ છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જેવી નિયમિત રીતે એના પર અમલ થયો તેવી રીતે એમના પછી, બલકે એમના પૂર્વે હઝરત અબૂબક્રના સમયમાંયે અમલ કરવામાં આવ્યો ન હતો.

એ પદ્ધતિ માટે સૌથી આવશ્યક બાબત એ છે કે ફતવો આપવાની સામાન્ય છૂટ ન



હોવી જોઈએ, બલકે ખાસ ખાસ કાબેલ માણસોને ફતવા આપવા માટે નિમવા જોઈએ, જેથી દરેક માણસ ખોટા કાનૂનો ચલાવી શકે નહિ. હઝરત ઉમર (રદિ.) એ નિયમ હંમેશા ધ્યાનમાં રાખતા હતા. જે લોકોને એમણે ફતવા આપવાની આજ્ઞા આપી હતી તેઓ હઝરત અલી (રદિ.), હઝરત ઉસ્માન (રદિ.), મઆઝ ઈબ્ને જબલ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ, ઉબય ઈબ્ને કા'બ, ઝૈદ ઈબ્ને સાબિત, અબૂ હુરૈરહ, અબૂ દરદાઅ વગેરે હતા, એમના સિવાય બીજાને ફતવો આપવાનો અધિકાર ન હતો. શાહ વલીઉલ્લાહ સાહબે "ઈઝાલતુલ ખિફાઅ"માં લખ્યું છે કે, "સાબિક વા'ઝ વ ફતવા મૌકૂફ બુવદ બર રાયે ખલીફા બદુ અમ્રે ખલીફા વઅઝ નમી ગુફતંદ વ ફતવા નમી દાદંદ વ અખીર બગેર તવક્કુફ બર રાયે ખલીફા વા'ઝ મીગુફતંદ વ ફતવા મીદાદંદ." ઈતિહાસોમાં એના ઘણા દૃષ્ટાંતો મળે છે કે જે લોકોને ફતવાની આજ્ઞા ન હતી તેમણે ફતવા આપ્યા તો હઝરત ઉમર (રદિ.)એ તેમને અટકાવી દીધા. એ મુજબ એક વેળા અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદની સાથે પણ એવો બનાવ બનવા પામ્યો, બલકે હઝરત ઉમર (રદિ.) તો એટલી હદે કાળજી રાખતા કે નિર્માણ કરેલા મુફતીઓની પણ પરીક્ષાઓ લેતા રહેતા હતા. હઝરત અબૂ હુરૈરહથી ઘણી વાર એમણે પૂછયું કે, તમે એ મુદા પર કેવો ફતવો આપ્યો ?" અને જયારે તેમણે પોતાનો જવાબ કહી સંભળાવ્યો તો હઝરત ઉમર (રદિ.) બોલ્યા કે, "તમે જો એ સવાલનો કંઈક બીજો જવાબ આપત તો ભવિષ્યમાં તમને કદી ફતવો આપવાનો અધિકાર આપવામાં આવત નહિ."

બીજી બાબત એ પદ્ધતિ માટે આવશ્યક છે તે એ છે કે મુફતીઓના નામ પ્રસિદ્ધ કરી દેવા જોઈએ. તે વેળા સરકારી ગેઝેટ કે ન્યૂઝ પેપરો તો ન હતા, પરંતુ સામાન્ય સભા કે જેનાથી વધુ સારું સાધન જાહેરાત માટે નહોતું, તેમાં હઝરત ઉમર (રદિ.)એ ઘણી વાર એ નામો જાહેર કર્યા હતાં. સિરીયાના પ્રવાસ વેળા એમણે જાબ્યા સ્થળે અસંખ્ય માણસોની મેદની સમક્ષ જે ઉપદેશ કર્યો તેમાં આ શબ્દો પણ કહ્યા હતા :

"જે માણસ કુર્આન શીખવા ઈચ્છા રાખતો હોય તો તે ઉબય ઈબ્ને કા'બની પાસે, ફરાએઝ (વારસા) સંબંધી કંઈ પૂછવા માંગતો હોય તો ઝૈદની પાસે અને ફિકહ વિશે કંઈક પૂછવા માંગતો હોય તો મઆઝ પાસે જાય."

## પ્રકરણ ૩૫

## ફોજદારી અને પોલીસ ખાતું

જ્યાં સુધી અમે તપાસ કરી શક્યા ત્યાં સુધી ફોજદારી મુકર્દમાઓ માટે હઝરત ઉમર (રદિ.)એ કોઇ નવું ખાતું સ્થાપન કર્યું હોય તેમ જણાયું નથી. કેટલાક પ્રકારના મુકર્દમા જેવા કે વ્યભિચાર, ચોરી વગેરેના ચુકાદા કાઝીઓને ત્યાં અપાતા હતા. પ્રાથમિક પ્રકારની સર્વે કાર્યવાહીઓ પોલીસના હસ્તકે હતી. પોલીસ ખાતું મજબૂત પાયા પર કાયમ થઇ ગયું હતું અને તે વેળા એનું નામ અહદાષ હતું. એથી પોલીસના વડા ઓફિસરને "સાહબુલ અહદાષ" કહેવામાં આવતો. બેહરૈનમાં હઝરત ઉમર (રદિ.)એ કુદામતુબ્નુ મઝઉન અને હઝરત અબૂ હુરૈરહની નિમણૂક કરી ત્યારે કુદામાને મહેસૂલ વસૂલ કરવાની સેવા અર્પી અને હઝરત હુરૈરહને સ્પષ્ટ રીતે પોલીસના અધિકારો આપવામાં આવ્યા હતા. તપાસ ખાતાના સ્વાધિનમાં જે કાર્યો હતા જેવા કે દુકાનદારો ત્રાજવામાં દગો ન કરે, સડક પર કોઇ ઇમારત ન બાંધે; જાનવરો પર કોઇ વધુ બોજ ન લાદે, દારૂનું વેચાણ જાહેરમાં ન થવા પામે, વગેરે વગેરે સર્વે બાબતોની પૂરી વ્યવસ્થા કરી અને તેથી દરેક જગ્યાએ કામ કરનારા અને અધિકારીઓ નિર્માણ કરવામાં આવ્યા હતા, પરંતુ એનો પુરાવો કંઇક મળતો નથી કે તપાસખાતું જુદું કાયમ કરવામાં આવ્યું હતું કે એ સેવાઓ પોલીસ ખાતાને સ્વાધિન હતી. "કન્ઝુલ ઉમ્માલ"માં જ્યાં ઇબ્ને સા'દની એ રિવાયતનો હવાલો છે કે, હઝરત ઉમર (રદિ.)એ બજારોની દેખરેખ રાખવા માટે અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બાને નિમ્યા હતા–ત્યાં લખ્યું છે કે, હઝરત ઉમર (રદિ.)નું એ કાર્ય તપાસ ખાતાના હોદ્દાનું મૂળ છે.

### જેલખાનાની યોજના :-

એ ખાતામાં હઝરત ઉમર (રદિ.)ની નવીન યોજના તુરંગોની સ્થાપના છે, નહિતર એ પૂર્વે અરબસ્તાનમાં જેલખાનાઓનું નામ કે નિશાન ન હોતું અને એ જ કારણના લીધે શિક્ષાઓ સખત આપવામાં આવતી હતી. હઝરત ઉમર (રદિ.)એ પ્રથમ મક્કામાં સફવાન ઇબ્ને ઉમૈયાનું ઘર ૪૦૦૦ દિરહમમાં વેચાતું રાખ્યું અને તેને જેલખાનામાં ફેરવી નાખ્યું.* એ પછી બીજા જિલ્લાઓમાં બંદીખાના બંધાવ્યા. અલ્લામા બલાઝરીના ખુલાસાથી માલુમ પડે છે કે કૂફાનું કારાગૃહ નરસલનું બનેલું હતું.◆ એ વખત સુધી ફકત

* મકરેઝી ભાગ બીજો, પૃષ્ઠ ૧૮૭.

◆ ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૪૬૩.

ગુનેહગારોને જ જેલખાનામાં મોકલવામાં આવતા, પરંતુ ખિલાફતના દૌર પછી શરીહ કાઝી દેણદારોને પણ કેદની શિક્ષા કરતા હતા અને જેલખાને મોકલતા હતા. જેલખાના બંધાઈ ગયા પછી કેટલીક શિક્ષાઓમાં ફેરફારો થયા. દાખલા તરીકે અબૂ મિહજન ષકફીને વારંવાર દારૂ પીવાના ગુનાહ હેઠળ સજા કરવામાં આવી તો અંતે હઝરત ઉમર (રદિ.)એ તેમને હદપારને બદલે કેદની શિક્ષા કરી.

**દેશ નિકાલની શિક્ષા :-**

દેશ નિકાલની શિક્ષા પણ હઝરત ઉમર (રદિ.)ની શોધ છે. એ નવી યોજના મુજબ અબૂ મિહજનને એ શિક્ષા કરી હતી અને એક ટાપુમાં મોકલી આપ્યા હતા.*



* અસ્દુલ ગાબા ઝિક્રે અબૂ મિહજન ષકફી.

## પ્રકરણ ૩૬

## બયતુલ માલ (કે) ખઝાનો

એ ખાતું પણ હઝરત ઉમર (રદિ.)ના પ્રતાપે અસ્તિત્વમાં આવ્યું. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં સૌથી છેલ્લી જે રકમ વસૂલ થઇ તે બેહરૈનનું મહેસૂલ હતું, જેની સંખ્યા આઠ લાખ દિરહમની હતી; પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ એ કુલ રકમ એક જ બેઠકમાં વહેંચી નાખી. હઝરત અબૂબક્રે પણ પોતાની ખિલાફતમાં કોઇ ખઝાનાની સ્થાપના કરી ન હતી; બલકે જે કંઇક ગનીમતનો માલ આવતો તેને તે જ ઘડીએ લોકોમાં વહેંચી દેવામાં આવતો. એ મુજબ પ્રથમ વર્ષે ૧૦૦૧૦ દિરહમ અને બીજે વર્ષે ૨૦૦૨૦ દિરહમ એકેક માણસના ભાગે આવ્યા. એ કિતાબુલ અવાયલ અને ઇબ્ને સા'દનું વૃત્તાંત છે. ઇબ્ને સા'દનું એક બીજું વર્ણન એ છે કે, હઝરત અબૂબક્રે એક ઘર ખાસ બયતુલ માલ માટે રાખ્યું હતું, પરંતુ તે હંમેશ બંધ પડી રહેતું હતું, કારણ કે જે કંઇક આવતું હતું તે તે જ ઘડીએ વહેંચી નાખવામાં આવતું હતું અને ખઝાનામાં કંઇક દાખલ કરવાની વારી આવતી ન હોતી. એમની વફાતની વેળાએ બયતુલ માલને તપાસી જોયું તો કેવળ એક દિરહમ નીકળ્યો.

લગભગ સને ૧૫ હિજરીમાં હઝરત અબૂ હુરૈરહને હઝરત ઉમર (રદિ.)એ બહરૈનના ગવર્નર નિમી મોકલ્યા ત્યારે આખા વર્ષના અંતે પાંચ લાખની રકમ પોતાની સાથે લાવ્યા. હઝરત ઉમર (રદિ.)એ કાઉન્સિલની સામાન્ય સભા બોલાવી કહ્યું કે, "એક ભારે રકમ બહરૈનથી આવી છે. આપ લોકોની શી મરજી છે ?" હઝરત અલી (રદિ.)એ પોતાનો મત દર્શાવ્યો કે જે રકમ આવે તેને તે જ વર્ષે વહેંચી નાખવી જોઇએ અને ખઝાનામાં જમા રાખવી ન જોઇએ. હઝરત ઉસ્માને એની વિરુદ્ધ મત આપ્યો. વલીદ ઇબ્ને હિશામે કહ્યું કે, "મેં સિરીયાના સુલતાનોને ત્યાં જોયું છે કે ખઝાના અને દફતરી એમ જુદા જુદા ખાતા છે."* આજ કાલનો સમય હોત તો પરધર્મીઓના નામથી પરહેઝ કરવામાં આવત, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ એ મતને પસંદ કર્યો અને બયતુલ માલની સ્થાપના કરી. સૌથી પહેલાં રાજધાની મદીનામાં અતિ મહાન ખઝાનો કાયમ કર્યો. એની દેખરેખ અને હિસાબ રાખવા માટે અતિ કાબિલ અને પ્રમાણિક માણસની આવશ્યકતા હતી; તેથી અબ્દુલ્લાહ ઇબ્ને અરકમ જેઓ અતિ પ્રતિષ્ઠિત સહાબી હતા અને લેખન–વાંચનમાં

* ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૪૪૮ થી ૪૬૧.



નિપૂણતા ધરાવતા હતા. તેઓને ખઝાનાના ઓફિસર નિમવામાં આવ્યા. એ ઉપરાંત એમના હેઠળ બીજા કાબિલ માણસોની નિમણૂક કરવામાં આવી; જેઓમાં અબ્દુર્રહમાન ઈબ્ને ઉબયદ અલકારી અને મુઐકિબ પણ હતા.✦ મુઐકિબને એ માન મળ્યું હતું કે તેઓ રસૂલુલ્લાહ (સલ.)ના અંગેઠી ઉપાડનારા હતા અને એ કારણે એમનું પ્રમાણિકપણું અને સત્યતા દરેક રીતે પૂરવાર થયેલાં હતા. રાજધાની ઉપરાંત સર્વે પ્રાંતો અને મુખ્ય મથકોએ બયતુલ માલ સ્થાપન કરવામાં આવ્યા અને જો કે ત્યાં ઉપરી અધિકારીઓને એના સંબંધી દરેક પ્રકારના અધિકારો હતા છતાં બયતુલ માલનું ખાતું તદ્દન જૂદું હતું અને એના અધિકારીઓ પણ જુદા રાખવામાં આવતા હતા. જેમ કે ઈસ્ફહાનમાં ખાલિદ ઈબ્ને હરષ અને કૂફામાં અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ ખઝાનાના ઓફિસર હતા. હઝરત ઉમર (રદિ.) બાંધકામ માટે ઘણી જ કરકસર કરતા હતા છતાં બયતુલ માલની ઈમારતો મજબૂત અને ભપકાદાર બંધાવી હતી. કૂફામાં બયતુલ માલ માટે પ્રથમ એક મહેલ બાંધવામાં આવ્યો જેને રોઝાબા નામે એક પારસી મીસ્તરીએ બનાવ્યો હતો અને જેનો મસાલો ઈરાનના બાદશાહોની ઈમારતમાંથી આણ્યો હતો; પરંતુ જ્યારે તેમાં ખાતર પાડી ચોરી કરવામાં આવી ત્યારે હઝરત ઉમર (રદિ.)એ સા'દ ઈબ્ને વક્કાસને લખી મોકલ્યું કે, મસ્જિદની ઈમારત બયતુલ માલથી જોડી દો, કારણ કે મસ્જિદ નમાઝીઓના કારણે હંમેશા આબાદ રહેશે અને દર વખતે લોકોની મેદની રહેશે, એથી સા'દ ઈબ્ને વક્કાસની આજ્ઞાનુસાર રોઝબાએ બયતુલ માલની ઈમારતને એટલી લંબાવી કે મસ્જિદ સાથે જોડી દીધી અને એ પ્રમાણે ચોરી વગેરેની ચિંતાથી મુક્તિ મળી.* એમ જણાય છે કે પાછળથી વધુ સાવચેતી રાખવા અર્થે ખઝાના પર સિપાઈઓનો પહેરો રાખવામાં આવ્યો હતો. બલાઝરીએ લખ્યું છે કે જ્યારે તલહા અને ઝુબૈર હઝરત અલી (રદિ.) વિરુદ્ધ બંડ પોકારી બસરા આવ્યા અને ખઝાનાનો કબજો લેવાની ઈચ્છા કરી ત્યારે સયાબજાના ૪૦ સિપાઈઓ ખઝાના પર પહેરો ભરવા નિર્માણ હતા, તેથી તેઓએ તલહા અને ઝુબૈરને તેમ કરતાં અટકાવ્યા. સયાબજા વિશે એ જ ઈતિહાસકારે એવું સ્પષ્ટીકરણ કર્યું છે કે તેઓ સિંધથી કેદ પકડાઈ આવેલા અને ઈરાનીઓની ફોજમાં દાખલ થયા હતા. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જ્યારે ઈરાન જીતાયું ત્યારે એ કૌમ મુસલમાન થઈ ગઈ અને અબૂ મૂસાએ એમને બસરામાં વસાવ્યા. પ્રાંતો અને જિલ્લાઓમાં જે ખઝાનાઓ હતા તેમની એવી વ્યવસ્થા હતી કે જેટલી રકમ દરેક પ્રકારના ખરચ માટે જ આવશ્યક હતી તેટલી રાખી લેવામાં આવતી, બાકીની રકમ વર્ષ પૂર્ણ થતાં મુખ્ય ખઝાના, કિંતુ મદીના મુનવ્વરહના બયતુલ માલમાં મોકલી દેવામાં આવતી હતી. એને લગતા હઝરત ઉમર (રદિ.)ના જરૂરી ફરમાનો અધિકારીઓના નામે આવતા રહેતા

✦ રિજાલની કિતાબોમાં મુઐકિબનું વર્ણન જૂઓ.
* એ સર્વે વિગત તારીખે તબરી મધ્યે કૂફાના વર્ણનમાં છે.

હતા.✦ એની તપાસ કરવી કઠિન છે કે દરેક સ્થળની તિજોરીઓમાં થાપણ તરીકે કેટલી રકમ જમા રાખવામાં આવતી હતી. યાકૂબી ઇતિહાસકારના સ્પષ્ટીકરણથી એટલું જણાય છે કે રાજધાનીના ખઝાનામાંથી રાજધાનીની પ્રજાને જે પગારો અને વઝીફા વગેરે બાંધી આપ્યા હતા તેની સંખ્યા ત્રણ કરોડ વાર્ષિક હતી.

બયતુલ માલના સંરક્ષણ અને દેખરેખ માટે હઝરત ઉમર (રદિ.)ની જે કાળજી હતી તે વિશે ઇતિહાસોમાં રસિક બનાવો આલેખાયેલા છે, પરંતુ એની વિગતને અમે આ સ્થળે જતી કરીએ છીએ.



✦ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૨૭૭ થી ૩૭૬.

# પ્રકરણ ૩૭

## પબ્લિક વર્કસ-જાહેર બાંધકામ ખાતું

સ્થાયી રીતે એ જાહેર બાંધકામ (પબ્લિક વર્કસ) ખાતું આધુનિક કાળની શોધ છે અને એ જ કારણ છે કે અરબી ભાષામાં એના માટે કોઈ પારિભાષિક શબ્દ નથી. મિસર અને સિરીયામાં એનું ભાષાંતર ''નઝારતે નાફિઆ'' કરવામાં આવ્યું છે. એ ખાતામાં નીચેની બાબતો જેવી કે સરકારી ઈમારતો, નહેરો, સડકો, પુલ, દવાખાનાનો સમાવેશ થાય છે.

હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં એના માટે ખાસ અલાયદું ખાતું સ્થાપન થયું ન હતું, પરંતુ દવાખાનાઓ સિવાય એ ખાતાની સર્વે બાબતો હસ્તી ધરાવતી હતી અને ઘણી જ વ્યવસ્થાપૂર્વક અને બહોળા પાયા પર હતી. ખેતીવાડીની પ્રગતિ માટે હઝરત ઉમર (રદિ.)એ જેટલીય નહેરો ખોદાવી તેનું સંક્ષિપ્ત વર્ણન અમે મહેસૂલ ખાતાના પ્રકરણમાં આપી આવ્યા છીએ. અત્રે તે નહેરોનું વર્ણન અમે કરીશું કે જે ખેતીવાડી ખાતા માટે ખાસ નિર્માણ થયેલી ન હતી.

### નહેરે અબી મૂસા :-

એ નહેર ૯ માઈલ લાંબી હતી. એના ખોદકામનો ઈતિહાસ એ છે કે એક વેળા બસરાના લોકો ડેપ્યુટેશનના રૂપમાં હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થયા. હઝરત ઉમર (રદિ.)એ રિવાજ અનુસાર દરેકથી હેવાલ પૂછયો. પ્રતિનિધિઓમાં હનીફ ઈબ્ને કૈસ પણ હતા. તેમણે ઘણા જ અસરકારક શબ્દોમાં ભાષણ કર્યું કે જે પુસ્તકોમાં શબ્દે શબ્દ આલેખવામાં આવ્યું છે. ભાષણમાં એમણે એ વાતની અડચણ દર્શાવી કે બસરા તદ્દન ક્ષાર ભૂમિ છે અને પાણી છ માઈલથી લાવવું પડે છે. હઝરત ઉમર (રદિ.)એ તે જ વેળા અબૂ મૂસા અશ્અરીના નામે એક લેખિત ફરમાન મોકલ્યું કે, બસરાના લોકો માટે એક નહેર ખોદાવી આપો. એ મુજબ તૈગ્રિસથી ૯ માઈલ લાંબી નહેર બસરામાં લાવવામાં આવી કે જે વડે શહેરમાં ઘરે ઘર પાણીની રેલમછેલ થઈ રહી.

### નહેરે મા'કિલ :-

એ એક પ્રખ્યાત નહેર છે. એના વિશે અરબીમાં એક કહેવત પ્રસિદ્ધ છે કે ''ઈઝા જાઅ નહરુલ્લાહિ બતલા નહરુ મા'કિલિન.'' એ નહેર પણ તૈગ્રિસને ફોડી લાવવામાં આવી હતી. એના બાંધકામની વ્યવસ્થા મા'કિલ ઈબ્ને યસારને સોંપાઈ હતી કે જેઓ એક

પવિત્ર સહાબી હતા, તેથી એ નહેર તેમના નામથી પ્રખ્યાત થઇ ગઇ.

### નહેરે સા'દ :-

એ નહેર માટે અંબારવાસીઓએ પ્રથમ ઈરાનના શહેનશાહને વિનંતી કરી હતી. ઈસ્લામનો સમય આવ્યો ત્યારે એ લોકોએ સા'દ ઈબ્ને વક્કાસ (કૂફાના ગવર્નર)ને એ માટે અરજ ગુઝારી. સા'દે, સા'દ ઈબ્ને ઉમરને એ કાર્ય માટે નિમ્યા. તેમણે ઘણી જ કાળજીપૂર્વક કામ કરાવ્યું, પરંતુ થોડેક છેટે ખોદાવ્યા પછી એક પહાડ વચ્ચે નડયો, તેથી એ નહેરને પડતી મૂકી. ફરી હજ્જાજે પોતાના સમયમાં પહાડ ખોદાવીને બાકીનું કાર્ય પૂરું કરાવ્યું. છતાંયે નહેર સા'દના નામથી જ પ્રખ્યાતી પામી.

### નહેરે અમીરુલ મુઅમિનીન :-

સૌથી મોટી અને ઉપયોગી નહેર જે હઝરત ઉમર (રદિ.)ની ખાસ આજ્ઞાથી બાંધવામાં આવી તે નહેરે અમીરુલ મુઅમિનીનના નામે પ્રખ્યાત છે. એના જ દ્વારા નીલ નદીને રાતા સમુદ્ર સાથે જોડી દેવામાં આવી છે. એનો સંક્ષિપ્ત ઈતિહાસ એ છે કે સને ૧૮ હિજરીમાં જ્યારે પૂરા અરબસ્તાનમાં દુકાળ પડયો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ સર્વ જિલ્લાધિકારીઓને દરેક સ્થળેથી પુષ્કળ અનાજ–દાણા રવાના કરવા લખ્યું. જો કે એ ફરમાન મુજબ તરત જ અમલ કરવામાં આવ્યો, પરંતુ સિરીયા અને મિસરનો જે માર્ગ હતો તે ખુશકીનો હોવાથી ઘણો દૂરનો માર્ગ હતો તેથી અનાજ આવતાં વાર લાગી. હઝરત ઉમર (રદિ.)એ એ અડચણોનો વિચાર કરી અમ્ર ઈબ્ને આસ (મિસરના ગવર્નર)ને લખ્યું કે, "મિસરવાસીઓની એક જનસમૂહ સહિત દરબારે ખિલાફતમાં હાજર થાવ." જ્યારે તેઓ આવ્યા ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "નીલ નદીને સમુદ્ર સાથે જોડી દેવામાં આવે તો અરબસ્તાનમાં દુકાળ કે મોંઘવારીનો ભય રહેશે નહિ, નહિતર જમીન માર્ગે અનાજનું આવવું અડચણ ભરેલું હોય છે." અમ્રે મિસર જઇ કામ શરૂ કરાવી દીધું અને ફુસ્તાતથી (જે કેરોથી દસ–બાર માઈલ પર છે) રાતા સમુદ્ર સુધી નહેર તૈયાર કરાવી. એ વડે નીલ કે જે ફુસ્તાતના નીચે વહેતી હતી તે રાતા સમુદ્ર સાથે જોડાઇ ગઇ. વહાણો નીલ નદીમાં થઇને રાતા સમુદ્રમાં આવતા હતા અને ત્યાંથી જિદ્દહ પહોંચી લંગરાતા હતા કે જે મદીના મુનવ્વરહનું બંદર હતું. એ નહેર લગભગ ૬૯ માઈલ લાંબી હતી અને નવાઈની વાત તો એ છે કે છ મહિનામાં બની તૈયાર થઇ ગઇ. એથી પહેલા જ વર્ષે વીસ મોટા મોટા વહાણો, જેમાં સાઠ હજાર અરદબ અનાજ ભર્યું હતું તેઓ એ નહેર દ્વારા મદીના મુનવ્વરહના બંદરે આવ્યાં. એ નહેર મુદ્દતો સુધી ચાલુ રહી અને એના વડે મિસરના વ્યાપારની ભારે ચઢતી થઇ. અમ્ર ઇબ્ને અબ્દુલ અઝીઝના પછી અધિકારીઓએ એ વિશે બેદરકારી વાપરી એટલે તે ઠેક ઠેકાણે પુરાઇ ગઇ તે એટલે સુધી કે ઝનબુત્તિમ્સાહ નામક સ્થળે તે તદન બંધ થઇ ગઇ. સને ૧૦૫ હિજરીમાં મન્સૂર અબ્બાસીએ એક

અંગત લાભ અર્થે તેને બંધ કરાવી દીધી, પરંતુ પછી ફરી ચાલુ થઇ ગઇ અને લાંબા કાળ સુધી ચાલુ રહી.* એક અચંબાની બિના એ છે કે અમ્ર ઇબ્ને આસે રાતા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રને સીધી રીતે જોડી દેવાનો ઇરાદો કર્યો હતો અને તેથી એના માટે લાગ અને સ્થળ પણ નક્કી કર્યાં હતાં અને એમ ધારવામાં આવ્યું હતું કે ફરમા કે જ્યાંથી રાતા અને ભૂમધ્ય સમુદ્રમાં કેવળ ૭૦ માઇલનું અંતર રહી જાય છે ત્યાંથી નહેર કાઢી બન્ને સમુદ્રોને જોડી દેવામાં આવત, પરંતુ હઝરત ઉમર (રદિ.)ને એમના ઇરાદાના સમાચાર મળ્યા તો એમણે નાખુશી જાહેર કરી અને લખી મોકલ્યું કે જો એમ થશે તો ગ્રીક વહાણો આવી હાજીઓને લૂંટી ખાશે.◆

જો અમ્ર ઇબ્ને આસને આજ્ઞા મળી ગઇ હોત તો સુવેઝ નહેર ખોદાવવાનું માન ખરી રીતે અરબોના ભાગ્યમાં આવત.

### જાહેર ઇમારતો :-

હઝરત ઉમર (રદિ.)એ જે જાહેર ઇમારતો ચણાવી તે ત્રણ પ્રકારની હતી :

(૧) ધાર્મિક ઇમારતો જેવી કે મસ્જિદ વગેરે. એનું વિગતપૂર્વક વર્ણન ધાર્મિક ખાતામાં આવશે. અત્રે એટલું કહેવું પૂરતું છે કે સાહબે રવદતુલ અહબાબના વચનાનુસાર ચાર હજાર મસ્જિદો એમના સમયમાં બંધાવવામાં આવી હતી.

(૨) લશ્કરી ઇમારતો જેવી કે કિલ્લા, છાવણીઓ, બરાખો વગેરે. તેઓનું વર્ણન ફોજી વ્યવસ્થાઓના વૃત્તાંતમાં આવશે.

(૩) મુલ્કી ઇમારતો જેવી કે ૧. દારુલ ઇમારા (ગવર્નમેન્ટ હાઉસ) અર્થાત્ જે ઇમારતોમાં પ્રાંતો અને જિલ્લાઓના અધિકારીઓ રહેતા હતા અને જ્યાં એમની કચેરીઓ હતી. કૂફા અને બસરાના દારુલ ઇમારાનું વૃત્તાંત તબરી અને બલાઝરીએ કંઇક વિગત પૂર્વક લખ્યું છે. ૨. દીવાન કિંતુ જ્યાં કચેરીના ચોપડા રહેતા હતા. ફોજની કચેરી પણ એ જ મકાનમાં રહેતી હતી. ૩. બયતુલ માલ અર્થાત્ ખઝાનાનું ઘર એ ઇમારત મજબૂત અને સંગીન રહેતી હતી. કૂફાના બયતુલ માલનું વર્ણન બયતુલ માલના પ્રકરણમાં થઇ ગયું છે. ૪. કેદખાના. મદીના મુનવ્વરહનું કેદખાનાનું વૃત્તાંત પોલીસખાતાની વિગતમાં આપવામાં આવ્યું છે. બસરામાં જે કેદખાનું હતું તે દારુલ ઇમારાની ઇમારતમાં તેનો સમાવેશ થતો હતો. ૫. મહેમાનખાના. એ મકાનો એ માટે ચણાવવામાં આવ્યા હતા કે બહારના માણસો જે બે–ચાર દિવસ માટે શહેરમાં આવ–જા કરતા હતા તેઓને આ

* એ વિગત હસનુલ મહાદિરા સુયૂતી, પૃષ્ઠ ૯૩–૯૪ અને મકરેઝી ભા. ૧, પૃષ્ઠ ૭૧ ભાગ બીજાના પૃષ્ઠ ૧૩૯–૧૪૪ માં છે.

◆ તકવીમુલ બુલ્દાન અબૂલ ફિદાઅ, પૃષ્ઠ ૨૦૬.

મકાનમાં ઉતારો આપવામાં આવતો હતો. કૂફામાં જે મહેમાનખાનું બાંધવામાં આવ્યું હતું તેના વિશે અલ્લામા બલાઝરીએ લખ્યું છે કે, "અમ્રન અંય્ યત્તખિઝા લિમય્યરિદુ મિનલ આફાકિ દારન્ વકાનૂ યનૂઝિલૂ નહા." મદીના મુનવ્વરહનું મહેમાનખાનું સને ૧૭ હિજરીમાં બંધાયું. એથી ઇબ્ને હિબ્બાને કિતાબુસ્સિકાતમાં એનું વર્ણન કર્યું છે. આ તકે એ બતાવી આપવું આવશ્યક છે કે ઇમારતો સંબંધી એવી કલ્પના કરશો નહિ કે તેઓ મહા ઉચ્ચ અને ભપકાદાર બનાવવામાં આવી હશે. ઇસ્લામ વ્યર્થ આડંબરની છૂટ આપતો નથી. તે પછીના સમયમાં જે કંઇક થયું તે થયું, પરંતુ તે કાળ સુધી ઇસ્લામ તદ્દન પોતાની સાદાઇ અને મૂળ સ્વરૂપે હતો અને એ સાદાઇ ચાલી ન જાય તે માટે હઝરત ઉમર (રદિ.) ઘણી કાળજી રાખતા હતા. એ ઉપરાંત તે સમય સુધી સરકારી ખઝાના પર સામયિક હાકિમને સ્વતંત્ર અધિકાર ન હતો. બયતુલ માલ (ખઝાનો) તમામ પ્રજાની થાપણ ગણાતી હતી અને લોકો તેનો મૂળ વ્યય એમ સમજતા હતા કે તે ચૂના ને પથ્થરોના બદલે વધુ પ્રમાણમાં માણસોના કામ લાગે. એ વિચાર મુદતો સુધી રહ્યો. એના જ સંસ્કાર હતા કે જયારે વલીદ ઇબ્ને અબ્દુલ મુલ્કે દમાસ્કસની જામેઅ મસ્જિદ પર એક ભારે રકમ લગાડી તો સામાન્ય ઇતરાજી પ્રસરી ગઇ અને લોકો જગજાહેર કહેવા લાગ્યા કે, "બયતુલ માલના નાણાંનો એવો ઉપયોગ કરવાનો નથી.* સારાંશ કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જે ઇમારતો બાંધવામાં આવી હતી તે સામાન્ય રીતે ઇંટ અને ગારાની હતી. બસરાનું સરકારી-મહાલય (ગવર્નમેન્ટ હાઉસ) એ જ પંક્તિનું હતું.◆ લશ્કરી ઇમારતો ઘણી મજબૂત અને સંગીન રાખવામાં આવતી હતી.

## સડકો-પુલોની વ્યવસ્થા :-

સડકો અને પુલોની વ્યવસ્થા જો કે ઘણી જ ઉમદા હતી; પરંતુ એની વ્યવસ્થા પરભારી રાજય તરફથી કરવામાં આવતી નહોતી. જીતાયેલી પ્રજા સાથે જે કરાર કરવામાં આવતા તેમાં એ શરત પણ કરવામાં આવતી કે તેઓ સડક અને પુલો પોતાના ખર્ચે બંધાવશે. હઝરત અબૂ ઉબયદાએ સિરીયા જીત્યું ત્યારે સંધિના કોલ-કરારોમાં એ શરત પણ દાખલ કરવામાં આવી હતી.*

મક્કા મુઅઝઝમા લાંબા સમયથી લોકોના કિબ્લા તરીકે મનાતું હતું, પરંતુ એના રસ્તાઓ તદ્દન વેરાન અને પાણી વિનાના હતાં. હઝરત ઉમર (રદિ.) સને ૧૭ હિજરીમાં જયારે મક્કા ગયા ત્યારે એમના ફરમાનથી મદીનાથી લઇને મક્કા સુધી દરેક મંઝિલ પર ચોકીઓ, ધર્મશાળાઓ અને ઝરાઓ તૈયાર કરાવ્યા. શાહ વલીઉલ્લાહ સાહબ

* ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૩૮.
◆ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૪૭.
* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૮૦, "તારીખે તબરી"માં સને ૧૬ હિજરીના બનાવોમાં પ. ૨૪૭૦ પૃષ્ઠ પર પુલ અને સડકો બંનેનું વર્ણન છે."

"ઈઝાલતુલ ખિફા"માં લખે છે કે :

"અઝાં જુમલા આંકે સાલે બકસદ ઉમરા બ મક્કા મુઅઝ્ઝમા તવજ્જો ફરમૂદ નઝદીક મુરાજિઅત અમ્ર ફરમૂદ તા દર મનાઝિલે કે માબૈન હરમૈન વાકેઅ અંદ સાયહા વ પનાહહા સાઝંદ વ હર ચાહે કે અપાશતા શુદહ બાશદ આંરાપાક કુનંદ વ સાફ નુમાયંદ દર મનાઝિલ કમઆબ ચાહહા કુનંદ તા બર હિજાજ બઈસ્તરાહત તમામ કતેઅ મરાહલ મયસ્સર શવદ."

# પ્રકરણ ૩૮

## શહેરો વસાવવામાં આવ્યા

હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જે શહેરો વસાવવામાં આવ્યા અને જે અગત્યના લીધે તેઓને વસાવવામાં આવ્યા અને જે વિશેષતાઓ તેઓમાં ઉત્પન્ન કરવામાં આવી તે સર્વે લક્ષ્યમાં લેતાં પ્રત્યેક શહેર ઈસ્લામી ઈતિહાસનું એક પૃષ્ઠ કહી શકાય છે. તેઓમાંથી બસરા અને કૂફા લાંબી મુદત સુધી ઈસ્લામી યાદગારોના અવશેષ રહ્યા. અરબી ભાષાના વ્યાકરણનો પાયો અહીં જ નંખાયો. વ્યાકરણના બે મહાવિદ્યાલયો એ જ બે મોટા શહેરો હતા. હનફી ''ફિકહ' કે જે આજે પૂરા જગતમાં ફેલાયેલું છે તેનો પાયો કૂફામાં જ ચણાયો હતો. એ કારણોને લઈને એ શહેરોની બંધામણી અને વસતીનું વર્ણન સવિસ્તર લખવું અત્રે અસ્થાને ગણાશે નહિ.

**બસરા :-**

આ પુસ્તકના પહેલા ભાગમાં અમે લખી આવ્યા છીએ કે ઈરાન અને હિંદના દરિયાઈ હુમલાઓથી નિશ્ચિંત રહેવા અર્થે હઝરત ઉમર (રદિ.)એ સને ૧૪ હિજરીમાં ઉત્બા ઈબ્ને ગઝવાનને અયલાની સમીપ કે જ્યાં ઈરાની અખાત દ્વારા હિંદ અને ઈરાનના વહાણો લંગર કરતા હતા ત્યાં એક શહેર વસાવવા નિમ્યા હતા. જમીનના સ્થાન અને ઘાટ હઝરત ઉમર (રદિ.)એ પોતે બતાવ્યા હતા. ઉત્બા આઠ સો માણસો સહિત ઉપડયા અને હુઝૈબા કે જ્યાં હાલ બસરા આવેલું છે ત્યાં આવ્યા. પ્રથમ અહિંયા ઉઘાડું મેદાન પડયું હતું અને જમીન કાંકરાવાળી અને આસપાસ પાણી અને ઘાસચારાનું સાધન ન હતું તેથી એ સ્થળ અરબોની પ્રકૃતિ મુજબ જ હતું. સારાંશ કે ઉત્બાએ પાયા નાખવાની સર્વે એંધાણીઓ કરી અને વિવિધ કબીલાઓ માટે જુદી જુદી હદો બનાવી ઘાસ–રાળના નાના મકાનો બંધાવ્યા. આસિમ ઈબ્ને દલફને જ્યાં જ્યાં જે કબીલાઓને ઉતારવા વાસ્તવિક જણાય ત્યાં ઉતારવાના કાર્ય માટે નિર્માણ કર્યા. સરકારી ઈમારતો જે બંધાઈ તેમાં જામેઅ મસ્જિદ, સરકારી મહાલય (ગવર્નમેન્ટ હાઉસ), કચેરી અને કેદખાનું વગેરેની ઈમારતો વધુ શ્રેષ્ઠ હતી. સને ૧૭ હિજરીમાં આગ લાગી અને ઘણાં ખરાં મકાનો બળી ગયાં ત્યારે સા'દ ઈબ્ને વક્કાસ કે જેઓ તે સમયે કૂફાના ગવર્નર હતા તેમણે હઝરત ઉમર (રદિ.)ની પાસે પ્રતિનિધિમંડળ મોકલ્યું અને પાકી ઈમારતો બાંધવા માટે આજ્ઞા માંગી. હઝરત ઉમર (રદિ.)એ એ મંજુર કર્યું, પરંતુ સાથે ભારપૂર્વક કહ્યું કે કોઈ માણસ



એક મકાનમાં ત્રણથી વધુ ઓરડા બનાવે નહિ.* બસરાથી તૈગ્રિસ નદી દસ માઈલ પર છે, તેથી હઝરત ઉમર (રદિ.)એ આજ્ઞા આપી કે તૈગ્રિસથી નહેર ખોદાવવા બસરા સુધી લાવો. એ નહેરનું વૃત્તાંત પબ્લીક વર્કસના પ્રકરણમાં આવી ગયું છે. બસરાની વસતીમાં ઘણી જલદી વૃદ્ધિ થઈ અને તે એટલે અંશે કે ઝયાદ ઈબ્ને અબી સુફયાનના શાસનકાળમાં જે લોકોના નામ લશ્કરી રજિસ્ટરમાં નોંધાયા હતા તેની સંખ્યા ૮૦ હજાર અને તેમના છોકરા છૈયાંની વસતી ૧ લાખ ૨૦ હજારની હતી. અહિંયાની ભૂમિ હુન્નર વિદ્યા માટે કેવી અનૂકુળ નિવડી હતી તેનો અંદાઝો એથી થઈ શકે છે કે અરબી ભાષાની વિદ્યાનો પાયો અત્રે જ નંખાયો. જગતમાં સૌથી પ્રથમ ગ્રંથ અરબી શબ્દકોશમાં જે લખાયો તે એ જ જગ્યાએ લખાયો હતો. એ ગ્રંથનું નામ "કિતાબુલ અયન" છે અને એના કર્તા ખલીલ બસરી છે. અરબી પિંગળ શાસ્ત્ર અને ગાયન વિદ્યાની શરૂઆત પણ અત્રેથી જ થઈ. અરબી વ્યાકરણ વિદ્યાના પહેલા ગ્રંથકાર સેબવૈહે અહિંયા જ શિક્ષણ લીધું હતું. મુજતહિદ ઈમામોમાંથી હસન બસરી એ જ ભૂમિ પર પેદા થયા.

**કૂફા :-**

બીજું શહેર જે બસરાથી વધુ પ્રખ્યાતી પામ્યું તે કૂફા હતું. મદાયન વગેરે જ્યારે જીતાઈ ચૂક્યાં ત્યારે સા'દ ઈબ્ને વક્કાસે હઝરત ઉમર (રદિ.) પર પત્ર લખ્યો કે અહિંયા રહી અરબોના રંગરૂપ બદલાઈ ગયાં. હઝરત ઉમર (રદિ.)એ જવાબમાં લખ્યું કે, અરબ પ્રજાને ત્યાંની આબોહવા રાસ આવી શકતી નથી, તેથી એવી જગ્યા શોધવી જોઈએ કે જ્યાંની હવા ખુશકી અને દરિયા બંનેના ગુણો ધરાવતી હોય. આથી સલમાન અને હુઝયફા જેઓને એ કાર્ય માટે રોકવામાં આવ્યા હતા તેઓએ કૂફાની ભૂમિ પસંદ કરી. અહિંયાની ભૂમિ કાંકરા- વાળી અને રેતાળ હતી તેથી એનું નામ કૂફા પાડવામાં આવ્યું. ઈસ્લામ પૂર્વે નો'માન ઈબ્ને મુન્ઝિરના ખાનદાનના લોકો કે જેઓ અરબી ઈરાકના રાજ્યકર્તા હતા તેમની રાજધાની એ જ સ્થળે હતી અને તેમની મશહૂર ઈમારતો ખ્વરનક અને સદીર વગેરે એની જ આસપાસ આવેલી હતી. એ સ્થળનું દશ્ય ઘણું સુશોભિત અને યુફ્રેટિસ નદી ફક્ત દોઢ બે માઈલના અંતરે હતું. અરબ લોકો એને "ખદુલ અઝરા" કિંતુ "પ્રેમદાના ગાલ" કહેતા હતા, કારણ કે તે વિવિધ અરબી ફુલો-કુહવાન, સકાયિક, કયસૂમ, ખુઝામાનું ઉપવન હતું. સારાંશ કે સને ૧૭ હિજરીમાં એ શહેર બની

---

* શબ્દકોશના કર્તાઓ બસરા શહેર નામ પડવાનું કારણ એમ લખે છે કે 'બસરા' અરબીમાં નરમ પથ્થરો-વાળી જમીનને કહે છે અને એ સ્થળે એવા પ્રકારની જમીન હતી; પરંતુ 'મુઅજમુલ બુલદાન'માં એક પારસી વિદ્વાનના જે વચન ટાંક્યા છે તે સૌથી વધુ બંધબેસતા છે. તેના ધારવા મુજબ મૂળ એ શબ્દ "બસરા" જેના ફારસીમાં "ઘણા માર્ગો" એવા અર્થ થાય છે, અહીંથી ઘણા રસ્તાઓ સર્વે તરફ જતા હતા તેથી ઈરાનીઓ એને એ નામથી સંબોધતા હતા. એને વધુ ટેકો એનાથી મળે છે કે અરબસ્તાનના શાહોએ એની આસપાસ જે ઈમારતો બંધાવી હતી તેના નામ પણ મૂળ ફારસી રાખવામાં આવ્યા હતાં, જેમ કે 'ખ્વરનક' કે જે મૂળ "ખ્વરનગા" છે અને 'સદીર' જે મૂળ "સાદર" છે.

બાંધામણીનો આરંભ થયો અને જેમ હઝરત ઉમર (રદિ.)એ સ્પષ્ટ રીતે લખ્યું હતું તે પ્રમાણે ૪૦ હજાર માણસો રહી શકે તેટલા ઘરો બાંધવામાં આવ્યા. અયાજ ઈબ્ને માલિકની દેખરેખ હેઠળ અરબસ્તાનના જુદા જુદા કબીલાઓ જુદા જુદા મહોલ્લાઓમાં વસાવવામાં આવ્યા. શહેરના ઘાટ અને રચના માટે હઝરત ઉમર (રદિ.)એ પોતે લેખિત ફરમાન મોકલ્યું હતું કે સરિયામ રસ્તો ૪૦–૪૦ હાથ અને એથી ઓછા ૩૦– ૩૦ હાથ કે ૨૦–૨૦ હાથ પહોળો રાખવો અને ગલીઓ ૭૦૭ હાથ પહોળી હોવી જોઈએ. જામેઅ મસ્જિદની ઈમારત કે જે એક ઊંચા ચોરસ ચબૂતરા પર બાંધવામાં આવી હતી અને એટલી વિશાળ હતી કે એમાં ચાલીસ હજાર માણસનો સમાવેશ થઈ શકતો હતો, એની ચારે તરફ દૂર સુધી ઉઘાડી જમીન છોડી દેવામાં આવી હતી. પ્રથમ ઈમારતો ઘાસ વગેરેની હતી, પરંતુ જ્યારે આગ લાગવાનો બનાવ બન્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)ની આજ્ઞાથી ઈંટ–ગારાની ઈમારતો બાંધવામાં આવી. જામેઅ મસ્જિદની આગળ એક વિશાળ છત બાંધવામાં આવ્યું હતું કે જે બસો હાથ લાંબું અને કાચા પથ્થરના સ્તંભો પર ઊભું કરવામાં આવ્યું હતું. એ સ્તંભો નવશેરવાની ઈમારતોમાંથી કાઢી મંગાવવામાં આવ્યા હતા.

આ સ્થળે એ વાત યાદ રાખવા યોગ્ય છે કે ખરું જોતાં નવશેરવાની ઈમારતોનો કોઈ વારસદાર ન હતો અને રાજ્યના સિદ્ધાંત અનુસાર જો કોઈ વારસ હોઈ શકે તો તે સામયિક ખલીફા થઈ શકે છે, એ છતાંયે હઝરત ઉમર (રદિ.)નો એ અદલ–ઈન્સાફ હતો કે પારસી પ્રજાને એ સ્તંભોની કિંમત આપવામાં આવી, કિંતુ તેમની આશરે જે કિંમત નક્કી થઈ તે તેમના જઝિયાવેરામાં મુજરે આપવામાં આવી. મસ્જિદથી બસો હાથના અંતરે સરકારી મહાલય (ગવર્નમેન્ટ હાઉસ) બાંધવામાં આવ્યું, એમાં બયતુલ માલ કિંતુ ખઝાનાના મકાનનો સમાવેશ થતો હતો. એક મોટી સામાન્ય સરા બાંધવામાં આવી, જેમાં બહારથી આવતા મુસાફરો વાસો કરતા હતા અને તેઓને સરકારી ખઝાના (બયતુલ માલ) તરફથી ખાવાનું મળતું હતું. થોડાક દિવસ પછી બયતુલ માલમાં ચોરી થઈ. હઝરત ઉમર (રદિ.)ને દરેક નાનામાં નાના બનાવોના સમાચાર પહોંચતા રહેતા તેથી તેમણે સા'દને સરકારી મહાલયને મસ્જિદ સાથે જોડી દેવા લખ્યું. એથી રોઝબા નામક એક પારસી મિસ્તરી કે જે મશહૂર ઉસ્તાદ હતો અને જે બાંધકામ પર નિમાયો હતો તેણે અતિ સુંદર અને તાલબદ્ધ રીતે સરકારી મહાલયની ઈમારતને વધારી મસ્જિદ સાથે જોડી દીધી. સા'દે રોઝબાને બીજા કારીગરો સહિત એ સેવા બદલ દરબારે ખિલાફતમાં રવાના કર્યો. હઝરત ઉમર (રદિ.)એ એની સારી કદર કરી અને હંમેશ માટે પેન્શન બાંધી આપ્યું. જામિઅ મસ્જિદના સિવાય દરેક દરેક ખાતા માટે જુદી જુદી મસ્જિદો બાંધવામાં આવી. જે કબીલાઓ આવી વસ્યા તેઓમાં યમનના બાર હજાર અને નઝારના આઠ હજાર માણસો હતા. બીજા કબીલાઓ જેઓને વસાવવામાં આવ્યા તેઓના નામ નીચે પ્રમાણે છે :

સલીમ, મફીક, હમદાન, બહીલા, તયમુલ્લાત, તગલબ, બનૂ અસદ, નુખઅ, કિન્દા, અઝદ, મુઝૈના, તમીમ, મહારબ, અસદ, આમિર, બજાલતા, જદીલા, અખલાત, જહીના, મુદહજ્જ, હવાઝિન વગેરે વગેરે.

એ શહેર હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એટલી મોટાઇ અને ખ્યાતીએ પહોંચ્યું કે હઝરત ઉમર (રદિ.) એને "રાસુલ ઇસ્લામ" (ઇસ્લામનું મુખ્ય મથક) કહેતા હતા અને ખરેખર તે અરબસ્તાનની શક્તિનું મૂળ કેન્દ્ર બની ગયું હતું. એ સમય પછી એની વસતીમાં વૃદ્ધિ થતી જ ગઇ. શહેરે પોતાની એક વિશેષતા એ જાળવી રાખી કે એમાં સામાન્ય રીતે વસનારા લોકો અરબ કુળના જ હતા. સને ૬૪ હિજરીમાં વસતી ગણતરી થઇ તો ૫૦ હજાર ઘર ખાસ રબીઆ ને મુદ્ર કબીલાના અને ૨૪ હજાર ઘર બીજા કબીલાઓના હતા. યમનવાળાઓના ૬ હજાર એ ઉપરાંત હતા. પાછળના સમયના પરિવર્તનો અને પ્રગતિઓએ જો કે પુરાતન અવશેષોને કાયમ રહેવા દીધા નહિ, છતાંયે એ કંઇક ઓછી નવાઇની બિના નથી કે કંઇક કંઇક ઇમારતોના ચિન્હો તો લાંબા સમય સુધી કાયમ રહ્યા. ઇબ્ને બતૂતા કે જેણે આઠમી સદીમાં એ પવિત્ર સ્થળને જોયું હતું તે પોતાના સફરનામામાં લખે છે કે, "સા'દ ઇબ્ને વક્કાસે જે સરકારી મહાલય બંધાવ્યું હતું તેનો પાયો હજી સુધી કાયમ છે."

એ શહેરની ઇલ્મી મોટાઇ એ છે કે વ્યાકરણ વિદ્યાની કળાની શરૂઆત અહિંયાથી થઇ, કિંતુ અબૂલ અસ્વદ દુવલીએ પહેલ-વહેલા વ્યાકરણના નિયમો અહીં બેસી ઘડયા હતા. હનફી ફિકહનો પાયો અત્રે જ ચણાયો. અબૂ હનીફા સાહબે કાઝી અબૂ યૂસુફ વગેરેના ભેગી ફિકહની જે મંડળી સ્થાપી હતી તે એ જ સ્થળે સ્થાપી હતી. હદીષ, ફિકહ અને અરબી વિદ્યાકળાના મોટા મોટા અગ્રેસરો જે અહીં જન્મ્યા તેઓમાંથી ઇબ્રાહીમ નખઇ, હમ્માદ, ઇમામ અબૂ હનીફા અને ઇમામ શુઅબી તે સમયના યાદગારો હતા.

**ફુસ્તાત :-**

અમ્ર ઇબ્ને આસે જ્યારે એલેકઝાન્ડ્રિયા જીત્યું ત્યારે જે ગ્રીકો ત્યાં બહુધા વસ્યા હતા તેઓ સામાન્ય રીતે શહેર છોડી નીકળી નાઠા. એમના ખાલી પડેલા ઘરો જોઇ અમ્ર ઇબ્ને આસે એને રાજયધામ બનાવવા ઇરાદો કર્યો. એથી દરબારે ખિલાફતથી એમણે આજ્ઞા માંગી. હઝરત ઉમર (રદિ.) નદીના અંતરાયથી ડરતા હતા. બસરા અને કૂફા વસાવતી વખતે ઓફિસરોને લખ્યું હતું કે શહેર જયાં વસાવવામાં આવે ત્યાંથી મદીના સુધી કોઇ નદી માર્ગમાં આવે નહિ એલેકઝાન્ડ્રિયાના માર્ગમાં નીલ નદી આડે આવતી હતી તેથી એને રાજયનું મુખ્ય મથક બનાવવા હઝરત ઉમર (રદિ.)એ પસંદ કર્યું નહિ.

અમ્ર ઇબ્ને આસ એલેકઝાન્ડ્રિયાથી નીકળી કસરેશ્શમઅમાં આવ્યા. એ સ્થાને એમનો તે તંબુ તેવી જ સ્થિતિમાં ઊભો હતો કે જે દશામાં તેને ખાલી મૂકી તેઓ એલેકઝાન્ડ્રિયા

પર ચઢાઇ કરવા ગયા હતા. એથી અમ્ર એ જ તંબુમાં ઉતર્યા અને ત્યાં જ નવા શહેરનો પાયો નાખ્યો. પ્રત્યેક કબીલાઓ માટે જુદા જુદા વાડા પાડયા અને મઆવિયા ઇબ્ને ખદીજ, શરીક ઇબ્ને સમી, અમ્ર ઇબ્ને મખરમ, હયવીલ ઇબ્ને નાશિરહને જે કબીલાને જ્યાં વાસ્તવિક ચાહે ત્યાં વસાવવાના કામ માટે નિર્માણ કર્યા. જેટલાં મહોલ્લાઓ તે વેળા વસાવવામાં આવ્યા અને જે કબીલાઓ એ મહોલ્લાઓમાં વસ્યા તેઓના નામ અલ્લામા મકરેઝીએ વિગતપૂર્વક લખ્યાં છે. જામેઅ મસ્જિદ ઘણી જ વ્યવસ્થાપૂર્વક બંધાઇ. સામાન્ય લોક કથન એમ છે કે, ૮૦ સહાબીઓએ એકત્ર થઇ પોતપોતાના કબીલાઓની જગ્યા નક્કી કરી હતી. એ સહાબાઓમાંથી ઝુબૈર, મિકદાદ, ઉબાદા, અબૂદરદાઅ અને મોટા મોટા સહાબાઓના વડીલો સામેલ હતા. એ મસ્જિદ ૫૦ ગજ લાંબી અને ૩૦ ગજ પહોળી હતી. ત્રણ દિશાએ દરવાજા હતા, તેમાંથી એક દરવાજો રાજમહાલય સમક્ષ હતો. એ બંને ઇમારતો વચ્ચે સાત ગજનું અંતર હતું. અમ્ર ઇબ્ને આસે એક ઘર ખાસ હઝરત ઉમર (રદિ.)ના માટે બંધાવ્યું હતું; પરંતુ જ્યારે હઝરત ઉમર (રદિ.)એ લખી મોકલ્યું કે, "મારે એ શું કામનું છે ?" તો ત્યાં બજાર બનાવવામાં આવ્યું. એ શહેરની વસતી તંબુથી શરૂ થતી હતી. તેથી એનું નામ ફુસ્તાત પડયું, કારણ કે એનો અરબીમાં અર્થ 'તંબુ' થાય છે. શહેર વસાવવાનું વર્ષ સને ૨૧ હિજરી છે.

ફુસ્તાતે ઘણી જ ઝડપે ઉન્નતિ કરી અને એલેકઝાન્ડ્રિયાના બદલે મિસરનું મુખ્ય મથક બની ગયું. અમીર મઆવિયાના સમયમાં ૪૦ હજાર અરબોના નામ રજિસ્ટરમાં નોંધાયા હતા. કઝાઇ નામક ઇતિહાસકાર લખે છે કે એક સમયે અહીં ૩૬ મસ્જિદો, ૮ હજાર સડકો અને ૧૧૭૦ હમ્મામખાના હતા. એની વિશાળતા અને દરેક પ્રકારના સાહિત્ય સાધનોની વિપુલતાને મકરેઝીએ કેટલાય પૃષ્ઠો પર વિગતપૂર્વક આલેખી છે. લાંબા કાળ સુધી એ શહેર મિસરના સુલતાનોની રાજધાની અને ઉન્નતિ ને સુધારાનું કેન્દ્રસ્થાન રહ્યું છે. અલ્લામા બશારી કે જેણે ચોથી સદીમાં જગતનું પર્યટન કર્યું તે પોતાની ભૂગોળ માં એ શહેર વિશે લખે છે :

**"નાસિખુ બગદાદા મફખરૂલ ઇસ્લામિ ખઝાઇનતુલ મગરિબિ લયસાફીલ ઇસ્લામિ અકબરૂ મજાલિસા મિન જામિઇહિ વલા અહ્‌સનુ તજમ્મુલન મિન અહ્‌લિહી વલા અકસર મરાકિબા મિન સાહિલિહી"** અર્થાત્ "એ શહેર બગદાદનો રદકર્તા પશ્ચિમનો ખઝાનો, ઇસ્લામનો ગર્વ છે. પૂરા ઇસ્લામી જગતમાં અહિંયાથી વધુ કોઇ જામિઅ મસ્જિદમાં ઇલ્મી મંડળો ભેગા મળતાં નથી, તેમજ અહિંયાથી વધુ કોઇ શહેરના કિનારે વહાણો લંગરાતા નથી."

**મોસલ :-**

એ સ્થળ ઇસ્લામ પૂર્વ પણ હસ્તીમાં હતું, પરંતુ તે વેળા એની એવી સ્થિતિ હતી કે



એક કિલ્લો આવી રહ્યો હતો અને તેની આસપાસ ખ્રિસ્તીઓના કેટલાક દેવળો આવ્યા હતા. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એને શહેરના રૂપમાં વસાવવામાં આવ્યું છે.

હરષમા ઇબ્ને અરફજાએ એ શહેરનો પાયો નાંખ્યો અને અરબ કબીલાઓના કેટલાક મહોલ્લાઓ વસાવ્યા. એક ખાસ જામિઅ મસ્જિદ પણ બંધાવવામાં આવી.* મુલ્કી રૂએ એ શહેર એક વિશેષતા ધરાવતું હતું, કિંતુ અત્રે પૂર્વ અને પશ્ચિમની સરહદો મળતી હતી અને કદાચ એ જ સંબંધના કારણે એનું નામ મોસલ પાડવામાં આવ્યું હશે. યાકૂત હમવીએ લખ્યું છે કે એ પ્રસિદ્ધ છે કે જગતના મોટા ત્રણ શહેરો છે–નિશાપુર જે પૂર્વનું દ્વાર છે અને દમાસ્કસ કે જે પશ્ચિમનું દ્વાર છે કિંતુ માણસ જે તરફ જવા ધારે તો તેને અત્રેથી પસાર થવું પડે છે. એ શહેરે પણ ધીમે ધીમે ઘણી ઉન્નતિ કરી. એથી એની વિશાળતા અને મોટાઇના ગુણગાન "મુઅજમુલ બુલદાન" અને હવશારીની ભૂગોળમાં સવિસ્તર મળે છે.

**જીઝાહ :-**

એ એક નાનું સરખું શહેર છે કે જે નીલ નદીની પશ્ચિમ દિશાએ ફુસ્તાતની સામે આવેલું છે. અમ્ર ઇબ્ને આસ એલેકઝાન્ડ્રિયાની જીત પછી જ્યારે ફુસ્તાત આવ્યા ત્યારે રોમનો નદીના માર્ગે ચઢી ન આવે તે હેતુથી એ સ્થળે થોડા લશ્કરનું થાણું બેસાડયું. એ લશ્કરમાં હુમૈર, અઝદ અને હમદાન કબીલાના માણસો હતા. ફુસ્તાત વસ્યા પછી અમ્ર ઇબ્ને આસે એ લોકોને બોલાવી લેવા ચાહયું, પરંતુ એ લોકોને નદીનું દશ્ય એટલું બધું પસંદ પડયું કે તેઓ ત્યાંથી પાછા જવા માંગતા ન હોતા અને એ દલીલ તેઓ રજુ કરતા હતા કે અમે જિહાદ માટે અત્રે આવ્યા હતા અને એવા ઉમદા હેતુને છોડી અમે બીજે ઠેકાણે જઇ શકતા નથી. અમ્ર ઇબ્ને આસે એ સ્થિતિના સમાચાર હઝરત ઉમર (રદિ.)ને કહેવડાવ્યા. તેઓ જો કે નદીના નામથી ગભરાતા હતા છતાં સંજોગો નિહાળી આજ્ઞા આપી અને સાથે તેમના રક્ષણાર્થે એક કિલ્લો ચણાવવા ફરમાન મોકલ્યું. એથી સને ૨૧ હિજરીમાં કિલ્લાનો પાયો નંખાયો અને સને ૨૨ માં એ બંધાઇ તૈયાર થઇ ગયો. એ બિના જાણવા જેવી છે કે જ્યારે કિલ્લો ચણાવવા માંડયો ત્યારે હમદાન કબીલાએ કહ્યું કે, "અમે બાયલાઓની પેઠે કિલ્લાના રક્ષણમાં રહેવા માંગતા નથી. અમારો કિલ્લો અમારી તલવારો છે." આથી એ કબીલા અને તેમની સાથે બીજા કેટલાક કબીલા કિલ્લાની બહાર ઉઘાડા મેદાનમાં તંબુ નાખી હમેશા ત્યાં જ રહ્યા. હઝરત ઉમર (રદિ.)ના પ્રતાપે એ નાનું સરખું મથક પણ વિદ્યાહુન્નરની બરકતોથી ખાલી ન હતું. એમાં મહાન મુહદ્દિષો જન્મ પામ્યા, જેમાંથી કેટલાકોના નામ "મુઅજમુલ બુલદાન"માં આપવામાં આવ્યા છે.✦

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૩૩૧–૩૩૨

✦ જીઝહ વિશે મકરેઝીએ સવિસ્તર લખ્યું છે.

# પ્રકરણ ૩૯

## લશ્કરી ખાતું

### રોમન એમ્પાયરની લશ્કરી વ્યવસ્થા :-

ઈસ્લામ પૂર્વે જગતમાં જો કે મહાન પ્રતાપી શહેનશાહતો થઈ ગઈ છે જેમની પાછળ રહેલી યાદગારો ઠેઠ ઈસ્લામના સમયમાંયે મૌજુદ રહી હતી, પરંતુ જયાં જયાં લશ્કરી સિસ્ટમ (પદ્ધતિ) હતી ત્યાં એ અવ્યવસ્થિત અને રાજનીતિના સિદ્ધાંતો વિરુદ્ધ હતી.

દોમ કબીર કે જેનું રાજ્ય કોઈ સમયમાં આખી પૃથ્વી પર વ્યાપી ગયું હતું, તેની લશ્કરની વ્યવસ્થાની એવી પદ્ધતિ હતી કે રાજયમાં જે લોકો નામીચા અને અગ્રેસર હતા અને જેઓ સૈનિક અને સેનાધિપત્નીા ઉચ્ચ ગુણો ધરાવતા તેમને મોટી જાગીરો મળતી અને તેમની પાસેથી એવા કરાર લેવામાં આવતા કે લશ્કરી જરૂરની વેળા અમુક પ્રમાણમાં લશ્કર લઈ હાજર થવું. એ લોકો સર્વત્ર દેશમાં ફેલાયેલા હતા અને ખાસ ખાસ સંખ્યાના લશ્કરો રાખતા હતા, પરંતુ એ લશ્કરનો પરભારો સંબંધ રાજસત્તા સાથે નહોતો. તેથી એ લોકો જ્યારે કદી બંડ ઉઠાવતા ત્યારે એમના લશ્કરો એમની સાથે થઈ રાજસત્તાનો મુકાબલો કરતા હતા. એ પદ્ધતિનું નામ "ફ્યુડૅલ સિસ્ટમ (Feudal System) હતું. એ ફોજી ઓફિસરો "બેરોન (Beron) કહેવાતા હતા. એ પદ્ધતિએ એટલે સુધી વૃદ્ધિ કરી હતી કે બેરોનો પણ પોતાના હેઠળ એવા પ્રકારના જાગીરદારો અને તાલુકદારો રાખતા હતા અને એકના નીચે બીજો એમ ઘણા દરજ્જાઓ કાયમ થઈ ગયા હતા.

### ઈરાનની લશ્કરી વ્યવસ્થા :-

ઈરાનમાં પણ લગભગ એ જ રિવાજ હતો. ફારસીમાં જેને મર્ઝબાન અને દેહકાન કહેવામાં આવે છે તેઓ એ પ્રકારના જાગીરદારો અને જમીનદારો હતા. એ જ પદ્ધતિએ ખરું જોતાં રોમન સામ્રાજયને નાશ કર્યું અને આજે તો સામાન્ય રીતે મનાય છે કે એ પદ્ધતિ ઘણી જ હાનિકારક છે.

### ફ્રાન્સની લશ્કરી વ્યવસ્થા :-

ફ્રાન્સમાં સને ૫૧૧ ઈસ્વી સુધી લશ્કરનો પગાર કે દૈનિક ખર્ચ કંઈ જ ન હતું. જીતની લૂટમાં જે કંઈક મળી જતું તે જ ચીઠ્ઠીઓ નાખી વહેંચી લેવામાં આવતું. એ સમય પછી

કંઇક પ્રગતિ થઇ તો તે જ "રોમન ફયૂડેલ સિસ્ટમ" ચાલુ થયું. એથી ઇસ્લામ પછી સને ૭૫૧ સુધી એ જ પદ્ધતિ ચાલુ રહી હતી.

અરબસ્તાનમાં યમનના બાદશાહોને ત્યાં ફોજનું કંઇક વ્યવસ્થા પૂર્વક બંધારણ ન હતું. ઇસ્લામના આગમન સુધી એની કંઇક જરૂર જ પડી નહિ. હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં ફક્ત એટલું થયું કે ખિલાફતના પહેલે વર્ષે ગનીમતમાંથી જેટલું બચ્યું તેટલું બધું દસ–દસ રૂપિયાના હિસાબે લોકોને વહેંચી દેવામાં આવ્યું. બીજે વરસે આવકમાં વૃદ્ધિ થઇ તો એ સંખ્યાને દસથી વધારી વીસ વીસ કરી નાખી, પરંતુ ન તો ફોજનો કંઇક પગાર નક્કી કરવામાં આવ્યો કે ન તો ફોજનું રજિસ્ટર બનાવવામાં આવ્યું કે ન કોઇ ફોજ માટે ખાતું સ્થાપન કરવામાં આવ્યું હતું.

### હઝરત ઉમર (રદિ.)ની લશ્કરી વ્યવસ્થા :-

હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતના પ્રારંભ કાળ સુધી એવી જ સ્થિતિ રહી, પરંતુ સને ૧૫ હિજરીમાં હઝરત ઉમર (રદિ.)એ એ ખાતાને એટલું વ્યવસ્થિત અને નિયમિત કર્યું કે તે સમય ને સંજોગો જોતાં આપણને નવાઇ લાગે છે. હઝરત ઉમર (રદિ.)નું એ તરફ લક્ષ્ય ખેંચાવાના વિવિધ કારણો બતાવવામાં આવ્યા છે. સામાન્ય કથન એમ છે કે અબૂ હુરૈરહ જેઓ બહરૈનના ગવર્નર નિમાયા હતા તેઓ પાંચ લાખ દિરહમ લઇ મદીને આવ્યા અને હઝરત ઉમર (રદિ.)ને એની ખબર કરી. પાંચ લાખની રકમ તે વેળા એક એવી અલૌકિક વસ્તુ ગણાતી કે હઝરત ઉમર (રદિ.) બોલ્યા કે, "ખયર તો છે ? તમે એ શું કહો છો ?" અબૂ હુરૈરહ (રદિ.)એ ફરી પાંચ કહ્યા. એથી હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "તમને ગણતાંયે આવડે છે કે નહિ ?"

અબૂ હુરયરહ (રદિ.)એ કહ્યું, "હા" અને એમણે એટલું બોલી પાંચ વખત લાખ લાખ કહ્યું. હઝરત ઉમર (રદિ.)ને ખાતરી થઇ તો કાઉન્સિલની સભા બોલાવી અને અભિપ્રાય પૂછયા કે, આટલા વિપુલ–અગાધ ધનનો શો ઉપયોગ કરવો જોઇએ ? હઝરત અલી (રદિ.), હઝરત ઉસ્માન (રદિ.) અને અન્ય સહાબીઓએ વિવિધ ઠરાવો રજુ કર્યા. વલીદ ઇબ્ને હિશામે કહ્યું કે, મેં સિરીયાના રાજકર્તાઓને જોયા છે કે તેમને ત્યાં લશ્કરના દફતર અને રજિસ્ટર બનાવેલાં હોય છે. હઝરત ઉમર (રદિ.)ને એ અભિપ્રાય પસંદ પડયો અને સૈનિકોના નામ લખવા અને દફતર રચવાનો વિચાર ઉત્પન્ન થયો.*

એક બીજા કથનમાં છે કે મતદારોએ ઇરાનના શહેનશાહોનો હવાલો આપ્યો અને

* મકરેઝી પૃષ્ઠ ૯૨ અને ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૪૪૯.

એ જ કથન બુદ્ધિનુસાર છે, કારણ કે જ્યારે દફતર રચવાંમાં આવ્યું તો એનું નામ 'દીવાન' રાખવામાં આવ્યું અને એ શબ્દ ફારસી છે. 'દબિસ્તાન' 'દબીર', 'દફતર', 'દીવાન' વગેરે સર્વે એક જ મૂળ ધાતુના શબ્દો છે. જેની સામાન્ય ધાતુ 'દબ' છે. પહેલ્વી ભાષાનો એ શબ્દ છે. એનો અર્થ નિગાહ રાખવાનો થાય છે.

સારાંશ કે સને ૧૫ હિજરીમાં હઝરત ઉમર (રદિ.)એ લશ્કરનું અલગ ખાતું કાયમ કરવા ચાહયું. એ વિષયમાં એમનો સૌથી વધુ ધ્યાન આપવા જેવો ઠરાવ હતો તે પૂરા દેશને સૈનિક બનાવવાનો હતો. દરેક મુસલમાન ઈસ્લામી સૈન્યનો સૈનિક છે, એ સિદ્ધાંત પર નિયમિત રીતે અમલ કરવા ધાર્યું, પરંતુ પ્રારંભમાં એવું સામાન્યપણું ચાલે એમ ન હતું, તેથી પ્રથમ કુરૈશ અને અનસારથી શરૂઆત કરી. મદીના મુનવ્વરહમાં તે વેળા ત્રણ માણસો મખરમા ઇબ્ને નૌફલ, જુબૈર ઇબ્ને મુત્ઈમ, અકીલ ઇબ્ને અબી તાલિબ, વંશાવળી વર્ણન અને ગણિત શાસ્ત્રના ઉસ્તાદ હતા. વંશાવલિ–વર્ણનની વિદ્યા એ તો અરબ પ્રજાની વડીલોપાર્જિત કળા હતી અને મુખ્યત્વે કરી એ ત્રણે મહાપુરુષો* એ કળામાં પૂરા અરબસ્તાનમાં શ્રેષ્ઠ હતા. હઝરત ઉમર (રદિ.)એ એ લોકોને બોલાવી તેમને એ સેવા સોંપી કે સર્વે કુરૈશ અને અનસાર પ્રજાનું એક દફતર બનાવી દરેક માણસનું નામ તેમાં સ્પષ્ટ રીતે લખવું. એ લોકોએ એક નકશો બનાવી રજુ કર્યો, જેમાં સૌથી પહેલાં બનૂ હાશિમ, ફરી અબૂબક્ર (રદિ.)નું ખાનદાન અને ફરી હઝરત ઉમર (રદિ.)નો કબીલો હતો. એ ગોઠવણી તે લોકોએ ખિલાફત અને રાજ સત્તાને ધ્યાનમાં રાખી કરી હતી, પરંતુ એ જો કાયમ રહેત તો ખિલાફત સ્વાર્થપણાનું હથિયાર બની જાત. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "એમ નહિ, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ના સગા–સ્નેહીઓથી શરૂ કરી અનુક્રમે જે લોકો જેટલાય રસૂલુલ્લાહ (સલ.)થી દૂર થતા ગયા છે તે મુજબ તેમના નામ છેલ્લે લખતાં ચાલ્યા જાવ, અંતે જ્યારે મારા કબીલાએ પહોંચો તો મારું નામ પણ લખજો." એ પ્રસંગે એ વાત યાદ રાખવા પાત્ર છે કે ચાર ખલીફાઓમાં હઝરત ઉમર (રદિ.)નો વંશ સૌથી છેલ્લે જઇ રસૂલુલ્લાહ (સલ.) સાથે મળી જાય છે. સારાંશ કે એ સૂચના અનુસાર રજિસ્ટર તૈયાર કરવામાં આવ્યું અને નીચે પ્રમાણે પગારો નક્કી કરવામાં આવ્યા.✦

---

* જાહઝે "કિતાબુલ બયાન વત્તબઈન" (ભાગ ૨, પૃષ્ઠ ૩૭ મિસરમાં છપાયેલ)માં લખ્યું છે કે, સર્વ કુરૈશ પ્રજામાં ચાર માણસો અરબી કાવ્યો, વંશાવલિ–વર્ણન અને આખ્યાનના હાફિઝ (મોઢે રાખનારા) હતા તેઓ મખરમા ઇબ્ને નોફલ, અબૂલ જેહિમ, હુવૈતીબ ઇબ્ને અબ્દુલ ઉઝઝા અને અકીલ ઇબ્ને અબી તાલિબ હતા.

✦ પગારોની વિગતના વિવિધ કથનો છે. મેં "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૨૪ મકરેઝી, ભાગ–૧, પૃષ્ઠ–૯૨, બલાઝરી પૃષ્ઠ ૪૪૮, યાકૂબી પૃષ્ઠ ૧૭૫ અને તબરી પૃષ્ઠ ૨૪૧૧ ના લખાણોને બને ત્યાં સુધી સરખાવીને લખ્યું છે.

| પદવીના વિભાગ | વાર્ષિક પગારની રકમ |
|---|---|
| જેઓએ બદરના યુદ્ધમાં ભાગ લીધો હતો. | ૫ હજાર દિરહમ |
| ઘેરામાં કેદ રહેલા મુહાજિરીન અને જંગે ઓહદના સાથીઓ | ૪ હજાર દિરહમ |
| મક્કા જીતાયું તે પહેલાં જે લોકોએ હિજરત કરી | ૩ હજાર દિરહમ |
| જે લોકો મક્કાની જીત વેળા મુસલમાન થયા | ૨ હજાર દિરહમ |
| જે લોકો કાદિસિયા અને યરમૂકના યુદ્ધમાં સામેલ હતા. | ૨ હજાર દિરહમ |
| યમની પ્રજા | ૪૦૦ દિરહમ |
| કાદિસિયા અને યરમૂક યુદ્ધ પછીના મુજાહિદીન | ૩૦૦ દિરહમ |
| પદવી ભેદ વિનાના | ૨૦૦ દિરહમ |

જે લોકોના નામ રજિસ્ટરમાં નોંધાયા હતા. તેઓના બીવી–બચ્ચાંના પગારોયે બાંધવામાં આવ્યા હતા. એ મુજબ મુહાજિરીન અને અનસારોની પત્નીઓના પગાર ૨૦૦ થી ૪૦૦ દિરહમ સુધી અને બદરવાળાઓની પુરુષ–અવલાદમાં બે હજાર દિરહમ નિર્માણ થયા હતા. એ બિના જાણવા જોગ છે કે જે લોકોના જે પગારો નક્કી થયા હતા તે લોકોના ગુલામોનાયે તે જ પગારો નિર્માણ કરવામાં આવ્યા હતા. એથી અનુમાન થાય છે કે ઈસ્લામમાં ગુલામોનું શું સ્થાન હતું. જેટલા માણસોના નામ રજિસ્ટરમાં નોંધાયા હતા* તેઓ સર્વે જો કે સૈનિકની ગણતરીમાં આવતા હતા, પરંતુ તેમના બે વર્ગ પાડવામાં

* એ પ્રસંગે એક બિના જે અતિ લક્ષ્ય આપવા યોગ્ય છે. તે એ છે કે ઘણા ખરા ઉપલકીયા અવલોકનકારોની ધારણા છે કે હઝરત ઉમર (રદિ.)એ સર્વ અરબોના જે પગારો બાંધ્યા હતા, તેનો લશ્કરી ખાતાથી કંઈ સંબંધ નથી, પરંતુ એ લોક લાભાર્થે હતા. એ ધારણા તદ્દન ખોટી હતી. પ્રથમ તો જ્યાં ઈતિહાસકારોએ એ બનાવ ઉપસ્થિત થવાનું જે કારણ બતાવ્યું છે ત્યાં એમ લખ્યું છે કે, વલીદ ઈબ્ને હિશામે હઝરત ઉમર (રદિ.)થી કહ્યું : "કદ જીઅતા કરાઅયતુ મુલૂકહા કદ દવ્વનૂ દીવાનન વજન્નદૂ જૂનદન ફઅખઝ બિકવિલિહી." અર્થાત મેં સિરીયાના બાદશાહોને જોયા છે કે તેઓ દફતર અને લશ્કર રાખે છે. આપ પણ દફતર બનાવો અને લશ્કરની ભરતી કરો. એથી હઝરત ઉમર (રદિ.)એ વલીદના વચનો મુજબ અમલ કર્યો. બીજી બાબત એ કે જે લોકો પાસે લશ્કરી સેવા લેવામાં આવતી નહિ અને જેઓ પુરાતન લશ્કરી સેવાનો હક્ક ધરાવતા ન હતા, હઝરત ઉમર (રદિ.) તેમને પગારો બાંધી આપતા ન હતા. એ જ કારણે મક્કાના લોકોને પગારો મળતા ન હતા. "ફુતૂહુલ બુલદાન"માં છે કે, "ઈન્ના ઉમર કાન લા યુઅ્તી અહલા મક્કા અતાઅન વલા યદરિબુ અલયહિમ બઅષન." એ જ કારણે રણવાસી બદુઓએ હઝરત અબૂ ઉબૈદા પાસે પગારો બાંધી આપવાની માંગણી કરી તો એમણે કહ્યું, "જ્યાં સુધી વસતીમાં રહેનારાઓના પગારો નિર્માણ ન થાય ત્યાં સુધી રણવાસીઓના દૈનિક ખર્ચની રકમો બાંધી શકતા નથી. અલબત્ત, એમાં કશો શક નથી કે પહેલવહેલાં લશ્કરી રજિસ્ટરમાં બીજાયે ઘણા પ્રકારના લોકોના નામ નોંધાયા હતા, જેમ કે જે લોકો કુર્આન મજીદ મોઢે કરી લેતા હતા અથવા કોઈ હુન્નર–કળામાં પારંગત હતા તેમના નામો લખાતા હતા, પરંતુ અંતમાં એય સિલ થયું છે કે, જરૂરતના કારણે જે ગુંચવાડો પહોંચ્યો હતો તે ધીમે ધીમે દૂર કરવામાં આવ્યો છે. એ જ વિષયમાં આગળ એનું વર્ણન આવે છે.

આવ્યા હતા :

(૧) દરેક વખતે જે સૈનિકો ફોજી કાર્યોમાં રોકાયેલા રહેતા હતા, કિંતુ એ સૈનિકોની નિયમિત ફોજમાં ગણતરી થતી હતી. (૨) જેઓ હંમેશા પોતાને ઘેર રહેતા, પરંતુ અગત્યની વેળાએ તેમને બોલાવી શકતા હતા, એમને અરબીમાં 'મતબૂઆ' કહેવામાં આવતા હતા. આજ–કાલની ભાષામાં એ પ્રકારના સૈનિકોને વૉલન્ટિયર કહેવામાં આવે છે. અલબત્ત, એટલો તફાવત છે કે આજકાલના વૉલન્ટિયરોને પગારો મળતા નથી.

ફોજી વ્યવસ્થા અને બંધારણની એ પ્રથમ પ્રસ્તાવના હતી એથી એમાં કેટલીક ગેરવ્યવસ્થાઓ પણ હતી. સૌથી મહાન ગુંચવાડો એ હતો કે લશ્કરી પગારોની સાથે રાજકીય પગારો પણ ભેગા આપવામાં આવતા અને બંનેનું એક જ રજિસ્ટર હતું, પરંતુ ધીમે ધીમે અર્થાત સને ૨૧ હિજરીમાં હઝરત ઉમર (રદિ.)એ એ ખાતાને એવું નિયમિત અને વ્યવસ્થિત બનાવી દીધું કે, કદાચ આ સમય સુધી કદી અને કોઇ ઠેકાણે એવું થયું ન હતું. એથી અમે એક નાની વ્યવસ્થાને આ તકે અતિ વિગતપૂર્વક લખીએ છીએ કે જેથી એ જણાશે કે અરબસ્તાનના આરંભિક સુધારામાં લશ્કરી વ્યવસ્થાને એટલી બધી વ્યવસ્થિત કરવી અને પ્રત્યેકને એટલે સુધી વ્યવસ્થિત અને ધોરણસર બનાવવું તે જ માણસનું કાર્ય હતું કે જે ફારૂકે આ'ઝમનો ઇલકાબ ધરાવતો હતો.

## લશ્કરી મુખ્ય મથકો :-

એ ખાતામાં સૌથી અગ્ર અને મૂળ વ્યવસ્થા દેશને લશ્કરી ધોરણે વિવિધ વિભાગોમાં વહેંચી દેવી તે હતી. હઝરત ઉમર (રદિ.)એ સને ૨૦ હિજરીમાં લશ્કરી અને મુલ્કી ધોરણે દેશના મુલ્કી અને લશ્કરી બે વિભાગ પાડયા. મુલ્કીનું વર્ણન દીવાની વ્યવસ્થામાં આવી ગયું છે. લશ્કરી ધોરણે કેટલાક મોટા મોટા ફોજી કેન્દ્રો નક્કી કર્યા. એ કેન્દ્રોનું નામ "જુન્દ"* રાખવામાં આવ્યું કે જે પારિભાષિક શબ્દ આજે પણ કાયમ છે. એ કેન્દ્રો–મદીના, કૂફા, બસરા, મોસલ, ફુસ્તાત, મિસર, દમિશ્ક, હિમ્સ, અરદુન અને પેલેસ્ટાઇન હતા. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જીતોની હદ જો કે બલુચિસ્તાનની સીમાથી જોડાઇ ગઇ હતી, પરંતુ જે દેશો નિયમિત દેશો કહી શકાતા હતા તે ફક્ત ઇરાક, મિસર, જઝીરા અને સિરીયા હતા. એ જ સિદ્ધાંત અનુસાર એ દેશોમાં ફોજી મુખ્ય મથકો સ્થાપિત કર્યા હતા. મોસલ જઝીરાનું મુખ્ય ધામ હતું. સિરીયાના વિસ્તારના પ્રમાણમાં ત્યાં કેટલાક ફોજી મથકો નિર્માણ કરવાની આવશ્યકતા હતી. તેથી દમાસ્કસ, પેલેસ્ટાઇન, હિમ્સ, જોર્ડન એ ચાર મુખ્ય મથકો નિર્માણ કર્યા હતા. ફુસ્તાત કે જે હાલ

* જુન્દની સાબિતી અર્થે ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૨ જુઓ. ઇતિહાસકાર યાકૂબીએ ૨૦ હિજરીના બનાવોમાં લખ્યું છે કે એ વર્ષે હઝરત ઉમર (રદિ.)એ લશ્કરી મુખ્ય મથકો નિર્માણ કર્યા, પરંતુ મજકૂર ઇતિહાસકારે ફક્ત પેલેસ્ટાઇન, જઝીરા, મોસલ અને કિન્નસરીનના જ નામો લખ્યા છે તે ચોખ્ખી ભૂલ છે.

શહેર કેરોમાં ફેરવાઈ ગયું છે તેનો પૂરા મિસર પર પ્રભાવ પડતો હતો. બસરા અને કૂફા એ બે શહેરો ઈરાન અને ખુઝિસ્તાન અને સર્વ પૂર્વ દેશોની જીતોના દ્વાર હતાં. એ મુખ્ય મથકોએ જે વ્યવસ્થાઓ લશ્કર માટે કરવામાં આવી હતી તે નીચે પ્રમાણે છે :

**લશ્કરની બરાખો :-**

(૧) સૈનિકોને રહેવા માટે બરાખો હતી. કૂફા, બસરા, ફુસ્તાત એ ત્રણે શહેરો તો ખરું જોતાં લશ્કરના રહેવા સહેવા માટે જ વસાવવામાં આવ્યા હતા. મોસલમાં ઈરાનીઓના સમયે એક કિલ્લો કેટલાક ખ્રિસ્તી દેવળો અને સાધારણ ઘરો હતા. હરષમાં ઈબ્ને અરફજા અઝદી (મોસલના ગવર્નર)એ હઝરત ઉમર (રદિ.)ની સૂચનાનુસાર ઘરોની એંધાણીઓ–નિશાનીઓ પાડી એને શહેરના સ્વરૂપમાં વસાવ્યું અને અરબસ્તાનના વિવિધ કબીલાઓ માટે જુદા જુદા મહોલ્લાઓ વસાવ્યા.

**ઘોડા ઉછેરની વ્યવસ્થા :-**

(૨) દરેક સ્થળે મોટા મોટા તબેલાઓ હતા. તેઓમાં ચાર ચાર હજાર ઘોડાઓ સાજ અને સામાન સહિત તૈયાર રાખવામાં આવતા હતા. એ કેવળ એ અર્થે તૈયાર રાખવામાં આવતા કે કોઈ વેળા એકાએક જરૂર પડે તો ૩૨ હજાર સવારોનો રિસાલો તરત જ તૈયાર થઈ જાય.◆ સને ૧૭ હિજરીમાં જઝીરાવાળાઓએ અણધારી રીતે બંડ કર્યું તો એ જ યોજના વિજયની ચાવી નીવડી. એ ઘોડાઓના ઉછેર ને સવગડ માટે ઘણી જ કાળજી રાખવામાં આવતી. મદીના મુનવ્વરહમાં તો એ વ્યવસ્થા હઝરત ઉમર (રદિ.)એ પોતે પોતાના હસ્તકે રાખી હતી. એમણે શહેરથી ચાર મંઝિલના અંતરે એક ગૌચર રાખ્યું હતું* અને એમણે પોતે પોતાના હની નામક ગુલામને એની દેખરેખ અને સંભાળ માટે નિર્માણ કર્યો હતો. એ ઘોડાઓના થાપા પર ડાઘ વડે "જૈશ ફી સબીલિલ્લાહ" શબ્દો લખવામાં આવતા. કૂફામાં એની વ્યવસ્થા સલમાન રબીઅતુલ બાહલીના હસ્તકે રાખવામાં આવી હતી કે જેઓ ઘોડાની ઓળખ ને ઉછેરમાં ઘણી માહિતી ધરાવતા હતા અને એ કારણે એમનું નામ ખાસ વિશેષતા સાથે લેવામાં આવતું હતું, કિંતુ તેઓને સલમાન ઈન્જીલના નામથી બોલાવવામાં આવતા હતા. શિયાળામાં એ ઘોડાઓ તબેલામાં રાખવામાં આવતા હતા. એથી ચોથી સદી સુધીમાં એ સ્થળ આરીના નામે પ્રખ્યાત હતું, જેનો અર્થ તબેલો થાય છે અને એ કારણે ઈરાનીઓ એને અખૂર શાહજહાં કહેતા હતા.

---

◆ "તારીખે તબરી" પૃષ્ઠ ૨૫૦૪.

* હઝરત ઉમર (રદિ.)એ ઘોડા અને ઊંટોના પોષણ ને ઉછેર માટે અરબસ્તાનમાં કેટલાક ચરાઓ રાખ્યા હતા. સૌથી મોટું ગૌચર ઝબદા સ્થળે હતું કે જે મદીનાથી ૪ મંઝિલના અંતરે નજદના જિલ્લામાં આવેલું છે, એ ચરો દસ માઈલ લાંબો અને એટલો જ પહોળો હતો. બીજો એક ઝરબ્યા સ્થળે હતો, જે મક્કાથી દસ મંઝિલ દૂર હતો. એનો વિસ્તાર દરેક દિશાએ છ છ માઈલનો હતો. એમાં લગભગ ૪૦ હજાર ઊંટ ચરતા હતા. એ ચરાઓની પૂરી વિગત "ખુલાસતુલ વફા ફી અખબારે દારિલ મુસ્તફા" મિસરમાં છપાયેલાના પૃષ્ઠ ૪૫૫ ઉપર છે.

વસંત ઋતુમાં એ ઘોડાઓ યુફ્રેટિસ નદીના કિનારે આકૂલના સમીપ લીલા લહેર ચરાઓમાં ચરાવવામાં આવતા હતા. મુસલમાન સદા ઘોડાઓની સગવડ માટે ઘણી ખંત રાખતા હતા અને હંમેશા વર્ષમાં એક વાર ઘોડ દોડ પણ કરાવતા હતા. મુખ્યત્વે કરીને ઉમદા વર્ણના ઘોડાઓને તેમણે ઘણું ઉત્તેજન આપ્યું હતું. એ સમય પહેલાં અરબ પ્રજા ઘોડાઓની જાત જોવામાં મા ની પરવા ન કરતા હતા. સૌથી પ્રથમ સલમાને એ ભેદની સ્થાપના કરી. એથી જે ઘોડાની મા અરબી કૂળની નહોતી તેને વર્ણસંકર કહી. ગનીમતની વહેંચણી વેળા તેના અસ્વારને ભાગ આપવામાં આવતો ન હતો.◆ બસરાની વ્યવસ્થા જઝ ઈબ્ને મઆવિયાના હસ્તકે હતી કે જેઓ અહવાઝ પ્રાંતના ગવર્નર રહી ચૂક્યા હતા.

**લશ્કરનું દફતર :-**

(૩) લશ્કર સંબંધી સર્વે પત્રો અને દફતરો એ જ મથકોએ રાખવામાં આવતા હતા.

**સીધાનું અનાજ :-**

(૪) સીધા માટે જે અનાજ અને બીજા પદાર્થો સંગ્રહ કરવામાં આવતા તે એ જ સ્થળે રાખવામાં આવતા હતા અને અહીંથી બીજા સ્થળોએ મોકલવામાં આવતા હતા.

**લશ્કરી છાવણીઓ :-**

ઉપરોક્ત મુખ્ય લશ્કરી મથકો ઉપરાંત હઝરત ઉમર (રદિ.)એ મોટા મોટા શહેરો અને મથકોએ પણ ઘણી લશ્કરી છાવણીઓ સ્થાપિત કરી હતી અને અરબોને તમામ પરાજિત દેશોમાં પ્રસારી દીધા હતા તો પણ એમનો એ સામાન્ય નિયમ હતો કે જે શહેર જીતાતું હતું ત્યાં તે જ વેળા એક વાસ્તવિક સંખ્યાનું લશ્કર ત્યાં ગોઠવી દેવામાં આવતું હતું* કે જે લશ્કર ત્યાંથી હટતું ન હતું. એ જ મુજબ જ્યારે અબૂ ઉબયદાએ સિરીયા જીત્યું ત્યારે દરેક જિલ્લા પર એક એક અધિકારીની નિમણૂક કરી હતી. જેમની સાથે એક અમુક સંખ્યામાં લશ્કર રહેતું હતું, પરંતુ સુલેહ શાંતિ સ્થપાયા પછીયે કોઇ મોટો જિલ્લો કે શહેર એવું ન હતું કે જ્યાં લશ્કરી છાવણી સ્થાપવામાં આવી ન હોતી.

સને ૧૭ હિજરીમાં જ્યારે હઝરત ઉમર (રદિ.)એ સિરીયાનો પ્રવાસ કર્યો ત્યારે જે મથકોએ દેશની સીમા શત્રુના દેશની સીમાથી મળતી હતી, જેવા કે વલૂક, મમ્બજ, રઅયાન, કૂરસ, તૈઝીન, અન્તાકિયા વગેરે (અરબીમાં એમને ફરૂજ કે લગૂર કહેવામાં આવે છે.) દરેકે દરેક શહેરનું પર્યટન કર્યું અને દરેક પ્રકારની લશ્કરની વ્યવસ્થા અને વાસ્તવિક સગવડો કરી. જે મથકો દરિયા કિનારે હતા અને કાંઠાના શહેરો કહેવડાવતા

◆ 'રિજાલ'ના પુસ્તકોમાં સલમાન ઈબ્ને રબીઅતુલ બાહલીનું વૃત્તાંત જુઓ.

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૧૨૮.

હતા (અર્થાત્ અસ્કલાન, યાફા, કયસારિયા, અરસૂફ, અકા, સીર, બૈરૂત, તરતૂસ, સયદા, અયાસ, લાઝ કયાહ.) રોમનોનું દરિયાઇ બળ ભારે હોવાથી એમણે એ મથકોની સંગીન ને જુદી વ્યવસ્થા કરી. એના સર્વોપરી ઓફિસર અબ્દુલ્લાહ ઇબ્ને કૈસને નિર્માણ કર્યા.✦ બાલિસ પશ્ચિમ યુફ્રેટિસના કિનારે અને ઇરાકની સીમાડે આવેલું હતું તેથી ત્યાં લશ્કરી વ્યવસ્થા ઉપરાંત એટલો ઉમેરો કર્યો કે જે શામી (સીરીયન) અરબો મુસલમાન થઇ ગયા હતા તેમને ત્યાં વસાવ્યા.★ સને ૧૯ હિજરીમાં યઝીદ ઇબ્ને અબી સુફયાન જન્નતનશીં થયા ત્યારે એમના ભાઇ મઆવિયાએ હઝરત ઉમર (રદિ.)ને ખબર કરી કે સિરીયન કિનારા પર વધુ તૈયારીની આવશ્યકતા છે.* હઝરત ઉમર (રદિ.)એ તે જ ઘડીએ સર્વ કિલ્લાઓની નવેસરથી મરામત કરવાનો, તેમાં લશ્કર ગોઠવવાનો, સર્વ દરિયાઇ બારાઓ પર ચોકીદાર બેસાડવાનો અને અગ્નિ બળતી રાખવા માટે વ્યવસ્થા કરવાનો ફરમાન મોકલ્યું.

એલેકઝાન્ડ્રિયામાં એ ગોઠવણ રાખી હતી કે અમ્ર ઇબ્ને આસની સરદારી હેઠળ જેટલી ફોજ હતી તેનો ૧/૪ ભાગ એલેકઝાન્ડ્રિયા માટે ખાસ નિર્માણ કર્યો હતો. ફોજનો ચોથો હિસ્સો કિનારાના મથકોમાં રહેતો હતો. બાકીની અડધી સેના અમ્ર ઇબ્ને આસની સાથે ફુસ્તાતમાં રહેતી હતી. એ લશ્કરો મોટા મોટા મહેલોમાં રહેતા હતાં અને પ્રત્યેક મહેલમાં તેમની સાથે એક "અરીફ" નાયક રહેતો હતો, જે એમના કબીલાનો સરદાર થતો હતો અને જેમના દ્વારા તેમને પગારો મળતા હતા. મહેલોની આગળ વંડા રૂપે એક વિશાળ પડતર જમીન રાખવામાં આવતી હતી.✤ સને ૧૯ હિજરીમાં જ્યારે હરક્યુલસે દરિયાઇ માર્ગે મિસર પર હલ્લો કરવા ચાહયું ત્યારે હઝરત ઉમર (રદિ.)એ સર્વ કિનારાઓ પર લશ્કરી છાવણીઓ બેસાડી દીધી અને અમ્ર ઇબ્ને આસના હેઠળ જેટલું લશ્કર હતું તેનો ચોથો ભાગ એ છાવણીઓ માટે નિર્માણ કરી દીધો.* ઇરાકમાં જો કે બસરા અને કૂફા રક્ષિત મથકો હતા એટલે કે ખાસ કૂફામાં ચાલીસ હજાર સૈનિકો હર વખત હાજર રહેતા અને વ્યવસ્થા એવી રાખેલી કે એ સેનામાંથી દસ હજાર માણસો બહારના મામલાઓમાં રોકેલા રાખવામાં આવતા.✢ છતાંયે એ જિલ્લાઓમાં ઇરાનીઓની લશ્કરની છાવણીઓ પ્રથમથી સ્થાપન કરવામાં આવેલી હતી. તેમને જ નવેસરથી બંધાવી લશ્કરી બળ વડે મજબૂત કરી દેવામાં આવી.✪ ખુઝિસ્તાન પ્રાંતમાં સંખ્યાબંધ લશ્કરી થાણાઓ બેસાડવામાં આવ્યાં. એ જ પ્રમાણે નહરતૈરી, મનાઝિર, સૌકુલ અહવાઝ, હર્મઝાન, માસૂસ, બન્યાન,

---

✦ "તારીખે તબરી" પૃષ્ઠ ૨૫૨૩.
★ "ફુતૂહુલ બુલદાન" પૃષ્ઠ ૧૫૦.
* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૧૨૮.
✤ મકરેઝી, ભાગ ૧, પૃષ્ઠ ૧૬૭.
* જૂઓ તબરી, પૃષ્ઠ ૨૫૯૪ અને મકરેઝી પૃષ્ઠ ૧૬૭.
✢ જૂઓ તારીખે તબરી, પૃષ્ઠ ૧૮૯૫.
✪ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૫૦.

જન્દી, સાપૂર, મહેરજાનકદક એ સર્વે મથકો* પર લશ્કરી થાણાઓ બેસાડી દેવામાં આવ્યા. રૈ અને આઝરબૈજાનની છાવણીઓમાં હરરોજ દસ હજારનું સ્થાયી લશ્કર રહેતું હતું.

એ જ પ્રકારની બીજી સેંકડો છાવણીઓ સ્થળે સ્થળે સ્થાપન કરવામાં આવી કે જેના વિવરણની કંઈક આવશ્યકતા નથી. અલબત્ત, આ તકે એ બિના જાણવા યોગ્ય છે કે એ પ્રકરણને એટલું બધું શા માટે વિસ્તાર્યું હતું અને લશ્કરી થાણાઓની ચૂંટણીમાં કયું ધોરણ રાખ્યું હતું ? વસ્તુ સ્થિતિ એમ છે કે તે સમય સુધી ઈસ્લામના લશ્કરી બળમાં જો કે ઘણી વૃદ્ધિ અને શકિત પ્રાપ્ત થઇ હતી, પરંતુ દરિયાઇ બળના કંઈક સાધનો ન હતાં. તે તરફ ગ્રીકો લાંબા સમયથી એ કળામાં પારંગત થતા આવતા હતા, તેથી મિસર અને સિરીયામાં જો કે માંહેના બળવાનો ખટકો રહ્યો ન હતો, કારણ કે ધર્મભેદ હોવા છતાં એ દેશની પ્રજાઓ ખ્રિસ્તીઓ કરતાં મુસલમાનોને વધુ પસંદ કરતી હતી, પરંતુ રોમનોની દરિયાઇ ચઢાઈનો હંમેશા ભો રહેતો હતો. એ ઉપરાંત એશિયા માઇનર હજુ સુધી રોમનોના કબજામાં હતું અને ત્યાંના એમના બળને કંઈક હાની પહોંચી ન હોતી; એ કારણોને લઈને સરહદી મથકો અને દરિયાઇ બારાઓને અતિ મજબૂત બનાવવાની ઘણી આવશ્યકતા હતી. એ જ કારણ હતું કે હઝરત ઉમર (રદિ.)એ જેટલીયે લશ્કરી છાવણીઓ સ્થાપી તે દરિયા કાંઠે આવેલા કે એશિયામાઈનરના સીમાડે આવેલા મથકોમાં જ સ્થાપી. ઈરાકની સ્થિતિ એનાથી વિરુદ્ધ હતી, કારણ કે ત્યાં રાજયના સિવાય દેશના મોટા મોટા જાગીરદારો જેઓ મર્ઝબાન કહેવડાવતા હતા તેઓ પોતાની જાગીરો ટકાવી રાખવા માટે લડતા રહેતા હતા અને દબાઈ જઇ તાબે પણ થઇ જતા હતા, છતાં તેમની તાબેદારી પર વિશ્વાસ મૂકી શકાતો ન હતો. એથી એ દેશોમાં દરેક સ્થળે લશ્કરી થાણાઓ બેસાડવાની અગત્ય હતી કે જેથી જાગીરદારો બળવાના સ્વપ્ના સેવવા પામે નહિ. હઝરત ઉમર (રદિ.)એ એ ખાતા ઉપરાંત અન્ય ખાતાઓ તરફ લક્ષ્ય આપ્યું અને એકેએક ખાતાને એટલું વ્યવસ્થાપૂર્વક બનાવી દીધું કે તે વેળાના સુધારાના ધોરણે તો એ કાર્ય એક ચમત્કાર જેમ દેખાતું હતું.

### લશ્કરની ભરતીમાં વૃદ્ધિ :-

લશ્કરની ભરતીનું દફતર જેની શરૂઆત મુહાજિરીન અને અનસારથી થઇ હતી, તેણે વૃદ્ધિ પામતાં પામતાં આખા અરબસ્તાનનો સમાવેશ પોતાનામાં કરી લીધો. મદીનાથી અસફાન કે જે મક્કાથી બે મંઝિલ પેલી તરફ છે ત્યાં સુધી જેટલાય કબીલાઓ વસતા હતા તે પ્રત્યેકની વસતી ગણતરી કરી તેમના રજિસ્ટરો બનાવવામાં આવ્યા. બહરૈન જે અરબસ્તાનનો અંતિમ પ્રાંત છે, બલકે ભૂગોળ લખનારા ઈરાકના જિલ્લાઓમાં એની

* "તબરી" પૃષ્ઠ ૨૬૫.

ગણતરી કરે છે ત્યાંના સર્વ કબીલાઓનું દફતર તૈયાર કરવામાં આવ્યું. કૂફા, બસરા, મોસલ, ફુસ્તાત, હીરા વગેરે ઠેકાણે જેટલાય અરબ કબીલાઓ વસ્યા હતા તે સર્વેનું રજિસ્ટર બનાવવામાં આવ્યું. એ અસંખ્ય ટોળીઓના તેઓની પદવી અનુસાર પગારો બાંધવામાં આવ્યા. એ સર્વેની કુલ સંખ્યા ઈતિહાસોમાં મળતી નથી, છતાંયે અનુમાનથી જણાય છે કે આઠ–દસ લાખ હથિયારબંધ માણસો હતા.

**ત્રીસ હજારની વાર્ષિક ભરતી :-**

ઈબ્ને સા'દનું કથન છે કે દર વર્ષે ત્રીસ હજાર માણસોનું નવિન લશ્કર લડાઈના રણમેદાને મોકલવામાં આવતું. કૂફા સંબંધી અલ્લામા તબરીએ સ્પષ્ટીકરણ કર્યું છે કે ત્યાં એક લાખ માણસોને લડવૈયા બનાવવામાં આવ્યા, જેમાં ૪૦ હજારનું નિયમિત લશ્કર હતું અર્થાત એમને વારાફરતી હંમેશા રૈ અને આઝરબૈજાનના યુદ્ધોમાં હાજર રહેવું પડતું હતું.

એ જ સંગઠન હતું કે જેના પ્રતાપે એક મુદત સુધી પૂરા જગત પર અરબોના રોબ–દાબ ને ધાક બેસી ગયા હતા અને વિજયોનો પ્રવાહ બરાબર આગળ ને આગળ વધતો જ ગયો. જેમ એ સંગઠનમાં ન્યુનતા આવી ગઈ તેમ અરબોના બળમાં ઘટાડો થઈ ગયો. સૌથી પહેલાં અમીર મઆવિયાએ એમાં ફેરફાર કર્યો કિંતુ દૂધ પીતા બચ્ચાઓના પગારો બંધ કરી દીધા. અબ્દુલ મુલ્ક ઈબ્ને મરવાને ઔર વધુ કાપકૂપ કરી અને મુઅતસિમ બિલ્લાહે તો મૂળ ફોજી દફતરમાંથી જ અરબોના નામ કાઢી નાખ્યા અને તે જ દિવસથી ખરું જોતાં રાજયસત્તા પણ મુસ્લિમોના હાથથી નીકળી ગઈ. આ એક પ્રાસંગિક વાક્ય વચ્ચે આવી ગયું હતું. અમે ફરી હઝરત ઉમરની ફોજી વ્યવસ્થા તરફ પાછા ફરીએ છીએ.

**સર્વ કૌમની ભરતી :-**

હઝરત ઉમર (રદિ.)એ લશ્કરી રજિસ્ટરને એટલા અંશે વધાર્યું કે ઈરાનીઓ સુદ્ધાં એમાં દાખલ કરવામાં આવ્યા. ઈરાનના શહેનશાહ યઝદેજર્દે વયલમની પ્રજામાંથી એક ચુનંદા સૈનિકોનો જથ્થો તૈયાર કર્યો હતો. એ સેનાની સંખ્યા હજારની હતી અને શહેનશાહની ખાસ સેના કહેવામાં આવતી હતી. એ સેના કાદિસિયાના કેટલાક યુદ્ધો પછી ઈરાનીઓથી જુદી પડી ઈસ્લામના વર્તુળમાં દાખલ થઈ ગઈ હતી. કૂફાના ગવર્નર સા'દ ઈબ્ને અબી વક્કાસે એમને લશ્કરમાં દાખલ કરી લીધા અને તેમને કૂફામાં વસાવી પગારો બાંધી આપ્યા. એથી ઈસ્લામી વિજયોમાં તેઓનું નામ જગેજગ ઈતિહાસોમાં આવે છે. યઝદેજર્દના મોખરે લશ્કરનો એક મશહૂર ઓફિસર હતો, એ 'સયાહ'ના ઈલ્કાબથી ઓળખાતો હતો. સને ૧૭માં યઝદેજર્દ ઈસ્ફહાન રવાના થયો તો સયાહને ત્રણ સો અસ્વારો જેમાં સિત્તેર મોટા મોટા નામીચા પહેલવાનો હતા તેમની સાથે

અસ્તખરની તરફ દરેકે દરેક શહેરમાંથી ચુનંદા યોદ્ધાઓ વિણી એક રિસાલો તૈયાર કરવા મોકલ્યો. અબૂ મૂસા અશ્અરીએ જ્યારે સૂસનો ઘેરો ઘાલ્યો તો યઝદેજર્દે સયાહને થોડા રિસાલા સાથે અબૂ મૂસાના મુકાબલામાં જવા આજ્ઞા કરી. સૂસ જીતાતાં સયાહે પોતાના સર્વ સરદારો સહિત અબૂ મૂસાથી કેટલીક શરતો સહિત રક્ષણ માંગ્યું. અબૂ મૂસા જો કે એ શરતોથી રાજી ન હતા, પરંતુ એ બનાવના સમાચાર હઝરત ઉમર (રદિ.)ને પહોંચાડયા. ત્યાંથી હઝરત ઉમર (રદિ.)એ લખી મોકલ્યું કે સર્વે શરતો મંજુર કરી લ્યો. એથી એ સર્વેને બસરામાં વસાવ્યા અને લશ્કરી રજિસ્ટરમાં નામો નોંધાવી એના પગારો બાંધી આપવામાં આવ્યા. તેઓમાંથી છ ઓફિસરો (જેઓના નામ, સયાહ, ખુસરૂ શહેરયાર, શેરવૈહ, શહેરવૈહ, અફરૂદીન હતા)ના અઢી હજાર અને સો યોદ્ધાઓના બે બે હજારના પગારો બાંધી આપવામાં આવ્યા હતા. તસતરના યુદ્ધમાં સયાહની જ યુક્તિ વડે વિજય પ્રાપ્તિ થઇ હતી.*

નવશેરવાનના તરફથી બાઝાન યમનનો ગવર્નર હતો. એના તાબામાં જે ઈરાની લશ્કર હતું તેઓમાંથી ઘણા ખરા સૈનિકો મુસલમાન થઈ ગયા હતા અને તેઓના નામો પણ લશ્કરના રજિસ્ટરમાં નોંધાયા હતા. આશ્ચર્યકારક બિના તો એ છે કે ફારૂકી લશ્કરમાં હિન્દી યોદ્ધા સુદ્ધાં હતા. સિંધના જાટ લોકો જેને અરબો "ઝત" કહેતા હતા તેઓ યઝદેજર્દના લશ્કરમાં સૈનિકો હતા. સૂસના યુદ્ધ પછી તેઓએ ઈસ્લામનો અંગીકાર કર્યો અને ઈસ્લામી ફોજમાં ભરતી કરી તેઓને બસરામાં વસાવ્યા.◆ મિસરની જીત વખતે એ જ લોકોના પાંચ સો માણસો યુદ્ધમાં સામિલ હતા અને જ્યારે અમ્ર ઈબ્ને આસે ફુસ્તાત વસાવ્યું તો તેઓને એક જુદા મહોલ્લામાં વસાવ્યા. યહૂદીઓ વિના પણ ઈસ્લામી લશ્કર ખાલી ન હતું; કારણ કે મિસરની ચઢાઇ વેળા એક હજાર યહૂદી ઈસ્લામી લશ્કરમાં સામિલ હતા.★ સારાંશ કે હઝરત ઉમર (રદિ.)એ લડાઈ ખાતાની એવી વૃદ્ધિ કરી હતી કે કોઇ પ્રજા કે દેશનો ભેદ ગણવામાં આવતો ન હતો. એટલું જ નહિ, પરંતુ ધર્મ કે પંથનો પણ કાંઈ બાધ ન હતો. વોલન્ટિયર લશ્કરમાં તો હજારો પારસીઓ સામિલ હતા, જેઓને મુસલમાનો જેટલા જ પગારો મળતા હતા. લશ્કરી વ્યવસ્થામાં પણ પારસીઓનો પતો મળે છે એથી એની વિગત પરકીઓના હકોના વર્ણનમાં આવશે, પરંતુ એ યાદ રાખવા જેવું છે કે લશ્કરી ખાતાની એવી વૃદ્ધિ જેમાં સર્વે કૌમોને દાખલ કરવામાં આવ્યા હતા તે ઈસ્લામની એક ઉદારતા હતી, નહિતર દેશોની જીતો માટે અરબોને પોતાની તલવારો સિવાય બીજાના કદી આભારી બનવું પડયું નથી. અલબત્ત, એ બિનાની અમે ના પાડી શકતા નથી કે જે કૌમો સાથે મુકાબલો કરવાનો હતો, તેમની જ કૌમોને તેમની સામે લડાવવું યુદ્ધકળાનો એક મોટો સિદ્ધાંત છે.

---

* "તબરી", સને ૧૭ હિજરીના બનાવો, સૂસના વિજયનું વર્ણન અને ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૭૨, ૩૭૫.

◆ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૩૭૫.

★ મકરેઝી પૃષ્ઠ ૨૯૮ માં એ સર્વેનું વર્ણન કંઇક વિગતપૂર્વક આપવામાં આવ્યું છે.

કે ખરગોશ હર મર્ઝરા બે શગુફ્ત
સગે આં વિલાયત તવાનદ ગિરિફ્ત

જેમ અમે ઉપર દર્શાવી ગયા કે આરંભિક વ્યવસ્થા વેળા લશ્કરી ખાતું તદ્દન જુદી રીતે હસ્તી ધરાવતું નથી, કિંતુ જે લોકો બીજા કારણો માટે જે પગારો મેળવતા હતા તેઓના નામ પણ લશ્કરી રજિસ્ટરમાં નોંધાયેલા હતા અને તે વેળા એમાં જ ડહાપણ હતું. હઝરત ઉમર (રદિ.)એ એ ભેદને પણ દૂર કરવા ધાર્યું. પ્રારંભમાં પગાર ઓછાં કે વત્તો આપવામાં કુર્આન પઢવાની ખૂબી પણ ધ્યાનમાં લેવામાં આવતી હતી, પરંતુ એને લશ્કરી ખાતા સાથે કશો સંબંધ ન હતો, તેથી હઝરત ઉમર (રદિ.)એ એ ખાતાને કેળવણી ખાતાથી જોડી દઈ લશ્કરી ખાતાથી જુદું કરી નાખ્યું અને સા'દ ઈબ્ને વક્કાસ પર એ વિશે લખી મોકલ્યું.

### પગારોમાં વૃદ્ધિ :-

ત્યાર પછી પગારોમાં વૃદ્ધિ કરવા પ્રતિ લક્ષ્ય આપવામાં આવ્યું. હઝરત ઉમર (રદિ.) લશ્કરને ખેતી, વ્યાપાર અને એ પ્રકારના બીજા ધંધા કરવાથી અટકાવતા હતા તેથી લશ્કરની સર્વ આવશ્યકતાઓ પૂરી પાડવાની જોગવાઈ કરી આપવું આવશ્યક હતું. આ કારણે પગારોમાં પૂરતો વધારો કરવામાં આવ્યો. હલકામાં હલકો પગાર જેને ૨૦૦ વાર્ષિકનો મળતો તેના ૩૦૦ કરી આપ્યા. ઓફિસરોના પગાર સાત હજારથી લઈને દસ હજાર સુધી વધારી આપ્યા. બાળકોના પગાર દૂધ છોડવાના દિનથી બાંધી દેવામાં આવતા હતા. હવે જન્મ પામતાં જ પગારો નિર્માણ કરી દેવાનો હુકમ કરવામાં આવ્યો.

### સીધા સામાનની વ્યવસ્થા :-

સીધા સામાનની વ્યવસ્થા એ પ્રમાણે હતી કે ઉદાહરણરૂપે લશ્કરો જ્યારે કાદિસિયા પહોંચ્યા તો આસપાસના ગામડાઓ પર હલ્લાઓ કરી અનાજ કે ખાદ્ય પદાર્થો લૂટી લાવવામાં આવતા. અલબત્ત, માંસની વ્યવસ્થા દરબારે ખિલાફત તરફથી થતી હતી, કિંતુ હઝરત ઉમર (રદિ.) મદીનાથી મોકલ્યા કરતા હતા.* પછી વખત જતાં એવી વ્યવસ્થા કરવામાં આવી કે પરાજિત પ્રજા પાસેથી જઝિયા ઉપરાંત માથા દીઠ ૨૫ સેર અનાજ લેવામાં આવતું હતું અને તેનો સીધાના કામમાં વ્યય થતો હતો. મિસરમાં અનાજની સાથે ઝૈતુનનું તેલ, મધ અને સરકો પણ વસૂલ લેવામાં આવતું હતું કે જે સિપાઈઓ માટે શાકની ગરજ સારતું હતું. જઝીરામાં પણ એ જ વ્યવસ્થા હતી, પરંતુ એમાં રૈયતને ઘણી અગવડ ઉઠાવવી પડતી, તેથી હઝરત ઉમર (રદિ.)એ અંતે એના બદલામાં રોકડ નાણું લેવા ઠરાવ્યું.◆ એ ઠરાવને પ્રજાએ ઘણી ખુશીથી મંજૂર કર્યો. ધીમે

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૫૬.
◆ ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૧૭૮ અને ૨૧૬.

ધીમે હઝરત ઉમર (રદિ.)એ સીધાનું એક નિરાળું ખાતું ઉઘાડયું, જેનું નામ "અહરાર" હતું. સિરીયામાં અમ્ર ઇબ્ને ઉત્બા એ ખાતાના અધિકારી નિમાયા.◆ 'અહરાર' હરીનું બહુવચન છે. "હરી" એક ગ્રીક શબ્દ છે, જેનો અર્થ વખાર થાય છે. સીધું એક ઠેકાણે એકત્ર કરી ત્યાંથી વહેંચવાની રીત ગ્રીકો પાસેથી લેવામાં આવી હતી તેથી નામ પણ તે જ ગ્રીક શબ્દમાં રહેવા દેવામાં આવ્યું. સર્વે ખાદ્ય પદાર્થોને સીધું એક વિશાળ વખારમાં સંગ્રહ કરવામાં આવતું અને દરેક મહિનાની પહેલી તારીખે પ્રત્યેક સૈનિકને એક મણ ૧૦ શેરના હિસાબે વહેંચવામાં આવતું હતું. એ ઉપરાંત ૧૨ શેર ઝૈતુનનું તેલ અને ૧૨ શેર સરકો પણ મળતો હતો. એ પછી એમાંયે વધારો કરવામાં આવ્યો હતો. અર્થાત્ સૂકા પદાર્થોના બદલે રાંધેલો ખોરાક મળતો હતો. એથી ઈતિહાસકાર યાકૂબીએ હઝરત ઉમર (રદિ.)ના સિરીયાના પ્રવાસના વર્ણનમાં એનું સ્પષ્ટીકરણ કર્યું છે. પગાર અને ખોરાક ઉપરાંત વસ્ત્રો પણ દરબારે ખિલાફત તરફથી મળતા હતા, જેની વિગત વરદીના વર્ણનમાં આપવામાં આવશે. એ સર્વે સગવડો ઉપરાંત ભથ્થું પણ આપવામાં આવતું, જેને અરબીમાં "મઉનતાહ" કહેવામાં આવે છે. સવારી માટે ઘોડાનો બંદોબસ્ત અસ્વારોને પોતે જ કરી લેવો પડતો, પરંતુ હલકા પગારનો માણસ હોય અથવા તેનો પગાર પણ પૂરતો પડતો ન હોય તો તેને રાજ્ય તરફથી ઘોડો મળતો હતો. આથી ખાસ એ હેતુથી હઝરત ઉમર (રદિ.)ના હુકમથી રાજધાનીમાં ચાર હજાર ઘોડાઓ સર્વદા તૈયાર રાખવામાં આવતા હતા.★

**પગાર વહેંચવાની પદ્ધતિ :-**

પગાર અને ભથ્થા વહેંચવાની મુદ્દતો વિવિધ હતી. મુહર્રમ મહિનાની શરૂઆતમાં પગારની વસંત ઋતુમાં ભથ્થાની અને ફસલ કાપવાના વખતે ખાસ જાગીરોની આવકની વહેંચણી થતી હતી.✱ પગાર વહેંચણીની પદ્ધતિ એવી હતી કે પ્રત્યેક કબીલા સાથે એક "અરીફ" કિંતુ મુકદ્દમ કે અગ્રેસર રહેતો. ફોજી અધિકારીઓ દસ દસ સૈનિકોના ઉપરી હતા અને જેઓ "ઉમરાયે અ'શાર (દસ સૈનિકોના નાયક) કહેવાતા હતા, પગારો એમને આપવામાં આવતા. તેઓ "અરીફ"ને હવાલે કરતાં અને "અરીફ" પોત પોતાના કબીલાઓના સૈનિકોમાં વહેંચી દેતા હતા. પ્રત્યેક "અરીફ"ના જિમ્મે એક લાખ દિરહમની વહેંચણી કરવાની હતી. એ મુજબ કૂફા અને બસરામાં સો "અરીફો" એવા હતા કે જેઓ દ્વારા એક કરોડની રકમ વહેંચાતી હતી. એ વ્યવસ્થામાં ઘણી જ સંભાળ અને સાવચેતીથી કાર્ય કરવામાં આવતું. ઈરાકમાં "ઉમરાએ અ'શારે" પગારોની વહેંચણીમાં ગોટાળો

◆ "તારીખે તબરી" પૃષ્ઠ ૨૬૨૫ "અહરાર"ના અર્થ અને ભાવાર્થ માટે જૂઓ લિસ્સાનુલ અરબ અને ફુતુહુલ બુલ્દાન, પૃષ્ઠ ૪૦૮.

★ "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૧૭૨.

✱ "તબરી" પૃષ્ઠ ૨૪૮૬.

કરવાથી હઝરત ઉમર (રદિ.)એ અરબસ્તાનના મહાન વંશાવળી જ્ઞાની અને બુદ્ધિશાળી જેવા કે સઈદ ઈબ્ને ઈમરાન, મશઅલા ઈબ્ને નુઐમ વગેરેને બોલાવી એની તપાસ માટે નિર્માણ કર્યા. એથી એ લોકોએ ફરી ઘણી જ તપાસ અને ચોકસાઈ સાથે લોકોના હોદ્દા અને પગારો નિર્માણ કર્યા અને દસ-દસના બદલે સાત-સાત સૈનિકોના ઉપર એક એક અમલદાર નિમ્યો. "અરીફ" (મુકદ્દમ)ની નિમણૂક પણ ફારૂકી નવ યોજનાઓમાંથી છે કે જે રૂઢી મુદ્દતો સુધી ચાલુ રહી. "કન્ઝુલ ઉમ્માલ"ના જિહાદના પ્રકરણમાં બયહકીની રિવાયત છે કે :

**"અવ્વલુ મન દવ્વન દુવાદીના વ અર્રફલ ઉરફાઅ ઉમરૂબ્નુલ ખત્તાબિ"**

પગારોમાં મુદ્દત અને કારકિર્દીની રૂએ વખતો વખત વૃદ્ધિ કરવામાં આવતી હતી. કાદિસિયામાં ઝુહરા, ઈસ્માહ, ઝબી વગેરેએ ઘણી બહાદુરીના કાર્યો કર્યા હતાં, તેથી એમના પગારો બે બે હજારથી અઢી હજાર કરી દેવામાં આવ્યા હતા. ઠરાવેલ રકમો ઉપરાંત ગનીમતમાં પ્રસંગોપાત જે હાથ આવતું અને જે દરજ્જા વારી લશ્કરોમાં વહેંચાતું તેની કંઈક સીમા ન હતી. એ મુજબ જલૂલાના યુદ્ધમાં નવ નવ હજાર, નહાવંદમાં છ છ હજાર દિરહમ એક એક સ્વારના ભાગે આવ્યા હતા.*

આરોગ્યતા અને તંદુરસ્તી જાળવવા અર્થે નીચે મુજબના નિયમો નિર્માણ કર્યા હતા :

(૧) શિયાળા અને ઉનાળાની મોસમો પ્રમાણે લડાઈની દિશાઓ નિર્માણ કરી હતી, કિંતુ જે ઠંડા દેશો હતા ત્યાં ગરમીમાં અને ગરમ દેશોમાં ઠંડીમાં લશ્કરો મોકલવામાં આવતા. એ વહેંચણીના નામ "શાત્યા" અને "સાફયા" રાખવામાં આવ્યાં હતાં અને એ જ પારિભાષિક શબ્દો આજ સુધી ચાલુ છે. આપણા ઈતિહાસકારો તો પશ્ચિમ દેશોની ચઢાઈ અને જીતો માટે કેવળ "સ્વાઅફ" શબ્દનો ઉપયોગ કરતા હતા. અલ્લામા તબરી લખે છે કે એ વ્યવસ્થા હઝરત ઉમર (રદિ.)એ સને ૧૭ હિજરીમાં કરી હતી.

(૨) વસંત ઋતુમાં લશ્કરોને એવા સ્થળોએ મોકલી દેવામાં આવતાં કે જ્યાંની આબોહવા ઉમદા હોવા ઉપરાંત તે સ્થળોએ લીલોતરી અને ઘાસચારાના ખેતરો પુષ્કળ હતા. એ નિયમ પહેલ વહેલાં સને ૧૭ હિજરીમાં જ્યારે મદાયનની જીત પછી ત્યાંની આબોહવાએ લશ્કરની તંદુરસ્તીને હાની પહોંચાડી ત્યારે ચાલુ કરવામાં આવ્યો એથી ઉત્બા ઈબ્ને ગઝવાનને હઝરત ઉમર (રદિ.)એ લખ્યું કે, "જ્યારે વસંતની ઋતુ બેસે ત્યારે હંમેશા લશ્કરોને ખુશનુમા અને લીલા સ્થળોમાં મોકલી આપવા."✦

મિસરના ગવર્નર અમ્ર ઈબ્ને આસ વસંતની ઋતુ બેસતાં લશ્કરને બહારના પ્રદેશોમાં

* એ બનાવોનું ઘણી જ સવિસ્તર વર્ણન "તબરી" પૃષ્ઠ ૨૬૯૫-૨૪૯૬ અને મકરેઝી પૃષ્ઠ ૯૨ માં આપવામાં આવ્યું છે.

✦ "તારીખે તબરી" પૃષ્ઠ ૮૪૮૨.

મોકલી દેતા હતા અને આજ્ઞા કરતા કે "સ્હેલ અને શિકારમાં જીવન વ્યતિત કરો અને ઘોડાઓને ચરાવીને જાડા બનાવી લાવો." બરાખોની બાંધણી અને છાવણીઓ બાંધવામાં હંમેશા ઉમદા આબોહવા પ્રતિ લક્ષ્ય આપવામાં આવતું અને મકાનોની આગળ-પાછળ ખુલ્લા અને સારા હવાદાર ચોગાનો રાખવામાં આવતા હતા. લશ્કરો માટે જે શહેરો વસાવ્યા હતા જેવા કે કૂફા, બસરા, ફુસ્તાત વગેરેમાં આરોગ્યતાના સિદ્ધાંતની રૂએ સડકો અને ગલીકુચીઓ અતિ વિશાળ રાખવામાં આવી હતી. હઝરત ઉમર (રદિ.)ને એ માટે એટલી બધી કાળજી હતી કે જમીનનું માપ અને પહોળાઇ પણ પોતે લખી મોકલી હતી. એની વિગત એ શહેરોના વર્ણનમાં આવી ગઇ છે.

(૩) લશ્કર જ્યારે કૂચ કરતું હોય તો શુક્રવારે મુકામ કરવા ને પૂરા એક રાત-દિન પડાવ રાખવાની આજ્ઞા હતી કે જેથી સૈનિકો વિશ્રાંતી-આરામ લઇ શકે અને શસ્ત્રો-વસ્ત્રોને ઠીકઠાક કરી શકે. એ પણ હુકમ હતો કે દરરોજ એટલી મુસાફરી કરવી કે જેથી સૈનિકો થાકવા ન પામે અને પડાવ ત્યાં નાખવો કે જ્યાં દરેક પ્રકારની સગવડતાઓ થઇ શકે. એ પ્રમાણે સા'દ ઇબ્ને વક્કાસને જે ફરમાન લશ્કરી સૂચનાઓ સંબંધી લખ્યું હતું તેમાં મોટી બાબતો સાથે એ સર્વ નાની પેટા બાબતોની વિગત પણ લખી હતી.* રજા આપવાનીયે નિયમિત વ્યવસ્થા હતી. જે લશ્કરો દૂરના સ્થળો પર રાખવામાં આવ્યા હતા તેના સૈનિકોને વર્ષમાં એક અથવા બે વાર રજા મળતી, બલકે એક પ્રસંગે જ્યારે હઝરત ઉમર (રદિ.)એ એક સ્ત્રીને પોતાના પત્નીા વિયોગ સંબંધી કરૂણાજનક કાવ્યો બોલતી સાંભળી ત્યારે અધિકારીઓને ફરમાનો મોકલાવ્યા કે, "કોઇ માણસને ચાર મહિનાથી વધુ બહાર રહેવાની ફરજ પાડવી નહિ," પરંતુ એ સર્વે સગવડો જરૂર પૂરતી જ હતી, નહિતર ચેન, આરામ, સુસ્તી, મોજ-વિલાસથી બચવા માટે સખત નિયમો બાંધેલા હતા. સૈનિકોને સખત મનાઇ હતી કે તેઓએ પેંગડાના સહાયથી સવાર થવું નહિ, નરમ વસ્ત્રો પહેરવા નહિ, તડકો ખાવાનું ત્યજવું નહિ તથા હમ્મામોમાં સ્નાન કરવું નહિ.

### લશ્કરનો પોશાક :-

ઇતિહાસોમાં એનો પત્તો મળતો નથી કે હઝરત ઉમર (રદિ.)એ લશ્કર માટે કોઇ ખાસ એકસમાન પોશાક કે જેને "વરદી" (યુનિફોર્મ) કહેવામાં આવે છે તે નિર્માણ કર્યો હોય. લશ્કરના નામે એમના જે ફરમાનોના ઉતારા કરવામાં આવ્યા છે તેમાં એટલું છે કે સૈનિકોએ ઇરાની પોશાક પહેરવો નહિ, પરંતુ એમ જણાય છે કે એ હુકમ પર અમલ કરવા માટે કંઇક ભાર મુકવામાં આવ્યો ન હતો, કારણ કે સને ૨૧ હિજરીમાં જ્યારે મિસરમાં ઝિમ્મીઓ પર જઝિયા ઠેરવવામાં આવ્યો ત્યારે લશ્કરના વસ્ત્રોયે એમાં

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૧૫.

શામેલ હતા. એ વસ્ત્રો ઉનનો ઝભ્ભો, લાંબી ટોપી યા પાઘડી, સુરવાલ, મોજાં◆ હતાં; જો કે પહેલ વહેલાં સુરવાલ અને મોજાં માટે હઝરત ઉમર (રદિ.)એ સ્પષ્ટ રીતે મનાઇ કરી હતી.

લશ્કર સંબંધી હઝરત ઉમર (રદિ.)એ બીજી ઘણી નવયોજનાઓ ઘડી હતી કે જે અરબસ્તાનમાં કદી પ્રચલિત ન હતી. ઉદાહરણરૂપે દરેક લશ્કરની સાથે એક ખઝાનાનો ઓફિસર, એક હિસાબી કારકૂન, એક કાઝી અને ઘણા દુભાષિયાઓ રહેતા હતા. એ ઉપરાંત કેટલાક ડોકટરો અને વાઢકાપ કરનારાઓ સાથે રહેતા હતા. એ મુજબ કાદિસિયાના યુદ્ધમાં અબ્દુર્રહમાન ઇબ્ને રબીઆ કાઝી તરીકે, ઝયાદ ઇબ્ને અબી સુફયાન હિસાબી કારકૂન તરીકે અને બિલાલ હિજરી દુભાષિયા તરીકે હતા. લશ્કરમાં અદાલત ખાતું, હિસાબી ખાતું, દુભાષિયા કે તર્જુમા ખાતુ અને ડોકટરી ખાતાની શરૂઆત પણ એ જ સમયથી છે. ફોજી કવાયદ સંબંધી અમને એટલી જાણ છે કે હઝરત ઉમર (રદિ.) લશ્કર પર જે ફરમાનો મોકલતા હતા, તેમાં ચાર વસ્તુઓ શીખવા માટે ભારપૂર્વક હુકમ કરવામાં આવતો હતો. તરવું, ઘોડા દોડાવવું, તીર મારવું, ખુલ્લા પગે ચાલવું. એ સિવાય અમને ખબર નથી કે લશ્કરને કોઇ પ્રકારની કવાયદ શીખવાડવામાં આવતી હતી, છતાંયે એમાં શક નથી કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં પૂર્વે કરતાં યુદ્ધ કળાએ ઘણી ઉન્નતિ કરી હતી. અરબસ્તાનમાં પહેલા યુદ્ધનો એવો નિયમ હતો કે બંને તરફના ટોળાં અવ્યવસ્થિત રીતે ઊભા થઇ જતા હતા. ફરી બન્ને પક્ષોમાંથી એક એક સૈનિક આવી દ્વંદ્વ યુદ્ધ કરતા હતા; અને બાકીનું લશ્કર ચુપચાપ ઊભું રહેતું હતું. અંતે સામાન્ય હલ્લો થતો હતો. ઇસ્લામની શરૂઆતમાં સફ ગોઠવવાની પદ્ધતિ ચાલુ થઇ અને જમણી પાંખ, ડાબી પાંખ વગેરે લશ્કરના વિવિધ વિભાગો પાડવામાં આવ્યા, પરંતુ દરેક વિભાગ પોતે સ્વતંત્રપણે લડતો કિંતુ આખું લશ્કર કોઇ સેનાધિપતીની હેઠળ રહી લડતું ન હતું. સૌથી પહેલા સને ૧૫ હિજરીમાં યરમૂકના યુદ્ધમાં હઝરત ખાલિદના પ્રતાપે* તા'બિયા પદ્ધતિનુસાર યુદ્ધ થયું, કિંતુ અખિલ લશ્કર જેની સંખ્યા લગભગ ૪૦ હજારની હતી તે ૩૬ સફોમાં વહેંચાઇ ખાલિદના હેઠળ રહી કામ કરતી હતી અને તેઓ પૂરા લશ્કરને એકલા લડાવતા હતા.

## લશ્કરના વિભાગો :-

હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં લશ્કરના જેટલાય વિભાગો કે શાખાઓ હતી તે

◆ "તબરી" સને ૧૪ હિજરીના બનાવો, પૃષ્ઠ ૨૨૨૬.

* અલ્લામા ઇબ્ને ખલ્દૂને ઇતિહાસની ભૂમિકામાં "નમલ હીલ હુરૂબિ"ના મથાળા હેઠળ અરબ, ઇરાની અને રોમન પ્રજાની યુદ્ધ પદ્ધતિ વિશે એક લેખ લખ્યો છે કે તા'બિયાની પદ્ધતિ પ્રથમ મરવાન ઇબ્નુલ હકમે ચાલુ કરી, પરંતુ એ ખોટું છે. તબરી અને બીજા ઇતિહાસકારોએ સ્પષ્ટ લખ્યું છે કે, યરમૂકના યુદ્ધમાં પહેલ વહેલાં ખાલિદે તા'બિયા પદ્ધતિ પ્રમાણે થી સફો ગોઠવી.

આ પ્રમાણે છે :

| લશ્કરના વિભાગ | વિશેષ હકીકત |
|---|---|
| કલ્બ (મધ્ય–સેના) | સેનાપતિ એ જ ભાગમાં રહેતો હતો. |
| મુકદમા (મોખરેનું લશ્કર) | મધ્ય–સેનાની આગળ કંઈક અંતરે એ લશ્કર રહેતું. |
| મયમના (જમણી પાંખ) | મધ્ય–સેનાની જમણી બાજુએ એ લશ્કર રહેતું. |
| મયસરા (ડાબી પાંખ) | ડાબા હાથ પર રહેતું. |
| સાકા (પાછળનું લશ્કર) | છેક પાછળ ઊભું રહેતું હતું. |
| તલીઆ (ફરતું લશ્કર) | એ ફરતું લશ્કર શત્રુની સેનાઓની દેખરેખ રાખતું હતું. |
| રિદઅ | એ સેના પાછળના લશ્કરની પછવાડે રહેતી કે જેથી શત્રુ પછવાડેથી હલ્લો કરવા ન પામે. |
| શયદ | એ ટુકડી લશ્કર માટે ઘાસચારો તથા પાણીની શોધ કરતી હતી. |
| રૂકબાન | એ સાંઢણી સવારો હતા. |
| ફરસાન | એ સવારો હતા. |
| રાજલ | પાયદળ |
| રમાત | તીરંદાઝો |

**કિલ્લા તોડવાના યંત્રો :-**

દરેક સૈનિકને યુદ્ધના ખપની સઘળી વસ્તુઓ પોતાની સાથે રાખવી પડતી હતી. ''ફુતૂહુલ બુલ્દાન''માં લખ્યું છે કે, કસીર ઈબ્ને શુહાબ (હઝરત ઉમરના એક લશ્કરી અમલદાર હતા)ના લશ્કરનો પ્રત્યેક સૈનિક સોય, સોયો, દોરો, કાતર, સુતળી, તોબરો, ચારણી વગેરે અવશ્ય પોતાની સાથે રાખતો હતો.* કિલ્લાઓ પર હલ્લો કરવા માટે મોટી ગોફણોનો ઉપયોગ જો કે રસૂલુલ્લાહ (સલ.)ના સમયથી શરૂ થઈ ચૂક્યો હતો, તેથી સૌથી પહેલાં તાઈફના ઘેરામાં એનો ઉપયોગ કરવામાં આવ્યો, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એમાં ઘણી પ્રગતિ થવા પામી અને મોટા મોટા કિલ્લાઓ એ દ્વારા જીતાયા. ઉદાહરણરૂપે સને ૧૬ હિજરીમાં બહેરસેરના ઘેરામાં ૨૦ ગોફણોનો ઉપયોગ થયો. ઘેરા માટે એક બીજું શસ્ત્ર એ હતું જેને ''દબ્બાબા'' કહેવામાં આવતું. એ એક લાકડીનું બુર્જ હતું જેમાં ઉપર–નીચે એમ કેટલાક માળીયાઓ હતા અને નીચે પૈંડા લગાડવામાં આવતા હતા. પથ્થરો ફેંકનારા અને કાણા પાડનારાને એની અંદર બેસાડી દેવામાં આવતા અને સૈનિકોને હડસેલતા આગળ વધતા જતા હતા અને એ રીતે કિલ્લાની

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૧૮.

જડમાં પહોંચી જતા અને કિલ્લાની ભીંતો ઓજારો વડે તોડી નાખતા હતા. બેહરસેરના ઘેરામાં એ હથિયારનો પણ ઉપયોગ કરવામાં આવ્યો હતો.

**સુરંગ ખોદનારી પલટણ :-**

રસ્તાઓ સાફ કરવા, સડકો બનાવવી, પુલો બાંધવા, કિંતુ જે કાર્યો આજ કાલની સુરંગ ખોદનાર પલટણ (Sappres and miners) પાસેથી લેવામાં આવે છે તેની વ્યવસ્થાયે ઘણી જ વાસ્તવિક હતી અને એ કાર્યો ઘણું કરીને પરાજિત પ્રજા પાસેથી લેવામાં આવતું હતું. અમ્ર ઈબ્ને આસે જ્યારે ફુસ્તાત જીત્યું ત્યારે મિસરના હાકેમ મકવકિસે એ શરત પણ મંજુર રાખી હતી કે ઈસ્લામી સેના જે તરફ જશે તે તરફ સુરંગ ખોદનારી પલટણ (Sappres and miners)નું કામ મિસરીઓ બજાવી લાવશે.* એ મુજબ અમ્ર ઈબ્ને આસે જ્યારે રોમનોના મુકાબલા માટે એલેકઝાન્ડ્રિયા તરફ કુચ કરી તો મિસરીઓ પોતે મંઝિલે મંઝિલે પુલ બાંધતા, સડકો બનાવતા અને બજાર માંડતા જતા હતા. અલ્લામા મકરેઝીએ લખ્યું છે કે મુસ્લિમોની સારી વર્તણૂકે પૂરા દેશને મોહિત કર્યો હતો. એથી કોપ્ટ પ્રજા પોતે ઘણી ખુશીની સાથે એ સેવાઓ બજાવી લાવતા હતા. જાસૂસી અને ખબર પહોંચાડવાની વ્યવસ્થા પણ ઘણી જ ઉમદા રીતે કરી હતી અને એના માટે કુદરતી સાધનો હાથ લાગ્યા હતા. સિરીયા અને ઈરાકમાં સંખ્યાબંધ અરબો વસતા હતા અને તેઓમાંના મોટા પક્ષે ઈસ્લામ સ્વીકાર્યો હતો. એ લોકો લાંબી મુદતથી એ દેશોમાં રહેતા આવ્યા હતા તેથી કોઈ ઘટના એમની જાણ બહાર રહેતી ન હતી. એ લોકોને પોતાનો ઈસ્લામ લોકોને જાહેર ન કરવાની છૂટ હતી અને તેઓ દેખીતા ડોળ ને દેખાવ પરથી પારસી કે ખ્રિસ્તી જેવા ભાસતા હતા, તેથી શત્રુના લશ્કરોમાં જ્યાં ચાહતા ત્યાં ચાલ્યા જતા હતા. યરમૂક, કાદિસિયા, તકરૈતમાં એ જ જાસૂસો દ્વારા મહાન કાર્યો પાર પડયાં. સિરીયામાં પ્રત્યેક શહેરના અમીરોએ પોતાના તરફથી સ્વેચ્છાએ જાસૂસો રાખ્યા હતા કે જેઓ લશ્કરી તૈયારીઓ તથા હિલચાલના સમાચારો પહોંચાડતા હતા. કાઝી અબૂ યૂસુફ સાહબ પોતાના પુસ્તક "કિતાબુલ ખિરાજ"માં લખે છે :

"ફલમ્મા રઆ અહ્‌લુઝ્ ઝિમ્મતિ વફાઅલ મુસ્લિમીન લહુમ વહુસ્નસ્સીરતિ ફીહિમ સારૂ અશિદાઅ અલા અદુવ્વિલ મુસ્લિમીન વ અવનન લિલ મુસ્લિમીન અલા આદાઈહિમ ફબઅષ અહ્‌લુ કુલ્લિ મદીનતિન મિમ્મન જરાઅસ્સુલ્હુ બયૂનહુમ વ બયનલ મુસ્લિમીન રિજાલન મિન કબલિહિમ યતજસ્સસૂનલ અખબારા અનિર્રૂમિ વઅન મલિકિહિમ વમા યુરીદૂન અંય્યુસ્નુ."

અરદૂન અને પેલેસ્ટાઈનના જિલ્લાઓમાં યહૂદીઓના એક પંથના લોકો રહેતા હતા, જેઓ 'સામરા' કહેવાતા હતા. એ લોકો ખાસ સમાચાર લાવવા અને જાસૂસી માટે નિમાયા અને એના અવેજમાં એમના કબજાની જમીનો તેમને માફીમાં આપી દેવામાં

* મકરેઝી, પૃષ્ઠ ૧૬૩.

આવી.* એ જ પ્રમાણે જરાજમાની પ્રજા એ જ સેવા બજાવવા માટે નિર્માણ કરવામાં આવી તેથી તેમને પણ જમીન મહેસૂલ માફ કરવામાં આવ્યું. લશ્કરી વ્યવસ્થામાં જે બિના સૌથી વધુ આશ્ચર્યજનક છે તે એ છે કે બેશુમાર સૈનિકો હતા. વિવિધ કબીલા અને વિવિધ પ્રકૃતિના લોકો એ લશ્કરોમાં દાખલ હતા અને અતિ દૂરના પ્રદેશોમાં એ લશ્કરો ફેલાયેલા હતા કે જ્યાંથી રાજધાની સેંકડો હજારો કોસ દૂર હતી, છતાંયે અખિલ લશ્કર હઝરત ઉમર (રદિ.)ના એવા કબજા ને કાબૂમાં હતું કે જાણે તેઓ દરેક સ્થળે લશ્કરની સાથે મૌજુદ હતા.

**ખબરપત્રીઓની વ્યવસ્થા :-**

એનું સામાન્ય કારણ તો હઝરત ઉમર (રદિ.)નો પ્રભાવ, રોબ અને દબદબો હતો, પરંતુ એક મોટું કારણ એ હતું કે હઝરત ઉમર (રદિ.)એ દરેક લશ્કરના સાથે ખબર પત્રીઓ રાખ્યા હતા તેથી લશ્કરની દરેકે દરેક બાબતના સમાચાર એમને મળતા રહેતા હતા. અલ્લામા તબરી એક ઉપસ્થાને લખે છે કે :

"વકાનત તકૂના લિઉમરલ ઉયવના ફી કુલ્લિ જયશિન ફકતબા ઈલા ઉમર બિમા કાન ફી તિલ્કલ ગઝાતિ વબલગહુલ્લઝી કાલ ઉત્બતુ* એક બીજા ઠેકાણે તેઓ લખે છે :

✦"વકાના ઉમરૂલ યખફા અલયહિ શયઉન ફી અમલિહિ" એવી વ્યવસ્થા સહિત હઝરત ઉમર (રદિ.) એ કામ લેતા હતા કે જ્યાં લશ્કરના કોઈ માણસથી કોઈ પ્રકારનું કંઈક અઘટિત કાર્ય થઈ જતું તો તેને એ માટે અવશ્ય શિક્ષા કરવામાં આવતી, જેથી બીજાઓને પણ બોધ મળતો હતો. ઈરાનના યુદ્ધો વેળા અમ્ર મા'દીકરબે એક વેળા પોતાના ઓફિસર માટે અપમાનિત વચનો કહ્યાં હતાં. હઝરત ઉમર (રદિ.)ને એના તરત જ સમાચાર પહોંચી ગયા અને તે જ ઘડીએ તેમણે અમ્ર મા'દી કરબને પત્ર દ્વારા એવી ધમકી આપી કે ફરી કદી તેમને એવું અઘટિત કાર્ય કરવાની હામ થઈ નહિ. એવા પ્રકારના સેંકડો ઉદાહરણો છે કે જે સર્વેનું વિવરણ થઈ શકતું નથી.

**કેળવણી ખાતું :-**

હઝરત ઉમર (રદિ.)એ જો કે કેળવણીને ઘણું ઉત્તેજન આપ્યું હતું; એમણે સર્વે પરાજિત દેશોમાં પ્રાથમિક શાળાઓ સ્થાપી હતી કે જેઓમાં કુર્આન મજીદ, નીતિના કાવ્યો, અરબસ્તાનની કહેવતોનું શિક્ષણ આપવામાં આવતું હતું. મોટા મોટા સહાબી ઉલમાઓ હદીષ અને ફિકહના શિક્ષણ અર્થે જિલ્લાઓમાં નિમવામાં આવ્યા હતા. શિક્ષકો અને આચાર્યોના પગારો પણ ઠરાવ્યા હતા, પરંતુ મોટે ભાગે શિક્ષણ ધાર્મિક હતું તેથી એનું સવિસ્તર વર્ણન ધાર્મિક ખાતામાં આવશે.

---

★ ફુતહુલ બુલદાન, પૃષ્ઠ ૧૫૮. * તબરી, પૃષ્ઠ ૨૩૦૮. ✦ તબરી, પૃષ્ઠ ૨૫૨૧.

# પ્રકરણ ૪૦

## ધાર્મિક ખાતું

ખિલાફતની રૂએ હઝરત ઉમર (રદિ.)નું જે મૂળ કાર્ય કરવાનું હતું તે ધર્મની કેળવણી અને શિક્ષણ આપવાનું હતું અને ખરેખર હઝરત ઉમર (રદિ.)ની કારકિર્દીઓનો મુદ્દાલેખ એ જ છે, પરંતુ ધર્મનું આધ્યાત્મિક (રૂહાની) શિક્ષણ, કિંતુ અલ્લાહનું ચિંતન, પ્રાર્થનામાં એકાગ્રતા, હૃદય શુદ્ધિ, સંસારના બંધનોનો ત્યાગ, કરગરાટ સહિત સવિનય પ્રાર્થના એ કોઇ ઇંદ્રિગોચર અને ઐહિક શિક્ષણના વિષય હેઠળ આવી શકતું નથી તેથી વ્યવસ્થાની વિગતમાં અમે એનું વર્ણન કરી શકતા નથી. એનું વિવરણ હઝરત ઉમર (રદિ.)ના અંગત વૃત્તાંત– પ્રકરણમાં આપવામાં આવશે. અલબત્ત, ઇસ્લામ પ્રચાર, કુર્આન ને હદીષનું શિક્ષણ, ધાર્મિક નિયમો પ્રવર્તાવવા વગેરે પ્રકારના કાર્યો વ્યવસ્થા હેઠળ આવી શકે છે. હઝરત ઉમર (રદિ.)એ એ સંબંધી જે કંઇ કર્યું તેની વિગત અમે અહિંયા લખીએ છીએ.

**ઇસ્લામ પ્રચાર :-**

ધાર્મિક ખાતાનું સૌથી મહાન કાર્ય ઇસ્લામ પ્રચાર હતું. ઇસ્લામ પ્રચારનો અર્થ લોકોને તલવારના બળે મુસલમાન બનાવવા તે નથી. હઝરત ઉમર (રદિ.) એ પદ્ધતિના સખત વિરોધી હતા અને જે માણસ કુર્આન મજીદની એ આયત ''લા ઇકરા–હ ફીદીન''* (ધર્મમાં બળજબરી નથી) પર વિના સંકોચે અમલ કરવા ધારે છે તે અવશ્ય તે પદ્ધતિનો વિરોધ કરશે જ. હઝરત ઉમર (રદિ.)એ પોતે એક પ્રસંગે જ્યારે ઘણી સમજૂતી અને બોધ કર્યા છતાં એમના ગુલામે ઇસ્લામ સ્વીકાર્યો નહિ તો હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, ''લા ઇકરા–હ ફીદીન''.

ઇસ્લામ પ્રચારનો અર્થ એ છે કે પૂરા જગતને ઇસ્લામનું આમંત્રણ આપવામાં આવે અને લોકોને ઇસ્લામના મૂળ સિદ્ધાંતો અને નિયમો સમજાવી ઇસ્લામ તરફ તેમને પ્રેરવા જોઇએ.

હઝરત ઉમર (રદિ.) જે દેશ પર લશ્કરો મોકલતા હતા તો તેમને આજ્ઞા કરતા કે, ''પ્રથમ એ લોકોને ઇસ્લામ તરફ પ્રેરજો અને ઇસ્લામના સિદ્ધાંતો અને માન્યતાઓ

---

* એ કથન તબકાતે ઇબ્ને સા'દમાં મૌજૂદ છે, જે અતિ વિશ્વાસપાત્ર પુસ્તક છે, જુઓ, કન્ઝુલ ઉમ્માલ, ભાગ ૫, પા. ૫. ૪૯. (હૈદ્રાબાદમાં છપાયેલ)

સમજાવશો." એ જ પ્રમાણે ઈરાનના વિજેતા સા'દ ઇબ્ને વક્કાસ પર હઝરત ઉમર (રદિ.)એ જે પત્ર લખ્યો તેમાં એ શબ્દો હતા :

"વકદ કુન્તુ અમ્રતુક અન તદઉવામન લકીતા ઈલલ ઈસ્લામી કબલલ કિતાલિ"◇

કાઝી અબૂ યૂસુફ સાહબે લખ્યું છે કે હઝરત ઉમર (રદિ.)નો એ રિવાજ હતો કે જ્યારે એમનું કોઈ લશ્કર તૈયાર થતું ત્યારે તેઓ એનો સરદાર એવા માણસને બનાવતા કે જે વિદ્વાન અને ફિકહ–જ્ઞાની હોય.* એ સ્પષ્ટ છે કે લશ્કરી અધિકારીઓ માટે ફિકહનું જ્ઞાન એ માટે આવશ્યક હતું કે એ જ ઈસ્લામ પ્રચારમાં તેમને એની અગત્ય પડતી હતી. સિરીયા અને ઈરાનની જીતોમાં તમે વાંચી ગયા છો કે ઈરાની અને ઈસાઈઓ પાસે જે ઈસ્લામી પ્રતિનિધિઓ ગયા તેઓએ કેવી ઉમદા અને સ્પષ્ટ રીતે ઈસ્લામના મૂળ સિદ્ધાંતો અને માન્યતાઓ તેમના સમક્ષ રજુ કરી હતી.

ઈસ્લામ પ્રચારની સૌથી મહાન યુક્તિ એ છે કે ગેર મુસ્લિમોને ઈસ્લામનો જે નમૂનો બતલાવવામાં આવે તે એવો હોવો જોઈએ કે આપોઆપ લોકોના દિલો ઈસ્લામ તરફ આકર્ષાય. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં ઈસ્લામનો ભારે પ્રચાર થયો હતો અને એનું મુખ્યત્વે કારણ એ હતું કે એમણે પોતાના શિક્ષણ અને ઉપદેશથી સર્વે મુસલમાનોને ઈસ્લામના અસલી નમૂના બનાવી મૂક્યા હતા. ઈસ્લામી લશ્કરો જે દેશોમાં જતા હતા ત્યાંના લોકોમાં એમને જોવાનો કુદરતી રીતે ઉત્સાહ ઉત્પન્ન થતો હતો, કારણ કે થોડાક રણવાસીઓનું જગત જીતવા માટે ઊભા થઈ જવું આશ્ચર્ય અને નવાઈથી ખાલી ન હતું. એ જ પ્રમાણે જ્યારે લોકોને એમને જોવા અને એમને મળવાનો પ્રસંગ પડતો હતો તો દરેકે દરેક મુસલમાન સચ્ચાઈ, સાદાપણા, પવિત્રતા, ઉત્સાહ અને સત્ય નિષ્ઠાની સાક્ષાત મૂર્તિ ભાસતો હતો. એ વસ્તુઓ આપોઆપ લોકોના દિલોને આકર્ષતી હતી અને ઈસ્લામની ભાવના તેઓના હૃદયોમાં ઘર કરતી જતી હતી. સિરીયાના બનાવોમાં તમે વાંચ્યું હશે કે રોમનોના એલચી જ્યોર્જ જ્યારે અબૂ ઉબયદાના લશ્કરમાં ગયો તો તેના દિલ પર કેવી છાપ બેસી અને તે કેવી રીતે એકાએક પોતાની કૌમ અને કુટુંબીજનોથી જુદો પડી મુસલમાન થઈ ગયો ! શતા જે મિસર દેશનો જાગીરદાર હતો તે મુસલમાનોનું વૃત્તાંત સાંભળી ઈસ્લામ પર મોહિત થઈ પડયો અને અંતે બે હજાર માણસો સહિત મુસલમાન થઈ ગયો.◆

ઈસ્લામી જીતોની અદ્‌ભૂત વેગે એ વિચારને પ્રોત્સાહન આપ્યું કે થોડાક રણવાસીઓની

◇ અર્થાત્ : "મેં આજ્ઞા કરી હતી કે, જે કોઈની સાથે તારો મુકાબલો થાય તો લડવા અગાઉ તેને ઈસ્લામનું આમંત્રણ આપ." –ભાષાંતરકાર

● "કિતાબુલ ખિરાજ"

◆ "તારીખે મકરેઝી" પૃષ્ઠ ૨૨.



આગળ મોટાં મોટાં પુરાતન સામ્રાજ્યો અને બળવાન પ્રજાઓના પગો ઉખડી જાય છે; ને બનાવે લોકોના હૃદયોમાં એની મેળે એ ભાવના ઉત્પન્ન કરી કે એ સંઘની સાથે ખુદાઈ મદદ અવશ્ય હોવી જોઈએ. ઈરાનના શહેનશાહ યઝદેજર્દે મંગોલીયાના ખાકાન પાસે મદદ મેળવવાની આશાએ પ્રતિનિધિઓ મોકલ્યા તો ખાકાને ઈસ્લામી લશ્કરની સ્થિતિ પૂછી, ત્યારે તેણે વર્ણન સાંભળી કહ્યું કે, એવી પ્રજા સાથે બાથ ભીડવી નકામી છે. ઈરાનના એક યુદ્ધમાં જયારે પારસીઓનો મશહુર યોદ્ધો નાસી છૂટયો અને લશ્કરના એક સરદારે તેને કેદ પકડી નાસી જવા માટે શિક્ષા કરવા જતો હતો ત્યારે તેણે એક મોટા પથ્થરને તીર વડે ભાંગી કહ્યું : "જે લોકો પર આવા તીરો પણ કંઈક કારગર નીવડતા નથી તેઓના પડખે ખુદા છે, તેથી એમની સાથે યુદ્ધ કરવું નકામું છે." અબૂ રજાર ફારસીના દાદાનું કથન છે કે "કાદિસિયાના યુદ્ધમાં હું હાજર હતો અને તે વખત સુધી હું જરથોસ્તી ધર્મમાં હતો. જયારે અરબોએ તીરોની વૃષ્ટિ શરૂ કરી તો અમો એ તીરોને જોઈ બોલ્યા કે, "તકલીઓ" છે, પરંતુ એ જ તકલીઓએ અમારા રાજયનો નાશ કર્યો. મિસર પર જયારે ચઢાઈ કરવામાં આવી ત્યારે એલેકઝાન્ડ્રિયાના બિશપે કોપ્ટ પ્રજાને લખ્યું કે, "રોમનોની રાજસત્તાનો નાશ થયો, હવે તમે મુસલમાનો સાથે મળી જાવ."

એ બાબતો ઉપરાંત અન્ય સાધનો પણ ઈસ્લામના પ્રચારનું કારણરૂપ બન્યા. અરબસ્તાનના કબીલા જેઓ ઈરાક અને સિરીયામાં જઈ વસ્યા હતા. તેઓ ઈસાઈ બની ગયા હતા, પરંતુ સ્વભાવિક રીતે એમનું વલણ એક અરબી નબી પ્રત્યે જ થઈ શકતું હતું, ગૈર કૌમ તરફ થઈ શકતું ન હતું. એ કારણે જેમ જેમ સમય વિતતો ગયો તેમ તેમ તેઓ ઈસ્લામના વર્તુળમાં આવતા ગયા. એ જ બિનાના કારણે એ સમયમાં જેટલાં નવ મુસ્લિમો અરબ હતા તેટલી બીજી પ્રજા ન હતી; એમ થવાનું એક કારણ એ હતું કે કેટલાક મોટા મોટા ધાર્મિક અગ્રેસરો મુસલમાન થઈ ગયા હતા; ઉદાહરણ રૂપે જયારે દમાસ્કસ જીતાયું તો ત્યાંના બિશપ કે જેનું નામ અદરકૂન હતું તે હઝરત ખાલિદના હાથે મુસલમાન થયો હતો. એક ધાર્મિક આગેવાન મુસલમાન થઈ જવાથી એના અનુયાયીઓ નિરંકુશપણે ઈસ્લામ તરફ પ્રેરાયા જ હશે.

એ વિવિધ સાધનો વડે મોટી સંખ્યામાં લોકો મુસલમાન થઈ ગયા. ઘણા જ દુઃખની વાત છે કે, અમારા ઈતિહાસકારોએ કોઈ સ્થાને એ બનાવને અલગ મથાળું બાંધી લખ્યું નથી. તેથી અમે સંખ્યાનો અંદાઝો બતલાવી શકતા નથી, છતાંય પેટા વર્ણનોમાં કાંઈક વિગત મળે છે એથી અમે આ સ્થાને એનું વર્ણન કરીશું.

સને ૧૬ હિજરીના અંતમાં જયારે જલૂલા જીતાયું ત્યારે ત્યાંના મોટા મોટા અમીરો, જાગીરદારો પોતાની ખુશીથી મુસલમાન થઈ ગયા. તેઓમાંથી જેઓ વધુ સત્તા અને પ્રખ્યાતીવાળા હતા તેઓ જમીલ ઈબ્ને બસબહરી, બુસ્તામ ઈબ્ને નરસી, રફીલ અને

ફીરોઝ હતા.* એ જાગીરદારો મુસલમાન થઇ જવાથી એમની પ્રજામાં એની મેળે ઇસ્લામનો પ્રચાર થતો ગયો. કાદિસિયાના યુદ્ધ પછી વયલમનું ચાર હજાર લશ્કર કે જે લશ્કરે ખુસરૂ પરવીઝના હાથે કેળવણી લીધી હતી અને જે ઇમ્પિરીયલ ગાર્ડ કિંવા શાહી રિસાલા કહેવાતું તેના સર્વે સૈનિકો મુસલમાન થઇ ગયા.◆

યઝદેજર્દના મોખરેના લશ્કરનો એક મશહૂર યોદ્ધો સયાહ નામે હતો. યઝદેજર્દ જ્યારે ઇસ્ફહાન રવાના થયો ત્યારે તેણે સયાહને બોલાવી ત્રણ સો મોટા મોટા જાગીરદારો આપી અસ્તખર રવાના કર્યો અને એવી આજ્ઞા પણ કરી હતી કે માર્ગમાં દરેકે દરેક શહેરમાંથી સૈનિકો વીણી વીણીને લઇ જશો. ઇસ્લામી લશ્કરો જ્યારે તસ્તર પહોંચ્યા ત્યારે સયાહ પોતાના સરદારો સહિત એ શહેરની નજીક પડાવ નાંખી પડયો હતો. એક દિવસે સર્વે સાથીઓને એકત્ર કરી બોલ્યો કે, "આપણા લોકો જે પહેલા કહ્યા કરતા કે એ લોકો (અરબો) આપણો દેશ જીતી લેશે, તે હવે દિન–પ્રતિદિન સિદ્ધ થતું જાય છે. એથી વધુ સારું તો એ જ છે કે આપણે પોતે જ મુસલમાન થઇ જઇએ." આથી તે જ ઘડીએ સર્વે મુસલમાન થઇ ગયા.✤ એ લોકો "અસાવિરાહ" કહેવાતા હતા. કૂફામાં એમના નામની નહેર "અસા વિરાહ" મશહૂર છે, તેઓ મુસલમાન થવાથી "સયાબજતાહ" જાટ અને અંદગાર પણ મુસલમાન થઇ ગયા. એ ત્રણે કૌમો મૂળ સિંધની વતની હતી કે જેઓ ખુસરૂ પરવીઝના સમયમાં કેદ પકડાઇ આવી હતી અને લશ્કરમાં જોડાઇ ગઇ હતી.✲

મિસરમાં પણ ઇસ્લામનો ઘણો પ્રચાર થયો. અમ્રૂ ઇબ્ને આસે જ્યારે મિસરના કેટલાક કસ્બાઓના લોકોને એ કારણે કેદ કરી લૉંડી ગુલામ બનાવ્યા કે તેઓ મુસલમાનો સાથે લડતા હતા અને તેઓ વેચાઇ આખા અરબસ્તાનમાં ફેલાઇ ગયા તો હઝરત ઉમર (રદિ.)એ સખત મનાઇ હુકમ બહાર પાડી દરેક સ્થળેથી તેમણે મુક્ત કરી પાછા મિસર મોકલાવી દીધા અને લખી મોકલ્યું કે એમને અધિકાર છે કે, તેઓ ચાહે તો ઇસ્લામમાં દાખલ થાય અને ચાહે તો પોતાના ધર્મ પર કાયમ રહે. એથી તેઓમાંથી બલહીબ કસ્બાના સર્વે રહેવાસીઓ મુસલમાન થઇ ગયા. દમ્યાતના જીતાયા પછી ઇસ્લામી લશ્કરોએ આગળ કૂચ કરી તો બકારા અને દરાહાથી લઇને અસકલાન કે જે સિરીયામાં આવેલું છે ત્યાં સુધી દરેક સ્થળે ઇસ્લામનો પ્રચાર થઇ ગયો હતો.★

શતા નામે મિસરમાં એક મશહૂર શહેર છે. ત્યાંનો જાગીરદાર મુસલમાનોનું વૃત્તાંત

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૬૫.

◆ ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૨૮૦.

✤ ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૩૭૪.

✲ તારીખે મકરેઝી, પૃષ્ઠ ૧૬૬, ભા. ૧લો.

★ મકરેઝી, પૃષ્ઠ ૧૮૪.

સાંભળી પ્રથમથી જ ઇસ્લામ તરફ તેનું વલણ થયું હતું. એથી જ્યારે ઇસ્લામી લશ્કરો દમ્યાતમાં પહોંચ્યાં તો એ બે હજાર માણસો સહિત શતાથી નીકળી મુસલમાનોને આવી મળ્યો અને મુસલમાન થઇ ગયો.

ફુસ્તાત જેને અમ્ર ઇબ્ને આસે વસાવ્યું હતું અને હાલ જે સ્થળે મિસરની રાજધાની કેરો છે, ત્યાં ત્રણ મોટા મોટા મહોલ્લાઓ હતા અને તેઓમાં નવ મુસ્લિમો વધુ વસતા હતા. એક મહોલ્લો બનૂ નબાહ નામક વસાવવામાં આવ્યો હતો. એ મહોલ્લો એક મુસલમાન થઇ ગયેલા ગ્રીક કુટુંબથી વસ્યો હતો. મિસરના યુદ્ધોમાં એ કુટુંબના સો માણસો ઇસ્લામી ફોજમાં સામેલ હતા. બીજો મહોલ્લો બનૂ અલ અરઝકના નામે પ્રખ્યાત હતો. એ પણ એક ગ્રીક કુટુંબથી વસ્યો હતો અને એ કુટુંબ એટલું ભારે હતું કે મિસરના યુદ્ધોમાં એ કુટુંબના ૪૦૦ યોદ્ધાઓ સામેલ હતા. ત્રીજો મહોલ્લો રૂદબીલના નામથી વસ્યો હતો. એ મહોલ્લાના લોકો પ્રથમ યરમૂક અને કૈસારિયામાં રહેતા હતા, પરંતુ પાછળથી મુસલમાન થઇ અમ્ર ઇબ્ને આસની સાથે મિસર ચાલ્યા આવ્યા હતા. તેઓનું પણ એક ઘણું બહોળું કુટુંબ હતું. મિસરની ચઢાઇ વેળા એ કુટુંબના હજાર સૈનિકો ઇસ્લામી લશ્કરમાં હતા.*

ફુસ્તાતમાં એક બીજો મહોલ્લો હતો, જ્યાં ફક્ત નવ મુસ્લિમ જરથોસ્તીઓને વસાવ્યા હતા, તેથી એ મહોલ્લો તેઓના નામ પ્રમાણે પારસીઓની શેરી કહેવાતો હતો. તેઓ મૂળ બાઝાનના લશ્કરના માણસો હતા કે જે નવશેરવાન તરફથી યમનનો ગવર્નર હતો. જ્યારે ઇસ્લામના ચરણ સિરીયામાં પહોંચ્યા ત્યારે એ લોકો મુસલમાન થઇ ગયા અને અમ્ર ઇબ્ને આસની સાથે મિસર આવ્યા.

એ જ પ્રમાણે બીજા છુટાછવાયા મથકો ઉપરથી એ વિગત મળે છે કે, દરેક સ્થળે ઇસ્લામનો ભારે પ્રચાર થયો હતો. ઇતિહાસકાર બલાઝરીએ બાલિસના વર્ણનમાં લખ્યું છે કે હઝરત અબૂ ઉબયદાએ અત્રે તે અરબોને વસાવ્યા કે જેઓ સિરીયામાં રહેતા હતા અને મુસલમાન થઇ ગયા હતા.♦ ઇતિહાસકાર અઝદી યરમૂક યુદ્ધના વર્ણનમાં લખે છે કે, "જ્યારે રોમનોના લશ્કરો યરમૂકમાં ઉતર્યા ત્યારે તેમાં ત્યાંના રહેનારા જ નવમુસ્લિમોને જાસૂસો બનાવી મોકલવામાં આવતા હતા. એ લોકોને પોતાના ઇસ્લામને પ્રકાશિત કરવાની મનાઇ કરવામાં આવતી હતી કે જેથી રોમનો એમના પ્રતિ કંઇક શંકા લાવી શકે નહિ." ઇતિહાસકાર તબરીએ સને ૧૪ હિજરીના બનાવોમાં લખ્યું છે કે એ લડાઇમાં ઘણા ખરા ઇરાનીઓએ મુસલમાનોને સહાય આપી હતી. એ સહાય કરનારાઓમાંથી થોડાક લડાઇ પૂર્વે જ મુસલમાન થઇ ગયા હતા અને કેટલાક લડાઇના પછી મુસલમાન થઇ ગયા હતા. એ બનાવોથી સ્પષ્ટ સમજાય છે કે હઝરત ઉમર (રદિ.)ના

* એના વિશે પૂરી વિગત મકરેઝી પૃષ્ઠ ૨૯૮, ભાગ પહેલામાં છે.
♦ "બલાઝરી" પૃષ્ઠ ૫૦.

મુબારક સમયમાં ઇસ્લામ ઘણો જ ફેલાવો પામ્યો અને તે પણ તલવાર વડે નહિ, પરંતુ પોતાની ખૂબીઓ અને બરકતના પ્રતાપે જ. ઇસ્લામના પ્રચારના પછી ધાર્મિક સિદ્ધાંતો અને ધાર્મિક ક્રિયાઓને જારી કરવાની હતી, કિંવા જે વસ્તુઓ પર ઇસ્લામનો આધાર છે તેઓનું સંરક્ષણ કરવું, તેમનો પ્રચાર કરવો અને તેમને ચાલુ કરવાની હતી. એ વિષયમાં સૌથી અગ્ર કુર્આન શરીફનું સંરક્ષણ અને તેના શિક્ષણને પ્રચલિત કરવું હતું. હઝરત ઉમર (રદિ.)એ એ સંબંધી જે પ્રયાસો કર્યા તેના વિશે શાહ વલીઉલ્લાહ સાહબે ઘણું જ વાસ્તવિક લખ્યું છે કે "ઇમરોઝ હર કે કુર્આન મી ખાનદ અઝ તવાએફે મુસ્લેમીન મિન્નતે ફારૂકે આ'ઝમ દર ગરદને ઉ અસ્ત."

એ સર્વમાન્ય છે કે ઇસ્લામનો મૂળ સિદ્ધાંત કુર્આન મજીદ છે અને એનીયે ના પાડી શકાતી નથી કે કુર્આનનો સંગ્રહ, તેની ગોઠવણી મૂળ ખરી નકલ ઉતારી સંભાળી રાખવું, સર્વ દેશોમાં એના શિક્ષણનો પ્રચાર કરવો વગેરે સર્વે કંઇક થયું તે હઝરત ઉમર (રદિ.)ના ખંત અને પ્રયાસથી થયું હતું. એનો સાર એ છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સમય સુધી કુર્આન મજીદ પુસ્તક આકારે ન હતું. વિવિધ ભાગો કેટલાક સહાબાઓના પાસે હતા તે પણ કંઇક હાડકાઓ પર, ખજુરના પાંદડાં પર, કંઇક પથ્થરોના તખતાઓ પર લખેલા હતા. લોકોને પૂરું કુર્આન મોઢે પણ યાદ ન હતું. કોઇને એક સૂરહ યાદ હતી તો કોઇને બીજી. હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં મસ્લમા કઝઝાબથી લડાઇ થઇ તો એમાં સેંકડો સહાબીઓ એવા શહીદ થઇ ગયા કે જેઓ કુર્આન મોઢે રાખનાર (હાફિઝ) હતા. લડાઇના પછી હઝરત ઉમર (રદિ.)એ હઝરત અબૂ બક્ર (રદિ.)ની પાસે જઇ કહ્યું "જો એ જ પ્રમાણે કુર્આનના હાફિઝો ઉઠતા જશે તો કુર્આન જતું રહેશે." તેથી અત્યારથી એના સંગ્રહ અને ગોઠવણી માટે યત્ન કરવો જોઇએ. હઝરત અબૂબક્રે કહ્યું, "જે કાર્ય રસૂલુલ્લાહ (સલ.)એ ન કર્યું તે હું કેવી રીતે કરી શકું ?" હઝરત ઉમર (રદિ.)એ વારંવાર એનું રહસ્ય સમજાવ્યું અને અગત્ય જાહેર કરી. અંતે હઝરત અબૂબક્ર (રદિ.) એમના મતથી સંમત થયા. સહાબીઓમાંથી વહી લખવાનું કાર્ય ઝૈદ ઇબ્ને સાબિતે વધુ કર્યું હતું તેથી તેઓને બોલાવવામાં આવ્યા અને જ્યાં જ્યાં કુર્આનની સૂરતો અથવા આયતો મળી આવે તેને એક સ્થળે એકત્ર કરવાની સેવા સોંપવામાં આવી. હઝરત ઉમર (રદિ.)એ સામાન્ય સભા સમક્ષ જાહેર કર્યું કે જેણે કુર્આન શરીફનો કોઇ ભાગ રસૂલુલ્લાહ (સલ.) પાસે શીખ્યો હોય તેણે મારી પાસે તે લઇ આવવું. એની પણ વ્યવસ્થા રાખી હતી કે જે માણસ કોઇ આયત રજુ કરતો હતો તો એ માટે બે માણસોની સાક્ષી લેવામાં આવતી કે અમે એ આયતને હઝરત રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં લખેલી જોઇ હતી. સારાંશ કે જ્યારે સર્વે સૂરતો એકત્ર થઇ ગઇ તો કેટલાક માણસોને નિમ્યા કે તેઓ પોતાની દેખરેખ હેઠળ પૂરું કુર્આન શરીફ એક સાથે ભેગું લખાવે. સઇદ ઇબ્નુલ આસ બતલાવતા જતા હતા અને ઝૈદ ઇબ્ને સાબિત લખતા જતા હતા; પરંતુ એ લોકોને હુકમ કરવામાં આવ્યો હતો કે કોઇ શબ્દના ઉચ્ચાર અને શૈલીમાં ભિન્નતા માલમ પડે તો મુદર કબીલાની

શૈલી પ્રમાણે લખવામાં આવે, કારણ કે કુર્આન શરીફ મુદર કબીલાની જ ખાસ ભાષામાં ઉતર્યું છે.*

તે વેળા કુર્આન મજીદના સંરક્ષણ અને શુદ્ધતા માટે કેટલીક બાબતોની ભારે આવશ્યકતા હતી : (૧) પ્રથમ એ કે ઘણા જ બહોળા પાયા પર એના શિક્ષણનો ફેલાવો કરવો જોઈતો હતો અને સેંકડો–હજારો માણસોને કુર્આનના હાફિઝો બનાવવા જોઈતા હતા કે જેથી ફેરફાર કે અદલ–બદલ થઈ જવાનો સંભવ રહે નહિ. (૨) "એ'રાબ" –ઝેર, ઝબર, પેશ લગાડવાની રીત અને શબ્દોની શુદ્ધતા ઘણી જ કાળજીપૂર્વક રાખવી જોઈતી હતી. (૩) કુર્આન શરીફની ઘણી પ્રતો તૈયાર કરી દેશોમાં પુષ્કળ રીતે બહાર પાડવી જોઈતી હતી.

હઝરત ઉમર (રદિ.)એ એ ત્રણે બાબતોને એવી સંપૂર્ણ રીતે પાર પાડી કે તેનાથી વધુ થવું અશક્ય હતું.

સર્વે જીતાયલા દેશોમાં દરેક સ્થળે કુર્આન મજીદનો અભ્યાસ શરૂ કરાવ્યો અને શિક્ષક–ઉસ્તાદ તેમજ કારીઓ નિમી તેઓના પગારો ઠેરવી આપ્યા. એથી એ બિના પણ હઝરત ઉમર (રદિ.)ની નવિન સુધારાઓમાં ગણતરી થાય છે, કારણ કે એમણે શિક્ષકોના પગારો બાંધી આપ્યા હતા. તે વેળાની સ્થિતિ જોતાં પગારો ઓછા ન હતા. ઉદાહરણ તરીકે ખાસ મદીના મુનવ્વરહમાં નાના નાના બાળકો માટે જે શાળાઓ હતી તેના શિક્ષકોને ૧૫–૧૫ દિરહમ માસિક પગાર મળતા હતા. ભટકતા બદુઓ માટે કુર્આન મજીદનું શિક્ષણ ફરજીયાત કર્યું હતું. એથી અબૂ સુફયાન નામક એક માણસની કેટલાક માણસો સહિત એ કાર્ય માટે નિમણૂક કરી કે તેઓ કબીલાઓમાં ફરી દરેક માણસની પરીક્ષા લે અને જે માણસને કુર્આન શરીફનો કોઈ ભાગ યાદ ન હોય તો તેને સજા કરે. શાળાઓમાં લખવાનું કામ શિખવાડવામાં આવતું. સામાન્ય રીતે સર્વે જિલ્લાઓમાં ફરમાન મોકલાવી દીધા હતા કે બાળકોને ઘોડે બેસતાં અને લેખનનું શિક્ષણ આપવામાં આવે. અબૂ આમિર સલીમ જે હદીષોના રાવીઓમાંથી છે તેઓના મોઢેનું કથન છે કે, "હું જયારે કેદ થઈ મદીના આવ્યો ત્યારે મને અહિંયા મદીનાની શાળામાં બેસાડવામાં આવ્યો. શિક્ષક જયારે મારી પાસે "મીમ" લખાવતા અને હું સારી રીતે લખી શકતો ન હતો તો શિક્ષક કહેતા કે, ગોળ લખો કે જેવી ગાયની આંખો હોય છે."

સહાબીઓમાંથી પાંચ મહાન પુરુષો હતા કે જેઓએ રસૂલુલ્લાહ (સલ.)ના જ સમયમાં કુર્આન મજીદને સંપૂર્ણ રીતે મોઢે કરી લીધું હતું. તેઓ મઆઝ ઈબ્ને જબલ, ઉબાદા ઈબ્ને સામિત, ઉબય ઈબ્ને કા'બ, અબૂ અય્યૂબ, અબૂ દરદાઅ હતા. એમાંથીયે ખાસ કરીને ઉબય ઈબ્ને કા'બ સૈયદુલ કુર્રા હતા અને રસૂલુલ્લાહ (સલ.)એ પોતે એ

* "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૧૨૭૯.

વિષય માટે એમની પ્રશંસા કરી હતી. હઝરત ઉમર (રદિ.)એ તેઓ સર્વેને બોલાવી કહ્યું કે "સિરીયાના મુસલમાનોને તમારી જરૂર પડી છે, તમેં લોકો જઇ તેમને કુર્આનનું શિક્ષણ આપો." અબૂ અય્યૂબ વૃદ્ધ અને ઉબય ઇબ્ને કા'બ માંદા હતા, તેથી જઇ ન શક્યા. બાકીના ત્રણે સાહબોએ ખુશીથી જવા મંજુર કર્યું. હઝરત ઉમર (રદિ.)એ સૂચના કરી કે પ્રથમ હિમ્સ જવું અને ત્યાં થોડાક દિવસો રહી જ્યારે શિક્ષણનો ફેલાવો થઇ જાય ત્યારે એક માણસને ત્યાં મુકી બાકીના બે સાહબોમાંથી એક સાહબે દમાસ્કસ અને એક સાહબે પેલેસ્ટાઈન જવું. એથી એ સર્વે લોકો પ્રથમ હિમ્સ ગયા. ત્યાં જ્યારે સારી પેઠે બંદોબસ્ત થઇ ગયો ત્યારે ઉબાદાએ ત્યાં જ મુકામ રાખ્યો અને અબૂ દરદાઅ દમાસ્કસ અને મઆઝ ઈબ્ને જબલ પેલેસ્ટાઈન રવાના થયા. મઆઝ ઈબ્ને જબલ અમવાસના પ્લેગમાં વફાત પામ્યા,* પરંતુ અબૂ દરદાઅ હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના અંત સુધી જીવતા હતા અને દમાસ્કસમાં રહેતા હતા. અબૂ દરદાઅની શિક્ષણ પદ્ધતિ જેમ અલ્લામા વહબીએ "તબકાતુલ કુરાઅ"માં લખ્યું છે તેમ એવી હતી કે સવારની નમાઝ અદા કરી તેઓ જામિઅ મસ્જિદમાં બેસી જતા હતા. એમની આસપાસ કુર્આન પઢનારાઓની ભીડ રહેતી હતી. અબૂ દરદાઅ દસ દસ માણસોની જુદી જુદી ટોળીઓ પાડી દેતા હતા અને દરેક ટોળી પર તેમને કુર્આન પઢાવવા એક કારી રાખતા હતા અને પોતે ફરતા રહી પઢનારા પ્રતિ કાન લગાડી રાખતા. જ્યારે કોઈ વિદ્યાર્થી પૂરું કુર્આન યાદ કરી નાંખતો ત્યારે અબૂ દરદાઅ પોતે તેને પોતાની શાગિર્દીમાં લઇ લેતા. એક દિવસે અબૂ દરદાએ ગણતરી કરાવી તો જણાયું કે સોળ સો વિદ્યાર્થીઓ એમની પાસે અભ્યાસ કરતા હતા.

હઝરત ઉમર (રદિ.)એ કુર્આન મજીદના પ્રચાર માટે એ યુક્તિઓ ઉપરાંત બીજા સાધનો પણ કામે લગાડયાં હતાં. સુરતોમાં બકરહ, નિસાઅ અને માઈદહ, હજ્જના સંબંધી એવું ફરમાન કાઢયું હતું કે, સર્વે લોકોએ એટલું કુર્આન શરીફ તો અવશ્ય શીખવું જોઈએ, કારણ કે એમાં નિયમો અને ફરજો આવેલાં છે.★ અધિકારીઓને લખી મોકલ્યું કે, જે લોકો કુર્આન મજીદ શીખે તેમના પગારો બાંધી આપશો.✦ (પાછળથી જ્યારે જરૂર ન રહી ત્યારે એ ફરમાન રદ કરવામાં આવ્યો.) સૈનિકોને જે આવશ્યક સૂચનાઓ લખી મોકલતા તેમાં એ પણ હતી કે કુર્આન મજીદ વાંચતા શીખે. પ્રસંગોપાત અધિકારીઓ પાસેથી કુર્આન-વાંચન કરનારાઓનું રજિસ્ટર મંગાવતા હતા. એ બધી યુક્તિઓનું પરિણામ એ આવ્યું કે અસંખ્ય માણસો કુર્આન વાંચતા થઈ ગયા અને જોઈને વાંચનારાનો તો કંઇક શુમાર ન હતો અને હાફિઝો (મોઢે કરનારા)ની સંખ્યા પણ સેંકડોથી હજારો સુધી પહોંચી ગઇ હતી. લશ્કરી ઓફિસરોને જ્યારે કાગળો લખ્યા કે, કુર્આનના હાફિઝોને

* એ સર્વે વિગત "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૨૮૧માં છે.

★ "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૨૨૪.

✦ "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૨૧૭.

મારી પાસે મોકલો કે હું તેમને કુર્આનના શિક્ષણ માટે જગોજગ મોકલું ત્યારે સા'દ ઇબ્ને વક્કાસે જવાબમાં લખ્યું કે, "ફક્ત મારા લશ્કરમાં ત્રણ સો "હાફિઝો" મૌજૂદ છે."★

ત્રીજી બાબત "એ'રાબ" (ઝેર, ઝબર, પેશ લગાડવાની રીત) અને ઉચ્ચારની શુદ્ધતા માટે કાળજી પૂર્વક બંદોબસ્ત કર્યો અને ખરું જોતાં એ બિના સૌથી અગ્રગણ્ય હતી. કુર્આન મજીદ જ્યારે સંગ્રહ થઇ પુસ્તકરૂપે બન્યું ત્યારે "એરાબ" લગાડયા ન હતા, તેથી શબ્દો અને ઉચ્ચારની શુદ્ધતા વિના કુર્આન મજીદનું પ્રગટ થવું કંઇક લાભદાયી ન હતું. હઝરત ઉમર (રદિ.)એ એ માટે વિવિધ યુક્તિઓ આદરી હતી.

સૌથી પ્રથમ એ હતી કે દરેક સ્થળે ભારપૂર્વક ફરમાનો મોકલ્યા કે કુર્આન મજીદની સાથે શબ્દો અને "એ'રાબ"ની શુદ્ધતાનું પણ શિક્ષણ આપવું. એમના ખાસ શબ્દો ઇબ્ને અંબારીની રિવાયત અનુસાર એ છે કે :

"તઅલ્લમૂ ઇઅ્રાબલ કુરઆનિ કમા તઅલ્લમૂના હિફઝતુ" અને મુસ્નદે દારમીમાં આ શબ્દો છે.

"તઅલ્લમૂલ ફરાયિઝા વલ્લહના વ સ્સુનના કમા તઅલ્લમૂનલ કુરઆના."

બીજુ કુર્આનના શિક્ષણ ઉપરાંત સાહિત્ય અને અરબી ભાષાનું શિક્ષણ પણ આવશ્યક રાખ્યું કે જેથી લોકો આપોઆપ "એ'રાબ"ના ખરા–ખોટાની ઓળખ કરી શકે.

ત્રીજું ફરમાન એ બહાર પાડયું કે જે માણસ શબ્દકોશનો વિદ્વાન ન હોય તે કુર્આન શીખવાડી શકતો નથી.*

કુર્આન મજીદના પછી હદીષનો પ્રચાર કરવામાં ઘણો જ પ્રયત્નો કર્યો, પરંતુ એમણે એમાં સાવધાની વાપરી અને એ જ એમની દિર્ઘ દષ્ટિનો સૌથી મહાન પૂરાવો છે. તેઓ ખાસ સહાબાઓ સિવાય સામાન્ય રીતે લોકોને રિવાયત અને હદીષો કહેવાની રજા આપતા ન હતા. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે :

"ચુનાન્ચે ફારૂકે આ'ઝમ અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદરા બા જમએ બકૂફા ફિરિસ્તાદ વ મગફલ ઇબ્ને યસાર, વ અબ્દુલ્લાહ ઇબ્ને મગફલ, વ ઇમરાન ઇબ્ને હુસૈન રા બ બસરા વ ઉબાદા ઇબ્ને સામત વ અબૂ દરદાઅ રા બશામ વ બ મઆવિયા ઇબ્ને અબી સુફયાન કે અમીરે શામ બૂદ કદગને બલીગ નવિશત કે અઝ હદીષે ઇશાં તજાવુઝ ન કુનદ."

★ "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૨૧૭.
* "કન્ઝુલ ઉમ્માલ" ભાગ ૧, પૃષ્ઠ ૨૨૮.

વસ્તુ સ્થિતિ એ છે કે હઝરત ઉમર (રદિ.)એ એ રિવાયત–હદીષ સંબંધી જે નિયમો નિયત કર્યા હતા એ તેમની તિક્ષ્ણ બુદ્ધિ, દિર્ઘ દષ્ટિની મહાન કારકિર્દી છે, પરંતુ એની વિગત આલેખવાનું અત્રે સ્થાન નથી. એમના અંગત વૃત્તાંતમાં એમની ખૂબીઓ ને સદ્‌ગુણોનું જે સ્થળે વર્ણન આવશે ત્યાં અમે એ વિશે અતિ વિગત પૂર્વક વિવરણ કરીશું.

હદીષના પછી "ફિકહ"નો દરજ્જો છે ફિકહના મસ્અલા–કાનૂનનું લોકોને દરરોજ કામ પડે છે, તેથી હઝરત ઉમર (રદિ.)એ એનો એટલા અંશે પ્રચાર કર્યો કે આજ કાલ નવા સાધનો પેદા થયાં છે તે છતાંયે તેવો પ્રચાર ને ફેલાવો થવો અશક્ય છે. ફિકહના કાનૂનોના પ્રચાર માટે જે યુક્તિઓ કામે લગાડી હતી તે નીચે પ્રમાણે છે :

(૧) જ્યાં સુધી વખત અને અવકાશ મળતો ત્યાં સુધી પોતે જ રૂબરૂ બેસી ધાર્મિક નિયમોનું શિક્ષણ આપતા હતા. શુક્રવારના દિને જે ખુત્બો (ઉપદેશ) આપતા હતા તેમાં સર્વે અગત્યના ધાર્મિક નિયમો અને કાનૂનોનું વર્ણન કરતા હતા. હજ્જના ઉપદેશમાં હજ્જની ક્રિયાઓ અને નિયમોનું વર્ણન કરતા હતા. ઈમામ મુહમ્મદ રચિત મુઅત્તામાં છે કે હઝરત ઉમર (રદિ.)એ અરફાતમાં ઉપદેશ કર્યો અને હજ્જના સર્વે નિયમોનું શિક્ષણ આપ્યું. એ જ પ્રમાણે સિરીયા અને જેરૂસલેમ વગેરેના પ્રવાસમાં પ્રસંગોપાત જે મશહૂર અને અસરકારક ખુત્બા (ઉપદેશ) આપ્યા તેમાં ઈસ્લામના સર્વે અગત્યના કાનૂનો, સિદ્ધાંતો અને નિયમો વર્ણવ્યા અને એવા પ્રસંગે અસંખ્ય માણસોનો સમૂહ એકત્ર થતો હતો તેથી એ સર્વે ધાર્મિક કાનૂનો એટલા પ્રમાણમાં પ્રસિદ્ધ થઈ જતા હતા કે તેટલા કોઈ બીજી યુક્તિ વડે કરવા અશક્ય હતા. દમાસ્કસમાં જાબ્યા નામક સ્થળે જે પ્રસિદ્ધ ઉપદેશ હઝરત ઉમર (રદિ.)એ આપ્યો હતો તેનો ફિકહના વિદ્વાનોએ ઘણા ખરા ફિકહના ધારાઓના હવાલા માટે ઠેકઠેકાણે ઉતારો કર્યો છે.

(૨) પ્રસંગોપાત્ અધિકારીઓ અને ઓફિસરોને ધાર્મિક નિયમો અને કાનૂનો લખી લખીને મોકલ્યા કરતા હતા. ઉદાહરણ રૂપે જે પાંચ વખતની નમાઝના એક ચોક્કસ વખત માટે આજ સુધી ફિકહના વિદ્વાનો એક મત થયા નથી. તેના વિશે હઝરત ઉમર (રદિ.)એ એ સર્વે અધિકારીઓ પર એકેક વિગતવાર સૂચના પત્ર મોકલ્યો, એથી ઈમામ માલિકે પોતાના પુસ્તક મુઅત્તામાં એ લખાણનો બરાબર તેવી જ રીતે ઉતારો કર્યો છે. એ જ ધાર્મિક નિયમ સંબંધી એમણે અબૂ મૂસા અશ્અરી પર જે પત્ર મોકલ્યો તેના શબ્દે શબ્દ ઈમામ માલિકે નકલ કર્યા છે અને બે વખતની નમાઝોને ભેગી કરી એક વેળા અદા કરવા સંબંધી એમણે સર્વે જીતાયેલા દેશોમાં લેખિત સૂચનાઓ મોકલી કે તેમ કરવું યથાર્થ નથી.* સને ૧૪ હિજરીમાં જ્યારે તરાવીહની નમાઝ જમાઅતની સાથે મસ્જિદે નબવીમાં અદા કરવાનું નક્કી કર્યું ત્યારે સર્વે જિલ્લાઓના અમલદારોને તે જ પ્રમાણે દરેક સ્થળે અમલ કરવા લખી મોકલ્યું. ઝકાત સંબંધી વિગતપૂર્વક સર્વે કાનૂનો લખી

* મુઅત્તા ઈમામ મુહમ્મદ, પૃષ્ઠ ૧૨૯.



અબૂ મૂસા અશ્અરી અને બીજા મુલ્કી અધિકારીઓ પર મોકલાવ્યા. એ લખાણનું મથાળું જેવી રીતે શાહ વલીઉલ્લાહ સાહબે ઇમામ માલિકના હવાલાથી નકલ કર્યું છે તે આ પ્રમાણે છે :

**"બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. હાઝા કિતાબુ સ્સદકતિ....."**

મુકર્દમા અને પુરાવા સંબંધી અબૂ મૂસા અશ્અરીને જે પત્ર લખ્યો હતો તેને અમે આગળ લખી આવ્યા છીએ. અગત્યના ધાર્મિક કાનૂનો ઉપરાંત ફિકહના પેટા કાનૂનો પણ અધિકારીઓ પર લખી લખીને મોકલ્યા કરતા હતા. હઝરત અબૂ ઉબયદાને એક વેળા લખ્યું કે, "મેં સાંભળ્યું છે કે મુસલમાન સ્ત્રીઓ હમ્મામોમાં જઇ ખ્રિસ્તી સ્ત્રીઓના સામે નગ્ન ન્હાય છે, પરંતુ મુસલમાન સ્ત્રીઓ માટે કોઇ પરધર્મી સ્ત્રીઓ સમક્ષ નગ્ન થવું જાઇઝ (યથાર્થ) નથી."

રોઝહ વિશે સર્વે અધિકારીઓ પર લેખિત ફરમાનો મોકલ્યા કે, **"લા તકૂનૂ મિનલ મુસરેફીના લિફિતરેકુમ."**

ઝૈદ ઇબ્ને વહબ કહે છે કે હઝરત ઉમર (રદિ.)નું ફરમાન અમારા લોકો પર આવ્યું કે, **"ઇન્નલ મરઅત લા તસૂમુ તતવ્વુઅન ઇલ્લા બિઇઝનિ ઝવજિહા."**

અબૂ વાઈલનું કથન છે કે હઝરત ઉમર (રદિ.)એ અમારા લોકો પર લખ્યું કે, **"ઇન્નલ અહિલ્લત બઅદહા અકબાર મિન બા'દિન."**

એવા જ બીજા અસંખ્ય દૃષ્ટાંતો છે. એ બિના પણ લક્ષ્યમાં લેવા યોગ્ય છે કે, જે ફિકહના નિયમો હઝરત ઉમર (રદિ.) ફરમાનો દ્વારા બહાર પાડતા હતા તે શાહી કાનૂનનો દરજ્જો ધરાવતા હતા તેથી એ બધા ધાર્મિક ધારાઓ સર્વાનુમતે હોય તેની હંમેશા કાળજી રાખવામાં આવતી. એ કારણે ઘણા ખરા ધાર્મિક નિયમો માટે સહાબાઓમાં મતભેદ હતો તેને હઝરત ઉમર (રદિ.)એ સહાબાઓના ભેગા મંડળમાં રજૂ કરી તેનો નિવેડો કરાવી લીધો હતો. ઉદાહરણ રૂપે ચોરની શિક્ષા, કે જેને માટે કાઝી અબૂ યૂસુફ "કિતાબુલ ખિરાજ"માં લખે છે કે, "ઇન્ના ઉમરા ઇસ્તશારા ફીસ્સારિકા ફઅજમઉ....."*

"જનાબત"ના ગુસલ વિશે જ્યારે મતભેદ પડયો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ સર્વે મુહાજિરીન અને અનસારોને ભેગા કર્યા અને એ પ્રશ્ન રજૂ કરી સર્વેના મત માંગ્યા. લોકોએ વિવિધ મતો દર્શાવ્યા. તે વેળા એમણે કહ્યું "અન્તુમ અસ્હાબુ બદરિન વકદ ઇખ્તલફતુમ ફમન બઅ્દકુમ અશદુ ઇખતિલાફન." અર્થાત્ : "આપ લોકો જ્યારે અસ્હાબે

* જૂઓ મજકૂર પુસ્તક, પૃષ્ઠ ૧૦૬.

બદરમાંથી હોવા છતાં માંહોમાંહે મતભેદ રાખો છો તો ભવિષ્યની પ્રજામાં ઓર સખ્ત મતભેદ પડશે." અંતે "અઝવાજે મુતહ્હરાત" (રસૂલુલ્લાહ સલ.ના પવિત્ર બીવીઓ)થી એ પ્રશ્ન પૂછવામાં આવ્યો અને તેમનો છેવટનો મત મળતાં તેને પ્રસિદ્ધ કરવામાં આવ્યો.◆

જનાઝાની નમાઝમાં "તકબીર" પ્રત્યે ઘણો જ મતભેદ હતો. હઝરત ઉમર (રદિ.)એ અસ્હાબોને એકત્ર કર્યા અને એક નિવેડો સર્વાનુમતે આણ્યો; કિંતુ ચાર "તકબીર" પર સર્વે એકમત થયા.

(૩) હઝરત ઉમર (રદિ.) જિલ્લાઓના જે અધિકારીઓ અને હોદ્દેદારોની નિમણૂક કરતા હતા તેઓની આલિમ અને ફિકહના વિદ્વાન હોવાની લાયકાતને ધ્યાનમાં લેતા હતા. એથી ઘણાં જ વિવિધ પ્રસંગે એની જાહેરાત કરવામાં આવી હતી. એક વેળા સામાન્ય જનસમૂહ સમક્ષ ઉપદેશ કર્યો જેમાં નીચે પ્રમાણે શબ્દો હતા :

★ઇન્ની ઉશહિદુકુમ અલા ઉમરાએલ અમસારે અન્ની લમ અબ્અષહુમ ઇલ્લા લિયુફકિ કહુન્નાસા ફી દીનિહિમ." અર્થાત્ તમારા લોકોને હું સાક્ષી રાખું છું કે મેં ઓફિસરોને એટલા માટે મોકલ્યા છે કે લોકોને ધર્મના કાનૂન અને નિયમો બતલાવે."

એ ફરજ મુલ્કી અધિકારીઓ પર જ નાખી હોય એમ નથી, બલકે લશ્કરી અધિકારીઓ સુદ્ધાં એ ફરજોથી મુક્ત ન હતા. કાઝી અબૂ યૂસુફ સાહબ લખે છે :

"ઇન્ન ઉમરબ્નલખત્તાબિ કાન ઇઝાજતમઆ ઇલયહિ જયશુન મિન અહલિલ ઇમાને બઅષા અલયહિમ રજુલન મિન અહલિલ ફિકહિ વ ઇલ્મે."

એ જ બુદ્ધિ–કૌશલ્યના પ્રતાપે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં લશ્કરી અને મુલ્કી ઓફિસરોમાંયે હઝરત અબૂ ઉબયદા, સલમાન ફારસી, અબૂ મૂસા અશ્અરી, મઆઝ ઇબ્ને જબલ વગેરેના નામો મળી આવે છે કે જેઓમાં મુલ્કી અને ફોજી કાબિલીયત હોવા ઉપરાંત વિદ્યા હુન્નરમાં શ્રેષ્ઠ હતા અને હદીષ ફિકહમાં ઘણી વાર એમનું નામ આવે છે.

(૪) સર્વે જીતાયેલા દેશોમાં ફુકહા અને શિક્ષકો લોકોને ધાર્મિક નિયમોનું શિક્ષણ આપવા માટે નિર્માણ કર્યા. ઇતિહાસકારોએ એ બાબતને કોઇ ખાસ મથાળું બાંધી લખી નથી અને એ કારણે એ શિક્ષકોની ખરી સંખ્યા જણાઇ શકાતી નથી, છતાંયે અહિં તહિંના ખુલાસાઓથી એટલું અનુમાન થઇ શકે છે કે દરેકે દરેક શહેરમાં કેટલાક "ફુકહા" એ કામ માટે રાખવામાં આવ્યા હતા, જેમ કે અબ્દુર્રહમાન ઇબ્ને મગફલના વૃત્તાંતમાં "અસદુલ ગાબહ"ના કર્તાએ લખ્યું છે કે "તેઓ તે દસ મહાપુરુષોમાંથી છે કે જેમને

◆ "ઇઝાલતુલ ખિફા" પૃષ્ઠ ૮૮.
★ "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૭૬.

હઝરત ઉમર (રદિ.)એ લોકોને "ફિકહ"નું શિક્ષણ આપવા બસરા મોકલ્યા હતા. ઈમરાન ઈબ્નુલ હુસૈન જેઓ મહાન પદવીના સહાબી હતા તેમના વિશે અલ્લામા ઝહબી "તબકાતુલ હુફફાઝ"માં લખે છે :

"વકા-ન મિમ્મન બઅષહુમ ઉમરૂબ્નુલ ખત્તાબિ ઈલા અહૃલિલ બસરતિ લિયુફક્કિહહુમ" –અર્થાત્ એ તે લોકોમાંથી કે જેઓને હઝરત ઉમર (રદિ.)એ બસરા "ફિકહ"નું શિક્ષણ આપવા માટે મોકલ્યા હતા. અબ્દુર્રહમાન ઈબ્ને ગનમના વૃત્તાંત મધ્યે "તબકાતુલ ખિફા"માં લખ્યું છે કે, "હઝરત ઉમર (રદિ.)એ એમને ફિકહના શિક્ષણ અર્થે સિરીયા મોકલ્યા હતા" અને "અસ્દુલ ગાબહ"ના કર્તાએ એમના જ વૃત્તાંતમાં લખ્યું છે કે, "એ તે માણસ છે કે જેઓએ સિરીયામાં સર્વ "તાબિઈન"ને ફિકહ શીખવાડયું." ઉબાદા ઈબ્ને સામિતના વૃત્તાંતમાં લખ્યું છે કે, "જયારે સિરીયા જીતાયું ત્યારે હઝરત ઉમર (રદિ.)એ એમને, મઆઝ ઈબ્ને જબલ અને અબૂ દર્દાને સિરીયાના લોકોને કુર્આન શરીફ અને ફિકહ શિખવાડવા અર્થે મોકલ્યા હતા." જલાલુદીન સુયૂતીએ "હસ્નુલમહાત ફી અખબારે મિસર વ કાહિરા"માં હબ્બાન ઈબ્ને અબી જબલા વિશે લખ્યું છે કે, "હઝરત ઉમર (રદિ.)એ એમને મિસરમાં ફિકહના શિક્ષણ માટે નિમ્યા હતા. એ ફુકહાઓના અભ્યાસની એવી રૂઢિ હતી કે મસ્જિદના સહનમાં એક બાજૂએ બેસી જતા હતા અને વિદ્યા જીજ્ઞાસુઓ મોટી સંખ્યામાં એમની આસપાસ ગોળ કુંડાળું વળી જઈ ફિકહના નિયમો પૂછતા જતા અને તેઓ જવાબ દેતા જતા હતા." અબૂ મુસ્લિમ ખવલાની લખે છે કે, "મેં જયારે મસ્જિદમાં પ્રવેશ કર્યો ત્યારે જોયું કે ત્યાં ત્રીસ મહાન સહાબીઓ બેઠા હતા અને ધાર્મિક નિયમો-કાનૂનો પર વાતચીત કરી રહ્યા હતા; પરંતુ જયારે તેમને કોઈ કાનૂન વિશે શક પડતો હતો ત્યારે તેઓ એક નવયુવાન તરફ તેને રજૂ કરતા હતા. મેં લોકોથી પેલા નવયુવાનનું નામ પૂછયું તો તેઓએ કહ્યું કે "તેઓ મઆઝ ઈબ્ને જબલ છે." લૈષ ઈબ્ને સા'દ લખે છે કે, "અબૂ દરદાઅ જયારે મસ્જિદમાં આવતા ત્યારે એમની સાથે એટલા બધા લોકો રહેતા કે જેટલા એક બાદશાહની સાથે રહે છે અને એ સર્વે લોકો એમનાથી ધાર્મિક કાનૂનો પૂછતા હતા.

ઈબ્ને જવઝીના સ્પષ્ટીકરણ પરથી જણાય છે કે હઝરત ઉમર (રદિ.)એ એ ફુકહાઓને પગારો કરી આપ્યા હતા અને ખરું જોતાં કેળવણીનું વ્યવસ્થાપૂર્વક અને ધોરણસર ખાતું એ વિના કાયમ થઈ શકતું નથી. એ બિના ખાસ કરીને વર્ણવવાપાત્ર છે કે હઝરત ઉમર (રદિ.)એ જે લોકોને ફિકહના શિક્ષણ માટે ચૂંટયા હતા જેવા કે મઆઝ ઈબ્ને જબલ, અબૂ દરદાઅ, ઉબાદહ ઈબ્ને સામિત, અબ્દુર્રહમાન ઈબ્ને ગનમ, ઈમરાન ઈબ્ને હુસૈન, અબ્દુલ્લાહ ઈબ્ને મગફલ-તેઓ પૂરા ઈસ્લામી સંઘમાં ચુનંદા હતા. એ બિનાના પુરાવા અર્થે "અસદુલ ગાબહ" અને "અસાબતા" વગેરેમાં એ લોકોના વૃત્તાંત વાંચવા જોઈએ.

એક બીજી બિનાને ધ્યાનમાં લેવા યોગ્ય છે કે હઝરત ઉમર (રદિ.)એ એ વાતની

ઘણી કાળજી રાખી હતી કે સામાન્ય રીતે પ્રત્યેક વ્યક્તિને ધાર્મિક નિયમોના શિક્ષણની રજા આપી ન હતી. વળી તે જ નિયમોનું ખાસ કરી શિક્ષણ આપવામાં આવતું હતું કે જે માટે સર્વે સહાબાઓ સંમત થયા હતા અને મંડળમાં મુકાઇ જેઓનો નિર્ણય કરવામાં આવ્યો હતો.* એથી એની પૂરી વિગત શાહ વલીઉલ્લાહ સાહબે ઘણી જ ઉમદા રીતે લખી છે. અમે એના છુટા છુટા ફકરાઓ આપણા વિષય સંબંધી છે, તેમને આ સ્થળે નકલ કરીએ છીએ.

"એમ હોવા છતાં ખલીફાના નિર્ણય પછી કોઇ વિચારની વિરુદ્ધતા કરવાની કોઇ હિમ્મત ચલાવી શકતો નહિ અને એ પ્રકારની સર્વે બાબતોમાં ભિન્નતા પસંદ કરતા નહિ અને ખલીફાની સલાહ લીધા વિના કોઇ કામનો છેવટનો નિર્ણય કરતા ન હતા. તેથી આ સમયમાં પંથો ને વિચારોમાં મતભેદ ઉત્પન્ન થવા પામતો નહિ. સર્વે એક જ પંથ (મઝહબ) પર સહમત અને એક જ વિચારને વળગેલા રહેતા. જ્યારે ખાસ ખિલાફતનો કાળ પૂર્ણ થયો અને સામાન્ય ખિલાફતનો પાયો નંખાયો ત્યારે દરેક શહેરમાં આલિમોએ ધાર્મિક કાર્ય શરૂ કરી દીધું. ઇબ્ને અબ્બાસ મક્કામાં મુફતી બન્યા અને હઝરત આયશા સિદ્દીકા અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)એ હદીષોને વર્ણવવી શરૂ કરી અને હઝરત અબૂ હુરૈરહ પણ હદીષોનો પ્રચાર કરવામાં પોતાનો સમય વ્યય કરતા હતા. સારાંશ કે એ સમયે ફતવાઓમાં ભેદ પડવા લાગ્યો. એકને બીજાના મતની ખબર ન રહી; અને ખબર પડી તોયે એ માટે અપ્રસન્નતા દર્શાવવામાં આવી નહિ; અને પરસ્પર કોઇ પ્રકારની વાટાઘાટ કરી શકનું દૂર કરવું અને મતભેદ કાઢી નાખવાનો અવસર પ્રાપ્ત થયો નહિ. જો તમે તે અસ્હાબી ઉલમાઓની રિવાયતોની શોધ કરશો કે જે ઉલમાઓ ખાસ ખિલાફતના કાળ પૂર્ણ થતાં પહેલાં આ દુનિયા ત્યાગી ગયા હતા તો તેમની રિવાયતો તમને ઘણી થોડી માલુમ પડશે અને ખિલાફતના સમય પછી જે જનસમૂહ બાકી રહ્યો તેઓએ જે સહાબાઓ પાસેથી એ રિવાયતો કરી તે સર્વે સહાબીઓ જો કે ઘણા જ ન્યાયી અને તેમની રિવાયતો સર્વમાન્ય છે અને તેમની સત્ય રિવાયત (કથન)થી જે નિયમો સિદ્ધ થાય છે તેના પર અમલ કરવો આવશ્યક છે; પરંતુ "ફારૂકે આ'ઝમ"ના સમયમાં અને એમના કાળ પછી હદીષ, ફિકહ પરથી જે કંઇક થયું તેમાં આકાશ ને અવની જેટલો તફાવત છે."◆

### ઇલ્મી વ્યવસ્થા :-

એ સર્વે બાબતો જેનું ઉપર વર્ણન આવી ચૂક્યું છે તે સર્વે વિદ્યા પ્રકરણથી સંબંધ ધરાવતી હતી. વિદ્યા પ્રત્યે પણ હઝરત ઉમર (રદિ.)એ ઘણું જ લક્ષ્ય આપ્યું અને દરેક

---

● તઝકિરતુલ હુફ્ફાઝ, ઝિક્રે અબૂ દરદાઅ.
◆ ઇઝાલતુલ ખિફા, ભાગ ૨, પૃષ્ઠ ૧૪.

પ્રકારની જરૂરી વ્યવસ્થાઓ કરી. એમણે દરેક શહેર અને કસ્બામાં "ઇમામ" અને "મુઅઝઝીન" (બાંગ પોકારનારા) રાખ્યા અને બયતુલ માલમાંથી તેઓના પગારો બાંધી આપ્યા. અલ્લામા ઇબ્ને જવઝી "સીરતુલ ઉમરૈન"માં લખે છે કે;

ઇન્ન ઉમરબ્નલ ખત્તાબિ વ ઉષમાનબ્ન અફ્ફાન કાન યરઝુકાનિલ મુઅઝ્ઝિનીન વલ અઇમ્મતા.

ઇમામ મુહમ્મદની "મુઅત્તા" પરથી જણાય છે કે મસ્જિદે નબવીમાં સફો સુવ્યવસ્થિત કરવા માટે ખાસ માણસો નિર્માણ હતા. હજ્જના સમયે હાજીઓને મુકામે મીનામાં અકબા નજીક પહોંચાડવા માણસો નિમાયા હતા. એમ કરવાનો હેતુ એ હતો કે ઘણાખરા માણસો અજાણતાના લીધે અકબાની આ તરફ થંભી જતા હતા અને ત્યાં થોભવું એ હજ્જની ક્રિયાઓમાં ન હતું.

હઝરત ઉમર (રદિ.)એ પોતાની ખિલાફતના સમયમાં લાગલગાટ દસ હજ કરી તેથી હાજીઓના અગ્રેસર પોતે બનતા હતા અને હાજીઓની દેખરેખની સેવા પોતે કરતા હતા.

**મસ્જિદોની બંધામણી :-**

હઝરત ઉમર (રદિ.)એ સર્વે જીતાયેલા દેશોમાં ઘણી મસ્જિદો બંધાવી.◆ એમણે કૂફાના ગવર્નર અબૂ મૂસા અશઅરીને બસરામાં એક જામેઅ મસ્જિદ અને બાકી દરેક કબીલા માટે જુદી જુદી મસ્જિદો બંધાવવા લખ્યું. એમણે સા'દ ઇબ્ને અબી વક્કાસ અને અમ્ર ઇબ્ને આસને પણ એ જ પ્રકારના ફરમાનો મોકલ્યા. સિરીયાના સર્વે અધિકારીઓ પર પ્રત્યેક શહેરમાં એક એક મસ્જિદ બંધાવવા એમણે ફરમાનો મોકલ્યા.* એ કારણે આજે પણ એ મસ્જિદો "જવામેઅ ઉમરી"ના નામે મશહુર છે, જો કે હવે એની અસલી ઇમારતો બાકી રહી નથી.★ એક "જામિઅ ઉમરી" કે જે બૈરૂતમાં છે◆ તેમાં નમાઝ અદા કરવાનું માન લેખકને પણ પ્રાપ્ત થયું છે. મુહદ્દિષ જમાલુદ્દીને "રવઝતુલ અહબાબ"માં લખ્યું છે કે, "હઝરત ઉમરના સમયમાં ચાર હજાર મસ્જિદો બંધાઇ હતી." એ ખાસ ગણતરી જો કે ચોક્કસ ન હશે, પરંતુ એમાં કશો શક નથી કે ફારૂકી મસ્જિદોની સંખ્યા હજારોથી ઓછી ન હતી.

**હરમની ઇમારત લંબાઇ :-**

પવિત્ર "હરમ"ની ઇમારતને વધારવામાં આવી અને તેની શોભા અને સૌંદર્યતા

◆ "મુઅત્તા" ઇમામ માલિક રચિત, પૃષ્ઠ ૧૪૦.

* "મુઅત્તા-ઇમામ મુહમ્મદ" પૃષ્ઠ ૨૮૬.

★ "મુઅત્તા" ઇમામ મુહમ્મદ પૃષ્ઠ ૨૨૯.

◆ તારીખે મકરેઝી, ભાગ ૨, પૃષ્ઠ ૨૪૬.

તરફ લક્ષ્ય આપવામાં આવ્યું. એની વિગત એમ છે કે ઈસ્લામની દિન-પ્રતિદિન થતી જતી પ્રગતિને ધ્યાનમાં લેતા પવિત્ર હરમની ઈમારત પૂરતી ન હતી. એથી સને ૧૭ હિજરીમાં આસપાસના મકાનો ખરીદી લઇ તોડી પાડવામાં આવ્યા અને તેમની જમીનો "હરમ"ના વંડામાં શામેલ કરી દીધી. તે સમયે હરમની આસપાસ કોઇ ભીંત ન હતી, તેથી એની હદ સાધારણ ઘરોથી શ્રેષ્ઠ ન હતી. હઝરત ઉમર (રદિ.)એ હદની ભીંત ચણાવી લીધી અને તે પર રાત્રે દિવા સળગાવવાની ગોઠવણ કરી. કા'બા પર જો કે હંમેશાથી ગિલાફ ચઢાવવામાં આવતો અને એ પ્રમાણે અજ્ઞાનતા દશામાં એ ચામડાનો ગિલાફ ચઢાવવામાં આવતો હતો, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ 'કબાતી'નું બનાવ્યું કે જે અતિ ઉચ્ચ પ્રકારનું કાપડ હોય છે* અને તે મિસરમાં વણાય છે. હરમની સીમા (જે કોઈ બાજુએ ત્રણ માઈલ અને કોઇ તરફ સાત અને નવ માઇલ છે.) સંબંધી ઘણા ધાર્મિક નિયમો છે, તેથી દરેક બાજુએ પથ્થરો લગાડવામાં આવ્યા કે જે "અનસાબે હરમ" કહેવાય છે. હઝરત ઉમર (રદિ.)એ એથી ઘણી જ કાળજી અને સંભાળપૂર્વક સને ૧૭ હિજરીમાં એનો જીર્ણોદ્ધાર કર્યો. અસ્હાબોમાંથી જે લોકો હરમની સીમાના પૂરા જાણકાર હતા કિંતુ મખરમા ઇબ્ને નૌફલ, અઝહર ઇબ્ને અબ્દે ઔફ, હુવયતિબ ઇબ્ને અબ્દુલ ઉઝઝા, સઈદ ઈબ્ને યરબૂ એ કાર્ય માટે નિમાયા અને ઘણી જ તપાસ પછી પથ્થરો લગાડવામાં આવ્યા.

મસ્જિદે નબવીને પણ ઘણી વધારી અને સુશોભિત બનાવી. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જે ઈમારત બાંધવામાં આવી હતી તે તેમના સમય માટે પૂરતી હતી, પરંતુ મદીનાની વસતી દિવસે દિવસે વધતી જતી હતી અને તેથી નમાઝીઓની સંખ્યા વધતી જતી હતી. સને ૧૭ હિજરીમાં હઝરત ઉમર (રદિ.)એ એને વધારવાની ઇચ્છા કરી. આસપાસના સર્વે મકાનો એમણે નાણાં આપી વેચાતા લઇ લીધા, પરંતુ હઝરત અબ્બાસ (રદિ.)એ પોતાનું મકાન વેચવાની ના પાડી. હઝરત ઉમર (રદિ.) પૂરતો અવેજ આપવા માંગતા હતા, પરંતુ હઝરત અબ્બાસ કોઇ પણ રીતે રાજી થતા ન હતા. અંતે મુકર્દમો ઉબય ઇબ્ને કા'બ પાસે ગયો. એમણે એવો ચુકાદો આપ્યો કે હઝરત ઉમર (રદિ.)ને બળજબરીથી એ મકાન ખરીદવાનો કોઇ અધિકાર નથી.

હઝરત અબ્બાસ (રદિ.) બોલ્યા, "હવે હું વિના મૂલ્યે એ ઘર સામાન્ય મુસલમાનો માટે આપું છું."

સારાંશ કે "અઝવાજે મુતહ્હરાત"ના ઘરોને મુકી જેટલી ઈમારતો હતી તે બધી તોડી પાડી મસ્જિદને વધારવામાં આવી. પહેલાં ૧૦૦ ગજની લંબાઇ હતી, એમણે ૧૪૦ ગજની લંબાઇ કરી દીધી. એ જ પ્રમાણે પહોળાઇમાં પણ ૨૦ ગજની વૃદ્ધિ કરવામાં

* "ફુતૂહુલ બુલદાન" પૃષ્ઠ ૭૪.

આવી, પરંતુ ઇમારતમાં કંઇક શોભા કરવામાં ન આવી. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જેવા લાકડાના સ્તંભો હતા તેવા જ લાકડાના ત્યારે પણ રાખવામાં આવ્યા. હઝરત ઉમર (રદિ.)એ મસ્જિદના જીર્ણોદ્ધારની સાથે એક ખૂણામાં એક ચબૂતરો બનાવ્યો અને લોકોને કહ્યું કે, "જેને વાતચીત કરવી હોય કે કાવ્ય સંભળાવવું હોય તેના માટે આ જગ્યા છે." હઝરત ઉમર (રદિ.)ના પૂર્વે મસ્જિદમાં દિવાબત્તીની કંઇક સગવડ ન હતી. એનો પ્રારંભ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જ થયો, કિંવા એમની આજ્ઞા લઇ તમીમ દારીએ મસ્જિદમાં દિવા બાળ્યા. હઝરત ઉમર (રદિ.)એ મસ્જિદમાં ખુશ્બુ અને સુગંધ બાળવાની વ્યવસ્થા કરી. એનો આરંભ એ પ્રમાણે થયો કે એક વેળા ગનીમતના માલમાં એક અગરનો ભારો આવ્યો, તેથી એને બાંગીને હવાલે કરવામાં આવ્યો. તે હંમેશા અંગેઠીમાં અગરને બાળી નમાઝીઓની આગળ ફેરવતો હતો અને તેમના કપડાં સુગંધીદાર બનાવતો હતો.* જમીનના પાથરણાની વ્યવસ્થા પણ હઝરત ઉમર (રદિ.)એ જ પ્રથમ કરી, પરંતુ એ પાથરણું કોઇ સુશોભિત ગાલીચા કે શેતરંજીનું ન હતું, બલકે ઇસ્લામની સાદાઇ અત્રે પણ કાયમ રાખી હતી. સાદડીનું પાથરણું હતું અને એ સાદડીને લોકોના કપડામાં ધૂળ–કચરો ન લાગે તે માટે પાથરવામાં આવતી હતી.

* "મુઆસતુલ વફા" પૃષ્ઠ ૧૦૪.

# પ્રકરણ ૪૧

## વિવિધ વ્યવસ્થા

રાજય વહીવટ સંબંધી વ્યવસ્થાના મોટા મોટા ખાતાઓનું વૃત્તાંત ઉપર આવી ગયું છે, પરંતુ એ સિવાય ઘણા પેટા ખાતાઓ છે કે જેમના જુદા જુદા મથાળા બાંધી શકતા નથી તેથી તેમને એક સ્થળે આલેખવા વધુ સ્થાને ગણાશે. તેઓમાંથી એક દફતર અને પત્રકોની રચના અને એની અગત્યાર્થે સન અને વર્ષની સ્થાપના કરવી તે છે. હઝરત ઉમર (રદિ.)ના પૂર્વે એ વસ્તુઓ અસ્તિત્વમાં ન હતી. સામાન્ય બનાવો યાદ રાખવા અર્થે અજ્ઞાનતાના સમયમાં કેટલીક બનેલી ઘટનાઓ પરથી સનની ગણતરી કરતા હતા. ઉદાહરણરૂપે એક સમય સુધી કઅબ ઈબ્ને લુવયની વફાતથી સનની ગણતરી થતી હતી. ફરી ''આમુલ ફીલ''નો સન ગણાતો હતો; કિંતુ જે વરસે અબરહતુલ અશરમે કા'બા ઉપર હુમલો કર્યો હતો, એ પછી ''આમુલ ફિજાર'' અને ફરી બીજા વિવિધ સનો સ્થાપિત થયા. હઝરત ઉમર (રદિ.)એ એક જુદા જ સનની સ્થાપના કરી કે જે આજ દિન સુધી ચાલુ છે. એનો પ્રારંભ એમ થયો કે સને ૨૧ હિજરીમાં હઝરત ઉમર (રદિ.) સમક્ષ એક હુંડી ધરવામાં આવી કે જે પર ફક્ત ''શા'બાન'' શબ્દ લખ્યો હતો. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : ''એ કેવી રીતે જાણી શકાય કે ગયા શા'બાનનો મહિનો કે ચાલુ શા'બાનનો ?'' હઝરત ઉમર (રદિ.)એ તે જ ઘડીએ કાઉન્સિલની સભા બોલાવી. સર્વે મહાન સહાબીઓ ભેગા મળ્યા અને એ પ્રશ્નને સભા સમક્ષ મુકવામાં આવ્યો. ઘણાઓએ ઈરાનીઓનું અનુકરણ કરવા સલાહ આપી, એથી હોર્મઝાન જે ખુઝીસ્તાનનો હાકેમ હતો અને મુસલમાન થઈ મદીના મુનવ્વરહમાં રહેતો હતો તેને બોલાવવામાં આવ્યો. તેણે કહ્યું કે, અમારે ત્યાં જે ગણતરી છે તેને ''માહરોઝ'' કહેવામાં આવે છે અને એમાં મહિના અને તારીખ બંનેનું વર્ણન હોય છે. એના પછી સનની શરૂઆત વિશે ચર્ચા ઉપસ્થિત થઈ. હઝરત અલી (રદિ.)એ નબવી હિજરતનો અભિપ્રાય દર્શાવ્યો અને એ જ મતથી સર્વે મળતા થયા. રસૂલુલ્લાહ (સલ.)એ રબીઉલ અવ્વલમાં હિજરત કરી હતી. વર્ષના બે મહિના અને ૮ દિવસ પસાર થઈ ગયા હતા. એ બિનાની રૂએ રબીઉલ અવ્વલથી સન શરૂ ગણાવો જોઈએ, પરંતુ અરબસ્તાનમાં મુહર્રમ માસથી નુતન વર્ષ શરૂ થાય છે તેથી બે મહિના અને ૮ દિવસ પાછળ હઠી વર્ષના પ્રારંભથી સનની સ્થાપના થઈ.*

અરબસ્તાનમાં પુરાતન કાળથી લખવાનો એકંદરે રિવાજ હતો, એથી જયારે

* ''મકરેઝી'' ભાગ ૧, પૃષ્ઠ ૨૮૪.



ઈસ્લામનો સમય આવ્યો ત્યારે એક કુરૈશ કબીલામાં ફક્ત ૧૭ માણસો લખી–વાંચી જાણતા હતા, પરંતુ હિસાબ કે ગણતરીથી લોકો સામાન્ય રીતે અજ્ઞાત હતા. તે એટલે અંશે કે જયારે સને ૧૪માં ઉબલ્લા જીતાયું ત્યારે પૂરા લશ્કરમાં એકેય માણસ એવો ન હતો કે તેને હિસાબ કે ગણતરી કરતાં આવડતી હોય અને જે 'ગનીમત'ના માલને ધોરણસર વહેંચણી કરી શકતો હોય. અંતે લાચારીએ લોકોને એક ૧૪ વરસના છોકરાને કિંવા ઝયાદ ઈબ્ને અબી સુફયાનને એ કાર્ય સોંપવું પડયું અને એ સેવા માટે તેના દૈનિક બે દિરહમ લેખે પગાર નિર્માણ કર્યો.*

એક કાળે એવી દશા હતી ત્યારે હવે હઝરત ઉમર (રદિ.)ના પ્રતાપે ઘણી જ શ્રેષ્ઠ રીતે દરેક પ્રકારના વિગતવાર પત્રકો અને નકશાઓ તૈયાર કરવામાં આવ્યા.

### વિવિધ પ્રકારના રજિસ્ટરો :-

સૌથી કઠિન અને ગુંચવાડો ભરેલો હિસાબ દૈનિક પગારદારોનો હતો. એ પગારદારો "એહલે અતા" કહેવાતા હતા અને જેમાં દરેક પ્રકારના લશ્કરોનોય સમાવેશ થતો હતો. તેમની સંખ્યા લાખો ઉપરાંત હતી અને વિવિધ ટોળીઓને વિવિધ યોગ્યતા પ્રમાણે પગારો મળતા હતા. ઉદાહરણ રૂપે વીરતાના લીધે, શરાફતના લીધે, પાછલી કારકિર્દીઓના લીધે પગારો નિર્માણ હતા. એ ઉપરાંત કબીલાઓના વર્ગ પાડયા હતા, કિન્તુ પ્રત્યેક કબીલાનું જુદું રજિસ્ટર હતું અને તેમાં યે વિવિધ કારણોને લઈ ક્રમ પાડયા હતા. એ ખાતાના હિસાબ– કિતાબની સફાઈ અર્થે હઝરત ઉમર (રદિ.)એ મહાન કાબેલ માણસો નિમ્યા હતા. ઉદાહરણ રૂપે રાજધાનીમાં અકીલ ઈબ્ને અબી તાલિબ, મખરમા ઈબ્ને નૌફલ અને જુબૈર ઈબ્ને મુતઈમને, બસરામાં મુગીરા ઈબ્ને શુઅબાને અને કૂફામાં અબ્દુલ્લાહ ઈબ્ને ખલ્ફને નિમ્યા હતા.

ખિરાજ (મહેસૂલ)નું રજિસ્ટર જેમ અમે ઉપર લખી આવ્યા છીએ તેમ ફારસી, સિરીયન, કોપ્ટ ભાષામાં રાખ્યું હતું, કારણ કે અરબસ્તાનમાં એ કળા એટલી પ્રગતિએ ન પહોંચી હતી કે રજિસ્ટરને અરબી ભાષામાં ફેરવી શકાત. બયતુલ માલનો હિસાબ ઘણો જ શુદ્ધ અને વ્યવસ્થાપૂર્વક રાખવામાં આવતો હતો. ઝકાત–સદકામાં જે ઢોરો આવતા તેનો સંબંધ બયતુલ માલ સાથે હતો. એથી એના રજિસ્ટરો પણ ઘણી જ વિગત સહિત બનાવવામાં આવ્યા હતા. ઢોરોના ઘાટ, રંગ અને વય સુદ્ધાં લખવામાં આવતી હતી અને કેટલીક વેળા હઝરત ઉમર (રદિ.) પોતે પોતાના હાથે એ લખતા હતા.◆ યુદ્ધના ખરચ અને ગનીમતનો હિસાબ હંમેશા ઓફિસરોથી માંગવામાં આવતો, તેથી હઝરત ખાલિદ (રદિ.)ની બરતરફી એ જ કારણે થઈ હતી★ કે તેઓ હિસાબના

* તબરી, પૃષ્ઠ ૩૩૮૮.
◆ તબરી પૃષ્ઠ ૨૭૩૬.
★ "અસાબા ફી અહવાલુસ્સહાબા તઝકિરા ખાલિદ ઈબ્ને વલીદ.

કાગળો મોકલવાની જિમ્મેદારી લેવા ના પાડતા હતા. સને ૧૬ હિજરીમાં જલૂલાના યુદ્ધમાં થયેલા ખરચના હિસાબી કાગળો લઈ ઝયાદ ઇબ્ને અબી સુફયાન મદીને આવ્યા હતા અને હઝરત ઉમર (રદિ.)ને તે બતાવ્યા હતા.* ઝકાત અને જઝિયાની આંકણીની અગત્ય માટે દરેક સ્થળે વસતી ગણતરી કરાવી હતી અને તેના પત્રકો ઘણી જ સંભાળ–પૂર્વક જાળવી રાખવામાં આવતા. એ જ પ્રમાણે મિસર અને ઇરાકની વસતી ગણતરીનું વર્ણન મકરેઝી અને તબરીએ વિગતપૂર્વક લખ્યું છે. ખાસ ખાસ ગુણોના રૂએ નકશાઓ પણ બનાવવામાં આવ્યા હતા. ઉદાહરણ તરીકે સા'દ ઇબ્ને અબી વક્કાસ પર ફરમાન મોકલવામાં આવ્યું કે, જેટલા માણસો કુર્આન વાંચી શકે છે તેમનું લિસ્ટ તૈયાર કરો. એ જ પ્રમાણે કવિઓનું લિસ્ટ પણ માંગવામાં આવ્યું હતું, જેનું વર્ણન કોઈ બીજે સ્થળે કરવામાં આવશે.

જીતાયેલા દેશોની કોમો કે પ્રજાઓ સાથે જેટલા લેખિત કોલ–કરારો થતા હતા તેઓને ઘણી જ સંભાળ પૂર્વક એક પેટીમાં રાખી મુકવામાં આવતા હતા અને એ પેટી હઝરત ઉમર (રદિ.)ના હસ્તક રહેતી હતી. એ સ્થળે એ બતાવી આપવું આવશ્યક છે કે હમણાં સુધી હિસાબ કે નામું લખવાની રીત એ હતી કે એક લંબચોરસ કાગળ પર એ લખવામાં આવતું અને કાગળોને લપેટી રાખવામાં આવતા હતા. એ બરાબર તે પ્રમાણે રાખવામાં આવતા હતા કે જેમ આપણા દેશના શાહુકારોના નામાના ચોપડાઓ હોય છે. નામું અને રજિસ્ટરની પદ્ધતિ ખલીફા સફાહના સમયમાં એના વજીર ખાલિદ બરમકીએ કાઢી હતી.

નાણાના સિક્કા સંબંધી સામાન્ય ઇતિહાસકારોએ લખ્યું છે કે અરબસ્તાનમાં સૌથી પહેલાં જેણે સિક્કો ચાલુ કર્યો તે અબ્દુલ મુલ્ક ઇબ્ને મરવાન હતો, પરંતુ અલ્લામા મકરેઝીના લેખથી એમ સિદ્ધ થાય છે કે એના પ્રયોજક પણ હઝરત ઉમર (રદિ.) જ છે. એથી આ સ્થાને અમે મજકૂર વિદ્વાનના લખાણનો અનુવાદ કરીએ છીએ. "જ્યારે અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.) ખલીફા થયા અને ખુદાએ મિસર, સિરીયા અને ઇરાકની જીતો એમના હાથે કરાવી તો એમણે સિક્કા સંબંધી કંઇક ફેરફાર કર્યો નહિ, બલકે જે પુરાના સિક્કાઓ હતા તે જ ચાલુ રાખ્યા. સને ૧૮ હિજરીમાં જ્યારે વિવિધ સ્થળોએથી પ્રતિનિધિઓ આવ્યા ત્યારે બસરાથીયે પ્રતિનિધિઓ આવ્યા, જેમાં એક અહનફ ઇબ્ને કૈસ પણ હતા. અહનફે બસરાવાસીઓની જરૂરિયાતો અને માંગણીઓનું વર્ણન કર્યું. હઝરત ઉમર (રદિ.)એ એમની માંગણી પ્રમાણે મા'કિલ ઇબ્ને યસારને મોકલ્યા કે જેમણે બસરામાં એક નહેર ખોદાવી. એ નહેરનું નામ "નહેરે મા'કિલ" છે અને જેના સંબંધી આ વાક્ય પ્રસિદ્ધ છે. "ઇઝા જા–અ નહરૂલ્લાહે બતલા નહરૂ મા'કિલીન." હઝરત ઉમર (રદિ.)એ એ જ સમયે એવી વ્યવસ્થા કરી કે દરેક માણસ માટે એક જરીબ અનાજ

* "તબરી" પૃષ્ઠ ૨૪૬૫.

અને બે દિરહમ માસિક નિર્માણ કર્યા."

એ જ સમયે હઝરત ઉમર (રદિ.)એ પોતે દિરહમના સિક્કા પડાવી ચાલુ કર્યા કે જે નવશેરવાની સિક્કાને મળતા હતા. અલબત્ત એટલો તફાવત હતો કે હઝરત ઉમર (રદિ.)ના સિક્કાઓ પર "અલહમ્દુલિલ્લાહ" કેટલાક પર "મુહમ્મદર્રસુલુલ્લાહ" અને કેટલાક સિક્કાઓ પર "લાઇલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ" લખેલું હતું. હઝરત ઉમર (રદિ.)ના અંતિમ સમયમાં દસ દિરહમની એકત્ર રકમનું વજન છ મિષકાલની* બરાબર થતું હતું. એ ખાસ મકરેઝીની રિવાયત છે, પરંતુ સામાન્ય રીતે એમ મનાય છે કે હઝરત ઉમર (રદિ.)એ સિક્કામાં ફેરફાર અને સુધારો કર્યો હતો. અલ્લામા માવર્દીએ "અહકામુસ્સુલતાનિયા"માં લખ્યું છે કે ઈરાનમાં ત્રણ ત્રણ પ્રકારના દિરહમો હતા. બગલી આઠ દાંગ✦નો, તબરી ચાર દાંગનો, અને મગરેબી ત્રણ દાંગનો હતો. હઝરત ઉમર (રદિ.)એ આજ્ઞા કરી કે બગલી અને તબરી વધુ ચાલે છે માટે એ બંનેને મેળવી એમનો અર્ધ ઈસ્લામી દિરહમ ઠરાવવો જોઇએ. પએથી ઈસ્લામી દિરહમ ૬ દાંગનો ઠરાવવામાં આવ્યો.

* એક મિષકાલ ૪ માશા ને ૩.૧/૨ રતી બરાબર હોય છે.

✦ એક દાંગ = ૬ રતી.

# પ્રકરણ ૪૨

## ઝિમ્મી પ્રજા*ના હક

હઝરત ઉમર (રદિ.)એ ઝિમ્મી પ્રજાઓને જે હકો અર્પણ કર્યા હતા તેની સ્પર્ધા તે સમયના બીજા રાજયો સાથે કરવામાં આવે તો કોઇ પણ રીતે મળતાપણું મળી આવશે નહિ. હઝરત ઉમર (રદિ.)ના પાડોશમાં જે રાજયો હતા તે રોમન અને ઈરાની રાજયો હતા. એ બંને રાજયોમાં ગેર કૌમોના હકો ગુલામો કરતાંયે વધુ ખરાબ હતા. સિરીયાના ખ્રિસ્તીઓ જો કે રોમનોના સ્વધર્મી હતા, છતાંયે તેમને પોતાના કબજાની જમીનો પર કોઇ પ્રકારનો માલિકીપણાનો હક ન હતો, બલકે તેમને પોતાને જ એક પ્રકારની મિલકત ગણવામાં આવતા હતા, કારણ કે જમીનની બદલીની સાથે તેઓને પણ લેનાર ધણીના નામે ચઢાવી દેવામાં આવતા હતા અને વેચનાર ધણી જે તેમના પર અધિકાર ભોગવતો હતો તે જ અધિકારો લેનાર ધણીને મળતા હતા. યહૂદીઓની હાલત તો એથીયે વધુ ખરાબ હતી. તેઓ એવી દશામાં હતા કે તેઓ રૈયત કહાવવાને ય પાત્ર રહ્યા નહોતા, કારણ કે રૈયત તો ઘણા હક ધરાવે છે અને યહૂદી પ્રજા તો હકના નામથી અજાણ હતી. ઈરાનમાં જે પારસીઓ હતા તેઓની સ્થિતિ એથીયે વધુ દયાજનક હતી.

હઝરત ઉમર (રદિ.)એ જયારે એ દેશોને જીત્યા ત્યારે એકાએક એ સ્થિતિ ફેરવાઇ ગઇ. જે હકો પરધર્મીઓને આપવામાં આવ્યા તે જોતાં તેઓ જાણે રૈયત ન રહ્યા હતા, બલકે અરસપરસ કોલકરારો કરનારા બે સમોવડીયામાં જે સંબંધ હોય છે તેવો બંનેમાં સંબંધ રહ્યો હતો. વિવિધ દેશોની જીતો સમયે જે કરારો લખવામાં આવ્યા તેને અમે આ સ્થળે મૂળ રૂપે નકલ કરીએ છીએ કે જેથી એ દાવાને પુરાવો મળશે અને સાથે જ એ બાબતોને સરખાવવાનો પ્રસંગ મળશે કે યુરોપે પોતાના સુધારાનો દાવો કરવા સાથે એ પ્રકારના હકો કદી ગેરકૌમને આપ્યા નથી. એ યાદ રાખવું જોઇએ કે ઇતિહાસોમાં જે કરારો આપવામાં આવ્યા છે તેમાં કેટલાક સવિસ્તર અને બાકીના સંક્ષિપ્ત છે; કારણ કે વિગત પૂર્વક શરતોનું વારંવાર પુનરાવર્તન કરવું તે લંબાણ આપવાનું કારણ રૂપ હતું; તેથી ઘણાખરા કરારોમાં કોઇ વિગતપૂર્વક કરારનો હવાલો આપવામાં આવ્યો છે. બયતુલ મુકદ્દસનો કરાર જે હઝરત ઉમર (રદિ.)ની પોતાની હાજરીમાં અને એમના જ શબ્દોમાં લખાયો હતો, તે નીચે પ્રમાણે છે :–

* "ઝિમ્મી પ્રજા તે હતી કે જેઓ મુસલમાન ન હોતી, પરંતુ ઇસ્લામી રાજયમાં વસતી હતી.

હાઝા માઓ'તા અબ્દુલ્લાહિ ઉમરૂ અમીરુલ મુઅમિનીના અહલા ઈલય્યા મિમ અમાનિ અ'તાહુમ અમાનન લિ અનફુસિહિમ, વ અમવાલિહિમ વ લિ કનાઈસિહિમ વ સુલબાનિહિમ વ સકી મિહા વ બરીંહા વ સાએરી મિલ્લતિહા ઈન્નહુ લા યુસ્કનુ કનાઈસુહુમ વલા તુહદમુ વલા યુન તક્કુ મિન્હા વલા મિન ખયરિહા વલા મિન સુલબિહિમ વલા મિન શય્યિન મિન અમવાલિહિમ વલા યુકરહૂના અલા દીનિહિમ વલા યુસ્કુન બિ ઈલય્યા માઅહુમ અહદુન મિનલ યહૂદે વઅલા અહલિ ઈલ્યા અંય યઅતુલ જિઝયતા કમા યુઅતી અહલુલ મદાયેને વ અલયહિમ અંય્યુખરિજૂ મિન્હર્રૂમા વસ્સવતા ફમન ખરજા મિન્હુમ ફહુવા આમીનુન વ અલયહી મિસ્લુ અહલિલ ઈલ્યાએ મિનલ જીઝિયતિ વમન અહબ્બા મિન અહલિ ઈલ્યા અન યુસિરા બિનફસિહી વ માલિહી મઅર્રૂમિ વ યુખલ્લિયા બિયાઆહુમ વસુલ્બહુમ હત્તા યબલુગૂ માઅ મિનહુમ વ અલા માફી હાઝલ કિતાબે અહદુલ્લાહે વઝિમ્મતુ રસૂલિહી વઝિમ્મતુલ ખુલ્ફાએ વઝિમ્મતુલ મુ'મિનીના ઈઝાઆ'ત લ્લઝી અલયહીમ મિનલ જિઝિયતિ શહિદા અલા ઝાલિક ખાલિદુબ્નુલ વલીદિ વ અમરૂબ્નુલ આસિ, વ અબ્દુર્રહમાનિબ્નુલ વલીદિ વ અમરૂબ્નુલ આસિ, વ અબ્દુર્રહમાનિબ્નુ અવફિન વ મુઆવિયતુબ્નુ અબી સુફયાન વ કુતેબા વ હુદેરા* સને હિજરી ૧૫.

એ તે રક્ષા છે કે જે ખુદાના ગુલામ અમીરુલ મુઅમિનીન ઉમર (રદિ.)એ ઈલ્યાના લોકોને આપી. એ રક્ષા તેમના જાન, માલ, ચર્ચો, ક્રોસ, તંદુરસ્ત, માંદા અને તેમના સર્વે ધર્મવાળાઓ માટે છે. એ રક્ષા એ પ્રકારની છે કે ન તો તેમના ચર્ચોમાં વાસ કરવામાં આવશે ન તેમને તોડી પાડવામાં આવશે તેમજ તેમને અને તેમના હદબંધીને હાની પહોંચાડવામાં આવશે નહિ. તેમજ તેમના ક્રોસો અને તેમના માલમાં કંઈક ઘટાડો કરવામાં આવશે નહિ. ધર્મ સંબંધી તેમના પર બળજબરી કરવામાં આવશે નહિ અને તેમનામાંથી કોઈને કંઈક નુકસાન પહોંચાડવામાં આવશે નહિ. ઈલ્યામાં તેમની સાથે યહૂદીઓ રહેવા પામશે નહિ. ઈલ્યાવાળાઓની ફરજ છે કે તેઓ બીજા શહેરોની જેમ જઝિયા આપે અને ગ્રીકોને કાઢી મુકે અને ગ્રીકોમાંથી જે શહેરથી નીકળશે તો તે રક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેના જાનમાલની રક્ષા કરવામાં આવશે અને જે ઈલ્યામાં જ વાસ કરી રહે તેને પણ રક્ષણ આપવામાં આવશે અને તેને જઝિયાવેરો આપવો પડશે અને ઈલ્યાવાસીઓમાંથી જે માણસ પોતાના જાન–માલ લઈ ગ્રીકો સાથે ચાલ્યા જવા ઈચ્છા રાખે તો તે રક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેમના ચર્ચોની, તેમના ક્રોસોની અને તેમની રક્ષા કરવામાં આવશે અને જે કંઈક આ લખાણમાં છે તે પર ખુદાની, ખુદાના રસૂલની, ખલીફાઓની અને મુસલમાનોની બાંહેધરી છે, પરંતુ એ શરતે કે એ લોકો ઠરાવેલ જઝિયા વેરો ભરતા રહે. એ લેખ પર ખાલિદ ઈબ્ને વલીદ, અમ્ર ઈબ્ને આસ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને મઆવિયા ઈબ્ને અબી સુફયાનની સાક્ષીઓ છે અને એ

* જુઓ, "તારીખે અબૂ જાફર તબરી" બયતુલ મુકદ્દસની જીત.

સને ૧૫ હિજરીમાં લખવામાં આવ્યો.

એ ફરમાનમાં સ્પષ્ટ રીતે ખુલાસો કરવામાં આવ્યો છે કે ખ્રિસ્તીઓના જાન-માલ અને ધર્મ દરેક રીતે રક્ષિત રહેશે અને એ સ્પષ્ટ છે કે કોઇ પ્રજાને જેટલાયે હકો મળી શકે છે તે એ ત્રણ વસ્તુઓથી સંબંધ ધરાવે છે. ખ્રિસ્તી દેવળો (ચર્ચો) સંબંધી એવી વિગત છે કે તેઓને તોડવામાં ન આવશે, ન તો તેમની ઇમારતને કંઇક નુકસાન પહોંચાડવામાં આવશે કે ન તેમની હદબંધીઓને કંઇ નુકસાન પહોંચાડવામાં આવશે. ધાર્મિક સ્વતંત્રતા સંબંધી બે વાર ખુલાસો કર્યો છે કે, "લા યુકરહુન અલા દીનિહિમ." ખ્રિસ્તીઓના વિચાર પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ને ક્રોસ પર ચઢાવી કતલ કર્યા હતા અને એ બનાવ ખાસ બયતુલ મુકદસમાં બન્યો હતો તેથી ખ્રિસ્તીઓના લીધે એ શરત મંજુર રાખવામાં આવી કે યહૂદીઓ બયતુલ મુકદસમાં રહેવા પામશે નહિ.* ગ્રીકો જો કે મુસલમાનોથી લડતા હતા અને ખરું જોતાં મુસલમાનોના મૂળ શત્રુ તેઓ જ હતા, છતાંયે તેમના માટે એ છૂટ રાખવામાં આવી હતી કે તેઓ બયતુલ મુકદસમાં રહેવા ચાહે તો તેઓ રહી શકે છે અને નીકળી જવા ચાહે તો નીકળી જઇ શકે છે. બંને રીતે તેમને રક્ષણ આપવામાં આવશે અને તેમના ચર્ચો અને તેમની પૂજ્ય વસ્તુઓને કંઇ નુકસાન પહોંચાડવામાં આવશે નહિ. સૌથી મોટી વાત તો એ છે કે, બયતુલ મુકદસના ખ્રિસ્તીઓ જો ચાહે તો વતન છોડી રોમનોથી મળી જાય તો તે માટેય તેમને કોઇ અટકાવ કરનાર ન હતો, બલકે બયતુલ મુકદસમાં આવેલા એમના ચર્ચો વગેરે રક્ષિત રાખવામાં આવશે.

શું કોઇ પ્રજા જીતાયેલા દેશો સાથે આથી શ્રેષ્ઠ વર્તણૂક આદરી શકે છે ? સૌથી શ્રેષ્ઠ બાબત તો એ છે કે ઝિમ્મીઓના જાન માલને મુસલમાનોના જાન માલ બરાબર ઠેરવવામાં આવ્યા હતા. કોઇ મુસલમાન જો ઝિમ્મીને મારી નાખતો હતો તો હઝરત ઉમર (રદિ.) તરત તેના બદલામાં મુસલમાનને કતલ કરાવતા હતા. ઇમામ શાફિઇએ રિવાયત કરી છે કે કબીલા બકર ઇબ્ને વાઇલના એક માણસે હીરાના એક ખ્રિસ્તીને મારી નાંખ્યો. હઝરત ઉમર (રદિ.)એ લખી મોકલ્યું કે, "ખૂનીને મરનારના વારસોને સોંપી દો." એથી ખૂનીને મરનારના હુનૈન નામક વારસને સોંપી દીધો અને એ વારસે તેને કતલ કરી નાંખ્યો. માલ અને મિલકતને લગતા તેમના હક્કોનું રક્ષણ એથી વધુ શું થઇ શકે છે કે જેટલીયે જમીનો એમના કબજામાં હતી તેમને તે જ ધોરણ પર તેમના કબજામાં રહેવા દીધી કે જે ધોરણે દેશ જીતાયા અગાઉ તેમના કબજામાં હતી. વળી, એ ઉપરાંત મુસલમાનોને એમની જમીનોને ખરીદવાનું પણ ગેરકાયદેસરનું ઠરાવ્યું, જેની સવિસ્તર વિગત અમે મહેસૂલ ખાતાના પ્રકરણમાં લખી આવ્યા છીએ.

જે મહેસૂલ ઠરાવવામાં આવ્યું તે ઘણું જ નરમ અને હલકું હતું. એ છતાંયે હઝરત ઉમર (રદિ.) એનીય ચિંતા રાખતા કે તેમના પર કંઇક સખતી તો કરવામાં આવી નથી.

* અદિરાયહ ફી તખરીજિલ હુદાયા દિલ્હીમાં છપાયેલ, પૃષ્ઠ ૩૬૦.



એથી મરતાં મરતાંયે એ ચિંતા ન છૂટી. દરેક વર્ષે એ કાયદો હતો કે જ્યારે ઇરાકનું મહેસૂલ આવતું હતું ત્યારે દસ માણસ કૂફાથી અને ૧૦ માણસ બસરાથી બોલાવવામાં આવતા હતા અને હઝરત ઉમર (રદિ.) ચાર વાર ભારપૂર્વક સોગંદ આપતા કે મહેસૂલ વસૂલ કરવામાં કંઈક સખતી તો કરવામાં નથી આવી ?◆ વફાતના બે દિવસ અગાઉની ઘટના છે કે એક મહેસૂલના અમલદારને બોલાવી જમા બંધીની આકારણીને લગતી તેમના સાથે વાતચીત કરી અને વારંવાર પૂછતા રહ્યા કે મહેસૂલ ભારે તો ઠરાવ્યું નથી.* એક મહાન હક જે રૈયતને મળી શકે છે તે એ છે કે તેમને મુલકી વ્યવસ્થાના કારભારમાં તેમનો ભાગ હોવો જોઈએ. હઝરત ઉમર (રદિ.) હંમેશા ઝિમ્મીઓ સાથે સંબંધ ધરાવતી વ્યવસ્થાઓ તેમના મશવેરા અને અભિપ્રાય વિના કરતા ન હતા. ઇરાકની જમાબંધી કરવાનો સમય આવ્યો ત્યારે ઇરાની જાગીરદારોને મદીનામાં બોલાવી મહેસૂલની હકીકત પૂછી. મિસરમાં જે જે વ્યવસ્થા કરવામાં આવી તેમાં ઘણી વાર મકવકિસનો અભિપ્રાય લીધો.◆ જાન–માલ અને મિલકતને લગતા જે હકો ઝિમ્મીઓને આપવામાં આવ્યા હતા તે ફક્ત મોઢેના ન હોતા, બલકે ઘણી જ નિયમિત રીતે તેઓનું પાલન થતું હતું. સિરીયાના એક ખેડૂતે તેની ખેતી લશ્કરે બરબાદ કર્યાની ફરિયાદ કરી ત્યારે હઝરત ઉમર (રદિ.)એ દસ હજાર દિરહમ તેને એના અવેજમાં અપાવ્યા. તેઓ પોતે લોકોને રૂબરૂ વારંવાર ભારપૂર્વક એની સૂચના કરતા હતા.

કાઝી અબૂ યૂસુફે "કિતાબુલ ખિરાજ"માં જઝિયાના પ્રકરણમાં લખ્યું છે કે હઝરત ઉમર (રદિ.) જ્યારે સિરીયાથી પાછા આવી રહ્યા હતા ત્યારે કેટલાક માણસોને જોયા કે તેઓને તડકામાં ઊભા રાખ્યા હતા અને તેમના માથા પર તેલ રેડાતું હતું. લોકોને પૂછ્યું કે શી બાબત છે ? લોકોએ કહ્યું કે, એ લોકોએ જઝિયાવેરો ભર્યો નથી. તેથી તેમને શિક્ષા કરવામાં આવે છે. હઝરત ઉમર (રદિ.)એ પૂછ્યું કે, અંતે એ લોકો શું બહાનું બતાવે છે ? લોકો બોલ્યા કે, "નાદારી."

આથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "એમને છોડી દો, એમને કષ્ટ ન આપો. મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, "લા તુઅઝઝિબિન્નાસ ફઈન્નલ્લઝીન યુઅઝિઝબૂનન્નાસ ફીદુન્યા યુઅઝ્ઝિબુહુમુલ્લાહુ યવ્મલ કિયામતિ." અર્થાત્ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, "લોકોને કષ્ટ ન આપો, જે લોકો દુનિયામાં લોકોને દુઃખ દે છે તેઓને ખુદા કિયામતમાં દુઃખમાં નાખશે."*

હઝરત અબૂ ઉબયદા પર સિરીયાની જીત પછી જે ફરમાન લખ્યું તેમાં નીચેના શબ્દો

---

◆ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૬૫.
* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૨૧.
◆ મકરેઝી, ભાગ ૧, પૃષ્ઠ ૭૪.
* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૮૨.



હતા :

**વમનઉલ મુસ્લિમીન મિન ઝુલ્મિહિમ વલ ઈહઝારિ બિહિમ વ અકલિ અમવાલિહિમ ઈલ્લા બિહિલ્લિહા વવફિફલહુમ બિ બિશરતિહિમ અલ્લઝી શરત્તાલહુમ ફી જમીઈ મા આતયતહુમ.**

મુસલમાનોને ના કહો કે તેઓ ઝિમ્મીઓ પર ઝુલ્મ ન કરવા પામે કે ન તેમને નુકસાન પહોંચાડે; ન તેમના માલ વગર કારણે ખાવા પામે, જેટલીય શરતો તમે એમનાથી કરી છે તેમને પૂરી કરો.

હઝરત ઉમર (રદિ.)એ વફાત સમયે ખલીફા થનાર માણસ માટે એક સવિસ્તર વસિય્યત કરી હતી. એ વસિય્યતનામાને ઈમામ બુખારી, અબૂબક્ર, બયહકી, જાહઝ અને ઘણા ખરા ઈતિહાસકારોએ નકલ કર્યું છે. એના અંતિમ શબ્દો નીચે પ્રમાણે છે :

**વ ઉસીહિ બિઝિમ્મતિલ્લાહ વઝિમ્મતિ રસૂલિહી, અંય્યુવફિફય લહુમ બિઅહદિહિમ વ અંય્યુકાતિલ મિન વરાઈહિમ વ અંલ્લા યુકલ્લફૂ ફવક તાકતિહિમ.***

હું તે લોકોના હકમાં વસિય્યત કરું છું કે જેમને ખુદા અને રસૂલ (સલ.)ની બાંહેધરી અપાઈ છે. (અર્થાત ઝિમ્મી) કે તેમનાથી જે કરારો કર્યા હોય તે પૂરા કરજો. તેમના પક્ષમાં રહી લડજો અને તેમને ગજા ઉપરાંત કષ્ટ આપશો નહિ.

એથી વધુ શું હોય શકે છે કે હઝરત ઉમર (રદિ.) મરતાં સુધી એ "ઝિમ્મીઓ"ને ન ભૂલ્યા ? ગરફા નામક એક સહાબી હતા. એમના સામે એક ખ્રિસ્તીએ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ને ગાળો આપી. ગરફાએ એના મોઢા પર પથ્થર ફેંકી માર્યો. ખ્રિસ્તી અમ્ર ઈબ્ને આસ પાસે ફરિયાદ લઈ ગયો. અમ્ર ઈબ્ને આસે ગરફાને બોલાવી એ માટે જવાબ માંગ્યો. ગરફાએ સર્વે ઘટનાનું વર્ણન કર્યું. અમ્ર ઈબ્ને આસે કહ્યું, "ઝિમ્મીઓ સાથે તેમના રક્ષણનો કરાર થઈ ચૂક્યો છે."

ગરફાએ કહ્યું કે "નઉઝુ બિલ્લાહ ! એ લોકોને કદીયે એવી છૂટ આપી નથી કે તેઓ રસૂલુલ્લાહ (સલ.)ને છડેચોક ગાળો આપે. એમની સાથે એવો કરાર થયો છે કે તેઓ પોતાના ચર્ચોમાં જે કંઈક ચાહે તે કરી શકે છે; જો તેમના પર કોઈ શત્રુ ચઢી આવે તો આપણે તેમના તરફથી ઢાલ બની લડીએ અને તેમના પર કોઈ એવો બોજ નાખવામાં ન આવે કે જેને તેઓ સહન કરી શકે નહિ."

અમ્ર ઈબ્ને આસ બોલ્યા : "હા, એ સત્ય છે."✦

---

* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૮૨.

✦ "અસદુલ ગાબા" તઝકિરા-ગરફા.



એ ઘટનાથી એટલું જાણી શકાય છે કે ઝિમ્મીઓના હકોના રક્ષણ માટે કેટલી ચિંતા રાખવામાં આવતી હતી.

ધાર્મિક બાબતોમાં ઝિમ્મીઓને પૂરેપૂરી છૂટ હતી. તેઓ દરેક પ્રકારના ધાર્મિક રિવાજો અદા કરતા હતા, શંખ વગાડતા હતા, ક્રોસો કાઢતા હતા. દરેક પ્રકારના મેળા ભરતા હતા. એમના ધાર્મિક આગેવાનોને જે ધાર્મિક અધિકારો હતા, તેમને તદ્દન કાયમ રાખવામાં આવ્યા હતા. મિસરમાં એલેકઝાન્ડ્રિયાના પેટ્રિઆર્ક (Patriarch) બન્યામીન તેર વરસ સુધી રોમનોના ડરથી આમતેમ નાસતો ફર્યો; અમ્ર ઈબ્ને આસે જયારે મિસર જીત્યું ત્યારે સને ૨૦ હિજરીમાં એને રક્ષણનો લેખિત ખત લખી મોકલાવ્યો. તેથી એ ઘણો જ ઋણી બની આવ્યો અને પેટ્રિઆર્કની ખુરસી પાછી એને મળી. અલ્લામા મકરેઝીએ પોતાના પુસ્તકના પહેલા ભાગના પૃષ્ઠ ૪૯૨માં એ બનાવની પૂરી વિગત લખી છે અને કરારોમાં બીજી બાબતોની સાથે ધાર્મિક 'સ્વતંત્રતાના હકને ભારપૂર્વક લખવામાં આવતો હતો; આથી અમે કેટલાક કરારોના મૂળ શબ્દો આ સ્થળે ટાંકીએ છીએ. હુઝૈફા ઈબ્નુલ યમાને માહદીનારવાસીઓ સાથે જે સંધિ કરી હતી તેમાં નીચેના શબ્દો હતા :

**લા યુગય્યિરૂન અન મિલ્લાતિન વલા યુહાલુ બયનહુમ વ બયન શરાયીઈહિમ***

એમણે ધર્મ પરિવર્તન કરવું ન પડશે તેમજ એમની ધાર્મિક બાબતમાં કંઈક દખલગીરી કરવામાં આવશે નહિ.

જરજાનની જીત વેળા થયેલા કરારમાં નીચેના શબ્દો હતા :

**લહુમુલ યમાનુ અલા અનફુસિહિમ વ અમવાલિહિમ વ મિલિલિહિમ વ શરાયીઈહિમ વલા યુગય્યરૂ શિશયિન મિન ઝાલિક◆**

એમના જાન–માલ અને ધર્મને રક્ષણ આપવામાં આવશે અને એમાંથી કોઈ બાબતમાં ફેરફાર કરવામાં આવશે નહિ.

આઝાર બૈજાનના કરારમાં સ્પષ્ટ હતું કે :

**અલ અમાનુ અલા અનુસિહિમ વ અમવાલિમિહ વ મિલલિહિમ વ શરાઈહિમ***

જાન–માલ, ધર્મ અને ધાર્મિક કાનૂનોને રક્ષણ આપવામાં આવશે.

મૂકાનના કરારમાં નીચેના શબ્દો હતા :

---

* તબરી, પૃષ્ઠ ૨૬૨૩,

*તબરી, પૃષ્ઠ ૨૬૫.

◆ "તબરી" પૃષ્ઠ ૨૬૬૨.

**અલ અમાનુ અલા અમવાલિહિમ વ અન્ફુસિહિમ વ મિલ્લતિહિમ વશરાઈઈહિમ.**

જાન—માલ, ધર્મ અને ધાર્મિક કાનૂનોને રક્ષણ આપવામાં આવશે.

## મુસલમાનોને "ઝિમ્મીઓ" સાથે સમાન વર્તણૂક :-

હઝરત ઉમર (રદિ.) જો કે ઈસ્લામ પ્રચાર માટે મહા પ્રયાસ કરતા હતા અને ખિલાફત પદવીની રૂએ એ એમની ફરજ હતી, પરંતુ એ કાર્ય તેટલું જ કરતા કે જેટલું બોધ અને ઉપદેશ દ્વારા થઇ શકતું હતું. તેઓ એ વિચાર હંમેશા પ્રદર્શિત કરતા રહેતા હતા કે ધર્મ સ્વીકારવાની કોઈ પર ફરજ પાડી શકાતી નથી. એમનો ઈસ્તત્ક નામે એક ઈસાઈ ગુલામ હતો. એને હંમેશા ઈસ્લામ સ્વીકારવા માટે તેઓ સમજાવતા હતા, પરંતુ જ્યારે તેણે ના પાડી તો તેઓ બોલ્યા "**લા ઇકરા—હ ફીદીન.**" અર્થાત : ધર્મમાં બળજબરી નથી. વસ્તુસ્થિતિ એમ છે કે બનાવો પરથી જે સાર કાઢી શકાય છે તે એ છે કે હઝરત ઉમર (રદિ.)એ રાજકીય હકોમાં ઝિમ્મીઓ અને મુસલમાનો વચ્ચે કંઈક ભેદ રાખ્યો ન હતો. કોઈ મુસલમાન જો ઝિમ્મીને કત્લ કરતો હતો તો તેના બદલામાં તેને કત્લ કરવામાં આવતો હતો. મુસલમાન જો ઝિમ્મી સાથે સખત વાણી બોલતો તો તે શિક્ષાને પાત્ર ઠરતો હતો. ઝિમ્મીઓની પાસેથી જઝિયાવેરા અને જમીન મહેસૂલ સિવાય કોઈ પ્રકારનો વેરો લેવામાં આવતો નહિ. એના મુકાબલામાં મુસલમાનો પાસેથી 'ઝકાત' લેવામાં આવતી હતી. જેનું પ્રમાણ બંનેથી વધુ હતું. એ ઉપરાંત મુસલમાનો પાસેથી મહેસૂલ વેરો વસૂલ કરવામાં આવતો હતો. અલબત્ત, એનો દર ઝિમ્મીઓના મહેસૂલ દર કરતાં ઓછો હતો. બયતુલ માલમાંથી વૉલન્ટિયરોને જે ઘર બેઠાં પગાર મળતો હતો એમાં ઝિમ્મીઓ પણ સમાન હક ધરાવતા હતા. સૌથી શ્રેષ્ઠ બાબત એ છે (અને ખરેખર ફક્ત એ જ એક દષ્ટાંત વડે આ તકરારનો નિવેડો થઇ શકે છે) કે જે એક કાયદો એવો હતો કે જો મુસલમાન અપંગ અને વૃદ્ધ થઇ જતો અને મહેનત મજુરીથી પોતાનું ગુજરાન ચલાવી શકતો ન હતો તેને બયતુલ માલમાંથી પેન્શન બાંધી આપવામાં આવતા હતાં. એવા જ પ્રકારની, બલકે એથી વધુ ઉદાર કૃપા ઝિમ્મીઓ પ્રતિ દાખવવામાં આવતી હતી. પ્રથમ એ કાનૂન હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં ચાલુ થયો. એ માટે ખાલિદ ઈબ્ને વલીદે હીરાની જીત વેળા જે કરાર કર્યો તેમાં નીચેના શબ્દો લખ્યા હતા :

**વ જઅલતુ લહુમ અય્યુમા શયખુન દઉફા અનિલ અમલિ ઈઝા અસા બહુ આફતુનમ્મિનલ આફાતિ અવ કાના ગનીયન ફફ તકરા વ સારા અહલુદિને યતસદ્દકુના અલયહિ તુરેહત જિઝીયતુ હુવ ઈલા મિન બયતિ માલિલ મુસ્લિમીન વઈયાલુહુમ અકામા બિદારિલ હિજરતિ વ દારિલ ઈસ્લામિ ફઇન ખરજૂ ઈલા ગયરિ દારિ હિજરતિન વ દારિલ ઈસ્લામિ ફલયસ અલલ મુસ્લિમીનન્નફકતુ અલા અયાલિહિમ.**

અને મેં તેમને એ હક આપ્યો છે કે જો કોઈ વૃદ્ધ માણસ કામ કરવાથી અશક્ત થઇ



જાય અથવા તેના પર આપત્તિ આવી પડે અથવા પહેલાં ધનવાન હતો અને હવે નિર્ધન થઇ ગયો હોય તેથી તેના ધર્મવાળા તેને દાન આપવા લાગ્યા હોય, તો એવા માણસને જઝિયાની માફી અર્પવામાં આવશે અને તેને અને તેની અવલાદને મુસલમાનોના બયતુલ માલમાંથી ગુજરાન ખરચ આપવામાં આવશે, જ્યાં સુધી તે મુસલમાનોના દેશમાં રહેશે, પરંતુ જો તે બીજા દેશમાં ચાલ્યો જશે તો મુસલમાનો પર એનો ગુજરાન–ખરચ આપવો ફરજ નથી.

એ કાયદો હઝરત ઉમર (રદિ.)ના સમયમાં ચાલુ રહ્યો, બલકે હઝરત ઉમર (રદિ.)એ એને કુર્આન શરીફની આયત વડે સિદ્ધ કર્યો, કિંવા બયતુલ માલના અધિકારીને લખી મોકલ્યું કે, "કુર્આન મજીદની આયત **"ઇન્નમસ્સદકાતુ લિલ ફુકરાઈ વલ મસાકીન."** (સદકા અને ખયરાત ફકીરો અને મિસ્કીનો માટે છે.) એમાં "ફકીરોના" શબ્દથી મુસલમાન અને મિસ્કીનના શબ્દથી "અહલે કિતાબ" યહૂદી અને ખ્રિસ્તીઓ અર્થ નીકળે છે. એ બનાવની વિગત એમ છે કે એક વેળા હઝરત ઉમર (રદિ.)એ એક અતિ વૃદ્ધને ભીખ માંગતો જોઇ પૂછયું, "ભીખ કેમ માંગે છે ?" તેણે કહ્યું "મારા પર જઝિયાવેરો નાંખવામાં આવ્યો છે અને તે ભરવાની મારામાં શક્તિ નથી." હઝરત ઉમર (રદિ.) એને પોતાની સાથે ઘેર બોલાવી લાવ્યા અને કંઈક રોકડ આપી બયતુલ માલના અધિકારીને કહેવડાવી મોકલ્યું કે, એ પ્રકારના અપંગો માટે બયતુલ માલમાંથી પગારો બાંધી આપવા જોઇએ. એ પ્રસંગે તેમણે મજકુર આયતનો હવાલો આપ્યો અને એ પણ કહ્યું કે, "વલ્લાહ ! ન્યાયની વાત નથી કે એ લોકોની યુવાન અવસ્થાથી આપણે લાભ ઉઠાવીએ અને* વૃદ્ધાવસ્થામાં એમને કાઢી મુકીએ. ઝિમ્મીઓની ઇઝઝત આબરૂની. એટલી બધી કાળજી હતી કે જેટલી મુસલમાનોની ઇઝઝત– આબરૂની. એમના સંબંધી કોઇ પ્રકારનો ધિક્કારયુક્ત શબ્દ વાપરવો ઘણું જ ખરાબ ગણવામાં આવતું. ઉમૈર ઇબ્ને સા'દ જેઓ હિમ્સના ગવર્નર હતા અને પરહેઝગારી, પવિત્રતા અને સંસાર–ત્યાગમાં સર્વે ખિલાફતના અધિકારીઓમાં અનુપમ હતા. એક વેળા એમની જીભે એક ઝિમ્મી માટે આ શબ્દ નીકળી ગયો : "ખઝાલતલ્લાહ." ખુદા તને અપમાનિત કરે." આ વર્તનથી એમને એટલો બધો પસ્તાવો અને ખેદ થયો કે તેમણે હઝરત ઉમર (રદિ.)ની સેવામાં આવી નોકરીનું રાજીનામું આપી દીધું અને બોલ્યા કે, "એ નોકરીના પ્રતાપે મારાથી એ અનર્થ થયો છે.◆

એક ખાસ બાબત જે સૌથી વધુ ધ્યાનમાં લેવા યોગ્ય છે તે એ છે કે ઝિમ્મીઓએ કદી બંડ કે દ્રોહ કર્યો તોયે તેમની સાથે મહેરબાનીઓ ચાલુ જ રાખી. આજકાલ જે રાજ્યોને સુધારા અને પ્રગતિનો દાવો છે તેઓની સર્વે મહેરબાનીઓ પ્રજા સાથે ત્યાં સુધી ચાલુ

* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૭૨.
◆ જૂઓ "ઇઝાલતુલ ખિફા" પૃષ્ઠ ૨૦૩.

રહેશે કે જ્યાં સુધી એ પ્રજા વિશે કોઇ રાજકીય શંકા ઉત્પન્ન ન થવા પામે, નહિતર એ સર્વ કૃપાઓ કોપ અને રોષમાં ફેરવાઇ જાય છે અને એવું ઘાતકી અને ખૂની વેર લેવામાં આવે છે કે જંગલી પ્રજાઓ પણ એથી કંઇક વધુ કરી શકતી નથી એથી ઉલટું હઝરત ઉમર (રદિ.)ના ચરણ ન્યાયના પંથથી જરાય ખસ્યા નથી. સિરીયાની અંતિમ સિમાડા પર અરબસૂસ નામક શહેર હતું અને જેની બીજે સિમાડે એશિયા માઇનરની હદ લાગેલી હતી. જ્યારે સિરીયા જીતાયું ત્યારે એ શહેર પણ જીતાયું અને સુલેહના કરાર થઇ ગયા, છતાંયે એ સ્થળના લોકો છૂપી રીતે રોમનો સાથે કાવતરાં કરતા હતા અને એ તરફના સમાચારો તેમને પહોંચાડતા હતા. ત્યાંના હાકિમ ઉમૈર ઇબ્ને સા'દે હઝરત ઉમર (રદિ.)ને એ સમાચાર પહોંચાડયા.

હઝરત ઉમર (રદિ.)એ એ લોકોની એ નીચ દુર્ગુણ માટે જે શિક્ષા કરી તે એ હતી કે ઉમૈર ઇબ્ને સા'દને લખી મોકલ્યું કે, ''એમની જેટલીયે મિલકત, જમીન, ઢોરઢાંખર અને સરસામાન હોય તેની ગણતરી કરી એક એક વસ્તુની બેવડી કિંમત ભરપાઇ કરી તેમને કોઇ ઠેકાણે ચાલ્યા જવા કહી દો; જો એથી પણ તેઓ રાજી ન હોય તો તેમને એક વરસની મુદત આપો અને એ પછી તેમને દેશપાર કરી દો.''

એથી જ્યારે એ લોકોએ પોતાના કાવતરાંઓને ત્યાગ્યા નહિ ત્યારે અંતે આ ફરમાન પ્રમાણે અમલ કરવામાં આવ્યો.*

શું આજે કોઇ પ્રજા એવી ક્ષમા, દરગુજર અને સહિષ્ણુતાનું કોઇ દૃષ્ટાંત બતલાવી શકે છે ? ઝિમ્મીઓની સાથે જે કૃપા અને મહેરબાનીઓ કરવામાં આવી તેનો મહાન પુરાવો એ છે કે ઝિમ્મીઓએ દરેક પ્રસંગે પોતાના સ્વધર્મી રાજ્યોના મુકાબલામાં મુસલમાનોના પક્ષમાં રહ્યા. મુસલમાનોને સીધો સામાન પહોંચાડનારા ઝિમ્મીઓ જ હતા. છાવણીઓ આગળ બજાર તેઓ જ ભરતા હતા. પોતાની દેખરેખ અને નાણાં વડે સડકો અને પૂલો તેઓ જ તૈયાર કરાવતા હતા; અને સૌથી મોટું કામ તો એ હતું કે જાસૂસી અને સમાચાર પહોંચાડવાનું કામ પણ તેઓ જ કરતા હતા, કિંવા શત્રુઓના દરેક પ્રકારના ગુપ્ત ભેદો મુસલમાનોને આવી કહેતા હતા. જો કે એ શત્રુઓ એમના જ ધર્મના ઇસાઇ કે પારસી હતા. મુસલમાનોના સદ્‌વર્તણૂકે ઝિમ્મીઓના દિલોમાં જે પ્રેમ ઉત્પન્ન કર્યો હતો તેનો અંદાઝો એથી થઇ શકે છે કે યરમૂકના યુદ્ધનો મામલો ઉપસ્થિત થતી વેળા જ્યારે મુસલમાનો હિમ્સ શહેરથી નીકળ્યા ત્યારે યહૂદીઓ તૌરેત હાથમાં પકડી બોલ્યા કે ''જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી કદી રોમનો અહિંયા આવવા પામશે નહિ.'' અને ઇસાઇઓએ તો ઘણા જ નિરાશ થઇ કહ્યું, ''ખુદાના સોગંદ ! તમે રોમનો કરતાં અમને કંઇક વધુ પ્રિય છો.''

---

* ફુતૂહુલ બુલ્દાન, બલાઝરી, પૃષ્ઠ ૧૭.

### વિરોધીઓનો આક્ષેપ :-

અંતમાં અમે તે બનાવોની ખરી હકીકત બતાવી દેવા માંગીએ છીએ કે જેના વડે લોકોમાં એવો ખોટો વિચાર ઉત્પન્ન થયો છે અથવા થઇ શકે છે કે હઝરત ઉમર (રદિ.)એ બલકે ઇસ્લામે જ ઝિમ્મીઓ (ગેર મુસ્લિમ પ્રજા) સાથે અન્યાયી વર્તણૂક આદરી. એ મુદ્દાને વિરોધીઓ નીચે મુજબ વર્ણવી શકે છે કે :

"હઝરત ઉમર (રદિ.)એ ઝિમ્મીઓ અર્થે એવું ફરમાન કાઢયું હતું કે, ઘાટ અને પોશાક વગેરેમાં કોઇપણ રીતે મુસલમાનોનું અનુકરણ ન કરવું; કમરે કસ્તી બાંધવી, લાંબી ટોપી પહેરવી, ઘોડાઓ પર કાઠડી કસવી, નવા પ્રાર્થના મંદિરો ન બાંધવા, દારૂ અને સુવ્વરનું માંસ ન વેચવું, શંખ ન વગાડવું અને ક્રોસો કાઢવાં ન જોઇએ. બનૂ તગલબના ખાનદાનને જળ સંસ્કાર ક્રિયા (બેપ્ટિઝમ) કરવાની મનાઇ કરવામાં આવી હતી. એ સર્વે બાબતો ઉપરાંત હઝરત ઉમર (રદિ.)એ અરબસ્તાનના વિશાળ દેશમાં એક યહૂદી કે ખ્રિસ્તીને રહેવા ન દીધો અને મોટા મોટા પુરાતન ખાનદાનો જે સેંકડો વર્ષોથી અરબસ્તાનમાં વસતા હતા તેમને દેશપાર કર્યા."

નિઃસંદેહ ઉપરોક્ત આક્ષેપો અતિ લક્ષ્યમાં લેવા યોગ્ય છે, તેથી અમે એ આક્ષેપોના ઉત્તર આપવામાં કંઇક વિગતપૂર્વક વિવેચન કરીશું; કારણ કે લાંબા સમયના દ્વેષ અને અનુકરણે ખરી બિનાના મુખ પર પડદા નાખી દીધા છે. એ સત્ય છે કે હઝરત ઉમર (રદિ.) મુસલમાનોને ગેર કૌમોના અનુકરણથી તેમજ ગેર કૌમોને મુસલમાનોના અનુકરણથી અટકાવતા હતા, પરંતુ એમાં ફક્ત કોમી વિશેષતાઓ જાળવવાનો હેતુ સમાયો હતો. પોશાકની ચર્ચામાં જે બાબતનું સંશોધન કરવાનું છે તે એ છે કે હઝરત ઉમર (રદિ.)એ ઝિમ્મીઓને જે પોશાકની આજ્ઞા આપી હતી તે જ ઝિમ્મીઓનો પ્રાચીન પોશાક હતો ? હઝરત ઉમર (રદિ.)એ તેમના તિરસ્કારના ચિન્હરૂપે કોઇ નવો પોશાક નિર્માણ કર્યો હતો ? જે માણસે ઇરાનનો પ્રાચીન ઇતિહાસ વાંચ્યો હશે તે ખાત્રીપૂર્વક જાણી શકે છે કે જે પોશાકનું અત્રે વર્ણન કરવામાં આવ્યું તે ઇરાનનો પ્રાચીન પોશાક હતો. હઝરત ઉમર (રદિ.)નો કરાર કે જે "કન્ઝુલ ઉમ્માલ" વગેરેમાં ઉતારવામાં આવ્યો છે, તેમાં જો કે રાવીઓએ ઘણો ઘટાડો- વધારો કરી દીધો છે, છતાંયે જે ઠેકાણે ઝિમ્મીઓના તરફથી એ કરાર કરવામાં આવ્યો છે કે અમે અમુક વસ્ત્રો ન પહેરીશું, ત્યાં એ શબ્દો પણ છે કે, "વઅન નલઝમા ઝીયના હયષુ મા કુન્ના" અર્થાત : "અમે તે જ પોશાક પહેરીશું કે જે હંમેશાથી પહેરતા આવ્યા છીએ."

એથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જે પોશાકની હઝરત ઉમર (રદિ.)એ આજ્ઞા કરી હતી તે ઇરાનનો પ્રાચીન પોશાક હતો. "ઝુન્નાર" કે જેની આજ્ઞા હઝરત ઉમર (રદિ.)ના ફરમાનમાં છે, તેના સંબંધી અમારા ફુકહાઓ (ફિકહ શાસ્ત્રીઓ)એ ઘણી ખરી ભૂલો

કરી છે. તેઓનું ધારવું છે કે તે એક આંગળી જેટલું જાડું એક પ્રકારનું જનોઈ હતું અને એમ કરવામાં ઝિમ્મીઓને હલકા પાડવાનો હેતુ હતો, પરંતુ એમ માનવામાં તેઓની ગંભીર ભૂલ છે. "ઝુન્નાર"નો અર્થ કમરપટો છે અને અરબસ્તાનમાં એ શબ્દ આજે પણ એ જ અર્થમાં વપરાય છે. કમરપટાને અરબી ભાષામાં "મનતકા" પણ કહેવામાં આવે છે અને એથી "ઝુન્નાર" અને "મનતકા" સમાનાર્થ શબ્દો છે. એ બંને શબ્દોના સમાન અર્થ હોવાનું કુર્આન અને હદીસથી સિદ્ધ છે. "કન્ઝુલ ઉમ્માલ"માં બયહકી વગેરેનું કથન છે કે હઝરત ઉમર (રદિ.)એ ફોજના સરદારો પર એ લેખિત હુકમ મોકલ્યાં કે, "વતુલ્ઝિમુહુમુલ મનાતિ કા યઅનીઝઝનાનીરા."

એ જ ઝુન્નારને "કસ્તીજ" (કસ્તી) પણ કહેવામાં આવે છે. એથી જમ્યા, સગીરા વગેરેમાં ઝુન્નારના બદલે કસ્તીજ પણ લખી છે અને ઘણું કરીને એ શબ્દ ઈરાની છે. સારાંશ કે ઈરાનીઓ અસલથી કમરપટો બાંધે છે. અલ્લામા મસઊદીએ "કિતાબુત્તનબિયા વલ અશરાફ"માં લખ્યું છે કે, "ઈરાનીઓની જૂની પ્રણાલિકાના કારણે "કિતાબુલ મુરુવ્વુઝઝહબ"માં એ પોશાક ઈરાનીઓનો પ્રાચીન હતો તેના પુરાવા માટે એક દલીલ મેં લખી છે કે, "ખલીફા મનસૂરે પોતાના દરબાર માટે જે પોશાક નિર્માણ કર્યો હતો તે લગભગ એવો જ પોશાક હતો. લાંબી નરસલના ઘાસની ટોપીઓ જ ઈરાનીઓની ટોપી હતી, જેના નમૂના આજે પણ પારસીઓના માથા પર જોવામાં આવે છે. એ દરબારી પોશાકમાં કમરપટો પણ સામેલ હતો અને એ તે જ "ઝુન્નાર" કે "મનતકા" કે કસ્તીજ છે કે જે ઈરાનની પુરાતન રૂઢી હતી. મનસૂરે નિર્માણ કરેલા પોશાક વિશે સર્વે અરબ ઈતિહાસકારોએ સ્પષ્ટીકરણ કર્યું છે કે એ ઈરાનીઓનું અનુકરણ હતું." હવે દરેક જણ સમજી શકે છે કે હઝરત ઉમર (રદિ.)એ જે પોશાક ઈરાનીઓ માટે ઠેરવ્યો હતો તે જો કોઈ નવિન પોશાક હોત અને તેમને નીચા પાડવા અર્થે ઠેરવ્યો હોત તો ખલીફા મનસૂર તેને પોતાનો અને તેના પોતાના દરબારીઓનો પોશાક શા માટે નિર્માણ કરત ?

ઝિમ્મીઓને નવા પ્રાર્થના મંદિરો બનાવવાની, દારૂ વેચવાની, ક્રોસો કાઢવાની, શંખ વગાડવાની જળ સંસ્કાર (બેપ્ટીઝમ) કરવાની મનાઈ કરવી બેશક એક ધર્મમાં હાથ નાખવા સમાન છે; પરંતુ હું નિર્ભયપણે એ ભેદને ઉઘાડો પાડીશ કે એ કાનૂન જે બંધનો સહિત હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)એ ચાલુ કર્યા હતા તે તદન વાસ્તવિક હતા, પરંતુ તે સમય પછીના ઈતિહાસકારોએ એ બંધનોનું વર્ણન કરવાનું છોડી દીધું અને તેથી પૂરા જગતમાં એક સામાન્ય ભૂલ ફેલાવા પામી. ક્રોસના વિશે કરારમાં જે શબ્દો હતા તેમાં એ બંધન હતું કે "વલા અરફઊ ફી નાદી અહ્‌લિલ ઈસ્લામિ સુલબન" અર્થાત્ મુસલમાનોના મંડળોમાં ક્રોસને ન કાઢે. શંખના વિશે એ સ્પષ્ટીકરણ હતું કે, "યદરિબુ નવાકીસહુમ ફી અય્યિ સાઅતિન શાઊ મિન લયલિન અવ નહારિન ઈલ્લા ફી અવકાતિ સ્સલાત" અર્થાત્ નમાઝના વખતો સિવાય ઝિમ્મી રાત્રે અને દિવસે

જયારે ચાહે ત્યારે શંખ વગાડી શકે છે." સુવ્વર વિશે એ શબ્દો હતા "વલા યુખરિજૂ ખિન્ઝીરન મિન મનાઝિલિહિમ ઈવા અફનિયતિલ મુસ્લિમીન." અર્થાત્ "ઝિમ્મી સુવ્વરને મુસ્લિમોની હદમાં લઈ જઈ શકશે નહિ."

એ ખુલાસાઓ પછી કોઈને શંકા રહી શકે છે કે ક્રોસો કાઢવા અને શંખ બજાવવાની સામાન્ય રીતે મનાઈ ન હતી, બલકે ખાસ સ્થિતિમાં મનાઈ હતી અને એવી ખાસ સ્થિતિમાં મનાઈ કરવી આજે પણ ન્યાય વિરુદ્ધ કહી શકાતું નથી. સૌથી વધુ વિચારવા યોગ્ય બીના બની તગલબના ખ્રિસ્તીઓના સંતાનોને જળસંસ્કાર (બેપ્ટિઝમ) કરવાની મનાઈ કરી હતી તે છે. ખ્રિસ્તીઓમાં એવી રૂઢી છે કે પોતાની ઔલાદને તેમની પ્રૌઢ વય પહેલાં જળ સંસ્કાર (બેપ્ટિઝમ) કરવામાં આવે છે કે જેથી ભવિષ્યમાં તે કોઈ બીજો ધર્મ સ્વીકારી શકે નહિ. તે માટે જાણે એ એક જાતનું રક્ષણ હતું. એવી જ રીતે આપણા મુસલમાનોમાં બાળકોની "ખતના" (સુન્નત) વિધી કરવામાં આવે છે. નિઃસંદેહ, હઝરત ઉમર (રદિ.)ને સામાન્ય રીતે એ રૂઢી અટકાવવાનો કોઈ હક ન હતો. તે સમયે નવિન પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, કિંવા જો કોઈ ખ્રિસ્તી કુટુંબમાંથી કોઈ માણસ ઈસ્લામ ધર્મમાં આવે અને તે સગીર સંતાનો મુકી મરણ પામે તો એના સંતાનોને કયા ધર્મ અનુસાર કેળવણી આપવામાં આવે ? કિંતુ તેઓ મુસલમાન ગણાશે કે તેમના કુટુંબીઓ કે જેઓ ધર્મે ખ્રિસ્તી હતા તેઓને એ બાળકોને જળસંસ્કાર કરાવી ખ્રિસ્તી બનાવવાનો હક રહેશે ? હઝરત ઉમર (રદિ.)એ આવા ખાસ સંજોગોમાં એમ ઠરાવ્યું હતું કે કુટુંબીઓ તેને જળ સંસ્કાર (બેપ્ટિઝમ) કરાવી શકતા નથી કે ખ્રિસ્તી બનાવી શકતા નથી અને એ ફરમાન તદ્દન ન્યાયની રૂએ છે, કારણ કે જયારે બાપ મુસલમાન થઈ ગયો ત્યારે તેની ઔલાદ પણ જાહેર રીતે મુસલમાન ગણાશે. અલ્લામા તબરીએ બનૂ તગલબની ઘટનાનું વર્ણન કર્યું છે. સુલેહના કરારમાં નીચેના શબ્દોનો ઉતારો કર્યો છે :

"અલા અન લા યુનસિરૂ વલીદમ મિમ્મન અસ્લમા આબાઉહુમ" અર્થાત્ બનૂ તગલબવાળાઓને એ સત્તા ન હશે કે જેમના પિતાઓ મુસલમાન થઈ ગયા છે તેમની ઔલાદને ખ્રિસ્તી બનાવી શકે.* એક સ્થળે આ શબ્દો પણ હતા♦ :– અન લા યુનસ્સિરૂ અવલાદહુમ ઈઝા અસલમા આબાઉહુમ" અત્રે કદાચ એ આક્ષેપ કરવામાં આવે છે. હઝરત ઉમર (રદિ.)એ એક કલ્પિત કારણ ઉપસ્થિત કરી કરારને શા માટે સખત કર્યો ?

પરંતુ જવાબ એ છે કે એ કંઈક કલ્પિત કારણ ન હતું, બલકે બનૂ તગલબના ઘણા માણસો ઈસ્લામથી પાવન થયા હતા, તેથી એ ખાસ સ્થિતિની રૂએ તે કારણનું દર્શાવવું આવશ્યક હતું, બલકે અલ્લામા તબરીએ તો સ્પષ્ટ દર્શાવ્યું છે કે તગલબમાંથી જે લોકો ઈસ્લામ લાવી ચૂકયા હતા, તેમણે જ કરારની એ શરતો મૂકી હતી.

---

* તબરી, પૃષ્ઠ ૨૪૮૨.
♦ તબરી, પૃષ્ઠ ૨૫૧૦.

હવે દરેક જણ ન્યાય કરી શકે છે કે સામાન્ય શાંતિમાં વિઘ્ન પડે નહિ તે ઉદ્દેશથી ખ્રિસ્તીઓને એવી આજ્ઞા કરવામાં આવે કે તેઓએ મુસલમાનોની સભાઓમાં ક્રોસો અને સુવ્વર લઈ ન જવું, તેમાં ખાસ નમાઝની વેળાએ શંખ ન વગાડવું, નવ મુસ્લિમ ખ્રિસ્તીઓની ઔલાદને જળ સંસ્કાર ન કરવું તો શું કોઈ માણસ એ બાબતોને ધાર્મિક દ્વેષથી કરવામાં આવી એમ કહી શકે છે ?

પરંતુ અફસોસ અને સખ્ત અફસોસ એ છે કે અમારા ભૂતકાળના ઈતિહાસકારોએ એ ફરમાનોમાં રાખેલા બંધનો અને ખાસ નિયમો ઉડાવી દીધા, બલકે પ્રાચીન ઈતિહાસકારોમાં પણ જેઓ દ્વેષભાવના સ્વભાવવાળા માણસો હતા તેઓ પણ કથનમાં એ વિલક્ષણોને છોડી દેતા હતા. એ ભૂલો જો કે ઘણા જ ગંભીર પરિણામો ઉત્પન્ન કરી શકતી હતી, પરંતુ દેખાવમાં નાની જણાતી તેથી ઇબ્નુલ અષીર વગેરેએ એનો કંઈક વિચાર રાખ્યો નહિ, એટલે ધીમે ધીમે એ ભૂલો એટલી બધી ફેલાવા પામી કે અરબી ભાષા અથ થી ઈતિ સુધી એનાથી ભરપૂર થઈ ગઈ. "ફુકહા" (ફિકહ શાસ્ત્રીઓ) ઈતિહાસનું ઘણું થોડું જ્ઞાન ધરાવતા હતા તેથી તેમણે આનાકાની વિના એ ખોટી રિવાયતો (કથનો)ને સ્વીકારી લીધી અને તે ઉપરથી ફિકહના નિયમો ઉપજાવી કાઢયા.

ખ્રિસ્તીઓ અને યહૂદીઓને દેશપાર કરવાની ખરી બીના એ છે કે કોઈ કાળે યહૂદીઓના દિલો મુસલમાનોના પ્રતિ દ્વેષથી શુદ્ધ થયા નહિ. ખૈબર જયારે જીતાયું ત્યારે તેમનાથી કહેવામાં આવ્યું હતું કે જયારે વ્યાજબી લાગશે ત્યારે તમને અત્રેથી કાઢી મુકવામાં આવશે. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એમના કાવતરાઓ વધુ ઉઘાડાં પડયાં. એક વેળા અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને યહૂદીઓએ માળ પરથી ફેંકી દીધા, જેથી એમના હાથમાં ઘા વાગ્યો હતો. નિરૂપાયે હઝરત ઉમર (રદિ.)એ સામાન્ય સભામાં ઊભા રહી એ લોકોના ઉપદ્રવનું વર્ણન કર્યું અને ફરી તેમને અરબસ્તાનમાંથી કાઢી મુકવામાં આવ્યા.* એ પ્રમાણે "સહીહ બુખારી- કિતાબુશ્શુરૂત"માં એ બનાવને કંઈક વિગતવાર વર્ણવવામાં આવ્યો છે.

નજરાનના ખ્રિસ્તીઓ યમન અને તેની આજુબાજુના પ્રદેશમાં રહેતા હતા અને તેમને માટે કંઈક અટકાવ કરવા આવ્યો ન હતો, પરંતુ તેઓએ છૂપી રીતે લડાઈની તૈયારીઓ કરવા માંડી હતી અને ઘણા ઘોડાઓ અને હથિયારો એકઠાં કર્યાં હતાં. હઝરત ઉમર (રદિ.)એ ફકત એ કારણે તેમને યમન છોડી ઈરાક ચાલ્યા જવાની આજ્ઞા કરી.◆

સારાંશ કે એ સર્વે બાબતો ઐતિહાસિક પુરાવાઓથી તદ્દન સિદ્ધ થયેલી છે કે ખ્રિસ્તી અને યહૂદીઓ રાજદ્વારી કારણોને લઈને દેશ પાર કરવામાં આવ્યા હતા અને એથી એ

* ફુતૂહુલ બુલ્દાન, બલાઝરી, પૃષ્ઠ ૨૫ અને "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૨૯.
◆ કિતાબુલ ખિરાજ પૃષ્ઠ ૪૨.



બાબત ટિકાપાત્ર ઠરી શકતી નથી. અલબત્ત, લક્ષ્યમાં લેવા યોગ્ય બાબત એ છે કે એવા સંજોગોમાંયે એમની સાથે કેવા પ્રકારની છૂટ રાખવામાં આવી હતી. ફદકના યહૂદીઓને જ્યારે કાઢી મુકવામાં આવ્યા ત્યારે હઝરત ઉમર (રદિ.)એ એક જાણકાર માણસને તેમની જમીન અને બાગોની કિંમતનો અંદાજો કાઢવા ત્યાં મોકલ્યો. એથી જે કિંમત અંકાઇ તેને હઝરત ઉમર (રદિ.)એ બયતુલ માલમાંથી અપાવી દીધી.* એ જ પ્રમાણે એમણે હિજાઝના યહૂદીઓને પણ તેમની જમીનોની કિંમત અપાવી હતી.★

નજરાનના ખ્રિસ્તીઓને જ્યારે અરબસ્તાનથી કાઢી સિરીયા અને ઈરાકના પ્રદેશોમાં વસાવ્યા ત્યારે તેમને ઘણા જ ઉદારપણે છૂટછાટ આપવામાં આવી હતી. તેમને જે રક્ષાની સનદ અર્પણ કરવામાં આવી તેમાં લખવામાં આવ્યું હતું કે એ લોકો ઈરાક કે સિરીયા જ્યાં જાય ત્યાંના ઓફિસરોએ એમને રહેવા અને ખેતી કરવા માટે જમીનો આપવી; જે મુસલમાન પાસે તેઓ ફરિયાદ લઇ જાય તો તેણે એમની સહાય કરવી. ૨૪ મહિના સુધી એમની પાસેથી તદ્દન જઝિયો વસૂલ કરવામાં આવે નહિ."

એ કરાર પર સાવચેતી અને દબાણ અર્થે મોટા મોટા સહાબીઓની સહીઓ લેવામાં આવી હતી. કાઝી અબૂ યૂસુફ સાહેબે "કિતાબુલ ખિરાજ"માં એ કરારના શબ્દે શબ્દનો ઉતારો કર્યો છે.✤ એક એવું લશ્કર કે જેના સંબંધી બંડ અને કાવતરાના પુરાવા મૌજુદ હોય તેને એનાથી વધુ કઇ છૂટછાટો આપી શકાય છે ?

હવે કેવળ જઝિયાનો વિષય રહી જાય છે. જો કે અમે એ વિષય પર એક જુદું પુસ્તક લખ્યું છે અને તે બે–ત્રણ ભાષાઓ (ઉર્દૂ, અંગ્રેજી, અરબી)માં છપાઇ પ્રગટ થઇ ચૂક્યું છે, છતાંયે અત્રે સંક્ષિપ્તમાં લખવું આવશ્યક છે. જઝિયાનું પ્રયોજન ને ઉદ્દેશ જો કે ઈસ્લામના પ્રારંભમાં જ પ્રસિદ્ધ કરી દેવામાં આવ્યાં હતાં કે એ રક્ષણનો બદલો છે; પરંતુ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એ પ્રશ્ન એવો શુદ્ધ થઇ ગયો હતો કે એમાં કંઇક શકનો અવકાશ રહ્યો ન હતો. પ્રથમ એમણે નવશેરવાની પેઠે જઝિયાના વિવિધ દરો રાખ્યા હતા અને એ પદ્ધતિ વડે એમણે બતલાવી આપ્યું કે એ કોઇ નવિન વસ્તુ નથી, બલકે તે જ નવશેરવાની મહેસૂલ છે. એ ઉપરાંત એમણે પ્રસંગોપાત એ બાબતને આચરણમાં લાવી બતલાવી આપ્યું કે એ વેરો ફક્ત રક્ષણનો બદલો છે. આ પુસ્તકના પહેલા ભાગમાં તમે વાંચી આવ્યા છો કે જ્યારે યરમુકના ભયાનક મામલાઓ ઉપસ્થિત થવાથી ઈસ્લામી લશ્કરો સિરીયાના પશ્ચિમ ભાગોથી પાછળ હટી આવ્યાં અને તેમને ખાત્રી થઇ ગઇ કે તેમણે હિમ્સ, દમિશ્ક વગેરે જે શહેરોમાંથી જઝિયાવેરો વસૂલ કરી લીધો હતો ત્યાંના રહેવાસીઓના રક્ષણનું હવે તેઓ જોખમ ઉઠાવી શકતા નથી ત્યારે

---

* ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૨૯.
★ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૨૬.
✤ ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૪૧.

જઝિયાની જેટલીય રકમ વસૂલ કરવામાં આવી હતી તે બધી પાછી આપવામાં આવી અને સ્પષ્ટ રીતે કહી દેવામાં આવ્યું કે આ સમયે અમે તમારા જાનમાલના રક્ષણના જિમ્મેદાર થઇ શકતા નથી. તેથી જઝિયાવેરો લેવાનોયે અમને કોઇ હક નથી. એથીયે છેવટનો પુરાવો એ છે કે જે લોકો પાસે કદી કોઇ પ્રકારની લશ્કરી સેવા લેવામાં આવી તેમને પોતાના ધર્મ પર અડગ રહેલા હોવા છતાં જઝિયો માફ કરી દીધો. હઝરત ઉમર (રદિ.)એ પોતે સને ૧૭ હિજરીમાં ઇરાકના ઓફિસરોને લખી મોકલ્યું કે :-

"લશ્કરી સવારોમાંથી જેનાથી મદદ લેવી આવશ્યક હોય તેનાથી મદદ લો અને તેમનો જઝિયો છોડી દો."*

એ ઉપરાંત જો કોઇ પ્રજા એક વેળા મુસલમાનોની પક્ષે રહી તો તે જઝિયો તેને માફ કરી દેવામાં આવ્યો. સને ૨૨ હિજરીમાં જયારે આઝરબૈજાન જીતાયું ત્યારે શહેરીઓ પર નીચેનું ફરમાન લખી મોકલવામાં આવ્યું.◆

"જે લોકો જે વર્ષે લશ્કરની સાથે રહી કામ કરશે તે વર્ષનો જઝિયો તેની પાસેથી લેવામાં આવશે નહિ."

એ જ વર્ષે આર્મિનિયાના હાકિમ શહેરબરાઝની સાથે જે કરાર થયો તેમાં નીચેના શબ્દો હતા :

વઅલા અહ્‌લિ અરમીનિયતા અન યનફિરૂ લિ કુલ્લિ આદતિન, વ યનફુદુ લિ કુલ્લિ અમરિન તાબા અવલન યનબુ રઆહુલ વાલી સલાહન અન તુઝઆ જઝાઉ."★

એ જ વર્ષે જરજાન જીતાયું અને ફરમાનમાં નીચે પ્રમાણે લખાણ કરવામાં આવ્યું.◆ "અમારા પર તમારા રક્ષણની ફરજ એ શરતે છે કે તમને દર વર્ષે યથાશક્તિ જઝિયાવેરો ભરવો પડશે અને જો તમારાથી સહાય લેવામાં આવશે તો સહાયના અવેજમાં જઝિયો માફ કરવામાં આવશે."

સારાંશ કે હઝરત ઉમર (રદિ.)ના વચનો અને કરારોની રીતથી સૂર્યની જેમ પ્રકાશિત થઇ ગયું છે કે જઝિયાનું પ્રયોજન શું છે અને તે શા હેતુથી નિર્માણ કરવામાં આવ્યો હતો.

જઝિયાનો ઉપયોગ લશ્કરી ખરચ માટે કરવામાં આવતો હતો, કિંવા તે રકમથી

---

* ફુતૂહુલ બુલદાન, પૃષ્ઠ ૪૧.
◆ તબરી, પૃષ્ઠ ૨૨૬.
★ "તબરી" પૃષ્ઠ ૨૬૬૫.
◆ "તબરી" પૃષ્ઠ ૨૬૬૫.

સૈનિકો માટે ખોરાક, પોશાક અને બીજી ખપની વસ્તુઓ પૂરી પાડવામાં આવતી હતી. એથી હઝરત ઉમર (રદિ.)એ જ્યાં જ્યાં જઝિયો નાખ્યો ત્યાં ત્યાં જણશ અને અનાજનો સમાવેશ કર્યો. મિસરમાં માથા દીઠ જઝિયાની રકમ મૂળમાં ચાર દિનાર હતી, પરંતુ બે રોકડા અને બાકીના બદલામાં ઘઉં, ઝૈતૂન (જીત વૃક્ષ)નું તેલ, મધ અને સરકો લેવામાં આવતો હતો અને એ જ લશ્કરીઓનો ખોરાક હતો, અલબત્ત, આગળ જતાં જ્યારે સીધું આપવાની વ્યવસ્થા પાકા પાયા પર કરવામાં આવી ત્યારે કુલ્લે જઝિયાની રકમ રોકડ લેવાનું ઠર્યું અને બે દીનારના બદલે ચાર દીનાર લેવાનું શરૂ થયું.

# પ્રકરણ ૪૩

## ગુલામીના રિવાજમાં ઘટાડો

હઝરત ઉમર (રદિ.)એ જો કે ગુલામી રિવાજને સદંતર નાબૂદ કર્યો નહિ અને કદાચ તેમ કરવાય ધારત તો કરી શકતા નહોતા; પરંતુ એમાં કશો શક નથી કે એમણે વિવિધ રીતે એ રિવાજને ઘટાડી દીધો અને જેટલા પ્રમાણમાં એ રિવાજ કાયમ રાખ્યો તે એવી સુંદર રીતે રાખ્યો કે ગુલામી ન રહી હતી, બલકે તે સગાઈ કે સમાનતા રહી ગઈ હતી. અરબસ્તાનમાં તો એમણે એનો સદંતર નાશ કર્યો અને એમ કરવા માટે એમને એટલી બધી કાળજી હતી કે ખિલાફતની લગામ હાથમાં લેતાં જ એમણે પ્રથમ કાર્ય જે કર્યું તે એ હતું કે હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં મુરતદ થઈ ગયેલા કબીલાઓમાંથી જેમને લોંડી–ગુલામ બનાવવામાં આવ્યા હતા તેઓ સર્વેને મુક્ત કરી દીધા અને સાથે એ કાનૂન ઘડયો કે અરબો કદી કોઈના ગુલામ થઈ શકતા નથી. એમનું પોતાનું વચન છે કે, "અરબસ્તાનનો કોઈ માણસ ગુલામ થઈ શકતો નથી." ઘણા ખરા મુજતહિદીનો અને ઈમામોએ એમના સિદ્ધાંતને માન્ય રાખ્યો નથી. ઈમામ અહમદ ઈબ્ને હમ્બલનું વચન છે કે, "લા અઝ્હબુ ઈલા કવ્લિ ઉમરા લયસા અલા અરબિયિન મિલ્કુન." અર્થાત : "હું ઉમરના મતને માન્ય રાખતો નથી કે અરબો ગુલામ થઈ શકતા નથી." આ મુદ્દા પર ચર્ચા કરવાનું આ સ્થાન નથી. અત્રે કેવળ એટલું વિવરણ કરવાનું છે કે અરબો સંબંધી હઝરત ઉમર (રદિ.)નો ઉપરોક્ત નિર્ણય હતો. ગેર પ્રજા માટે તેઓ કોઈ સામાન્ય કાયદો ઘડી શકયા નથી. જયારે કોઈ દેશ જીતવામાં આવતો ત્યારે લશકરીઓ હંમેશા દેશની સાથે સર્વે પ્રજા એમની ગુલામીમાં આપવા આગ્રહ કરતા હતા. દેશની વહેંચણીમાં તો જેમ અમે ઉપર લખી આવ્યા છીએ તેમ હઝરત ઉમર (રદિ.)એ કુર્આન મજીદની દલીલોથી લોકોના મોં બંધ કર્યા હતા, પરંતુ ગુલામી માટે કોઈ એવી દલીલ અસ્તિત્વમાં નહોતી તેથી તેઓ પૂરા લશકર વિરુદ્ધ કરી શકતા નહોતા. છતાંયે એટલું તો કર્યું કે વ્યવહારિક રીતે ગુલામીના રિવાજને ઘણો ઘટાડી નાખ્યો હતો. જેટલાંયે દેશો હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જીતાયા હતા તેનો વિસ્તાર કેટલાયે હજાર માઈલ હતો. એમાં કરોડો માણસો વસતા હતા, પરંતુ ગુલામીનો જયાં પતો મળે છે તે સ્થળો મર્યાદિત અને ગણતરીના છે. ઈરાક અને મિસર બંને જુદા જુદા દેશો છે. ત્યાં લશકરના આગ્રહ છતાં એક માણસને પણ ગુલામ બનાવવામાં આવ્યો નહિ. એ ઉપરાંત જયારે મિસરના કેટલાક ગામડાના લોકો જેઓ મુસલમાનો સાથે લડયા હતા તેઓને ગુલામ બનાવી અરબસ્તાન મોકલી દેવામાં આવ્યા ત્યારે હઝરત ઉમર (રદિ.)એ સર્વેને ઠેકઠેકાણેથી એકત્ર કરી

તેમને મિસર પાછા મોકલી દેવામાં આવ્યા, કારણ કે તેમને ગુલામ બનાવવું યથાર્થ ન હતું એથી ઈતિહાસકાર મકરેઝીએ એ ગામોના નામ અને એ બનાવને વિગતપૂર્વક લખ્યો છે.* સિરીયાના શહેરોમાંથી બસરા, ફહલ, તબરીયા, દમિશ્ક, અસ્કલાન, ઈન્તાકિયા વગેરે જ્યાં ખ્રિસ્તીઓ ઘણું બળ વાપરી લડયા હતા ત્યાં ગુલામી ઘણા જ થોડા પ્રમાણમાં નજરે પડે છે. કદાચ સિરીયામાં ફક્ત કૈસારિયા એક સ્થળ છે જ્યાં લડાઈના કેદીઓ ગુલામ બનાવવામાં આવ્યા હતા. ઈરાન, ખુઝિસ્તાન, કરમાન, જઝીરા વગેરે ઠેકાણે જે સુલેહના કરારો થયા તેમાં એ શબ્દો લખી આપવામાં આવ્યા હતા કે પ્રજાના જાન–માલને કંઈ નુકસાન પહોંચાડવામાં આવશે નહિ.

સામગાન, ચંદમી, સાપુર, શીરાઝ, વગેરેમાં સંધિના કરારોમાં જ એ શબ્દો લખવામાં આવ્યા હતા કે, "લા યુસ્બલુ" અર્થાત એ લોકોને લોંડી–ગુલામ બનાવવામાં આવશે નહિ.

મનાઝરમાં જો કે લશ્કરે લડાઈના કેદીઓને ગુલામ બનાવી તેમને પોતાના કબજામાં લીધા હતા, છતાંયે હઝરત ઉમર (રદિ.)નું ફરમાન પહોંચ્યું કે, તેમને મુક્ત કરો અને મહેસૂલને જઝિયાવેરો ઠરાવો.♦ અબૂ મૂસા અશ્અરી પર એવું ફરમાન મોકલ્યું કે કોઇ ખેડૂત કે ધંધાદારીને ગુલામ બનાવશો નહિ. હઝરત ઉમર (રદિ.)એ બીજી એક રીતે પણ એ રિવાજને ઘટાડી નાખ્યો હતો, અર્થાત એક કાનૂન ઘડયો હતો કે જે લોંડીથી સંતાન પ્રાપ્તિ થાય તે ખરીદી કે વેચી શકાતી નથી. જેનો અર્થ એ થાય છે કે તે લોંડી, લોંડી રહેતી ન હતી. એ કાનૂન ખાસ કરીને હઝરત ઉમર (રદિ.)ની શોધ છે. એ પહેલાં પણ એ પ્રકારની લોંડીઓનું ખરીદ–વેચાણ થતું હતું. એથી ઈતિહાસકાર અને મુહદ્દિષીનોએ જ્યાં હઝરત ઉમર (રદિ.)ની નવીન કૃતિઓનું વર્ણન કર્યું છે ત્યાં એ ઉપરોક્ત કાનૂનને પણ લખ્યો છે. ગુલામોને મુક્ત કરવાની એક બીજી પદ્ધતિ એવી હતી કે જેને "મકાતિબા" (ખત) કહેવામાં આવે છે કે અર્થાત ગુલામ એક કરાર લખી આપે કે અમુક મુદતમાં આટલા રૂપિયા હું ચુકવીશ. જયારે તે ઠરાવેલા નાણા ચુકવી દે છે ત્યારે તે તદ્દન છુટો થઇ જાય છે. એ કાનૂન કુર્આન મજીદમાંયે છે :

"ફકાતિબૂહુમ ઈન અલિમતુમ ફિહીમ ખયરા" પરંતુ ફુકહા એ કાનૂનને બંધનકર્તા સમજતા નથી; અર્થાત માલિકને અધિકાર છે કે કરારને કબૂલ કરે યા ન કરે, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ એ કાનૂનને બંધનકર્તા ઠેરવ્યો. "સહીહ બુખારી કિતાબુલ મકાતિબ"માં છે કે હઝરત અનસ (રદિ.)ના ગુલામ શીરીને ખત કરી આપવાની માંગણી કરી. અનસ (રદિ.)એ ના પાડી. શીરીન હઝરત ઉમર (રદિ.)ની પાસે ગયો. હઝરત ઉમર (રદિ.)એ અનસ (રદિ.)ને કોરડા લગાવ્યા અને ઉપરોક્ત આયત પુરાવામાં રજૂ

* મકરેઝી, પૃષ્ઠ ૧૬૬.
♦ "ફુતૂહુલ બુલદાન" પૃષ્ઠ ૩૭૭.

કરી. અંતે અનસ (રદિ.)ને નાછૂટકે માનવું જ પડયું.

**હઝરત શહેરબાનુ વિશે દંતકથા :-**

આ સ્થળે હઝરત શહેરબાનુ વિશે જે દંતકથા ખોટી રીતે પ્રસિદ્ધ થઇ ગઇ છે તેનું વર્ણન કરવું આવશ્યક છે. સામાન્ય રીતે એમ પ્રસિદ્ધ થયેલું છે કે જ્યારે ઇરાન જીતાયું ત્યારે ઇરાનના શહેનશાહ યઝદેજર્દની શાહઝાદીઓને કેદી બનાવી મદીનામાં લાવવામાં આવી. હઝરત ઉમર (રદિ.)એ સાધારણ લોંડીઓની જેમ તેમને બજારમાં વેચવા આજ્ઞા કરી; પરંતુ હઝરત અલી (રદિ.)એ તેમ કરતાં અટકાવી કહ્યું કે, શાહી ખાનદાનની સાથે એવી વર્તણૂક આદરવી વાસ્તવિક નથી. એ છોકરીઓના મૂલ્યનો અંદાઝો કરી ફરી તેમને કોઇના દેખરેખ અને હવાલામાં સોંપવી જોઇએ અને તેની પાસેથી એમનું ભારેમાં ભારે મૂલ્ય લેવું જોઇએ. એથી હઝરત અલી (રદિ.)એ પોતે જ તેમને પોતાના હવાલામાં લીધી અને એક હઝરત ઇમામ હુસૈનને એક મુહમ્મદ ઇબ્ને અબૂબક્રને અને એક અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને અર્પણ કરી. આ ખોટી દંતકથાની ખરી બીના એ છે કે, ઝમખશરી કે જેને ઇતિહાસની કળા સાથે કંઇક લેવા દેવા નથી તેણે "રબીઉ અબરાર"માં એ દંતકથા લખી છે અને ઇબ્ને ખલ્કાને ઝયનુલ આબિદીનના વર્ણનમાં તેનો હવાલો આપી એ કથાનો ઉતારો કર્યો છે; પરંતુ એ તદ્દન ખોટી છે. પ્રથમ તો ઝમખશરીના સિવાય તબરી, ઇબ્નુલ અષીર, યાકૂબી, બલાઝરી અને ઇબ્ને કતીબા વગેરે કોઇએ એ બનાવને લખ્યો નથી અને ઝમખશરીને ઇતિહાસ કળામાં જે સ્થાન પ્રાપ્ત છે તે પ્રસિદ્ધ છે. એ ઉપરાંત ઐતિહાસિક સંજોગો એનાથી તદ્દન વિરુદ્ધ છે. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં યઝદેજર્દ અને શાહી ખાનદાન પર મુસલમાનોનો બિલકુલ કાબૂ થયો ન હતો. મદાયનના યુદ્ધ પછી યઝદેજર્દ સર્વે કુટુંબ કબીલા સાથે રાજધાનીથી નીકળી હુલ્વાન પહોંચ્યો. જ્યારે મુસલમાન હુલ્વાન પર ધસ્યા તો તે ઇસ્ફહાન નાસી ગયો અને ફરી કરમાન વગેરે ઠેકાણે રખડતો રહ્યો. સને ૩૦ હિજરીમાં કે જે હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતનો સમય હતો ત્યારે એ મર્વ પહોંચ્યો અને ત્યાં માર્યો ગયો. એના છોકરાં છૈયાં કે કુટુંબીજનો કેદ પકડાયા હશે તો એ વેળા પકડાયાં હશે. મને શંકા છે કે ઝમખશરીને એટલીયે ખબર નથી કે યઝદેજર્દની કત્લ કયા કાળમાં થઇ. એ ઉપરાંત જે સમયમાં એ બનાવ બનેલો કહેવાય છે તે સમયે હઝરત ઇમામ હુસૈન (રદિ.)ની વય બાર વર્ષની હતી; કારણ કે તેઓ હિજરતના પાંચમાં વર્ષ પછી જન્મ્યા હતા.* અને ઇરાન સને ૧૭માં જીતાયું. એ બિના પણ કંઇક અશક્ય છે કે હઝરત અલી (રદિ.)એ એમની સગીર વયમાં એ પ્રકારની ભેટ એમને આપી હશે. એ ઉપરાંત એક શહેનશાહની ઔલાદની કિંમત પણ ઘણી ભારે ઠેરવવામાં આવી હશે અને અલી (રદિ.) અતિ ભક્તિમાન અને ફકીરી જીવન ગાળતા હતા. સારાંશ કે કોઇ પણ રીતે એ બનાવના ખરાપણા પર વિશ્વાસ મુકી શકાતો નથી. હઝરત ઉમર (રદિ.)ના

* યઅકૂબી, ભાગ ૧, પૃષ્ઠ ૮૧.

ઈતિહાસમાં એ પ્રકારના પ્રસંગે જે વર્તણૂક આદરવામાં આવી અને જે સામાન્ય રીતે સિદ્ધ છે તે ન્યાય અને મનુષ્યત્વને અનુસરતી હતી અને આજે પણ એ જ રીતે સર્વે સુધરેલા દેશોમાં પ્રચલિત છે. અમ્ર ઈબ્નુલ આસે જ્યારે મિસર પર ચઢાઈ કરી તો પ્રથમ બલબીસ પર હલ્લો કરવામાં આવ્યો. એ સ્થળે ભારે લડાઈ થયા પછી મુસ્લિમોનો જય થયો અને ત્રણ હજાર ખ્રિસ્તીઓ કેદ પકડાયા. કર્મ-સંજોગે મિસરના બાદશાહ મકવકિસની શાહઝાદી જેનું નામ અરમાનુસા હતું તે એ જ સ્થળે રહેતી હતી તે પણ કેદ પકડાઈ. અમ્ર ઈબ્નુલ આસે તેને ઘણા માન અને ઈઝઝત સાથે મકવકિસ પાસે મોકલી આપી અને વધુ સાવચેતી અર્થે પોતાના એક સરદાર કે જેનું નામ કૈસ ઈબ્ને અબીલ આસ સહમી હતું તેને સંભાળપૂર્વક પહોંચાડવા અર્થે સાથે કરી આપ્યો.*

એ તો ગુલામીને અટકાવવા અર્થે હઝરત ઉમર (રદિ.)એ કરેલી કારકિર્દી છે, પરંતુ જેઓને ગુલામ બનાવવામાં આવ્યા હતા તેમને એવા હકો અર્પવામાં આવ્યા હતા કે ગુલામી સમાનતાના દરજ્જે પહોંચી ગઈ હતી. લશ્કરી વ્યવસ્થાના વર્ણનમાં તમે વાંચ્યું હશે કે હઝરત ઉમર (રદિ.)એ બદર વિગેરેના મુજાહિદીનોના પગારો જ્યારે બાંધ્યા ત્યારે તેમના ગુલામોના પગારો પણ તેમની બરાબર બાંધી આપ્યા હતા. એ પછીની સર્વે કાર્યવાહીઓમાં પણ એમણે એ નિયમ જાળવી રાખ્યો હતો. જિલ્લાઓના જે અધિકારીઓ હતા તેમના વિશે તેઓ બીજી બાબતોની સાથે એ પણ પૂછતા રહેતા કે ગુલામો સાથે એમની કેવી વર્તણૂક છે ? એથી જો એમને એમ જણાઈ આવતું કે તે ગુલામોની બીમારપુરસી કરતો નથી, તો ફક્ત એ જ કસૂર માટે તેને બરતરફ કરી દેતા હતા. ઘણા ખરા ગુલામોને બોલાવી તેમની સાથે બેસી ભોજન લેતા હતા અને પ્રેક્ષકોને સંભળાવીને કહેતા હતા કે "તે લોકો પર ખુદાની ફિટકાર થાઓ કે જેઓ ગુલામો સાથે બેસી ભોજન લેવા ના પાડે છે." લશ્કરના સરદારો પર લખી મોકલ્યું કે, "તમારો કોઈ ગુલામ કોઈને રક્ષણનું વચન આપે તો તે સર્વે મુસલમાનોના તરફથી ગણી લેવામાં આવશે અને લશ્કરને તે પ્રમાણે કરવું પડશે." આથી એક સરદારને આ શબ્દો લખી મોકલ્યા હતા :

**"ઈન્ના અબદલ મુસ્લિમીન મિનલ મુસ્લિમીન વ ઝિમ્મતુહુ મિન ઝિમ્મતિહિમ યજુઝુ અમાનુહુ.✦"**

ગુલામો માટે જે દુ:ખની વાત હતી તે એ હતી કે તેઓ પોતાના સગા સ્નેહીઓથી વિખુટા પડી જતા હતા. પિતા પુત્રથી, પુત્રી માતાથી છૂટી પડી જતી. આજે જે લોકો ગુલામીની બુરાઈઓ પર લેખો લખે છે તેઓ એ જ બિનાને કરુણાજનક રૂપમાં દેખાડે છે. હઝરત ઉમર (રદિ.)એ એવો કાનૂન ઘડયો હતો કે કોઈ ગુલામ પોતાના

* "તબરી" પૃષ્ઠ ૨૭૭૫

✦ કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૧૨૬.

સગા–સ્નેહીઓથી જુદો થવા પામે નહિ; અર્થાત્ એ થઇ શકતું ન હતું કે પુત્ર એક જણના હાથ આવે તો પિતા બીજાની ગુલામીમાં રહે, પિતા, પુત્ર, ભાઇ, બહેન, માતા, પુત્રી વેચાતી તો એકસામટી વેચાતી હતી અને જેમની ગુલામીમાં તેઓ રહેતા તો ભેગાં રહેતા હતા. એ પ્રકરણમાં એમના જે નિયમો છે તેમને "કન્ઝુલ ઉમ્માલ"માં મુસ્તદરક; હાકિમ, બયહકી, મુસન્નફે ઇબ્ને અબી શયબા વિગેરેમાંથી ઉતારો કરવામાં આવ્યા છે અને તે નીચે પ્રમાણે છે :

વલા યુફરકુ બયના અખવયનિ ઇઝા રબીઆલા તુફરિકુ બયનલ ઉમ્મિ વ વલદિહા. લા યુફર્રકુ બય્નસ્સબાયા વ અવલાદિહિન્ન.

જયારે બે ભાઇઓ વેચાય તો એક બીજાથી જુદા ન વેચાય. માતાથી બાળક વિખૂટું ન પડે. લોંડી ગુલામ જે કેદ પકડાઇ આવે તો બાળકો માતાથી વિખુટાં પાડવામાં ન આવે.

હઝરત ઉમર (રદિ.)એ એ બાબતમાં સર્વે મુહાજિરીન અને અન્સારોને એકઠા કરી કુર્આન મજીદની આયત "વલા તકતઉ અરહામકુમ"થી દલીલ લીધી અને બોલ્યા કે, "એથી વધુ ઝુલ્મ શું હોઇ શકે છે ?" એ જ બનાવનો હાકિમ અને બયહકીએ વિગતપૂર્વક ઉતારો કર્યો છે.

હઝરત ઉમર (રદિ.)એ જયારે મિસ્મત ઇબ્ને અસ્વદ નામક એક ઓફિસરને સિરીયાની કામગીરી માટે મોકલ્યા તો તેમના પુત્ર શુરહબીલને કૂફામાં કોઇ કાર્ય માટે નિમ્યા; ત્યારે તેમણે હઝરત ઉમર (રદિ.)થી ફરિયાદ કરી કે, "આપ જયારે ગુલામને પોતાના સ્નેહીઓથી વિખુટા પડવા દેતા નથી તો મને શા માટે પુત્રથી દૂર ફેંકી દીધો છે ?*

હઝરત ઉમર (રદિ.)એ ગુલામોની જે પદવી કાયમ કરી હતી અને પૂરા અરબસ્તાનને જે નમૂના દેખાડયા તેની એવી સારી છાપ બેસી કે ગુલામોના ટોળાઓમાં મોટા મોટા વિદ્વાનો થઇ ગયા કે જેમને પૂરો દેશ માન આપતો હતો. અકરમાની ગણતરી હદીષોના ઇમામોમાં થાય છે અને એમને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસે ફતવો આપવાની આજ્ઞા આપી હતી. નાફિઅ ઇમામ માલિકના ગુરૂ હતા અને મુહદ્દિષીન એમની રિવાયતની પરંપરાને "સિલસિલતુઝ્ઝહબ" અર્થાત્ સોનાની જંજીર સમજે છે; એ બંને સાહબો ગુલામ હતા અને એ જ સમયમાં કેળવાયલા હતા. અલ્લામા ઇબ્ને ખલ્કાને હઝરત ઝયનુલ આબિદીનના હેવાલમાં લખ્યું છે કે, મદીના મુનવ્વરહમાં લોકો કનીઝો અને કનીઝઝાદાઓ (દાસીપુત્રો)ને હલકા ગણતા હતા, પરંતુ જયારે કાસિમ (હઝરત અબૂબકના પૌત્ર) અને સાલમ (હઝરત ઉમરના પૌત્ર) અને ઝયનુલ આબિદીન પ્રૌઢ

---

* ફુતૂહુલ બુલ્દાન, પૃષ્ઠ ૧૩૮.

વયે પહોંચ્યા અને વિદ્યાકળામાં સર્વ મદીનાવાસીઓ કરતાં વધી ગયા ત્યારે વિચારો બદલાયા અને લૌંડી ગુલામોના માન વધ્યાં. પરંતુ અમારા મત પ્રમાણે એ માન મોટાઇ મળવાનું મૂળ કારણ હઝરત ઉમર (રદિ.)ની કાર્ય–પદ્ધતિ હતી. બેશક કાસિમ અને સાલમ (ઇમામ ઝયનુલ આબિદીનનું નામ એ પંક્તિમાં લેવું હું બેઅદબી સમજું છું)ની વિદ્યાકળાને નિપૂણતાએ એ બિના પર છાપ બેસાડી હતી; પરંતુ જો હઝરત ઉમર (રદિ.)એ દાસી–ઔલાદની એવી પદવી કાયમ ન કરી હોત તો એ મહાન પુરુષોને વિદ્યાને ઉત્કૃષ્ટ ભૂષણો પ્રાપ્ત કરવાનો પ્રસંગ કેવી રીતે સાંપડત. એ સર્વે બાબતો ઉપરાંત એટલું બતલાવી આપવું આવશ્યક છે કે હઝરત ઉમર (રદિ.)એ એ કોઇ નવો મુદ્દો ઉપજાવ્યો ન હતો અને ખુદા ન કરે ને એમ કરવાનો તેમને ન અધિકાર હતો. ગુલામીને ઘટાડવાનો અને ગુલામોની સાથે સમાન વર્તણૂક રાખવાનો તો ઇસ્લામના સ્થાપકનો પોતાનો ઉદ્દેશ હતો અને હઝરત ઉમર (રદિ.)એ જે કંઇક કર્યું તે એ જ હેતુ પાર પાડવા અર્થે હતું. બુખારીએ કિતાબુલ મુફર્રિદમાં ગુલામો સંબંધી રસૂલુલ્લાહ (સલ.)ના જે વર્તન ને વચન ટાંક્યા છે તેથી એ દાવાને પૂરતો પુરાવો મળે છે.

# પ્રકરણ ૪૪

## રાજનીતિ ને કુનેહ-અદલ ને ઇન્સાફ

ફારૂકી ખિલાફત વિશાળ પૃથ્વીના પટ પર ક્યાંથી ક્યાં સુધી ફેલાઈ છે અને કેટલાય વિવિધ દેશો, વિવિધ ધર્મો અને વિવિધ પ્રજાઓ એના વર્તુળમાં સમાયેલ છે, પરંતુ એક મથાળેથી બીજા મથાળા સુધી દરેક બાજુએ સુલેહ-શાંતિ, સમાધાનની સ્વસ્થતા વ્યાપી રહી છે. જગતમાં બીજાયે એવા મહા પ્રતાપી અને પ્રભાવશાળી પુરૂષો થઇ ગયા છે કે જેમના રાજ્યમાં કોઇ માણસ માથું ઉઠાવી શકતો ન હતો, પરંતુ એ બાબત તેમને તે રાજનીતિના પ્રતાપે પ્રાપ્ત થઇ હતી કે જેના સિદ્ધાંત એવાં હતાં કે બળવાનો જરાય સંભવ જણાય કે તરત જ ન્યાયના કાનૂનને તદ્દન ઉલટાવી નાખવામાં આવે છે. એક માણસના દોષ માટે સર્વ કુટુંબને પકડવામાં આવે છે, જંગલી શિક્ષા કરવામાં આવે છે, ગામો બાળી બરબાદ કરવામાં આવે છે. એ સિદ્ધાંત પુરાતન કાળમાં જ પ્રચલિત હતો એમ નથી, હજુયે એટલા બધા સુધારા અને સંસ્કૃતિમાં યુરોપ આગળ વધેલું હોવા છતાં તેને એવા જ કાનૂનો પ્રમાણે વર્તન કરવું પડે છે.

પરંતુ ફારૂકી ખિલાફતમાં કદી તલ માત્ર પણ ન્યાય વિરુદ્ધ કરી શકાતો ન હોતું. અરબસૂસવાળાઓએ વારંવાર કરારભંગ કર્યો તો તેઓને દેશપાર કર્યા; પરંતુ કેવી રીતે ?

તેઓના માલ અને મિલકત, સરસામાનનું વિગતવાર લિષ્ટ તૈયાર કરાવી દરેકે દરેક વસ્તુનું બેવડું મૂલ્ય ભરી આપ્યું.

નજરાનના ખ્રિસ્તીઓએ સ્વતંત્ર થવા માટે બળવાની તૈયારીઓ કરી અને ૪૦ હજાર માણસો પુરાં પાડયા તો તેમને અરબસ્તાનમાંથી કાઢી બીજા દેશોમાં વસાવ્યા, પરંતુ એની સાથે એ છૂટ મૂકવામાં આવી કે તેમની માલમિલકત વગેરેનું મૂલ્ય ભરી આપવામાં આવ્યું અને અધિકારીઓને લખી મોકલવામાં આવ્યું કે, એ લોકો જે માર્ગે થઇ પસાર થાય ત્યાં તેમને સર્વે સુખચેનની સામગ્રીઓ પૂરી પાડજો અને જે સ્થળે એ લોકો જાણુકો વાસ કરી લે તો ચોવીસ મહિના સુધી તેમની પાસેથી જઝિયાવેરો લેશો નહિ."

કદાચ તમે એમ ધારતા હશો કે હઝરત ઉમર (રદિ.)ને પ્રજાઓ એવી મળી હતી કે, જેઓમાં તાબેદારી અને આજ્ઞાપાલનનું તત્વ વધુ હતું; તેથી તેમને ઝુલ્મી રાજનીતિ વાપરવાની જરૂર જ પડી નહિ; પરંતુ એ ધારણા ખોટી છે. હઝરત ઉમર (રદિ.)ને ખરું જોતાં તો મૂળમાં બંને પ્રકારની મુશ્કેલીઓનો મુકાબલો કરવાનો હતો. પરકોમમાંથી જે



લોકો એમની સત્તા હેઠળ આવ્યા હતા તેઓ પારસી કે ખ્રિસ્તીઓ હતા કે જેઓ લાંબા સમયથી શહેનશાહીના ઇલ્કાબથી કીર્તિવંત બન્યા હતા; અને એથી તેમને પ્રજા બનવું ભારે લાગતું હતું. અંદરખાને એ સ્થિતિ હતી કે અરબસ્તાનમાં ઘણા દાવેદારો મૌજૂદ હતા કે જેઓ હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતને ઇર્ષ્યાદષ્ટિએ જોતા હતા; દાખલા તરીકે "મુઅલ્લફતુલ કુલૂબ*"નો એક પક્ષ હતો કે જેમની ધારણા હતી કે ખિલાફત પર બનૂ હાશિમ અથવા બનૂ ઉમય્યાનો હક છે અને ઉમર કોઇમાંથી નથી. અમ્રૂ ઇબ્નુલ આસ જેઓ મિસરના ગવર્નર હતા તેમને એક વેળા હઝરત ઉમર (રદિ.)એ મહેસૂલના મામલામાં નિરૂપાય કર્યા તો તેઓ ઘણા જ અફસોસની સાથે બોલ્યા; "કિરતારની કુદરત તો જુઓ, અજ્ઞાનતાના સમયે મારો બાપ જયારે કિનખાબના ઝભ્ભો પહેરતો✦ ત્યારે ખત્તાબ (હઝરત ઉમરના પિતા) માથે લાકડાનો ભારો ઊંચકતા ફરતા હતા. આજે તે જ ખત્તાબનો પુત્ર મારા પર સત્તા બેસાડી રહ્યો છે."

બનૂ હાશિમવાળા હંમેશા આશ્ચર્યતાની દષ્ટિએ જોતા હતા કે તેમના હોવા સાથે તયમી અને અદવી શા માટે ખિલાફત પર કબજો જમાવી બેઠા છે અને હઝરત અબૂબકના સમયમાં તો છડેચોક ખિલાફતમાં ખામી દાખવવાના મશવેરા થતા રહ્યા. એ વિશે શાહ વલીઉલ્લાહ સાહબ "ઇઝાલતુલ ખિફા"માં લખે છે કે :–

"ઝુબૈર વ જમેઅ અઝ બનૂ હાશિમ દર ખાના હઝરત ફાતિમા જમાશુદહ દર બાબે નુકસે ખિલાફત મશવિરાહા બકાર મીબુરંદદ."

હઝરત ઉમર (રદિ.)ના પ્રભાવે બનૂ હાશિમના દાવાને જો કે દાબી દીધો, પરંતુ તદ્દન કેવી રીતે નાબુદ થઇ શકતો હતો ? એ ઉપરાંત અરબોની સ્વાભાવિક વૃત્તિ આઝાદી અને આપખુદીની હતી અને એ જ કારણે તેઓ કોઇ રાજય કર્તાની સત્તા હેઠળ રહ્યા નથી. હઝરત ઉમર (રદિ.) જો અમીર મુઆવિયાની માફક એ આઝાદી ને આપખુદીને નાબુદ કરી સત્તાના રોબદાબ બેસાડત તો કંઇક નવાઇ જેવું ન હતું, પરંતુ તેઓ અરબોના એ ગુણને કોઇ પણ રીતે નાબુદ કરવા માંગતા ન હોતા, બલકે વધુ ચમકાવતા હતા. ઘણી વાર સામાન્ય સભાઓમાં લોકો તેમના પર સ્વતંત્ર રીતે બલકે તોછડાઇની રીતે ટીકાઓ કરતા હતા અને તેઓ સહન કરતા હતા. સિરીયાના પ્રવાસ દરમ્યાન તેમણે સામાન્ય જનસમૂહ સમક્ષ હઝરત ખાલિદ (રદિ.)ની બરતરફી અને પોતાની નિર્દોષતા જાહેર કરી તો એક માણસે ત્યાં જ ઊભા થઇ કહ્યું :

"હે ઉમર, ખુદાની કસમ ! તેં ઇન્સાફ કર્યો નથી. તેં રસૂલુલ્લાહ (સલ.)ના

---

* "મુઅલ્લફતુલ કુલૂબ" તે નવમુસ્લિમો કે કાફિરો હતા કે જેમને ઇસ્લામ તરફ આકર્ષિત કરવા ઝકાત આપવામાં આવતી હતી.

✦ ઇઝાલતુલ ખિફા ભાગ ૨, પૃષ્ઠ ૨૯.



અમલદારને બરતરફ કર્યો*. તેં રસૂલુલ્લાહ (સલ.)ની ખેંચેલી તલવારને મ્યાનમાં નાખી દીધી. તેં ઝુલ્મ કર્યો, તેં પોતાના પિત્રાઇ ભાઇ પર ઇર્ષ્યા કરી."

હઝરત ઉમર (રદિ.) એ સર્વે સાંભળી ફક્ત એટલું બોલ્યા કે, "તમે પોતાના ભાઇની તરફદારી કરવામાં ક્રોધાયમાન–ગુસ્સે થઈ ગયા."

એ દશા હોવા સાથે રોબ ને દાબ એવો હતો કે હઝરત ખાલિદને તેવા સમયે કે જ્યારે પૂરા ઇરાક અને સિરીયામાં લોકો ખાલિદના વખાણ કરતા હતા ત્યારે તેમને બરતરફ કર્યા તો કોઇ કંઇક બોલી શક્યું નહિ અને ખાલિદ પોતે પણ કોઇ પ્રકારનો વિચાર દિલમાં લાવી શક્યા નહિ. અમીર મુઆવિયા અને અમ્ર ઇબ્નુલ આસના પ્રભાવ ને પ્રતાપ જગજાહેર છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના નામથી એમને ધ્રુજારી છૂટતી હતી. અમ્ર ઇબ્નુલ આસના પુત્ર અબ્દુલ્લાહે એક માણસને વગર કારણે માર્યો હતો. હઝરત ઉમર (રદિ.)એ અમ્ર ઇબ્નુલ આસના સામે તેમને એજ માર ખાધેલા માણસના હાથે કોરડા મરાવ્યા અને બાપ–દીકરા બન્ને બોધનો તમાશો જોતા રહ્યા. ઇરાનના વિજેતા સા'દ ઇબ્ને વક્કાસને સાધારણ ફરિયાદ માટે જવાબ આપવા બોલાવ્યા તો તેઓને વગર બહાને હાજર થવું પડયું. એ સર્વે ઘટનાઓથી પ્રત્યેક માણસ અનુમાન કરી શકે છે કે હઝરત ઉમર (રદિ.)એ રાજનીતિ અને રાજકુનેહની કળામાં જે નિપૂણતા મેળવી હતી તેનું દષ્ટાંત કોઇ બુદ્ધિશાળી કે રાજ્યકર્તાના જીવન વૃત્તાંતમાં મળી શકતું નથી. એમના રાજ્યસત્તાની સૌથી મહાન વિશેષતા એ હતી કે રાજ્યના કાયદામાં રાય અને રંક, ઊંચ અને નીચ, પોતાના કે પરાયાનો સમાન દરજ્જો હતો.

જબલ તુબ્નુલ અયહમ ગસ્સાની સિરીયાનો મશહૂર જાગીરદાર, બલકે બાદશાહ હતો અને તે મુસલમાન થઇ ગયો હતો. કા'બાનો તવાફ કરતી વેળા તેની ચાદરનો એક છેડો એક માણસના પગ નીચે આવી ગયો, તેથી જબલાએ તેના મોઢા પર થપ્પડ ખેંચી મારી. તેણે પણ સરખો જવાબ આપ્યો. જબલા ગુસ્સાથી લાલચોળ બન્યો અને હઝરત ઉમર (રદિ.) પાસે આવ્યો. હઝરત ઉમર (રદિ.)એ એની ફરિયાદ સાંભળી કહ્યું : "તમે જે કંઇક કર્યું તેની શિક્ષા તમને મળી."

એ સાંભળી જબલાને ઘણી નવાઇ લાગી. તે બોલ્યો : "અમે એવા પદવીના લોકો છીએ કે કોઇ માણસ અમારી સાથે અસભ્યતાથી વર્તે તો તે કતલ કરવાને પાત્ર ઠરે છે."

હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "અજ્ઞાન દશામાં એવું જ બનતુ હતું, પરંતુ ઇસ્લામે ઊંચ અને નીચને સમાન–સરખા કરી નાખ્યા."

તેણે કહ્યું : "જો ઇસ્લામ એવો જ ધર્મ છે કે જેમાં ઊંચ અને નીચમાં કંઇક ભેદ નથી તો

* અસદુલ ગાબા તઝકિરા અહમદ ઇબ્ને હજૂલ મખરૂપી.

હું ઈસ્લામ તરછોડું છું."

સારાંશ કે તે છુપી રીતે કોન્સ્ટાન્ટિનોપલ ચાલ્યો ગયો, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ તેના માટે ન્યાયના કાનૂનને ફેરવ્યો નહિ.

એક વેળા સર્વે મુલ્કી અમલદારોને હજ્જના સમયે બોલાવ્યા અને સામાન્ય જનસમૂહ સમક્ષ ઊભા થઈ કહ્યું કે, "જે કોઈને એ લોકો વિરુદ્ધ કંઈક ફરિયાદ હોય તે રજૂ કરી શકે છે." એ સભામાં મિસરના ગવર્નર અમ્ર ઈબ્નુલ આસ અને મોટા હાકિમો અને અધિકારીઓ હાજર હતા. સભાજનોમાંથી એક માણસે ઊભા થઈ કહ્યું કે અમુક અધિકારીએ વિના કારણે મને સો કોરડા માર્યા હતા. હઝરત ઉમર (રદિ.) બોલ્યા "ઊભો થા, અને તારો બદલો લે."

અમ્ર ઈબ્નુલ આસ બોલ્યા, "અમીરુલ મુઅમિનીન, એવી કાર્યરીતિથી અધિકારીઓ હતાશ થઈ જશે." હઝરત ઉમર (રદિ.) બોલ્યા : "છતાંયે એમ અવશ્ય કરવામાં આવશે."

એટલું બોલ્યા પછી તેઓ વાદીની તરફ વળી તેને કહ્યું "તારું કામ કર. અમ્ર ઈબ્નુલ આસે વાદીને એ વાત પર રાજી કર્યો કે તે બસો દીનાર લઈ પોતાના દાવાને પાછો ખેંચી લે.*

એક વેળા કુરૈશના સરદારો એમને મળવા આવ્યા. સંજોગે સુહૈબ, બિલાલ અને અમ્માર વિગેરે હાજર હતા; જેઓમાંથી બહુધા આઝાદ થયેલા ગુલામ હતા અને જગતની આંખે તેઓ સાધારણ દરજ્જાના માણસ સમજાતા હતા. હઝરત ઉમર (રદિ.)એ પ્રથમ એ જ લોકોને બોલાવ્યા અને કુરૈશ–સરદારો બહાર બેસી રહ્યા. અબૂ સુફયાન જેઓ અજ્ઞાનતાના સમયમાં સર્વે કુરૈશીઓના સરદાર રહ્યા હતા, તેઓને એ બિનાથી ઘણું ખોટું લાગ્યું અને તેઓ સાથીઓને ઉદ્દેશી બોલ્યા, "ખુદાની કુદરત છે કે ગુલામોને દરબારમાં જવાની રજા મળે છે અને અમે લોકો બહાર બેઠા રાહ જોયા કરીએ છીએ." અબૂ સુફયાનનો એ અફસોસ જો કે તેમના કાળની વૃત્તિનુસાર હતો, છતાંયે તેઓમાં કેટલાક સત્યને સમજનારા પણ હતા. એક જણ બોલ્યો, "ભાઈઓ, આપણે ઉમરનો નહિ, પરંતુ આપણો પોતાનો દોષ કાઢવો જોઈએ, ઈસ્લામે સર્વેને એક અવાજે બોલાવ્યા, પરંતુ જેઓ પોતાના દુર્ભાગ્યે પાછળ પહોંચ્યા, તેઓ આજે પણ પાછળ રહેવાને પાત્ર છે."

કાદિસિયાના યુદ્ધ પછી જ્યારે સર્વે અરબ કબીલા અને અસ્હાબોના પગારો બાંધી આપવામાં આવ્યા તો ઘણી જ ઈર્ષ્યા અને તિરસ્કારનો પ્રસંગ આવ્યો. કુરૈશી સરદારો અને પ્રતિષ્ઠિત કબીલાના માણસો કે જેઓ દરેક પ્રસંગે ભેદ અને પ્રતિષ્ઠાના ટેવાયેલા હતા, તેઓ ઘણા જ દાવાની સાથે રાહ જોતા રહ્યા કે પગારોની ઠેરવણીમાં દરજ્જાઓને

* "કિતાબુલ ખિરાજ" પૃષ્ઠ ૬૬.

ધ્યાનમાં લેવામાં આવશે અને લિસ્ટમાં તેમના નામ સૌથી પહેલાં નજરે પડશે; પરંતુ હઝરત ઉમર (રદિ.)એ તેમના સર્વે વિચારો ખોટા ઠેરવ્યા. તેમણે દોલતને મોટાઈ, શક્તિ અને બળ, પ્રખ્યાતી અને નામના, માન ને ભેદની સર્વે વિશેષતાઓને નાબુદ કરી ફક્ત ઈસ્લામી વિશેષતાઓ કાયમ રાખી અને એ જ કારણે તેમણે પગારો ઓછાવત્તા રાખ્યા હતા. જે લોકો પ્રથમ ઈસ્લામ લાવેલા અથવા જિહાદમાં ઝળકતી કીર્તિ મેળવી હતી અથવા રસૂલુલ્લાહ (સલ.) સાથે સંબંધ ધરાવતા હતા તેમને બીજાઓથી ઉચ્ચ દરજ્જે ગણ્યા; જેઓ એ વિશેષતાઓમાં સમાન દરજ્જાના હતા તેમના પગારો સમાન ઠેરવ્યા, તે એટલા પ્રમાણમાં કે ગુલામ અને માલિકમાં કંઈક ભેદ રાખ્યો નહિ, જો કે અરબસ્તાનમાં ગુલામો કરતાં કોઈ લોકો વધુ તિરસ્કારયુક્ત અને નીચ ન હતા.◆ તે જ પ્રસંગે ઉસામા ઈબ્ને ઝૈદનો પગાર પોતાના પુત્ર (હઝરત ઉમરના પુત્ર) અબ્દુલ્લાહથી એમણે વધુ ઠેરવ્યો તો અબ્દુલ્લાહે કહ્યું કે, "અલ્લાહની કસમ ! ઉસામા મારાથી કોઈ પ્રસંગે આગળ રહ્યા નથી."

હઝરત ઉમર (રદિ.) બોલ્યા : "હા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) ઉસામાને તારાથી વધુ ચાહતા હતા."

અરબ પ્રજામાં એવો રિવાજ હતો કે યુદ્ધોમાં તેઓ પોત પોતાના કબીલાઓની અભિમાનપૂર્વક જય બોલાવતા હતા. એ અભિમાનનો નાશ કરવા અર્થે હઝરત ઉમર (રદિ.)એ સર્વે ફોજી ઓફિસરોને લખી મોકલ્યું કે, "જો લોકો એવું કરે તો તેમને સખત શિક્ષા કરો."

એક વેળા એક માણસ કે જે ઝબા કબીલામાંથી હતો તેણે યુદ્ધમાં "હે આલે ઝબા"ની ગર્જના કરી. જ્યારે એની ખબર હઝરત ઉમર (રદિ.)ને પહોંચી તો તેમણે એનો એક વરસ સુધીનો પગાર બંધ કરાવી દીધો. એ પ્રકારના ઘણા બનાવો ઈતિહાસોમાં મળે છે.

એ જ સમાનતાના સિદ્ધાંતની રૂએ તેઓ કોઈ માટે કોઈ પ્રકારનો ઉંચનીચનો ભેદ રાખવો પસંદ કરતા ન હતા. અમ્ર ઈબ્ને આસે મિસરની જુમ્આ મસ્જિદમાં મિમ્બર બનાવ્યો તો હઝરત ઉમર (રદિ.)એ તેમના પર લખી મોકલ્યું કે "શું તમે એ પસંદ કરો છો કે મુસલમાન નીચે બેસે અને તમે ઉપર બેસો ?" તેઓ અધિકારીઓને હંમેશા ભારપૂર્વક ફરમાનો મોકલતા રહેતા કે કોઈ પણ પ્રકારનો ભેદ કે આડંબર ધારણ કરશો નહિ.

એક વેળા ઉબયદ ઈબ્ને કા'બથી એમને કંઈક તકરાર થઈ. ઝૈદ ઈબ્ને સાબિતને ત્યાં મુકદ્દમો ચાલ્યો. હઝરત ઉમર (રદિ.) એમની પાસે ગયા તો એમણે માન આપવા ખાતર

---

◆ અસદુલ ગાબા તઝકિરા સુહૈલ ઈબ્ને અમ્ર



પોતાની બેઠક ખાલી કરી આપી. હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "એ તમારો પ્રથમ અન્યાય છે કે જે તમે આ મુકદ્દમામાં કર્યો." એમ કહી તેઓ પોતાના સમોવડિયાની પાસે બેસી ગયા. એ જ ભેદના કારણે જીવન વ્યવહારનું ધોરણ ઘણું જ સાદું અને ગરીબ રાખ્યું હતું. પ્રવાસ કે વાસમાં પ્રત્યક્ષ કે પરોક્ષમાં, ઘર કે બજારમાં એમને કોઇ માણસ ચિન્હથી ઓળખી શકતો ન હતો કે એ સામયિક ખલીફા છે. કૈસરને ખુશરૂના એલચીઓ મસ્જિદે નબવીમાં આવી શોધે છે કે ઇસ્લામના શહેનશાહ ક્યાં છે. જો કે શહેનશાહ તો થીગડાંવાળા કપડાં પહેરી ત્યાં જ એકાદ ખૂણામાં બેઠેલા હતા. એમના અધિકારીઓ એમને તે જ સમાન ઇલ્કાબોથી પત્રો લખતા હતા કે જે વડે તેઓ અધિકારીઓને લખ્યા કરતા હતા.

ઇન્સાફના એ સિદ્ધાંતથી જો કે ખાસ ખાસ માણસોને નારાજી થતી હતી, પરંતુ એ અરબોનો મૂળ કુદરતી સ્વભાવ હતો તેથી સામાન્ય દેશ પર એની ઘણી જ સારી અસર થઇ અને થોડા જ દિવસોમાં પૂરું અરબસ્તાન એનું મોહિત થઇ ગયું. ખાસમાંથીયે જે લોકો સત્ય પારખનારા હતા તેઓ દિન-પ્રતિદિન એ સિદ્ધાંતનો સ્વીકાર કરતા ગયા અને જેઓ બિલકુલ અહંકારી હતા તેઓ પણ સામાન્યજનોના વિરુદ્ધ પોતાના મતને જાહેર કરવાની ધૃષ્ટતા કરી શક્યા નહિ. એ સિદ્ધાંત અમલમાં મુકાયાથી સૌથી મોટો લાભ એ થયો કે જે અરબ કબીલાઓમાં એ નકામી મોટાઇ માટે માંહોમાંહે લડાઇઓ ચાલતી હતી અને જેના લીધે પૂરું અરબસ્તાન લડાઇની રણભૂમિ બની ગયું હતું, તેઓની પરસ્પરની શત્રુવટ અને મોટાઇનું બળ ઓછું થયું.

એ સ્થાને એ બતાવી આપવું આવશ્યક છે કે હઝરત ઉમર (રદિ.)એ સમાનતાના સિદ્ધાંતની સાથે પોતાના માટે "અમીરુલ મુઅમિનીન"નો ગર્વિષ્ટ ઇલ્કાબ શા માટે કાઢ યો હતો. મૂળ વાત એમ છે કે તે જમાના સુધી એ ઇલ્કાબથી કંઇક અભિમાન માનવામાં આવતું ન હતું; બલકે એથી ફક્ત હોદ્દો અને સેવા જ જાહેર થતી હતી. ફોજી ઓફિસરો અમીરના નામથી બોલાવવામાં આવતા હતા. કાફિર અરબો રસૂલુલ્લાહ (સલ.)ને મક્કાના અમીર કહ્યા કરતા હતા. ઇરાકમાં લોકોએ સા'દ ઇબ્ને વક્કાસને "અમીરુલ મુઅમિનીન" કહેવાનું શરૂ કર્યું હતું. હઝરત ઉમર (રદિ.)ને એ લકબનો વિચાર સુદ્ધાં ન હતો. એની શરૂઆત એમ થઇ કે એક વેળા લબીદ ઇબ્ને રબીઆ અને અદી ઇબ્ને હાતિમ મદીને આવ્યા અને હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થવા ઇચ્છા દર્શાવી. નિયમાનુસાર ખબર કરાવી અને કૂફામાં રહી "અમીરુલ મુઅમિનીન"નો શબ્દ તેમની જીભે ચઢી ગયો હતો તેથી ખબર કરતી વેળા એમ કહેવામાં આવ્યું કે, "અમીરુલ મુઅમિનીનને અમારા આગમનની ખબર આપો." અમ્ર ઇબ્નુલ આસે ખબર પહોંચાડી અને તે વેળા એ જ લકબથી તેઓ ઉદ્દેશીને બોલ્યા. હઝરત ઉમર (રદિ.)એ એ ખિતાબનું કારણ પૂછયું તો તેમણે બનાવનો અહેવાલ કહી સંભળાવ્યો. હઝરત ઉમર (રદિ.)ને પણ એ લકબ પસંદ



પડયો અને તે જ દિવસથી એની સામાન્ય પ્રખ્યાતી ફેલાવા પામી. એ સ્થળે એમ બનવાજોગ છે કે કોઈ સંકુચિત દૃષ્ટિનો મનુષ્ય એમ માને કે હઝરત ઉમર (રદિ.)ને જો ખિલાફતથી કોઈ પ્રકારનો ભપકો અથવા માન પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ ન હતો તો એમણે ખિલાફત જ શા માટે સ્વીકારી ? નિઃસ્વાર્થ તો એમાં સમાયો હતો કે એ પીરસાયેલા ભોજનને એમણે હાથ જ ન અડકયો હોત.

ઉપરોક્ત વિચાર ફક્ત એક સાધારણ વિચાર છે. હઝરત ઉમર (રદિ.) નિઃસંદેહ ખિલાફતથી હાથ ઊંચકી લેત, પરંતુ બીજો કયો માણસ હતો કે જે એને સાચવી શકતો હતો ? હઝરત ઉમર (રદિ.) પૂરેપૂરી રીતે સમજતા હતા કે એ ભારે વજન તેમના સિવાય બીજાથી ઉંચકી શકાય તેમ ન હોતું. શું એવા સમયે એમની પ્રમાણિકતા એમને રજા આપી શકતી હતી કે તેઓ જાણી જોઈને લોકોની બદગુમાનીના ડરે ખિલાફતથી દૂર રહેત; અને જો તેઓ એમ કરત તો ખુદાને શું જવાબ દેત ? એમણે તે જ દિવસે ખુતબામાં કહી દીધું હતું કે :

"જો મને એવી ખાતરી ન હોત કે હું તમારા લોકો માટે સૌથી વધુ લાભકારક, સૌથી વધુ શક્તિમાન અને ગંભીર મહાન કાર્યો માટે સૌથી વધુ બળવાન બાહુવાળો છું તો હું એ હોદ્દાને ન સ્વીકારત."

એથી વધુ સ્પષ્ટ શબ્દો ઈમામ મુહમ્મદ સાહબે મુઅત્તામાં લખ્યા છે કે :

"જો હું એમ જાણત કે કોઈ માણસ એ કાર્ય (ખિલાફત) માટે મારાથી વધુ શક્તિમાન છે તો ખિલાફત કબૂલ કરવા કરતાં તો મારી ગરદન મારવામાં આવે તે મારી ધારણા પ્રમાણે વધુ સરસ હતું."

હઝરત ઉમર (રદિ.)ના ઉપરોક્ત વચનો ઉપર ખૂબ વિચાર કરો અને જુઓ કે એક શબ્દ સત્ય અને મૂળ બિનાથી વેગળો છે. હઝરત ઉમર (રદિ.) રાજનીતિના સિદ્ધાંતના ખૂબ જાણકાર હતા અને એ એક એવી ખાસ ખૂબી હતી કે જેમાં તેઓ સ્પષ્ટ રીતે સર્વે અસહાબો કરતાં શ્રેષ્ઠ હતા. જે દેશો ખિલાફતની સત્તા નીચે હતા તે ત્રણ પ્રકારના– અરબસ્તાન, ઈરાન અને સિરીયા અને મિસર હતા; તેથી દરેકની સ્થિતિ પ્રમાણે વિવિધ યોજનાઓ ધારણ કરવી પડી. ઈરાન અને ઈરાકમાં લાંબા સમયથી "મર્ઝબાન" અને "દેહકાન" ચાલ્યા આવ્યા હતા અને ઈસ્લામના જય પછીયે એમનું બળ અને પ્રભાવ કાયમ હતાં તેથી એમના પોલીટિકલ પગારો બાંધી આપવામાં આવ્યા; એથી તેઓ તદ્દન તાબે થઈ ગયા. એ મુજબ ઈરાકમાંથી ઈબ્નુન્નખીરજાન, બુસ્તામ ઈબ્ને નરસી, રફીલ, ખાલિદ અને જમીલના વાસ્તવિક પગાર બાંધી આપ્યા. સિરીયા અને મિસરમાં રોમનોએ અસલ રહેવાસીઓને મિલકતદાર રહેવા દીધા નહોતા, તેથી તેમના તરફથી એટલો બધો અંદેશો ન હતો, કારણ કે તેમણે વારંવાર કહ્યું હતું કે અમને રોમનો કરતાં



મુસલમાન વધુ પ્રિય છે. પરકોમો સાથે હઝરત ઉમર (રદિ.)નું વર્તન સામાન્ય રીતે ઘણું જ ઉદાર હતું અને એનું કથન ઝિમ્મીઓના વિષયમાં આવી ગયું છે, પરંતુ વધુ તપાસ કરવાથી જણાય છે કે સિરીયા અને મિસરની પ્રજા પ્રત્યે એમને વધુ લાગણી હતી. મિસરમાં મકવકિસ ત્યાંનો મૂળ વતની અને રોમનો તરફથી રાજ્યનો પ્રતિનિધિ હતો, તેની સાથે એવી વર્તણૂક આદરવામાં આવી કે તે વગર ખરીદેલો ગુલામ બની ગયો અને એના કારણે સર્વે મિસરી પ્રજા તાબે થઇ ગઇ. હઝરત ઉમર (રદિ.)એ એટલાથી જ સંતોષ માન્યો હોય એમ નથી, બલકે સર્વે લશ્કરી સ્થળોએ અરબ કુટુંબોને વસાવ્યા અથવા લશ્કરી છાવણીઓ કાયમ કરી દીધી, જેની અસર સૈંકડો માઇલ સુધી પડતી હતી; એટલે કોઇને બંડ કરવાની હિમ્મત થતી ન હોતી. કૂફા અને બસરા જે અરબોના બળનું કેન્દ્ર બની ગયું હતું તેમને ખાસ એ જ હેતુથી વસાવવામાં આવ્યા હતાં. સિરીયા અને મિસરના પૂરા કિનારા પર ફોજી છાવણીઓ એ જ હેતુથી નાખવામાં આવી હતી.

અરબસ્તાનમાં તો એમને ખાસ પોલિટિકલ કુનેહથી કામ કરવું પડયું. યહૂદીઓ અને ખ્રિસ્તીઓને અરબ દ્વિપકલ્પમાંથી તદ્દન કાઢી મુકવામાં આવ્યા. તેઓ મોટા મોટા ઓફિસરોને ઘણીવાર બદલ્યા કરતા હતા, જેમ કે અમ્ર ઇબ્નુલ આસના સિવાય કોઇ એવો ગવર્નર નિમવામાં આવ્યો નથી કે જેની વિવિધ પ્રાંતોમાં બદલી થઇ ન હોય. મુલ્કી ઓફિસરોમાંથી જેના વિશે વધુ બળવાન બની જવાનો સંભવ રહેતો તેને રજા આપવામાં આવતી હતી. જેઓ વધુ પ્રભાવશાળી હતા તેમને રાજધાનીથી બહાર જવા દેતા ન હતા; જેમ કે તેમણે એક વેળા જિહાદ પર જવા આજ્ઞા માંગી તો હઝરત ઉમર (રદિ.) બોલ્યા; "આપ લોકોએ દૌલત ઘણી એકઠી કરી છે" અને વળી કહ્યું, "લા તખરુજૂ ફતસલ્લલૂ યમીનન વ શિમાલન."

એક વેળા અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે પૂછયું કે, "આપ અમોને બહાર જવાથી શા માટે અટકાવો છો ?"

હઝરત ઉમર બોલ્યા કે, "એ પ્રશ્નનો ઉત્તર આપવા કરતાં ઉત્તર ન આપવો વધુ ઠીક છે." એમણે પોતાના કબીલાના લોકોને કદી કોઇ મુલ્કી હોદ્દાઓ આપ્યા નથી. ફક્ત નો'માન ઇબ્ને અદીને જિલ્લા અધિકારીની જગ્યા આપી હતી અને ફરી એક વ્યાજબી કારણ સર તેમને છુટા કર્યા હતા. બનૂ હાશિમ કબીલાવાળાઓને પણ મુલ્કી હોદ્દાઓ આપ્યા ન હતા અને એમને હોદ્દાઓ ન આપવામાં પણ મુખ્યત્વે એ જ કુનેહ હતી. તે સમયે અખિલ અરબસ્તાનમાં અમીર મઆવિયા, અમ્ર ઇબ્ને આસ, મુગીરા ઇબ્ને શુઅબા-એ ત્રણ મશહૂર મહા બુદ્ધિમાન અને દાવેદાર હતા. રાજકીય કાર્યો પાર પાડવા અર્થે એ ત્રણે મહા પુરુષોથી વધીને કોઇ માણસ અખિલ અરબમાં મળી શકતો ન હતો, એથી એ સર્વેને હઝરત ઉમર (રદિ.)એ મોટા મોટા હોદ્દાઓ આપ્યા, પરંતુ હંમેશા એ વાતની તેઓ સંભાળ રાખતા અને એની પેરવી કરતા રહેતા કે તેઓ કાબૂથી બહાર થવા

ન પામે. એમની વફાત પછી કોઇ એવો પુરુષ ન રહ્યો કે જે એમને દાબમાં રાખી શકે, એથી હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદિ.)ના સમયમાં જે બખેડાઓ ઉપસ્થિત થતા રહ્યા તે સર્વે એ લોકોના પ્રતાપે હતા. રાજનીતિ અને પોલિટિક્સ રાજસત્તા અને રાજ કારભાર માટે આવશ્યક છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ને એ બાબતમાં અખિલ જગતમાં જે શ્રેષ્ઠતા પ્રાપ્ત છે તે એ છે કે અન્ય બાદશાહોએ પોલિટિક્સની આવશ્યકતાથી જે જે કાર્યો કર્યા તેમનું નામ છળકપટ અને દંગલબાજી, આડંબર અને દ્વેષ હતું. એમાં ફક્ત બાદશાહો જ સંડોવાયા હોય એમ નથી, બલકે મોટા મોટા રિફોર્મરો એ કલંકથી બચ્યા નથી; પરંતુ હઝરત ઉમર (રદિ.)ના કોઇ કાર્ય પર છળ કે ચાલબાજીનો પડદો પડયો ન હતો. તેઓ જે કંઇ કરતા હતા તે છડેચોક કરતા હતા અને લોકોને સ્પષ્ટ રીતે એના ભેદથી જાણકાર કરતા હતા. ખાલિદને બરતરફ કર્યા તો સર્વે જિલ્લાઓમાં ફરમાનો મોકલાવી દીધા કે :

"મેં ખાલિદને કોઇ નારાજી કે અપ્રમાણિકપણાના લીધે છુટા કર્યા નથી, પરંતુ એ કારણે કે લોકો એમના વધુ ને વધુ અનુરાગી બનતા જતા હતા તેથી હું ડર્યો કે કંઇ લોકો એમના પર વિશ્વાસ ન કરી બેસે."

મુષન્નાની બરતરફીની વેળાએ પણ એવા જ વિચારો જાહેર કર્યા હતા અને કહ્યું હતું કે :

"મેં એમને નારાજીના કારણે બરતરફ કર્યા નથી, પરંતુ લોકો એમને એટલું બધું માન આપતા હતા કે મને ડર લાગ્યો કે લોકો કંઇ એમના પર વિશ્વાસ ન કરી બેસે."

બનૂ હાશિમવાળાઓને જે કારણે રાજકીય સેવાઓ સોંપી નહિ તેના કારણો હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસને સ્પષ્ટ રીતે જણાવી દીધા, જેની વિગત કોઇ અન્ય વાસ્તવિક સ્થળે આપવામાં આવશે.

હઝરત ઉમર (રદિ.)ની સુરાજનીતિનો એક લાંબો કાળ અને એમની ખિલાફતની સફળતાનું મહાન કારણ એ છે કે એમણે રાજસત્તા અને વ્યવસ્થાના યંત્રમાં ઘણા જ બંધબેસતા પુરઝાઓ ગોઠવ્યા હતા. એ તો સામાન્ય રીતે સિદ્ધ છે કે સદ્‌ગુણોની ઓળખનું લક્ષણ એમનામાં સૌથી શ્રેષ્ઠ હતું. એ દ્વારા એમણે પૂરા અરબસ્તાનના કાબિલ માણસો અને તેમની વિવિધ શક્તિ કાબિલીયતોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને એમણે એ જ શક્તિ કાબિલિયતો અનુસાર તેમને હોદ્દાઓ આપ્યા હતા. રાજનીતિ અને વ્યવસ્થાની કળામાં ચાર માણસો અમીર મઆવિયા, અમ્ર ઇબ્નુલ આસ, મુગીરા ઇબ્ને શુઅબા અને ઝયાદ ઇબ્ને સુમૈયા–અખીલ અરબસ્તાનમાં બીન હરીફ હતા; તેથી એમને મોટા મોટા રાજકીય હોદ્દાઓ આપવામાં આવ્યા હતા અને ખરું જોતાં એ લોકોના સિવાય સિરીયા, મિસર અને કૂફા પર કોઇ સત્તા જમાવી શકતો ન હતો. લશ્કરી સેવાઓ માટે અયાઝ

ઈબ્ને ગનમ, સા'દ ઈબ્ને વક્કાસ, ખાલિદ, નોઅમાન ઈબ્ને મુકર્રિન વગેરેને ચૂંટી કાઢ્યા. અમ્રૂ મા'દી કરબ અને તુલૈહા ઈબ્ને ખાલિદ જો કે પહેલવાની અને સિપાહગીરીમાં અજોડ હતા, પરંતુ લશ્કરોને લડાવી શકતા ન હોતા. તેથી એ બંનેના માટે આજ્ઞા કરી કે કોઈ વિભાગમાં એમને લશ્કરની સરદારી આપવામાં ન આવે. ઝૈદ ઈબ્ને સાબિત અને અબ્દુલ્લાહ ઈબ્ને અરકમ લેખનકળામાં અજોડ હતા તેથી તેમને મીર મુન્શી નિમ્યા. કાઝી શરીહ, કા'બ ઈબ્ને સોર, સલમાન ઈબ્ને રબીઅ; અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ મુકર્દમાઓના ચુકાદા આપવામાં નિપૂણ હતા, તેથી તેમને ન્યાયાધીશ બનાવ્યા, સારાંશ કે જેને જે કાર્ય માટે નિમવામાં આવ્યો તે જાણે તે જ કાર્ય માટે પેદા થયો હતો. એ બાબતનો પરકૌમોના ઈતિહાસકારોએ પણ સ્વીકાર કર્યો છે. એક ખ્રિસ્તી ઈતિહાસકાર લખે છે કે "ઉમરે લશ્કરના સરદારોને ગવર્નરોની ચૂંટણી પક્ષપાત કર્યા વિના કરી હતી; અને મુગીરા ને અમ્માર સિવાય બીજાની નિમણૂક ઘણી જ વાસ્તવિક અને બંધબેસતી નીવડી હતી.

## નિઃસ્વાર્થ અદલ-ઈન્સાફ :-

જે મુખ્ય બાબતના લીધે એમની રાજસત્તા સામાન્ય રીતે લોકપ્રિય થઈ પડી અને જેના કારણે તેમના સખત નિયમોને પણ અરબ–પ્રજા સહન કરી લેતી હતી તે એ હતી કે એમનો અદલ–ઈન્સાફ હંમેશા નિષ્પક્ષપાતી રહ્યો હતો, જેમાં મિત્ર કે શત્રુનો ભેદ રાખવામાં આવતો ન હતો. એ વાત બનવાજોગ હતી કે લોકો એ બાબતથી નારાજ થાત કે ગુનાહની શિક્ષા આપવામાં હઝરત ઉમર (રદિ.) કોઈની મોટાઈ કે પદવી જરાય લક્ષમાં લેતા નથી, પરંતુ જયારે તેઓ એ જોતા હતા કે ખાસ પોતાની ઔલાદ અને સગાં–સ્નેહીઓની સાથે પણ હઝરત ઉમર (રદિ.)ની એવી જ વર્તણૂક છે તો તેમને સંતોષ વળતો હતો. એમના પુત્ર અબૂ શહમા*એ જયારે દારૂ પીધો તો એમણે પોતાના પુત્રને ૮૦ કોરડા લગાવ્યા અને એની જ વેદનાથી તેઓ બીચારા ગુજરી ગયા. કુદામા ઈબ્ને મત્ઉન જેઓ એમના સાળા અને ઉચ્ચ દરજ્જાના સહાબી હતા. તેઓ જયારે એ જ ગુનાહ માટે પકડાયા તો તેમને છડેચોક ૮૦ કોરડા મરાવ્યા. હઝરત ઉમર (રદિ.)ની રાજનીતિનો એક મોટો સિદ્ધાંત એ હતો કે તેઓ પુરાતન રાજ્યોને રાજકર્તાઓના કાયદાઓ અને વ્યવસ્થાઓનું જ્ઞાન મેળવતા હતા અને એમાં જે બાબત પસંદ પડતી તેને ધારણ કરી લેતા હતા. જમીન મહેસૂલ, પાકના દસમા ભાગ જેટલું મહેસૂલ, દફતર, સીધું સામાન, પત્રકો, હિસાબ–એ સર્વે વ્યવસ્થાઓમાં એમણે ઈરાન અને સિરીયાના પુરાતન કાયદાઓનું અનુકરણ કર્યું. અલબત્ત, જયાં કંઈ ખામી દેખાઈ તેની સુધારણા કરવામાં આવી.

* અબૂ શહમાની કથામાં વાઈઝો એ કંઈ કંઈ મરી–મસાલો ઉમેર્યો છે, પરંતુ ખરી બીના એટલી છે કે હઝરત ઉમર (રદિ.)એ તેમને શિક્ષા કરી હતી અને તેઓ એ જ વેદનાના લીધે વફાત પામ્યા હતા. જૂઓ, મઆરિફ ઈબ્ને કતીબ : ઝિક્રે અવલાદે ઉમર (રદિ.)

ઈરાકની જમાબંધી કરવાનો ઈરાદો કર્યો ત્યારે હુઝૈફા અને ઉસ્માન ઈબ્ને હનીફના નામે ફરમાનો મોકલ્યા કે ઈરાકના બે મોટા જમીનદારોને મારી પાસે મોકલી દો. એથી એ જમીનદાર દુભાષિયા સહિત હઝરત ઉમર (રદિ.) પાસે આવ્યા અને તેમણે તેઓને પૂછ્યું કે, "ઈરાનના સુલતાનોને ત્યાં મહેસૂલ આકારણીની શી પદ્ધતિ હતી ?"*

જઝિયા જો કે જાહેરમાં ધાર્મિક સંબંધ ધરાવતો હતો, છતાંયે એની આંકણી તે જ સિદ્ધાંતો અનુસાર કરવામાં આવી કે જે નવશેરવાને પોતાના રાજ્યમાં કાયમ કર્યા હતા. અલ્લામા અબૂ જાફર મુહમ્મદ ઈબ્ને જરીર તબરીએ જ્યાં નવશેરવાનની રાજવ્યવસ્થા અને મુખ્યત્વે જઝિયાનું વર્ણન કર્યું છે ત્યાં લખ્યું છે કે :

"એ તે જ કાનૂનો છે કે હઝરત ઉમર (રદિ.)એ જ્યારે ઈરાન જીત્યું ત્યારે એમનું અનુકરણ કર્યું હતું."◆

એથી વધુ સ્પષ્ટ અને સવિસ્તર એ વિષયને અલ્લામા ઈબ્ને મિસ્કવૈઃએ લખ્યો છે. મજકૂર વિદ્વાન કે જેઓ તત્વજ્ઞાની, ફીલોસોફર અને શેખ બૂ અલી સીનાના સમકાલીન અને સમ પંકિતના હતા તેમણે એક ઈતિહાસનું પુસ્તક લખ્યું છે કે જેનું નામ "તિજારતુલ ઉમમ"★ છે. એ પુસ્તકમાં જે ઠેકાણે હઝરત ઉમર (રદિ.)ની રાજવ્યવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું હતું ત્યાં લખ્યું છે કે :

"ઉમર ફારૂક ઈરાનના કેટલાક માણસોને પોતાના ખાસ મંડળમાં રાખતા હતા, એ લોકો તે બાદશાહોના રાજધારાઓ વાંચી સંભળાવતા હતા. ખાસ કરીને ઈરાનના બાદશાહોના અને તેમાંયે મુખ્યત્વે કરી નવશેરવાન બાદશાહના ધારાઓ સંભળાવ્યા કરતા હતા, કારણ કે એમને નવશેરવાનના રાજધારાઓ ઘણા પસંદ હતા અને તેઓનું ઘણી વાર અનુકરણ કરતા હતા."

અલ્લામા મજકૂરના વર્ણનને એ વાતથી પણ અનુમોદન મળે છે કે સામાન્ય રીતે ઈતિહાસકારોએ લખ્યું છે કે જ્યારે ઈરાનનો જાગીરદાર હોર્મઝાને ઈસ્લામ સ્વીકાર્યો તો હઝરત ઉમર (રદિ.)એ તેને પોતાના ખાસ દરબારીઓમાં દાખલ કર્યો અને ઘણી વાર રાજવ્યવસ્થાના સંબંધમાં તેની સલાહ લેતા હતા. હઝરત ઉમર (રદિ.) એ માટે ઘણી કોશિશમાં રહેતા હતા કે રાજ્યમાં બનતા બનાવોમાંથી કોઈ એમનાથી છુપું રહેવા પામે નહિ. એમણે રાજ્ય વ્યવસ્થાની દરેકે દરેક શાખાઓ પર ખબરપત્રીઓ અને રિપોર્ટરો રાખ્યા હતા; તેથી દેશમાં બનતા નાનામાં નાના બનાવના સમાચાર તેમને પહોંચી જતા

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૨૧.

◆ તારીખે તબરી, પૃષ્ઠ ૨૨૨.

★ એ પુસ્તક કોન્સ્ટાન્ટિનોપલની મસ્જિદે અબા સોફયાના પુસ્તક શાળામાં છે અને મેં એ જ પ્રતમાંથી ઉતારો કર્યો છે.

હતા. ઈમામ તબરી લખે છે કે :

"ઉમરથી કોઈ વાત છૂપી રહેતી ન હતી. ઈરાકમાં જે લોકોએ તોફાન જગાવ્યું અને સિરીયામાં જે લોકોને ઈનામ આપવામાં આવ્યું એ સર્વેના લેખિત સમાચાર એમને પહોંચતા હતા."

ઈરાકના એક યુદ્ધમાં લશ્કરના સેનાપતિએ અમ્ર મા'દી કરબને બેવડો ભાગ ન આપ્યો. તેથી અમ્ર મા'દીકરબે એનું કારણ પૂછયું. સેનાપતિએ જવાબ આપ્યો કે તમારો ઘોડો વર્ણસંકર છે તેથી તેનો ભાગ ઓછો થયો. મા'દી કરબને પોતાની પહેલવાનીનું અભિમાન હતું. તેઓ બોલ્યા "હા, વર્ણસંકર જ વર્ણસંકરને ઓળખી શકે છે." એ સમાચાર હઝરત ઉમર (રદિ.)ને તરત જ પહોંચ્યા, તેમણે મા'દી કરબને એવો ઠપકો આપ્યો કે ફરી એમને ભવિષ્યમાં એવા અપમાનની હિંમત થઈ નહિ. નુઅમાન ઈબ્ને અદી યસાનના ગવર્નર હતા. ધન–સંપત્તિની મોજમાં પડી તેમણે પોતાની પત્ની પર એક કાગળ લખ્યો કે જેમાં નીચેના કાવ્યપદો હતા :

લઅલ્લા અમીરલ મુઅમિનીન યસુઉદહુતના દુમુના બિલ જવસકિલ મુનહદ્દિમી.

કદાચ અમીરુલ મુઅમિનીનને ખબર થશે તો તેમને માઠું લાગશે કે અમે લોકો મહોલ્લાઓમાં સ્વચ્છંદી સોબતો રાખીએ છીએ.

હઝરત ઉમર (રદિ.)ને તરત જ એ સમાચાર મળ્યા; તેથી એઓએ તેમને બરતરફ કરી લખી મોકલ્યું કે, "હા, મને તમારી એ ચાલથી ખોટું લાગ્યું."

અસ્હાબોમાંથી હુઝયફા ઈબ્નુલ યમાન નામક એક મહાન પુરુષ હતા કે જેઓને ઘણી વાર છૂપી વાતોની જાણ થતી હતી. નબુવ્વતના સમયે એઓ રસૂલુલ્લાહ (સલ.)ના મંત્રી હતા તેથી તેઓ "સાહિબુસ્સર" (ભેદ જાણનારા) કહેવાતા હતા. હઝરત ઉમર (રદિ.)એ તેમને એક દિવસ પૂછયું કે "મુનાફિકીન (મુસ્લિમ વેષધારી કાફિર શત્રુઓ)ની જે ટોળી છે તેમાંથી કોઈ મારા અધિકારીઓને ઓહદેદારોમાંથીએ છે ?" તેમણે કહ્યું : હા, એક માણસ છે." હઝરત ઉમર (રદિ.)એ તેનું નામ પૂછયું, પરંતુ ભેદ છુપાવવાના કારણે નામ તેમણે બહાર પાડયું નહિ. હુઝયફા વર્ણન કરે છે કે, "એ બનાવ પછી હઝરત ઉમર (રદિ.)એ પેલા માણસને બરતરફ કર્યો તેથી મેં ધાર્યું કે એ માણસને એમણે પોતે જ શોધી કાઢયો.* એ જ બારીક તપાસ ને તિક્ષ્ણ બુદ્ધિના પ્રતાપ હતા કે સર્વે અધિકારી અને હોદ્દેદારો એમની સલાહ વિના કોઈ કામ કરતા ન હતા. અલ્લામા તબરી લખે છે :

"વકાનુ લા યદ્ઉના શઅ્યન વલા માતૂ નહુ ઈલા બિઅમરિહી"◆ –અર્થાત્ લોકો

* અસદુલ ગાબા ઝિકે હુઝયફા ઈબ્નુલ યમાન.

◆ "તબરી" પૃષ્ઠ ૨૪૮૭.

કોઈ કામ એમને પૂછયા વિના કરતા નહોતા.

હઝરત ઉમર (રદિ.) બયતુલ માલ કિંવા ખઝાના માટે ઘણી ચિંતા રાખતા હતા અને કોઈ પ્રકારની રકમને એની હદ બહાર ગણતા નહોતા. કા'બામાં લાંબા સમયની ભેટો એકઠી થઈ હતી તેના વિશે એમણે કહ્યું "મેં એવો ઈરાદો કર્યો છે કે જે કંઈ એમાં સોનું-ચાંદી છે તેને લોકો વચ્ચે વહેંચી આપું."

એક વેળા ગનીમતનો માલ આવ્યો. હઝરત હફસા (હઝરત ઉમરના પુત્રી અને રસૂલુલ્લાહના પવિત્ર પત્ની)ને ખબર થઈ. તેઓ હઝરત ઉમર (રદિ.)ની પાસે આવ્યાં અને બોલ્યાં : "અમીરુલ મુઅમિનીન ! એમાંથી મારો હક મને અર્પણ કરો," કારણકે હું "ઝિલ કુરબા" (રસૂલુલ્લાહના સગાઓ)માંથી છું."

હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : "જાને પીદર, તારો ભાગ મારા ખાસ માલમાં છે, પરંતુ એ તો ગનીમતનો માલ છે. તું તારા પિતાને ઠગવા ધારે છે ?" પિતાના વચન સાંભળી તેઓ બિચારાં શરમાઈ ત્યાંથી ચાલ્યા ગયાં.★

સિરીયાની જીત પછી રોમના કૈસરની સાથે મિત્રભાવ ઉત્પન્ન થયો હતો અને પત્રવ્યવહાર ચાલતા હતા. એક વેળા ઉમ્મે કુલસુમે (હઝરત ઉમરના પત્ની) કૈસરની શહેનશાહ બાનુ માટે ભેટ રૂપે કેટલીક અત્તરની શીશીઓ મોકલી. તેણે એના બદલામાં શીશીઓ ઝવેરાતથી ભરીને મોકલી. હઝરત ઉમર (રદિ.)ને જયારે એની જાણ થઈ ત્યારે તેઓ બોલ્યા : "જો કે અત્તર તમારું હતું, પરંતુ જે કાસદ એ ચીઝો લઈને ગયો તે સરકારી માણસ હતો અને તેનો જવા-આવવાનો ખર્ચ સામાન્ય આમદનીમાંથી આપવામાં આવ્યો હતો."

સારાંશ કે તે ઝવેરાત લઈને હઝરત ઉમર (રદિ.)એ બયતુલ માલમાં દાખલ કરાવી દીધું* અને તેમને કંઈ અવેજ આપી દેવામાં આવ્યો.

એક વેળા તેઓ બીમાર પડયા. લોકોએ ઈલાજ માટે મધ બતાવ્યું. બયતુલ માલમાં મધ હતું, પરંતુ વગર રજાએ તે લઈ શકતા નહોતા. મસ્જિદે નબવીમાં જઈ એમણે લોકોથી પૂછયું કે, "આપ લોકો આજ્ઞા આપો તો હું બયતુલ માલમાંથી થોડુંક મધ લઈ લઉં."

એમ કરવામાં રજા લેવા ઉપરાંત એ જાહેર કરવું હતું કે આમ પ્રજાના ખઝાના પર સામયિક ખલીફાને એટલોયે અધિકાર નથી.

ખિલાફત મળી તે અગાઉ તેઓ વેપાર કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા.

---

★ મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ.

* કન્ઝુલ ઉમ્માલ, ભાગ ૬, પૃષ્ઠ ૩૫૪.

ખિલાફતના કારભારમાં એ ધંધો ચલાવી શકતા નહોતા; તેથી અસહાબોને એકત્ર કરી પોતાની જરૂરિયાતો જાહેર કરી બોલ્યા : "બયતુલ માલમાંથી હું કેટલું મારા ખર્ચ માટે ઉપાડી શકું છું ?"

લોકોએ વિવિધ મત આપ્યા. હઝરત અલી (રદિ.) ચુપ હતા. હઝરત ઉમર (રદિ.)એ તેમની તરફ જોયું. તેઓ બોલ્યા, "ફક્ત સાધારણ દરજ્જાના ખોરાક અને વસ્ત્રો જેટલી રકમ ઉપાડી શકો છો."

એથી એમના તથા એમના બાલ–બચ્ચાંઓ માટે બયતુલ માલમાંથી ખોરાક વસ્ત્રો આપવાનું નક્કી થઇ ગયું.* લશ્કરી પેન્શનરોમાંથી જ્યારે બદરવાળા (જેઓએ જંગે બદરમાં ભાગ લીધો હતો.) માટે પગારો બાંધવામાં આવ્યા તો અન્ય લોકોની સાથે વાર્ષિક પાંચ હજાર દિરહમ એમના પણ નક્કી થયા. કરોડો રૂપિયાની આવકમાંથી ફારૂકે આ'ઝમને આખા વર્ષ દરમ્યાન જે રકમ મળતી હતી તેની એ સંખ્યા હતી. એમના જીવન વ્યવહારના વૃત્તાંત આગળ જતાં તમે વાંચશો કે તેઓ મુખ્યત્વે કરી ફાટેલા વસ્ત્રો પહેરતાં, ભોંય પર સૂઈ રહેતા, મહિનાઓ સુધી એમના ઘરમાં ઘઉંની રોટલી બનતી ન હતી. એનું કારણ કંઇ તપશ્ચર્યા કે જોગીપણું ન હતું, બલકે ખરું જોતાં એથી વધુ એમને દેશની આવકમાંથી મળતું ન હતું. કોઇ કોઇ વેળા સંજોગે કોઇ મોટી રકમ એમને મળતી તો તેઓ છૂટા હાથે ખરચ કરતા હતા; એથી જ્યારે એમના હઝરત ઉમ્મે કુલષુમથી નિકાહ થયા તો તેમની પ્રતિષ્ઠા અને નબુવ્વતના સંબંધના લીધે ૪૦ હજારની મહેર બાંધી અને તે જ ઘડીએ અદા પણ કરી દીધી. બનૂ હાશિમના ખાનદાનને રાજકીય હોદ્દાઓ ન આપ્યા તેનું એક મોટું કારણ એ હતું કે એમને ડર હતો કે બનૂ હાશિમ ૧/૫ માંથી એક ભાગ તેઓ શરીઅતના હક તરીકે પોતાનો ગણતા હતા તેથી જો કે તેઓ ધનવાન હોવા છતાં ૧/૫માં પોતાનો ભાગ લેશે, જો કે હઝરત ઉમર (રદિ.) એમ માનતા હતા કે ૧/૫નો વ્યય સામયિક ઈમામના મતાનુસાર થવો જોઇએ. એથી એની વિગત આગળ આપવામાં આવશે. એમણે બનૂ હાશિમ સંબંધી પોતાનો વહેમ પણ પ્રસિદ્ધ કર્યો હતો. હિમ્સનો અધિકારી મરી ગયો ત્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસને નિમવા ધાર્યું, પરંતુ એમના તરફથી સંતોષ ન હતો, તેથી તેમને બોલાવીને કહ્યું :

ફી નફસી મિન્ક શઅ્યુન–અર્થાત્ : મારા દિલમાં તમારા તરફથી જરા અંદેશો છે. એમણે પૂછયું, કેમ ? તો તેઓ બોલ્યા, "મને ડર છે કે તમે મહેસૂલ વેરામાંથી કંઈક ઉચાપત ન કરી બેસો."

એ ફક્ત ધારણા જ ન હતી, બલકે એવું જ બન્યું. હઝરત અલી (રદિ.)એ પોતાની ખિલાફત દરમ્યાન જ્યારે હઝરત અબ્દુલ્લાહને અધિકારી નિમ્યા તો તેમણે બયતુલ

* તારીખે તબરી સને ૧૫ હિજરીના બનાવ.

માલમાંથી રકમ ઉપાડી અને જ્યારે હઝરત અલી (રદિ.)એ જવાબ માંગ્યો તો લખી મોકલ્યું કે, "હજુ મેં મારો પૂરો ભાગ લીધો નથી."

એ યાદ રાખવું જોઇએ કે હઝરત ઉમર (રદિ.)એ બયતુલ માલના સંબંધી જે કરકસર અને ત્રેવડથી કામ લીધું તે ખિલાફતે ફારૂકીની સફળતાનું એક મોટું કારણ હતું. હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતમાં લોકોએ અંતમાં જે બળવાઓ કર્યા તેનું મોટું કારણ એ હતું કે એમણે બયતુલ માલનો વ્યય ઘણા જ બહોળા હાથે કર્યો; એટલે કે પોતાના સગાંસ્નેહીઓને મોટી મોટી રકમો અર્પણ કરી. એક આશ્ચર્યજનક બીના એ છે કે એમને હદ વગરના કાર્યો કરવાના હતા, રાજધાનીથી સેંકડો અને હજારો માઈલ સુધી લશ્કરો ફેલાયેલા હતા, જેઓની એકેએક હિલચાલ એમના ઈશારાઓ પર અવલંબિત હતી. રાજવ્યવસ્થાની વિવિધ શાખાઓનું વર્ણન તમે ઉપર વાંચી આવ્યા છો. ફિકહની યોજના અને ઈફતા (ફતવા આપવું તે) જે એક જાથુકું અને મહા ભારે કાર્ય હતું તે અલગ હતું. પોતાના અંગત કાર્યો અલગ હતા, છતાંયે પ્રત્યેક કાર્ય વખતસર પાર પાડવામાં આવતું હતું અને કોઇ કાર્યમાં કંઇ અડચણ નડતી નહોતી. નહાવંદના યુદ્ધ વેળા અખિલ ઈરાન ઓસડાઈને આવ્યું હતું ત્યારે એવા બારીક સમયે કૂફાના ગવર્નર સા'દ ઈબ્ને અબી વક્કાસ વિરુદ્ધ ફરિયાદ થઇ. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "જો કે આ સમય ઘણો જ બારીક છે, છતાંયે સા'દની તપાસ મુલતવી રાખી શકાતી નથી." તેથી કૂફાથી લશ્કરોની કૂચની વ્યવસ્થા એક તરફ થઇ રહી હતી અને બીજી તરફ ભારે ઝીણવટ સહિત સા'દની તપાસ ચાલી રહી હતી. જઝીરાવાળાઓએ કૈસરથી મળી જ્યારે સિરીયા પર હુમલો કરવાનો નિશ્ચય કર્યો ત્યારે એવી ત્વરાએ સર્વે જિલ્લાઓથી ફોજો મોકલવામાં આવી કે જઝીરાના સર્વે નાકાઓ બંધ કરી દેવામાં આવ્યા અને જઝીરાવાસીઓ કૈસર સુધી પહોંચી શક્યા નહિ. ઝયાદ ઈબ્ને હદીર જેઓ ઈરાકમાં માલ પર દાણ વસૂલ કરવા પર નિમાયા હતા તેમણે એક ખ્રિસ્તીના ઘોડાની કિંમત ૨૦ હજાર રૂપિયા ઠેરવી મહેસૂલ માંગ્યું. તેણે કહ્યું, "ઘોડો આપ રાખી લ્યો અને ૧૯ હજાર આપી દો." બીજી વાર એ ખ્રિસ્તી એમની હદમાંથી પસાર થયો તો એનાથી ફરી ઝકાત માંગી, તેથી ખ્રિસ્તીએ મક્કે પહોંચી હઝરત ઉમર (રૂદિ.) સમક્ષ ફરિયાદ કરી. હઝરત ઉમર (રદિ.)એ ફક્ત એટલું જ કહ્યું કે "તમે ધીરજ રાખો." એ ખ્રિસ્તી ઝયાદ ઈબ્ને હદીરની પાસે પાછો આવ્યો અને દિલમાં વિચાર કરી ચૂક્યો હતો કે એક હજારની બીજી રકમ આપી ઘોડો પાછો લઇ લઉં. એ તરફ હઝરત ઉમર (રદિ.)નું ફરમાન પ્રથમથી આવી ગયું હતું કે વર્ષમાં બે વાર એક ચીજની ઝકાત લઇ શકાતી નથી.

એક બીજા ખ્રિસ્તી સાથે એવા જ પ્રકારની ઘટના બનવા પામી. એ માણસ બરાબર તે વેળાએ પહોંચ્યો કે જ્યારે હઝરત ઉમર (રદિ.) હરમમાં ખુત્બો (ઉપદેશ) પઢી રહ્યા હતા. એણે એ જ વખતે ફરિયાદ રજૂ કરી. એમણે કહ્યું કે, બે વાર મહેસૂલ લઇ શકાતું

નથી. ખ્રિસ્તી કેટલાક દિવસ મક્કામાં રહ્યો. એક દિવસે હઝરત ઉમર (રદિ.) પાસે જઇ બોલ્યો કે, "હું તે જ ખ્રિસ્તી છું કે જેણે મહેસૂલ સંબંધી ફરિયાદ કરી હતી." હઝરત ઉમર (રદિ.)એ જવાબમાં કહ્યું કે, "હા, હું તે જ સયફી (મુસલમાન) છું કે જેણે તમારું કાર્ય પૂરું કરી આપ્યું."

એ ઇસાઇએ તપાસ કરી તો એને જણાયું કે હઝરત ઉમર (રદિ.) પહેલા જ દિવસે ઝયાદ પર ફરમાન મોકલાવી ચૂક્યા હતા.*

એમણે એ વાતનો ભારે બંદોબસ્ત કર્યો હતો કે તાબેના દેશોમાં વસતો કોઇ માણસ કંગાળ ભૂખમરાની દશામાં રહેવા પામે નહિ. એ સામાન્ય હુકમ હતો અને હંમેશા એ પર અમલ થતો હતો કે રાજયમાં જેટલાંયે અપંગ, કામ ન કરી શકે તેવા માણસો અને લકવો મારી ગયેલા માણસો હોય તેમના સર્વેના પગારો બયતુલ માલ તરફથી બાંધી આપવા. ફોજ બહારના લાખો માણસોના નામ લશ્કરી દફતરમાં નોંધાયેલા હતા; તેઓ સર્વેને ઘર બેઠાં ખોરાક મળતો હતો. પ્રથમ જ્યારે એ વ્યવસ્થા શરૂ કરી ત્યારે એક જરીબ લોટ રાંધવા આજ્ઞા કરી હતી, જ્યારે લોટ રંધાઇ તૈયાર થયો ત્યારે ત્રીસ માણસોને બોલાવી જમાડયા. સાંજે પણ એટલો જ લોટ રંધાવી તેટલા જ માણસોને ખવડાવ્યો. બે ટંક માટે એટલું પ્રમાણ પૂરતું સિદ્ધ થયું ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "એક માણસને મહિનાભરનો ખોરાક એટલા જ પ્રમાણમાં આપવો જોઇએ." સામાન્ય પ્રસિદ્ધિ માટે મિમ્બર પર ચઢયા અને માપ હાથમાં લઇ બોલ્યા : "મેં તમારા લોકો માટે એટલી ખોરાકી ઠેરવી છે. જે માણસ એને ઘટાડશે તેને ખુદા પૂછશે. એક કથન એમ પણ છે કે : **"ઇન્ની કદ ફરદતુ લિ કુલ્લિ નફ્સીન મુસ્લિમતીન ફી શહ્રીન મુદય હિન્તતીન વ કિસ્તય ખલ્લિન"** -અર્થાત્ : "મેં દરેક મુસલમાન માટે દર માસે બે મદ (લગભગ ૨૫ શેર) ઘઉં અને બે શીશી સરકાની ઠેરવી છે."

એ ઉપરથી એક માણસે ઊભા થઇ પૂછયું : "શું ગુલામ માટે પણ એટલું જ કે ?"

તેઓએ દર્શાવ્યું કે, "હા, ગુલામ માટે પણ એટલું જ. ગરીબ અને કંગાળ માટે પણ એટલું જ." ગરીબ અને કંગાળ માટે ધર્મભેદ વિના એ હુકમ હતો કે બયતુલ માલમાંથી એમના પગારો બાંધી આપવામાં આવે. (એથી જેમ અમે ઉપર ઝિમ્મીઓના હકો લખી આવ્યા છીએ તેમ) બયતુલ માલના અધિકારીને લખી મોકલ્યું કે, "ખુદાના વચન **"ઇન્નમસ્સદકાતુ લિલ ફુકરાઇ વલ મસાકીન"**માં ફુકરાથી મુસલમાન ભાવાર્થ અને મસાકીનથી "અહલે કિતાબ" ભાવાર્થ સમજવો. ઘણા ખરા શહેરોમાં મહેમાનખાના બનાવ્યા, જેઓમાં બયતુલ માલમાંથી મુસલમાનોને ખાવાનું મળતું હતું. અમે કૂફાના મહેમાનખાનાનું વર્ણન કૂફાની વસતીની વિગતમાં આપી આવ્યા છીએ. મદીના

* જૂઓ, કિતાબુલ ખિરાજ પેજ : ૫૧ અને ૭૯

મુનવ્વરહમાં જે લંગરખાનું (સદાવ્રત) હતું તેમાં હઝરત ઉમર (રદિ.) પોતે જઈ પોતાની દેખરેખ હેઠળ ખાવાનું રંધાવતા હતા.*

વાલી–વારસ વિનાના બાળકો કે જેઓની માઓ તેમને સરેઆમ રસ્તાઓ પર મુકી જતી હતી તેમને માટે સન ૧૮ હિજરીમાં એવી વ્યવસ્થા કરી હતી કે એ પ્રકારનું કોઈ બાળક મળી આવે તો તેને દૂધ પિવડાવવા અને બીજા ખર્ચની ગોઠવણ બયતુલ માલ તરફથી થતી હતી. એથી એ ખરચ માટે પ્રથમ ૧૦૦ દિરહમ વાર્ષિક ઠરાવવામાં આવતા હતા, ફરી દરેક વર્ષે તેમાં વૃદ્ધિ કરવામાં આવતી હતી. યતીમોનું પાલન–પોષણ અને જો તેમની મિલકત હોય તો તેની સંભાળની સારી વ્યવસ્થા તેઓ કરતા હતા અને ઘણી વાર વેપાર દ્વારા તેમાં વૃદ્ધિ કરવામાં આવતી હતી.

એક વેળા હકમ ઈબ્ને અબીલ આસથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, મારી પાસે યતીમો (અનાથો)નો જે માલ જમા છે તેની ઝકાત કાઢવાના લીધે ઘટતો જાય છે, તમે એ વડે વેપાર કરો અને જે નફો થાય તેને પણ વેપારમાં લગાડો. એથી તેમને દસ હજારની રકમ હવાલે કરવામાં આવી, તેમાં વૃદ્ધિ થતાં એક લાખ સુધી પહોંચી હતી.

સને ૧૮ હિજરીમાં જયારે અરબસ્તાનમાં દુકાળ પડયો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ અદ્‌ભૂત કાળજી સાથે કામ કર્યું. પ્રથમ બયતુલ માલનું સર્વ રોકડ અને અનાજ વાપરી નાખ્યું. ફરી સર્વે પ્રાંતોના ઓફિસરો પર સર્વે ઠેકાણેથી અનાજ મોકલવા લખ્યું. એથી હઝરત અબૂ ઉબયદાએ અનાજથી લાદેલા ચાર હજાર ઊંટ મોકલ્યા. અમ્ર ઈબ્નુલ આસે રાતા સમુદ્રના માર્ગે ૨૦ વહાણો મોકલ્યા કે જેમાંથી પ્રત્યેક વહાણમાં ત્રણ ત્રણ હજાર અરદબ અનાજ હતું. હઝરત ઉમર (રદિ.) પોતે એ વહાણો જોવા અર્થે બંદર સુધી ગયા કે જેનું નામ જાર હતું, એ બંદરે બે મોટા મોટા મકાનો બાંધવામાં આવ્યા અને ઝૈદ ઈબ્ને સાબિતને આજ્ઞા થઈ કે દુકાળીયાના વિગત પૂર્વક પત્રક બનાવી લાવો. એથી નામ, અનાજનું પ્રમાણ સહિત રજિસ્ટર તૈયાર કરવામાં આવ્યું. પ્રત્યેક દુકાળીયાને એક એક ચેક આપવામાં આવ્યો, જે મુજબ તેઓને દરરોજનું અનાજ મળતું હતું. ચેકના ઉપર ફક્ત હઝરત ઉમરની મહોરની છાપ હતી. એ ઉપરાંત તેઓ દરરોજ ૨૦ ઊંટ પોતાની જાતી દેખરેખ હેઠળ કપાવી* ખાવાનું રંધાવી દુકાળીયાઓને ખવડાવતા હતા. એ પ્રસંગે એ વાત ખાસ કરીને બતાવી આપવી જોઈએ કે હઝરત ઉમર (રદિ.)ને જો કે દેશના પાલન–પોષણ માટે એટલી બધી કાળજી હતી, પરંતુ એમની એ ઉદારતા એશિયાઈ પંક્તિની ન હોતી કે જેનું પરિણામ સુસ્તી અને મફતખોરીનો રિવાજ પાડવું હોય છે. એશિયામાં અમીરો ને સુલતાનોની ઉદારતાઓની કથાઓ સામાન્ય રીતે ઘણી રસપૂર્વક કહેવામાં આવે છે, પરંતુ લોકો એ વાતનો વિચાર રાખતા નથી કે એ કૃત્યોથી બાદશાહોના

* બલાઝરી, પૃષ્ઠ ૪૫૨.

* યાકૂબી, પૃષ્ઠ ૮૮.



વખાણ થાય છે, પરંતુ બીજી બાજુએ પ્રજાનું ભીખ માંગવું અને ભેટ- ખેરાત તરફ મન ચોંટાડી રાખવું સિદ્ધ થાય છે. એવી જ એશિયાઈ ઉદારતાઓ હતી કે જેમણે આપણી કૌમમાંથી લાખો માણસો એવા ઉત્પન્ન કરી દીધા કે જેઓ પોતે હાથ-પગ હલાવવા માંગતા નથી અને નઝર ન્યાઝ, ભેટ સોગાદ પર જ પોતાના દિવસો ગુજારે છે; પરંતુ હઝરત ઉમર (રદિ.) એથી અસાવધ ન હતા. તેઓ એ બાબત માટે ઘણી કાળજી રાખતા કે લોકોમાં સુસ્તી અને મફતખોરીનું તત્વ ઉત્પન્ન થવા ન પામે. જે લોકોના પગારો ને ખાધાખોરાકી નિર્માણ હતી તેઓ ફક્ત એવા લોકો હતા કે જેઓ પાસે કદી ન કદીયે લશ્કરી સેવા લેવાની આશા રાખી શકાતી હતી અથવા જેઓએ એ પહેલાં કંઈ પ્રસિદ્ધ સેવા બજાવી હતી અથવા જેઓ વૃદ્ધાવસ્થા કે માંદગીના કારણે પોતે પોતાની આજીવિકા મેળવી શકતા ન હતા. એ પ્રકારના માણસોના સિવાય બીજી એવી ઉદારતા કોઈ સાથે ચાલુ રાખવામાં આવતી નહિ. મુહદ્દિષ ઈબ્ને જવઝીએ "સીરતુલ ઉમર"માં લખ્યું છે કે, એક ભિખારી હઝરત ઉમર (રદિ.)ની પાસે આવ્યો. હઝરત ઉમર (રદિ.)એ જોયું તો તેની ઝોળી લોટથી ભરેલી હતી. એમણે એ ઝોળી તેની પાસેથી ઝુંટવી લીધી અને ઊંટો સમક્ષ ખાલી કરી બોલ્યા કે : "હવે જે માંગવું હોય તે માંગ."

અલ્લામા માવરદીએ "અહકામુસ્સુલતાનીયા"માં લખ્યું છે કે, તપાસ કરનાર અમલદારને જોઈએ કે એવા લોકો કે જેઓ કમાણી કરી શકે છે છતાં તેઓ સદકો કે ખૈરાત લે છે તેઓને ચેતવણી અને સૂચના કરે. એ પછી મજકૂર અલ્લામાએ હઝરત ઉમરના કૃત્યની દલીલ આપી છે અને લખ્યું છે કે : "વકદ ફઅલા ઉમરૂ મિષ્લ ઝાલિ-ક બિકવ્મિન્ મિન અહલિસ્સદકતિ."

હઝરત ઉમર (રદિ.)ને એવી ટેવ હતી કે કોઈ માણસને જાહેરમાં સારી હાલતમાં જોતા તો તપાસ કરાવતા કે, "એ માણસ કોઈ ધંધોયે કરે છે ?" અને જ્યારે લોકો કહેતા કે, "નહિ" તો તેઓ કહેતા કે, "એ માણસ મારી નજરોથી ઉતરી ગયો." એમના વચન હતા કે, "મકસબતુન ફીહા દના અતુન ખયૂરા મિમ્મસાઅલતિન્નાસિ. અર્થાત્ : "નાનો ધંધો ય ભીખ (માંગવા) કરતાં શ્રેષ્ઠ છે."*

મુફતખોરીના પ્રસંગો ઘણા ભાગે આલિમો અને સૂફીઓને સાંપડે છે. હઝરત ઉમર (રદિ.)ના સમય સુધીમાં તો સુફીઓ પેદા થયા ન હતા, પરંતુ આલિમોને એમણે છડેચોક ઉદ્દેશીને કહ્યું : "લા તકૂનુ અયાલન અલલ્ મુસ્લિમીન. અર્થાત્ : "મુસલમાનો પર તમારો ભાર ન નાખો."

હઝરત ઉમર (રદિ.)ના જીવન ઈતિહાસમાં એક અદ્ભૂત વાત એ છે કે જો કે એમને

* આજકાલના ભીખનો ધંધો લઈ બેસેલા પીર, ફકીરો અને એવા મુસ્ટંડાઓને પોષનારા મુસ્લિમો અને ખાસ કરી આંધળી ખૈરાત કરનારી આપણી ભોળી મુસ્લિમ બહેનો એથી ઈબ્રત પકડે તો તેઓએ ઈસ્લામી સમાજ પર ઉપકાર કરેલો લેખાશે. (ભાષાંતરકાર)

મોટા મોટા ગંભીર કાર્યો કરવાના રહેતા છતાંયે તેઓ ઘણા નાના નાના કાર્યો પણ પોતે જ કરી લેતા હતા અને એ માટે એમને સમય અને નવરાશની તંગી પડતી ન હતી. એમાં એવા કાર્યો પણ હતા કે જે કરવામાં દેખીતી રીતે ખિલાફતની પદવીને છાજે તેમ ન હતું, પરંતુ એમને કોઈ કામ માટે નામોશી ન હતી. પગારદારોના જે પગારો ઠરાવ્યા હતા તે પોતે જઈ વહેંચી આવતા હતા. કુદૈદ અને અસફાન નામે બે કસ્બા મદીનાથી કેટલીક મંઝિલોના અંતરે આવેલા છે. અહિંયા ખુઝાઆ કબીલાના લોકો વસતા હતા. એ બંને સ્થળોએ હઝરત ઉમર (રદિ.) જાતે પધારતા હતા. પગારદારોનું દફતર હાથમાં રહેતું. એમને જોઈ નાના–મોટા સર્વે ઘરોમાંથી નીકળી આવતા અને હઝરત ઉમર (રદિ.) જાતે પોતાના હાથે પગારો વહેંચતા જતા હતા.* ઘણી વાર એમ બનતું કે "દારુસ્સદકા" એ હઝરત ઉમર (રદિ.) જતા હતા અને એક એક ઊંટની પાસે ઊભા રહી એમના દાંતો ગણતા અને તેમની આકૃતિ–ઘાટ લખી લેતા.

મુહિબ તબરીએ અબૂ હુઝયફાના હવાલાથી લખ્યું છે કે, "હઝરત ઉમર (રદિ.)નો એ દસ્તૂર હતો કે તેઓ મુજાહિદીનના ઘરોએ જતા અને સ્ત્રીઓથી કહેતા કે, "તમારે બજારમાંથી કંઈક મંગાવવું હોય તો હું લાવી આપું." તેઓ પોતાની લોંડીઓને સાથે કરી આપતી. હઝરત ઉમર (રદિ.) પોતે વસ્તુઓ ખરીદતા અને લોંડીઓના હવાલે કરતા હતા. યુદ્ધના મેદાનમાંથી જ્યારે કાસિદ આવતો અને સૈનિકોના પત્રો લાવતો ત્યારે હઝરત ઉમર (રદિ.) પોતે તેઓના ઘેર ઘેર જઈ પત્રો પહોંચાડી આવતા અને કહેતા કે, "અમુક તારીખે ફરી પાછા આવશે, તમે જવાબ લખાવી રાખો કે તે વખતે રવાના કરી દેવામાં આવે." કાગળ, કલમ અને શાહી તેઓને પૂરી પાડતા અને જે ઘરમાં કોઈ ભણેલો–ગણેલો ન હોય તો જાતે જ દ્વાર પર બેસી જતા અને ઘરવાળા જેમ પત્ર લખાવતા તેમ લખી આપતા.

પ્રજાની કોઈ ફરિયાદ એમના સુધી આવવાની રહી ન જાય તે માટે તેઓ સૌથી વધુ કાળજી ધરાવતા હતા. એમણે એવો દસ્તૂર કર્યો હતો કે દરેક નમાઝ પછી મસ્જિદની સહનમાં બેસી જતા અને જેને જે કંઈ કહેવું કરવું હોય તે કહેતું હતું. કોઈ કહેનાર ન હોય તો થોડીવાર બેસી રાહ જોઈ ઉઠી જતા. રાત્રે તેઓ નગરચર્ચા જોવા ફરતા રહેતા. પ્રવાસમાં રસ્તે ચાલતા લોકોથી અહેવાલ પૂછતા. બહારના જિલ્લાઓમાંથી જે સરકારી કાસિદો આવતા તેમને દરેક પ્રકારની પૂછપરછ કરતા. સ્થિતિ પૂછવાની સૌથી ઉત્તમ પદ્ધતિ એ હતી કે, સર્વે જિલ્લાઓથી દરેક વર્ષે પ્રતિનિધિઓ આવતા અને તેઓ એ સ્થળો સંબંધી આવશ્યક બાબતો રજૂ કરતા. એ પ્રતિનિધિ મંડળને "વફદ" કહેવામાં આવતું. એ રિવાજ અરબસ્તાનમાં પુરાતન કાળથી ચાલ્યો આવ્યો હતો, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ પોતાના સમયમાં એ "વફદ" પાસે એવું કાર્ય કરાવ્યું કે જે આજકાલ

* ફુતૂહુલ બુલ્દાન" પૃષ્ઠ ૪૫૨.

પ્રજાસત્તાક રાજ્યોમાં પ્રજાના પ્રતિનિધિઓ બજાવી લાવે છે. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં વિવિધ જિલ્લાઓમાંથી જે જે પ્રતિનિધિઓ આવ્યા અને જે પ્રમાણે પોતાની સ્થાનિક જરૂરિયાતો તેઓએ રજૂ કરી તેનો અહેવાલ અકહુલ ફરીદ વગેરેમાં સવિસ્તર મળે છે.

એ સર્વે બાબતો સાથે પણ એમને સંતોષ થતો ન હતો. તેઓ કહ્યા કરતા કે અમલદારો પ્રજાની પરવા કરતા નથી અને દરેક માણસ મારી પાસે પહોંચી શકતો નથી; તેથી એમણે સિરીયા જઝીરા, કૂફા, બસરાનો સફર-પ્રવાસ કરવાનો નિશ્ચય કર્યો અને દરેક સ્થળે બબ્બે મહિના રહેવાનો ઠરાવ કર્યો, પરંતુ મોતે એટલો સમય આપ્યો નહિ. છતાંયે છેલ્લી વારે જયારે એમણે સિરીયાનો પ્રવાસ કર્યો તો એક એક જિલ્લામાં રહી લોકોની ફરિયાદો સાંભળી અને ન્યાય પહોંચાડયો. એ પ્રવાસમાં એક ઘણો જ બોધજનક બનાવ બનવા પામ્યો. હઝરત ઉમર (રદિ.) રાજધાની તરફ પાછા આવી રહ્યા હતા કે રસ્તામાં એક તંબુ જોવામાં આવ્યો. હઝરત ઉમર (રદિ.) સવારી પરથી નીચે ઉતરી તંબુ નજીક ગયા. તેમાં એક ડોસી દેખાઇ. એમણે ડોસીથી પૂછયું, "તને ઉમર વિશે કંઈક ખબર છે ?"

હા, સિરીયાથી રવાના થઇ ચૂક્યો છે, પરંતુ ખુદા એનો નાશ કરે કે આજ સુધી એના તરફથી એક ફુટી બદામ પણ મને મળી નથી." ડોસીએ જવાબ આપ્યો. "એટલા દૂરની હાલતની ઉમરને કેવી રીતે ખબર થાય ?" હઝરત ઉમર બોલ્યા.

"એને રૈયતની ખબર રહેતી નથી તો એ ખિલાફત શા માટે કરે છે ?" ડોસી બોલી.

આથી હઝરત ઉમર (રદિ.)ની છાતી ભરાઈ આવી. તેઓ નિરંકુશપણે રડી પડયા.

અમે આ સ્થળે કેટલાક કિસ્સા અને કથનો લખીએ છીએ તેથી તમને એટલું અનુમાન થઇ શકશે કે તેઓને રૈયતની સુખચેન અને સંભાળ રાખવા માટે કેટલી બધી કાળજી અને લાગણી હતી. એક વેળા એક કાફલો મદીના મુનવ્વરહ આવ્યો અને શહેર બહાર ઉતર્યો. એની સંભાળ અને રક્ષણ માટે હઝરત ઉમર (રદિ.) જાતે પધાર્યા. તેઓ પહેરો ભરતા હતા કે એક તરફથી રડવાનો અવાજ સાંભળ્યો. એમણે તે તરફ લક્ષ્ય આપ્યું તો જણાયું કે એક ધાવણું બાળક માની ગોદમાં રડી રહ્યું છે. માને સૂચના કરી કે બચ્ચાને પંપાળે. થોડી વાર પછી પાછા ત્યાંથી પસાર થયા તો બચ્ચાને રડતો જોયો. ગુસ્સામાં આવી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "તું ઘણી નિર્દય માતા છે."

તેણે કહ્યું કે, "તમને વસ્તુ સ્થિતિની ખબર નથી અને નકામા અને હેરાન કરો છો. મૂળ મુદ્દે વાત એમ છે કે ઉમર (રદિ.)એ હુકમ આપ્યો છે કે બચ્ચાં જ્યાં સુધી દૂધ ન છોડે ત્યાં સુધી બયતુલ માલમાંથી તેઓનો પગાર બાંધવામાં ન આવશે. એ કારણે હું

એનું દૂધ છોડાવું છું અને તેથી એ રડી રહ્યું છે."

હઝરત ઉમર (રદિ.)નું હૃદય ભરાઇ આવ્યું અને તેઓ બોલ્યા : "હાય ઉમર ! તેં કેટલાયે બચ્ચાંઓના ખૂન કર્યાં હશે."

તે જ દિવસથી એમણે જાહેરાત કરાવી કે, "જે દિવસે બાળક અવતરે તે જ દિવસથી તેમના પગારો બાંધી આપવામાં આવશે."

❑ ❑ ❑

અસલમ (હઝરત ઉમરનો ગુલામ)નું વર્ણન છે કે એક વેળા હઝરત ઉમર (રદિ.) રાત્રે ફરવા માટે નીકળ્યા. મદીનાથી ત્રણ માઇલ પર સરાર નામક એક સ્થળ છે, ત્યાં પહોંચી એમણે જોયું કે એક સ્ત્રી કંઇ રાંધી રહી હતી અને ત્રણ–ચાર બાળકો રડી રહ્યાં છે. હઝરત ઉમર (રદિ.)એ પાસે જઇ સ્ત્રીને સમાચાર પૂછયા. તેણે કહ્યું કે, કેટલાયે દિવસોથી બચ્ચાંઓને ખાવાનું મળ્યું નથી; તેમને સંતોષવા ખાતર ખાલી હાંડલીમાં પાણી નાખી ચુલા પર ચઢાવી દીધી છે. હઝરત ઉમર (રદિ.) આ સાંભળી તરત જ ત્યાંથી ઉઠયા અને મદીના પહોંચી બયતુલ માલમાંથી લોટ, માંસ, ઘી અને ખજૂર લીધું અને અસ્લમથી કહ્યું, "એને મારી પીઠ પર મુકી દો." અસ્લમે કહ્યું, "હું ઉપાડી લઇશ." આથી હઝરત ઉમર બોલ્યા, "હા, પરંતુ કિયામતના દિવસે તમે મારો ભાર ઉપાડવાના નથી."

સારાંશ કે સર્વે વસ્તુઓ હઝરત ઉમર (રદિ.) જાતે ઉપાડી લાવ્યા અને પેલી સ્ત્રીના સમક્ષ મુકી દીધી. તેણે લોટ ગુંદયો અને હાંડલી ચૂલે ચઢાવી. હઝરત ઉમર (રદિ.) જાતે ચૂલો ફુંકતા હતા, જયારે ભોજન તૈયાર થયું ત્યારે બચ્ચાંઓએ ખૂબ પેટ ભરીને ખાધું અને બચ્ચાંઓ ઉછળવા અને કૂદવા લાગ્યાં. હઝરત ઉમર (રદિ.) જોતા જતા હતા અને રાજી રાજી થતા જતા હતા. સ્ત્રી બોલી, "ખુદા, તમને એનો સારો બદલો આપે. ખરેખર, અમીરુલ મુઅમિનીન થવાને લાયક તમે છો, ન કે ઉમર."

❑ ❑ ❑

એક વેળા રાત્રે તેઓ ફરી રહ્યા હતા. એક બદુ પોતાના તંબુની બહાર જમીન પર બેઠો હતો. તેઓ તેની પાસે જઇ બેસી ગયા અને અહિં તહિંની વાતો શરૂ કરી. એકાએક તંબુમાંથી રડવાનો અવાજ સંભળાયો. હઝરત ઉમર (રદિ.)એ બદુને પૂછયું, "કોણ રડે છે ?" બદુએ કહ્યું કે, "મારી સ્ત્રી પ્રસવની વેદનાથી પીડાય છે."

આથી હઝરત ઉમર (રદિ.) તરત જ ઘેર દોડી ગયા અને ઉમ્મે કુલસુમ (હઝરત ઉમરના બીવી)ને સાથે લઇ ત્યાં પાછા આવ્યા બદુની રજા લઇ એમને તંબુમાં મોકલ્યાં.

થોડી વાર પછી બાળકનો જન્મ થયો. ઉમ્મે કુલસુમે હઝરત ઉમર (રદિ.)ને બૂમ પાડી કે, "અમીરુલ મુઅમિનીન ! આપના મિત્રને મુબારકબાદી આપો !" અમીરુલ મુઅમિનીનનો શબ્દ સાંભળી બદુ ચમકી ઉઠયો અને સવિનયપૂર્વક બેઠો. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે "કંઈ ચિંતા ન કરો, કાલે મારી પાસે આવજો, હું બાળકનો પગાર બાંધી આપીશ."



અબ્દુર્રહમાન ઈબ્ને ઓફ વર્ણન કરે છે કે, એક વેળા રાત્રે હઝરત ઉમર (રદિ.) મારા ઘેરે આવ્યા. મેં કહ્યું, "આપે શા માટે કષ્ટ ઉઠાવ્યું મને બોલાવી લેવો હતો." તેઓ બોલ્યા; "હમણાં જણાયું છે કે શહેરની બહાર એક કાફલો પડયો છે. લોકો થાકેલા–પાકેલા હશે; ચાલો, આપણે બંને જઈ ત્યાં ચોકી કરીએ." એથી એ બંને સાહબો ત્યાં ગયા અને રાતભર ચોકી કરતા રહ્યા.

જે વર્ષે અરબસ્તાનમાં દુકાળ પડયો ત્યારે એમની હાલત વિચિત્ર હતી. જ્યાં સુધી દુકાળ રહ્યો ત્યાં સુધી એમણે માંસ, ઘી, માછલી વગેરે કોઈ લહેજતદાર વસ્તુઓ ખાધી નહિ. ઘણી જ કરગરીને સાથે દુઆ માંગતા કે, "હે ખુદા ! મુહમ્મદની ઉમ્મત (અનુયાયીઓ)નો મારા કૃત્યોની શિક્ષામાં નાશ કરશો નહિ."

એમના ગુલામ અસ્લમ કહે છે કે, "દુકાળના સમયમાં હઝરત ઉમર (રદિ.)ને જે ચિંતા રહેતી તેથી અનુમાન થતું હતું કે, જો દુકાળ દૂર થશે નહિ તો તેઓ એની જ ચિંતામાં મરણ પામશે."*

દુકાળ માટે જે એમણે વ્યવસ્થા કરી હતી તેને અમે ઉપર દર્શાવી આવ્યા છીએ. એક વેળા એક બદુ એમની પાસે આવ્યો અને નીચેના કાવ્યપદો બોલ્યો :

યા ઉમરઅલ ખયરૂ ખયરૂલ જન્ના. ઈકસિ બનિય્યાતિંવ વ ઉમ્મહુન્ન. ઉકસિમુ બિલ્લાહી લિતફઅલન્ના. તકૂનુ અન હાલી લતુસઅલન્ના. વલ વાકિફલ મસઉલા યહબના.

"હે ઉમર ! જો મજા છે તો તે જન્નતની, મારી પુત્રીઓ અને તેમની માને કપડા પહેરાવ. ખુદાની કસમ ! એ તારે કરવું પડશે; કિયામતમાં મારા વિશે તને પૂછવામાં આવશે અને તું બેબાકળો બની જશે."

હઝરત ઉમર બોલ્યા, "અને હું તારું કહ્યું ન કરીશ તો શું થશે ?"

ત્યારે બદુ બોલ્યો : ઈમ્મા ઈલા નારીન વઈમ્મા જન્ના.

* એ સર્વ રિવાયતોનો કન્ઝુલ ઉમ્માલ ભાગ બીજો, પૃષ્ઠ ૩૪૩માં સનદી હવાલાઓથી ઉતારો કરવામાં આવ્યો છે.

ફરી નર્ક કે સ્વર્ગની તરફ જવું પડશે.

હઝરત ઉમર (રદિ.) એટલા બધા રડયા કે અશ્રુઓથી દાઢી તર થઇ ગઇ. ફરી ગુલામને કહ્યું કે, "આ મારો કુરતો એને આપી દો. આ વખતે એ વિના બીજી કોઇ વસ્તુ મારી પાસે નથી."◆

❑❑❑

એક વેળા હઝરત ઉમર (રદિ.) રાત્રે શહેરમાં ફરી રહ્યા હતા કે એક સ્ત્રી પોતાના ઘરના માળ પર બેસી આ કાવ્યપદો ગાઇ રહી હતી :

તતાવલા હાઝલ્લયૂલુ વ ઝવર્રજાનિબુહ, વલયૂસ ઈલા જનબી ખલીલુન ઉલા ઈબુહ.

રાત્રિ કાળી છે અને લાંબી થતી જાય છે અને મારી સોડમાં યાર નથી કે જેની સાથે આનંદ ભોગવું.

એ સ્ત્રીનો પતિ જિહાદ પર ગયો હતો અને એ તેની જુદાઈમાં કરૂણાજનક કાવ્યો ગાઇ રહી હતી. હઝરત ઉમર (રદિ.)ને ઘણું લાગી આવ્યું અને બોલ્યા, મેં અરબ સ્ત્રીઓ પર મહા અનર્થ કર્યો. હઝરત હફસા પાસે તેઓ આવ્યા અને તેમને પૂછયું કે, "સ્ત્રી પતિ વિના કેટલા દિવસો ગાળી શકે છે ?" એમણે કહ્યું કે, "ચાર મહિના."

સવાર થતાં જ દરેક સ્થળે ફરમાનો રવાના કર્યા કે કોઇ સૈનિક ચાર મહિનાથી વધુ બહાર રહેવા પામે નહિ.

❑❑❑

સા'દ ઈબ્ને યરબૂઅ નામક એક સહાબા હતા, જેઓની આંખોનું નૂર જતું રહ્યું હતું. હઝરત ઉમર (રદિ.)એ તેમને પૂછયું કે, તમે જુમ્આમાં કેમ આવતા નથી ?" તેમણે કહ્યું કે, "મારી પાસે કોઇ માણસ નથી કે મને માર્ગ દેખાડે." આથી હઝરત ઉમર (રદિ.)એ એક માણસ નિર્માણ કર્યો કે જે એમની સાથે હંમેશા રહેતો હતો.*

❑❑❑

એક વેળા હઝરત ઉમર (રદિ.) લોકોને જમાડી રહ્યા હતા. એક માણસને તેઓએ જોયો કે ડાબા હાથથી ખાઇ રહ્યો છે. તેની પાસે જઇ એમણે કહ્યું કે, "જમણા હાથથી ખાવું." તે બોલ્યો કે, "મૂતાના યુદ્ધમાં મારો ડાબો હાથ કપાઇ ગયો હતો." એ

◆ "સીરતુલ ઉમરૈન" અને "ઈઝાલતુલ ખિફાઅ".

* અસદુલ ગાબા ઝિક્રે સા'દ ઈબ્ને યરબૂઅ.

સાંભળી હઝરત ઉમરનું હૈયું ભરાઇ આવ્યું. તેઓ એની પાસે બેસી ગયા અને રડીને કહેવા લાગ્યા, "હાય, તમને વુઝૂ કોણ કરાવતું હશે ? માથું કોણ ધોતું હશે ? કપડાં કોણ પહેરાવતું હશે ?"

ફરી એમણે તેના માટે એક નોકર નિમણૂક કર્યો અને તેની સર્વ જરૂરી વસ્તુઓ એમણે જાતે પૂરી પાડી.

# પ્રકરણ ૪૫

## ઇમામત અને ઇજતિહાદ

ઈમામતની પદવી ખરું જોતાં નુબુવ્વતની એક શાખ છે અને ઈમામની પ્રકૃતિ લગભગ પયગમ્બરની પ્રકૃતિને મળતી હોય છે. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે કે :

"વ અઝ મ્યાને ઉમ્મત જમએ હસ્તંદ કે જૌહરે નફસે ઈશાં કરીબ બજૌહરે અંબિયા મખલૂક શુદહ વ ઈ જમાઅત દર અસલ ફિતરતે ખુલફાએ અંબિયા અંદ દર ઉમ્મત."*

ધાર્મિક માન્યતાઓ અને નિયમો જો કે દેખીતા સાદા અને સ્પષ્ટ છે, કારણ કે જગત–કિરતારમાં શ્રદ્ધા, તેના ઉચ્ચ સદ્‌ગુણોનો સ્વીકાર, શિક્ષા અને સારા બદલાની માન્યતા, પરહેઝગારી ને ભક્તિ, ચારિત્ર્યની ખૂબીઓ–એ સર્વે બાબતો સર્વે ધર્મોના મૂળ સિદ્ધાંતો અને નિયમો છે; અને એ સર્વે જાહેરમાં સાદી અને સ્પષ્ટ બાબતો છે; પરંતુ એમાં શંકાયુક્ત અને છુપી બાબતો એટલી બધી છે કે જો ઘણી જ તીવ્ર બુદ્ધિ અને ઝીણવટથી કામ ન કરવામાં આવે તો એની સ્થિતિ તદ્દન ફેરવાઈ જાય છે અને એ જ કારણ છે કે એ નિયમ સર્વે ધર્મોમાં સમાન છે છતાંયે ઓછી વત્તી સર્વેમાં ભૂલો થઇ ગઇ છે. ઈસ્લામ એ જ ભૂલોને દૂર કરવા માટે આવ્યો અને એણે ઘણી જ ખંત અને ભારપૂર્વક એ તરફ લક્ષ્ય ખેંચ્યું; પરંતુ સામાન્યજનોના સ્વભાવ તિક્ષ્ણ બુદ્ધિના હોતા નથી. દરેક જમાનામાં ઘણા ખરા લોકો સત્યથી વેગળા થઇ જાય છે અને તેથી સુધારક ઈમામોની આવશ્યકતા બાકી રહી કે એ રહસ્ય પર પડદો પડી જવા ન પામે. ઉદાહરણ રૂપે ઈસ્લામે શિર્કનો કેવા બળ પૂર્વક નાશ કર્યો, પરંતુ ધ્યાનપૂર્વક જોશો તો જણાશે કે કબરો અને મઝારો પ્રત્યે સામાન્યજનો તો રહ્યા, પરંતુ ખાસ લોકોનું જે વર્તન છે તેમાં કંઈક અંશે હજુએ શિર્કની છુપી અસર મૌજૂદ છે. જો કે "ઈસ્તિફાદ અનિલ કુબૂરે" (કબરોથી લાભ ચાહવું) અને બરકત પ્રાપ્તિના ખુશનુમા શબ્દોએ એના પર પડદો નાખી દીધો છે. હઝરત ઉમર (રદિ.)એ એ બારીક અને શંકાસ્પદ પ્રશ્નોની મૂળ સ્થિતિને જેવી રીતે સમજી છે અને જે હિંમત અને દઢતાથી લોકો સમક્ષ એને જાહેર કરી છે તેના દષ્ટાંત સહાબાઓના જમાનામાંયે ઘણા ઓછા મળે છે. ઈશ્વરી વિદ્યાનો એક ગુઢ પ્રશ્ન નસીબ કે ભાગ્યનો છે કે જેમાં મોટા મોટા ધાર્મિક ઈમામોએ પણ ભૂલો કરી છે તે એટલે સુધી કે મહાન સહાબાઓમાંથી પણ કેટલાકોને શક પડયો. અમવાસના પ્લેગ વેળા હઝરત ઉમર (રદિ.)

* "ઈઝાલતુલ ખિફાઅ" ભાગ–૧



જયારે સિરીયાના પ્રવાસે ગયા ત્યારે સરગ મુકામે પહોંચ્યા તો એમને જણાયું કે ત્યાં મરકીનું જોર ઘણું છે. એથી એમણે પાછા ફરવાનો નિશ્ચય કર્યો. હઝરત અબૂ ઉબયદાહે એવા વિચારે કે જે કંઇ થાય છે તે ખુદાએ નિર્માણ કરેલા ભાગ્યાનુસાર થાય છે. ઘણા જ ગુસ્સામાં આવી બોલ્યા : "ઈફરારમ્મિન કદરિલ્લાહ" (શું ખુદાએ નિર્માણ કરેલા નસીબથી નાસો છો.) હઝરત ઉમર (રદિ.)એ એ પ્રશ્નનો ઉકેલ નીચેના ટૂંક અને ખુબીદાર શબ્દોમાં કર્યો.* "નમઅ નફિર્રૂ મિન કદરિલ્લાહી ઈલા કદરિલ્લાહ. અર્થાત્ : હા અમે ખુદાના હુકમથી ખુદાના હુકમ તરફ નાસીએ છીએ."

ધાર્મિક ચિહ્નોને માન આપવું એ ઈસ્લામનો એક સિદ્ધાંત છે, એ કારણે કા'બા અને હજરે અસ્વદ વગેરેને માન આપવાની આજ્ઞા છે, પરંતુ એ રીત મૂર્તિપૂજાથી ઘણા ભાગે મળતી આવે છે અને એ જ કારણે સર્વ ધર્મોમાં એ જ સિદ્ધાંતના પ્રતાપે ધીમે ધીમે મૂર્તિપૂજાનો રિવાજ ઘૂસી ગયો. હઝરત ઉમર (રદિ.)એ વિવિધ પ્રસંગોએ લોકોને એ ભૂલમાં પડતા અટકાવ્યા છે. એક વેળા હજરે અસ્વદની સામે ઊભા રહી છડેચોક કહ્યું કે, "**ઇન્ની આલ'મુ ઇન્નક હજરૂન વઇન્નક લા તદર્રૂ વ લા તનફઉ**—અર્થાત્ : હું જાણું છું કે તું એક પથ્થર છે, તું ન તો ફાયદો પહોંચાડી શકે છે કે અને ન નુકસાન."

હઝરત ઉમર (રદિ.)નું એ કૃત્ય સામાન્ય મનોવૃત્તિથી જેટલું વિરુદ્ધ હતું તેનો અંદાઝો એથી થઇ શકે છે કે ઘણાખરા મુહદ્દિષીનોએ જ્યાં હઝરત ઉમર (રદિ.)ના એ વચન ટાંક્યા છે ત્યાં એ કથનનો પણ ઉમેરો કર્યો છે કે "તે જ વેળા હઝરત અલી (રદિ.)એ એમને ટોક્યા અને સિદ્ધ કર્યું કે હજરે અસ્વદ લાભ ને નુકસાન બંને પહોંચાડી શકે છે, કારણ કે તે કિયામતના દિવસે લોકોની સાક્ષી આપશે," પરંતુ એ ઉમેરો ખોટો અને બનાવટી છે, એથી ઈતિહાસકારોએ એનું સ્પષ્ટીકરણ કર્યું છે.



એક વેળા રસૂલુલ્લાહ (સલ.)એ એક ઝાડના નીચે બેસી જિહાદ માટે બયઅત લીધી હતી તેથી એ ઝાડ ઘણું જ બરકતવાળું ગણાવા લાગ્યું. લોકો એના દર્શન અર્થે આવતા, તેથી હઝરત ઉમર (રદિ.)એ એ જોઇ તેને જડમૂળથી કપાવી નંખાવ્યું.✦



એક વેળા હઝરત ઉમર (રદિ.) હજના પ્રવાસેથી પાછા આવી રહ્યા હતા. માર્ગમાં એક મસ્જિદ કે જેમાં એક વેળા રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ પઢી હતી તે વિચારે લોકો

* એ બનાવનું વિગતપૂર્વક વર્ણન સહીહ મુસ્લિમ બાબુત્તાઉનમાં છે.

✦ અલ્લામા મકાનીએ મવાહિબે લદુન્યાની શરહમાં બયઅતુર્રિદવાનના બનાવવાળા વર્ણનમાં લખ્યું છે કે, ઈબ્ને સા'દે તબકાતમાં એ બનાવને સનદ સહિત રિવાયત કર્યો છે.

તે તરફ દોડયા. હઝરત ઉમર (રદિ.)એ લોકોને ઉદેશીને કહ્યું કે, "અહલે કિતાબ (ખ્રિસ્તીઓ–યહૂદીઓ વગેરે) એ જ બાબતોના પ્રતાપે નાબૂદ થયા કે તેઓએ પોતાના પયગમ્બરોની યાદગારોને ઈબાદતગાહો બનાવી લીધી.*

નુબુવ્વતની હકીકત વિશે લોકો સામાન્ય રીતે ભૂલો કરતા આવ્યા છે અને ઈસ્લામના જમાનામાં પણ એવી ભૂલો થતી જ રહી. ઘણાઓની ધારણા છે કે નબીનું પ્રત્યેક વર્તન કે વચન ખુદાના તરફથી હોય છે. કેટલાકોએ હિંમત વાપરી તો ફક્ત જીવન વ્યવહારની બાબતોને જુદી પાડી; પરંતુ ખરી બીના એ છે કે નબી જે હુકમ નુબુવ્વતના હોદ્દાની રૂએ આપે છે તે બેશક અલ્લાહનાં તરફથી હોય છે, બાકી બાબતો વખત અને જરૂરિયાતોના અનુસરતી હોય છે, મઝહબી કે ધાર્મિક હોતી નથી. એ પ્રશ્ન જેટલો હઝરત ઉમર (રદિ.)એ ચોખ્ખો અને સ્પષ્ટ કર્યો તેટલો કોઈએ કર્યો નથી. જમીન મહેસૂલની આકારણી, જઝિયાની આંકણી, સંતાનવાળી લોંડીઓનું ખરીદ–વેચાણ વગેરે વગેરે બાબતો સંબંધી ઈમામ શાફિઈએ પોતાના પુસ્તકોમાં દાવાની સાથે હદીસોની દલીલો આપી છે અને એ બાબતોમાં જ્યાં હઝરત ઉમર (રદિ.)નો નિયમ જુદો પડે છે ત્યાં ઘણી જ હિંમતપૂર્વક ટીકા કરી છે, પરંતુ ઈમામ શાફિઈ એ મુદ્દો ભૂલી ગયા છે કે એ બાબતો નુબુવ્વતના હોદ્દાથી સંબંધ રાખતી નથી, તેથી એ બાબતોમાં રસૂલુલ્લાહ (સલ.)એ પોતે દરેક માણસને ઈજતિહાદ* (મૂળ ધાર્મિક સિદ્ધાંત પરથી ઘણા વિચાર ને મનન કરી નિયમ કાઢવો તે)ની આજ્ઞા આપી છે. એની ચર્ચા આગળ આવે છે. શરીઅતના નિયમ સંબંધી જે મહાન સિદ્ધાંત હઝરત ઉમર (રદિ.)એ ઘડયો તે એ હતો કે શરીઅતના સર્વે નિયમો ડહાપણ બુદ્ધિ પર અવલંબિત છે.

ધાર્મિક નિયમો સંબંધી પ્રથમથી બે વિચારો ચાલ્યા આવે છે. એક વિચાર એ છે કે એમાં બુદ્ધીને અધિકાર નથી. બીજો એ કે સર્વે સિદ્ધાંતો ને નિયમો બુદ્ધિ પર અવલંબિત છે. એ જ બીજો વિચાર ધર્મ–રહસ્યની વિદ્યાનું મૂળ છે. એ વિદ્યા જો કે હવે એક જુદી કળા બની ગઈ છે અને શાહ વલીઉલ્લાહ સાહબનું પ્રખ્યાત પુસ્તક "હુજ્જતુલ્લાહિલ બાલિગહ" ખાસ એ જ કળા વિશે લખાયેલું છે; છતાંયે દરેક કાળમાં ઘણા થોડા લોકો એ સિદ્ધાંતનો સ્વીકાર કરતા હતા. એનું એક કારણ તો એ હતું કે એ બારીક કળા સામાન્ય–સ્વભાવો કરી શકે તેમ ન હતી; અને બીજું એ કે ધાર્મિક નિમગ્નતા અને પ્રેમની દેખીતું મહાત્મ્ય એ જ છે કે પ્રત્યેક બાબત કંઈક ચર્ચા કર્યા વિના માની લેવામાં આવે અને બુદ્ધિ અને પોતાના મતને કંઈક સ્થાન આપવામાં ન આવે, પરંતુ હઝરત ઉમર (રદિ.) ઉપરોક્ત બીજા સિદ્ધાંતના માનનારા હતા અને તેઓ પ્રથમ પુરુષ છે કે જેમણે "ઈલ્મે ઈસરારૂદ્દીન" (ધર્મ–રહસ્યની વિદ્યા)નો પાયો નાખ્યો. શાહ વલીઉલ્લાહ

* "ઈઝાલતુલ ખિફાઅ" ભાગ–૨.
* "ઈઝાલતુલ ખિફાઅ" ભાગ–૨, પૃષ્ઠ ૯૧.



સાહબે "હુજ્જતુલ્લાહિલ બાલિગહ"માં લખ્યું છે કે, "હઝરત ઉમર, હઝરત અલી, ઝૈદ ઈબ્ને સાબિત, અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ અને હઝરત આઈશા (રદિ.)એ એ વિદ્યા પર ચર્ચા કરી છે અને એના કારણો દર્શાવ્યાં છે."✦ શાહ સાહબે જે લોકોના નામ લખ્યાં છે તેઓમાં અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસની વય રસૂલુલ્લાહ (સલ.)ની વફાત વેળા ૧૩ વર્ષની હતી. હઝરત અલી (રદિ.)ની વય રસૂલુલ્લાહ (સલ.)ના પયગમ્બર પદે પહોંચવાના સમયે ૧૦ વરસથી વધુ ન હતી. ઝૈદ ઈબ્ને સાબિતની વય રસૂલુલ્લાહની હિજરતની વેળા ૧૧ વરસની હતી. હઝરત આઈશા (રદિ.)ની વય રસૂલુલ્લાહ (સલ.)ની વફાત વેળા ૧૮ વર્ષની હતી. એથી સિદ્ધ થાય છે કે એ સર્વે બુઝુર્ગો એ વિદ્યાના ઉત્તેજકો હશે; પરંતુ એની નવી શોધનું માન તો હઝરત ઉમર (રદિ.)ને જ પ્રાપ્ત થયું હશે. હઝરત ઉમર (રદિ.) ધાર્મિક નિયમોની બાબતો વિશે હંમેશા લાભો અને કારણો પર મનન કરતા અને એમના વિચારે કોઈ નિયમ બુદ્ધિ વિરુદ્ધ જણાતો તો રસૂલુલ્લાહ (સલ.)થી પૂછી લેતા હતા.

મુસાફરીમાં જે નમાઝ કમી કરવાની આજ્ઞા હતી તે એ માટે હતી કે ઈસ્લામના પ્રારંભમાં રસ્તાઓ રક્ષિત ન હતા; અને કાફિરોના તરફથી હંમેશા ભય રહેતો હતો. કુર્આન મજીદમાં પણ એ માટે ઈશારો છે. **"લયસ અલયકુમ જુનાહુન અન તકસુરૂ મિનસ્સલાતિ ઇન ખિફતુમ અંય્યફતિનકુમુલ્લઝીન કફરૂ."** પરંતુ જયારે માર્ગો સહી સલામત થઈ ગયા ત્યારે પણ ઓછી રકાતો અદા કરવાનો હુકમ બાકી રહ્યો. હઝરત ઉમર (રદિ.)ને એ માટે નવાઈ લાગી. એમણે રસૂલુલ્લાહ (સલ.)થી પૂછયું કે "હવે મુસાફરીમાં ઓછી નમાઝ કેમ પઢવામાં આવે છે ?" રસૂલુલ્લાહ (સલ.) બોલ્યા : "એ અલ્લાહનું ઈનામ છે."

હજની ક્રિયાઓમાં "રમલ" નામક એક ક્રિયા છે, એમાં તવાફ (કા'બાની પ્રદક્ષિણા) કરતી વેળા પ્રથમ ત્રણ દોડમાં ધીમે ધીમે દોડતા ચાલવામાં આવે છે. એની મૂળ શરૂઆત એમ થઈ કે રસૂલુલ્લાહ (સલ.) જયારે મદીનાથી મક્કા પધાર્યા ત્યારે કાફિરોએ એવું પ્રસિદ્ધ કર્યું કે મુસલમાનો એવા દુબળા ને નિર્બળ છે કે કા'બાની પ્રદક્ષિણા પણ કરી શકતા નથી. એ વાત સાંભળી રસૂલુલ્લાહ (સલ.)એ "રમલ"ની આજ્ઞા કરી.* એ પછી એ ક્રિયા કરવાનો રિવાજ પડી ગયો. એ કારણે ચારે ઈમામો એને હજની એક જરૂરી સુન્નત ગણે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ સ્પષ્ટ કહી દીધું કે, "મા લના વ લિર્રમલિ ઈન્નમા કુન્ના રાઅયૂના બિહીલ મુશરિકીન વકદ અહ્લકહુમુલ્લાહુ"★ અર્થાત્ હવે આપણને રમલથી શો લાભ ! એથી મુશરિકો પર ધાક બેસાડવી હતી, પરંતુ તેમનો તો

✦ હુજ્જતુલ્લાહિલ બાલિગહ, પૃષ્ઠ ૬.

* સહીહ મુસ્લિમ.

★ સહીહ બુખારી, બાબુર્રમલ.



ખુદાએ નાશ કર્યો" જેમ શાહ વલીઉલ્લાહ સાહબે "હુજ્જતુલ્લાહિલ બાલિગહ"માં લખ્યું છે તેમ હઝરત ઉમર (રદિ.)એ "રમલ"ની ક્રિયાને ત્યજી દેવાનો નિશ્ચય પણ કર્યો હતો; પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ની યાદગાર સમજી રહેવા દીધી. અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કે જેઓ હઝરત ઉમર (રદિ.)ના ખાસ કેળવાયેલા હતા, તેમને જ્યારે લોકોએ કહ્યું કે, "લોકો "રમલ"ને સુન્નત સમજે છે. તો એમણે કહ્યું કે, "ખોટું સમજે છે."

હઝરત ઉમર (રદિ.)એ ફિકહના નિયમો (મસાઈલ) એટલા બધા વર્ણવ્યા છે કે એક જુદું પુસ્તક બની શકે છે. એ સર્વે નિયમોમાં એક ખાસ ખૂબી નજરે પડે છે કે તેઓ સર્વે સમજ–બુદ્ધિના અનુસાર હતા. એથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે હઝરત ઉમર (રદિ.) એ વિદ્યા (ધર્મ–રહસ્ય)ના મહાન ઉસ્તાદ અને જાણકાર હતા.

ઈમામતની પદવીની રૂએ હઝરત ઉમર (રદિ.)ની સૌથી મહાન કારકિર્દી એ હતી કે રસૂલુલ્લાહ (સલ.)એ જગતને જે પ્રકારના ઉચ્ચ અને પવિત્ર નીતિ–ચરિત્રનું શિક્ષણ આપ્યું હતું અને જે એમની પયગમ્બરીનો મૂળ ઉદ્દેશ હતો, –જેમ કે એમણે પોતે જ દર્શાવ્યું છે કે "બુએષતુ લિઉતમ્મિમા મકારિમલ અખલાકિ" એ નીતિ–ગુણો હઝરત ઉમરના પ્રતાપે કૌમમાં બાકી રહ્યા અને જે નવી પ્રજાઓ ઈસ્લામમાં દાખલ થઇ તેમના પર એની છાપ બેસતી ગઇ. હઝરત ઉમર (રદિ.) પોતે ઈસ્લામી અખ્લાક નીતિ–ચરિત્રના સાક્ષાત મૂર્તિ હતા. એમની સત્ય નિષ્ઠા, "ઇન્કિતાઅ ઈલ્લલ્લાહિ," (અલ્લાહની ભક્તિમાં લીન થવું) સંસારની મજાઓનો ત્યાગ, જીભની સંભાળ, સત્યતા, પ્રમાણિકતા –એ સર્વે સદ્‌ગુણો લોકોના હૃદયોમાં ઘર કરતા જતા હતા અને પ્રત્યેક માણસ કે જે એમની સાથે રહેતો તે ઓછો–વત્તો એમના જ રંગમાં રંગાઇ જતો હતો. મસૂર ઇબ્ને મખરમાનું કહેવું છે કે, અમે હઝરત ઉમર (રદિ.)ની સાથે એ હેતુએ રહેતા હતા કે પરહેઝગારી અને ધર્મિષ્ટપણું શીખીએ. મસઉદી ઈતિહાસકાર હઝરત ઉમર (રદિ.)નું વૃત્તાંત એ પ્રમાણે આરંભે છે કે, "એમનામાં જે સદ્‌ગુણો હતા તે એમના સર્વે ઓફિસરો અને હોદ્દેદારોમાં પ્રસરી ગયા હતા" અને એ ઈતિહાસકારે દૃષ્ટાંત રૂપે હઝરત સલમાન ફારસી, અબૂ ઉબયદા, સઈદ ઇબ્ને આમિર વગેરેના નામ અને તેમના સદ્‌ગુણો લખ્યા છે.

અરબસ્તાનમાં જે દુર્ગુણો અજ્ઞાનતાના યાદગાર રૂપે રહી ગયા હતા તે કુળગર્વ ને અભિમાન, સામાન્યજનોનો તિરસ્કાર અને નિંદા, કુવાણી, પ્રેમ, વિષયવાસના, મદ્યપાન વગેરે હતા. એ સર્વે અનીતિઓનો હઝરત ઉમર (રદિ.)એ જડમૂળ સહિત નાશ કર્યો. જે વસ્તુઓ ગર્વ અને અભિમાનના ચિહ્‌ન રૂપ હતી તેઓને તદ્દન નાબૂદ કરી. લડાઇઓમાં કબીલાઓ પોતાના કબીલાની જય પોકારતા હતા તેને ફરમાન કાઢી બંધ કરાવી. સ્વામી અને દાસની વચ્ચે જે ભેદભાવ હતો તે તદ્દન ઉઠાવી દીધો. એક વેળા સફવાન ઇબ્ને ઉમૈયાએ જ્યારે ઘણા લોકોની સાથે એમને આમંત્રણ આપ્યું અને જ્યારે નોકરોને ખાવા



ન બેસાડયા તો તેઓ ઘણા ગુસ્સે થઇ બોલ્યા, "તમને ખુદા પૂછશે કે જેઓ નોકરોને તિરસ્કારની દૃષ્ટિએ નિહાળે છે."

એક વેળા ઘણા લોકો ઉબય ઈબ્ને કા'બ કે જેઓ મહાન દરજ્જાના સહાબી હતા, તેમને મળવા ગયા. જ્યારે તેઓ સભાજનોમાંથી ઉઠયા ત્યારે એમના માન-ઈઝઝતને લીધે લોકો એમની સાથે ચાલ્યા. સંજોગે હઝરત ઉમર (રદિ.) એ તરફ આવી પહોંચ્યા. એ સ્થિતિ જોઇ એમણે ઉબયને એક કોરડો લગાવ્યો. તેઓ ઘણા વિસ્મિત થયા અને પૂછયું કે, "ખૈરિયત તો છે ! આપ આ શું કરી રહ્યા છો ?" હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "અવમા તરા ફિતનતલ મતબુઇ વ મઝલ્લત ત્તાબિઇ." અર્થાત્ : "તમે નથી જાણતા કે એ રીત સરદારને માટે ફિત્ના અને તાબેદાર માટે નામોશી ભરેલી છે."*

કુ-વચન અને નિંદાનું સાધન કાવ્ય-કવિતાઓ હતું. ઠેકઠેકાણે લોકોની નિંદામાં કાવ્યો લખવામાં આવતા અને અરબસ્તાનમાં કાવ્ય રચનાનો સામાન્ય રિવાજ હતો, તેથી એ નિંદાઓ ઘણી જ ઝડપે પ્રસિદ્ધ થઇ જતી હતી અને એથી સેંકડો પ્રકારના બખેડાઓ ઉપસ્થિત થતા હતા. હઝરત ઉમર (રદિ.) એ નિંદાને એક ગુનોહ ઠેરવી અને એના માટે શિક્ષા નિર્માણ કરી. આથી એ બાબત પણ હઝરત ઉમર (રદિ.)ની નવયોજેલ વસ્તુઓમાંથી ગણાય છે. હુતૈયા નામક માણસ તે સમયનો એક મશહૂર કવિ હતો અને સૌદાની પેઠે તે નિંદાની કળામાં નિપૂણ હતો. હઝરત ઉમર (રદિ.)એ એને બોલાવી એક ભોંયરામાં કેદ કર્યો અને એ શરતે તેને છૂટો કર્યો કે હવે ફરી કોઇની નિંદા લખશે નહિ.* રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જ્યારે કુરૈશીઓ બીજી સર્વે યુક્તિઓ કરી પરવાર્યા ત્યારે મુસલમાનોની તેમજ રસૂલુલ્લાહ (સલ.)ની નિંદા કહેવી શરૂ કરી તો જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ હસાનને પથ્થરનો જવાબ પથ્થરથી આપવાની આજ્ઞા આપી હતી. એ પ્રકારના કાવ્યો ઈસ્લામ લાવ્યા પછીયે કુરૈશમાં ચાલુ હતા. હઝરત ઉમર (રદિ.)એ પોતાની ખિલાફતમાં આજ્ઞા કરી કે એવા કાવ્યો વાંચવામાં કે વંચાવવામાં આવે નહિ; કારણ કે એથી પુરાણો વેરભાવ સતેજ થાય છે.✦ પ્રેમ અને વિષયવાસનાનું મોટું સાધન એ જ કાવ્ય કવિતાઓ હતું. કવિઓ ઘણું કરીને લંપટપણાને દુરાચારીના કાવ્યો રચતા હતા અને એમાં પોતાની પ્રેમદાઓના નામો સ્પષ્ટ રીતે લખતા હતા. સામાન્ય મનોવૃત્તિ અનુસાર હોવાના કારણે તે કાવ્યપદો બાળક સુદ્ધાંના જીભે ચઢી જતા હતા, તેથી લંપટપણું અને રખડેલપણું એમના સ્વભાવમાં પ્રવેશ કરી ગયું હતું. હઝરત ઉમર (રદિ.)એ એક સખત ફરમાન બહાર પાડયું કે, કવિઓએ સ્ત્રીઓ સંબંધી પ્રેમ વિષયથી કાવ્યો રચવા નહિ. એથી "અસ્દુલ ગાબા"ના કર્તાએ હમીદ ઈબ્ને થૌરના વર્ણનમાં એ બનાવને નીચેના શબ્દોમાં લખ્યો છે :

* મુસ્નદે દારમી.

* અસદુલ ગાબા, તઝકિરા ઝબરકાન.

✦ આગાની તઝકિરા હસ્સાન ઈબ્ને સાબિત.

"તકદમા ઉમરૂબ્નુલ ખત્તાબિ ઈલશ્શુઅ્રાએ અલ્લા યુશબ્બિબા અહદુન બિઅમ્રઅતિન ઈલ્લા જલદહુ."

દારૂ પીવા માટે જે શિક્ષા પ્રથમ હતી તેને વધુ સખત કરી, કિંતુ પહેલાં ૪૦ કોરડા મારવામાં આવતા તો હઝરત ઉમર (રદિ.)એ ૪૦ ના ૮૦ કોરડા કરી દીધા. એ સર્વે બાબતોનું પરિણામ એ નિપજ્યું કે જો કે એ સમયમાં ધન–સંપત્તિની છત અને વિજયો વૃદ્ધિના કારણે મોજ મજા માણવાના અનહદ સાધનો હાથ લાગ્યાં હતાં, છતાં લોકો મોજ વિલાસમાં પડી ગયા ન હતા અને જે શુદ્ધ અને પવિત્ર જીવનનો પાયો ધર્મના સ્થાપક (સલ.)એ નાખ્યો હતો તે તેવી જ મજબુતીની સાથે કાયમ રહ્યો હતો. નીતિ–ચારિત્ર્યની મક્કમતા અને સંગીનતાનું મૂળ આઝાદી અને સ્વાભિમાનતા છે, તેથી હઝરત ઉમર (રદિ.)એ એ પ્રતિ ઘણું લક્ષ્ય આપ્યું અને એ તે ખુસુસિયત છે કે જે હઝરત ઉમર (રદિ.)ના સિવાય અન્ય ખલીફાઓના ઈતિહાસમાં મળતી નથી. બનૂ ઉમૈયા તો પ્રારંભથી જ આઝાદીના શત્રુ નીકળ્યા. વળી અબ્દુલ મુલ્કે તો એવું સખત ફરમાન કાઢ્યું કે કોઈ માણસે એના હુકમો સામે કોઈએ જીભ હલાવવી નહિ. હઝરત અલી (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.)એ આઝાદી માટે કંઈ વાંધો લીધો નહિ, પરંતુ એનાથી થનારા અનર્થોનો અટકાવ કરી શક્યા નહિ અને જેના કારણે હઝરત ઉસ્માનની શહાદત જેવો પ્રસંગ આવી પહોંચ્યો અને હઝરત અલી (રદિ.)ને જંગે જમલ અને સિફફીન જેવા યુદ્ધો સહેવા પડયા, એથી ઉલટું હઝરત ઉમર (રદિ.)એ અતિ ઉચ્ચ ધોરણની સ્વતંત્રતા આપવા સાથે રાજયના રોબદાબમાં જરાય ન્યૂનતા આવવા દીધી નહિ.

હઝરત ઉમર (રદિ.)એ વિવિધ પ્રસંગોએ જીભે અને કલમે દર્શાવી આપ્યું હતું કે "પ્રત્યેક જન માના ઉદરથી જ સ્વતંત્ર જન્મ્યો છે, અને હલકામાં હલકી પદવીનો માણસ પણ કોઈની સમક્ષ અપમાનિત બની રહી શકતો નથી." અમ્ર ઈબ્નુલ આસના પ્રતિષ્ઠિત પુત્રે જયારે એક કોપ્ટને વિના કારણે માર્યો તો હઝરત ઉમર (રદિ.)એ તે કોપ્ટના જ હાથે સામાન્ય જનસમૂહ સમક્ષ શિક્ષા કરાવી અને અમ્ર ઈબ્નુલ આસ અને એમના પુત્રને ઉદ્દેશીને કહ્યું, "તમે લોકોએ એ માણસોને ગુલામ ક્યારથી બનાવી લીધા ? તેમની માતાઓએ તો તેમને આઝાદ અવતર્યા હતા ?"

અરબસ્તાનમાં જે લોકો ઈઝઝતદાર હતા તેઓ પોતાના કબીલાના સૈયદ (સરદાર) કહેવાતા હતા; અને તેમનાથી ઉતરતા દરજ્જાના લોકો એ શબ્દોથી બોલાવતા– "જઅલનીયલ્લાહુ ફિદાઅક બિઅબીલ ઉમ્મિ." એ શબ્દોથી ગુલામી અને તાબેદારીની ગંધ આવતી હતી, તેથી એમણે વિવિધ પ્રસંગોએ નાખુશી પ્રદર્શિત કરી હતી. એક માણસે એમના માટે કહ્યું કે, "જઅલનિયલ્લાહુ ફિદાઅકા" તો એમણે કહ્યું કે, "ઈઝા અય્યુ હયિનુકલ્લાહુ–" અર્થાત્ જો ખુદા એમ કરશે તો તને બેઆબરૂ કરશે." હઝરત ઉમર (રદિ.)ના આ વર્તને લોકોને કેટલા આઝાદ અને હિંમતવાન કરી દીધા હતા તેનું માપ

નીચેના બનાવ પરથી કાઢી શકાય છે.

એક વેળા એમણે મિમ્બર પર ચઢી કહ્યું : "સાહેબો ! જો હું સંસારની તરફ વળી જાઉં તો તમે લોકો શું કરશો ?" એક માણસ ત્યાં જ ઊભો થઈ ગયો અને તલવાર મ્યાનમાંથી ખેંચી બોલ્યો : "તમારું માથું ઉડાવી દઈશું." હઝરત ઉમર (રદિ.)એ તેને અજમાવવા ખાતર ધમકાવીને કહ્યું, "શું તું મારા માટે આવા શબ્દો કહે છે ?" તે બોલ્યો, "હા, હા, તમારા માટે."

હઝરત ઉમર બોલ્યા : "અલ્હમ્દુ લિલ્લાહ, કોમમાં એવા માણસો મૌજૂદ છે કે હું વાંકો હોઈશ તો લોકો મને સીધો કરી દેશે."

ઈરાકની જીત પછી ઘણા ખરા બુઝુર્ગોએ ખ્રિસ્તી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં. હઝરત ઉમર (રદિ.)એ હુઝયફા ઈબ્નુલ યમાનને લખ્યું કે "હું એ વાતને પસંદ કરતો નથી." તેમણે ઉત્તરમાં લખ્યું કે, "એ હુકમ આપના અંગત મત પ્રમાણે છે કે કોઈ ધાર્મિક ફરમાન છે ?" હઝરત ઉમર (રદિ.)એ લખી જણાવ્યું કે, "એ મારો અંગત અભિપ્રાય છે." આથી હુઝયફાએ લખી મોકલ્યું કે, "આપના અંગત અભિપ્રાયનું પાલન કરવું અમારા માટે આવશ્યક નથી." આથી હઝરત ઉમર (રદિ.)ની મનાઈ હોવા છતાં ઘણા લોકોએ લગ્ન કર્યાં. યાકૂબી ઈતિહાસકાર લખે છે કે, "એક વેળા હઝરત ઉમર (રદિ.)એ સર્વે અધિકારીઓના માલનું લિલામ કરી અર્ધ માલ બયતુલ માલમાં દાખલ કરાવી દીધો, ત્યારે એક અબૂબક નામક અમલદારે સ્પષ્ટ કહી દીધું કે, "જો એ માલ ખુદાનો હતો ત્યારે તો પૂરો માલ બયતુલ માલમાં દાખલ કરાવી દેવો હતો અને જો અમારો હતો ત્યારે તો એમાં લેવાનો તમને શો અધિકાર હતો ?" હઝરત ઉમર (રદિ.)નું અનુકરણ, તેમના શિક્ષણ અને કેળવણીની એવી છાપ બેસી કે ઈસ્લામી સમાજનો પ્રત્યેક મેમ્બર પવિત્રતા, સુનીતિ, સહનશીલતા, નમ્રતા, હિંમત ને આઝાદી, સત્યતા ને સ્વભિમાનની મૂર્તિ બની ગયો. ઈતિહાસની ચિત્રમાળામાં તે વેળાના મંડળો અને મહેફિલોનું ચિત્ર જોશો તો પ્રત્યેક માણસના દેખાવમાં એના ચિહ્નો નજરે પડે છે.

હદીસ અને ફિકહની કળા ખરૂં જોતાં સર્વ હઝરત ઉમર (રદિ.)ની ઉપજાવેલી છે. સહાબાઓમાંથી બીજા લોકો પણ મુહદ્દિષ અને ફકીહ હતા, તેથી એમની સંખ્યા ૨૦ થી વધુ હતી; પરંતુ એ કળાની શરૂઆત હઝરત ઉમર (રદિ.)એ કરી હતી અને એ કળાના સિદ્ધાંતો અને નિયમોને પ્રથમ એમણે ઘડયા હતા. હદીષ સંબંધી જે પ્રથમ કાર્ય હઝરત ઉમર (રદિ.)એ કર્યું તે એ હતું કે એમણે રિવાયતોની શોધખોળ પ્રત્યે લક્ષ્ય આપ્યું. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હદીષોને પરિપૂર્ણ કરવાનો વિચાર કોઈને સૂજ્યો ન હતો. જે કોઈ બાબતની જરૂર પડતી તે પોતે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછી લેતો અને એ જ કારણે કોઈ એક સહાબીને ફિકહના સર્વે પ્રકરણો સંબંધી હદીષો યાદ ન હોતી. હઝરત

અબૂબક્ર (રદિ.)ના સમયમાં વધુ ભાગે જરૂર પડી, તેથી જુદા જુદા સહાબીઓથી પૂછવાની જરૂર પડી અને એ પ્રમાણે હદીષોની શોધખોળનો માર્ગ ઉઘડયો. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં વધુ પ્રસંગો બન્યા, કારણ કે વિજયોની વૃદ્ધિ અને નવમુસ્લિમોના વધારાએ સેંકડો પ્રશ્નો ઉપસ્થિત કર્યા હતા, એથી એમણે હદીષોની વધુ શોધખોળ કરી કે જેથી એ પ્રશ્નોના ઉકેલ રસૂલુલ્લાહ (સલ.)ના વચનો અનુસાર કરી શકાય. ઘણીવાર એમ બનતું કે જ્યારે કોઈ નવી બાબત ઉપસ્થિત થતી ત્યારે હઝરત ઉમર (રદિ.) આમ સભા કે જેમાં ઘણા ભાગે અસહાબો હાજર રહેતા તેમાં પોકારીને કહેતા કે એ બાબત સંબંધી કોઈ માણસને કોઈ હદીષની જાણ છે ? જનાઝાની તકબીરો, 'જનાબત'નું સ્નાન, પારસીઓ માટે જઝિયાવેરો વગેરે ઘણા નિયમો છે, જેમના વિશે હદીસોના પુસ્તકમાં સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે કે હઝરત ઉમર (રદિ.)એ સામાન્ય સભાઓમાં મૂકીને રસૂલુલ્લાહ (સલ.)ની હદીસોનો પત્તો મેળવ્યો હતો. હદીસને જેમ વધુ પ્રસિદ્ધ અને જાહેર કરવામાં આવે તેમ વધુ બળ તેને મળે છે અને ભવિષ્યની પ્રજા માટે તે સાબિત કરવા યોગ્ય ઠરે છે, તેથી એની પ્રસિદ્ધિ અને પ્રચાર માટે ઘણી યુક્તિઓ કરવામાં આવી.

(૧) હદીષોને અસલ શબ્દોમાં નકલ કરાવી જિલ્લાઓના અધિકારીઓ પર મોકલવામાં આવતી. એથી તેનો સામાન્ય પ્રચાર થઇ જતો હતો. એ હદીષો ઘણે ભાગે ધાર્મિક કાનૂનો અને નિયમો સંબંધી હતી.

(૨) સહાબાઓમાં જે લોકો હદીસની કળાના જાણકાર હતા તેમને જુદા જુદા દેશોમાં હદીસનું શિક્ષણ આપવા અર્થે મોકલવામાં આવ્યા. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે," ચુનાન્ચે ફારૂકે આ'ઝમ અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ રા બા જમએ બકૂફા ફિરિસ્તાદ વ મા'કિલ ઇબ્ને યસાર વ અબ્દુલ્લાહ ઇબ્ને મા'કિલ વ ઈમરાન ઇબ્ને હુસૈન રા બ બસરા, વ ઉબાદહ ઇબ્ને સામિત, વ અબૂદર્દાઅ બશામ, વ બ મઆવિયા ઇબ્ને અબી સુફયાન અમીરે શામ બૂદ કદગને બલીગ નવિશ્ત કે અઝ હદીષે ઈશાં તજાવુઝ નકુનદ.*

આ સ્થળે એક જે બારીક મુદ્દો ધ્યાનમાં લેવા યોગ્ય છે તે એ છે કે સામાન્ય ધારણા એવી હતી કે હઝરત ઉમર (રદિ.)એ હદીસોના પ્રચાર માટે ઘણો પ્રયાસ કર્યો, પરંતુ પોતે ઘણી થોડી જ હદીસો રિવાયત કરી, એટલે કુલ હદીસો જે સહીહ રિવાયતો સહીત તેમના તરફથી રિવાયત થઇ છે તે ૭૦ થી વધુ નથી એ વિચાર દેખીતો ખરો છે, પરંતુ ખરું જોતાં એમાં ગેર સમજૂતી થઇ છે. મુહદ્દિષોના નજીક એ સિદ્ધાંત માન્ય છે કે સહાબી જ્યારે કોઇ એવો ધાર્મિક નિયમ વર્ણન કરે કે જેમાં મત કે 'ઇજતેહાદ'ની જરૂર ન હોય તો જો કે તે રસૂલુલ્લાહ (સલ.)નું નામ નહિ લે તોયે એનો ભાવાર્થ એ જ થશે કે તેણે

* "ઇઝાલતુલ ખિફાઅ" પૃષ્ઠ ૬, ભાગ ૨.

રસૂલુલ્લાહ (સલ.)થી એ સાંભળ્યો હશે. એ સિદ્ધાંત ખરું જોતા બુદ્ધિનુસાર છે, દાખલા તરીકે હઝરત ઉમર (રદિ.)એ સર્વે દેશોમાં લખી મોકલ્યું કે ઝકાત અમુક અમુક વસ્તુઓની આપવી ફરજ છે અને એ હિસાબે ફરજ છે તો એ શંકા કરવાનો પ્રસંગ નથી કે હઝરત ઉમર પોતે ધાર્મિક નિયમ ઘડનાર છે અને પોતાના તરફથી હુકમ બહાર પાડે છે, કોઈ પણ રીતે એના અર્થ એ જ થઈ શકે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઝકાત સંબંધી એ ફરમાનો કાઢયા હતા. વધારેમાં વધારે એ વાતની શંકાને સ્થાન મળે છે કે હઝરત ઉમર (રદિ.)એ કદાચ એ હદીસના અર્થ બરાબર સમજયા ન હશે અને તેથી એમ બની શકે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ એ પ્રમાણની સંખ્યાને ફરજ રાખી ન હશે, બલકે હઝરત ઉમર (રદિ.) પોતાની સમજ પ્રમાણે એને ફરજ સમજયા, પરંતુ એ શંકા તે હદીસો સંબંધી પણ થઈ શકે છે કે જેઓમાં અસહાબાઓએ જાહેરમાં રસૂલુલ્લાહ (સલ.)નું નામ લીધું છે. એ સિદ્ધાંતની રૂએ હઝરત ઉમર (રદિ.)એ ખુત્બાઓમાં, ફરમાનોમાં, નમાઝ, રોઝા, હજ, ઝકાત વગેરે સંબંધી જે મૂળ નિયમોનું વર્ણન કર્યું છે તે ખરું જોતાં રસૂલુલ્લાહ (સલ.)ના હુકમો છે. જો કે તેમણે રસૂલુલ્લાહ (સલ.)નું નામ લીધું ન હોય. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે :

"સાતમી તે છે કે હદીસોના ભાવાર્થને પોતાના ઉપદેશોમાં કહેતા હતા, તે એટલે સુધી કે મૂળ હદીસોને ખલીફાની વર્ણવેલી હદીસોથી બળ મળતું હતું, પરંતુ જે લોકો વસ્તુસ્થિતિ જાણતા નથી તેઓ એમ ધારી બેસે છે કે હઝરત અબૂબકથી સર્વાનુમતે સહીહ હદીસો કુલ છ મળી છે અને હઝરત ઉમર (રદિ.)થી લગભગ સિત્તેર સહીહ હદીસો મળી છે. બીજી રિવાયતો પર એ લોકો નજર પહોંચાડતા નથી કે સર્વ ઈલ્મે હદીસને સંક્ષિપ્ત રીતે હઝરત ઉમર (રદિ.)થી બળ મળ્યું છે અને સર્વ ઈલ્મે હદીસને ટૂંકમાં એમણે જાહેર કર્યું છે."

હદીસોની શોધખોળ અને પ્રચાર માટે અને તેને ચાલુ કરવા માટે હઝરત ઉમર (રદિ.)એ જે કંઈ કર્યું તે જો કે મહા ભારે કાર્ય હતાં, પરંતુ એ વિષયમાં એમની મોટાઈની મૂળ કારકિર્દી એક બીજી વસ્તુ છે કે જે તેમના માટે જ ખાસ છે. હદીસો માટે જે સામાન્ય વલણ હતું તે જ હદીસોના પ્રચારનું મોટું કારણ રૂપ બન્યું, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ એમાં જે બારીક મુદ્દાઓ ઉપજાવ્યા અને જે ક્રમો પાડયા તે પ્રતિ કોઈની નજર પડતી ન હતી. સૌથી પ્રથમ એમણે એ પર નજર દોડાવી કે હદીસોમાં સૌથી વધુ લક્ષ્યમાં લેવા કાબેલ કઈ હદીસો છે ? કારણ કે રસૂલુલ્લાહ (સલ.)ના પ્રત્યેક વચન ને વર્તન ભાવિકો માટે મુરાદોનો ભંડાર હોય છે, પરંતુ એ સ્પષ્ટ છે કે "અલ અહમ્મુ ફલ અહમ્મુ" (જે વધુ મહત્વનું હોય તે પ્રતિ પ્રથમ, પછી તેનાથી ઓછા મહત્વના તરફ લક્ષ આપવું જોઈએ) એથી હઝરત ઉમર (રદિ.)એ વધુ લક્ષ તે હદીસોની રિવાયત અને પ્રચાર માટે આપ્યું કે જે પરથી ઈબાદત અને વ્યવહાર કે નીતિના નિયમો નીકળતા હતા, જે હદીસો



એ વિષયોથી જુદી હતી તેના તરફ એટલું બધું લક્ષ આપ્યું નહિ. એમાં એક મર્મ એ હતો કે રસૂલુલ્લાહ (સલ.)ના જે વચન ને વર્તન રિસાલતની પદવીથી સંબંધ ધરાવતા અને જે મનુષ્ય હોવાની રૂએ હતા તે બન્ને એકત્ર થઇ ન જાય. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે કે, "સંપૂર્ણ શોધખોળ પછી જણાયું કે હઝરત ઉમર (રદિ.)ની તિક્ષ્ણ દૃષ્ટિ તે હદીસો પર વધુ પડતી હતી કે જે ધાર્મિક પ્રચાર અને એક મનુષ્યની સંપૂર્ણતા સંબંધી હતી. એ કારણે રસૂલુલ્લાહ (સલ.)ના સદ્‌ગુણોથી સંબંધ ધરાવનારી હદીસોને અને વધુ પડતી સુન્નતો કિંવા પોશાક અને રીતભાતથી સંબંધ ધરાવતી હદીસો બે કારણોને લઇને તેઓ ઓછી વર્ણન કરતા હતા. પહેલું કારણ એ હતું કે વધારાની સુન્નતો કિંવા રીતભાત અને પોશાકથી સંબંધ ધરાવતી હદીસો "તકલીફયા" અને "તશરીઅયા" અર્થાત્ વ્યવહાર અને ઇબાદતથી સંબંધ ધરાવતી હદીસોની જેવી નથી. જો વધારાની સુન્નતો સંબંધી હદીસો પર વધુ ભાર મુકવામાં આવે તો બનવાજોગ છે કે વધારાની સુન્નતો અને સુન્નતે હુદા કેટલીક વાર શંકાશીલ બની તેઓ વચ્ચેનો ભેદ જણાય નહિ."

હઝરત ઉમર (રદિ.)એ એવી હદીસો માટે પણ કંઇ વ્યવસ્થા કરી ન હતી કે જે હદીસોમાં ખાસ શબ્દો સાથે દુઆઓ આપવામાં આવી હતી. જો કે ઘણા મહા પુરુષોની રિવાયતોમાં એ પ્રકારની હદીસોનું મોટું દફતર છે, એનું કારણ જેમ શાહ વલીઉલ્લાહ સાહબે લખ્યું છે તે મુજબ એ છે કે હઝરત ઉમર (રદિ.) એ વાતને જાણતા હતા કે દુઆ કબુલ થાય કે ન થાય તેનો આધાર સત્ય નિષ્ઠા અને કરગરવા પર છે, શબ્દો ઉપર કંઇ આધાર નથી.*

હઝરત ઉમર (રદિ.)એ જે મોટું કાર્ય એ કળા સંબંધી કર્યું તે હદીસોની "જરહ" અને "તા'દીલ"ની કળા (કોઇ વ્યક્તિના સારા અને નરસા નીતિ આચારણ જાણવાની કળા) ઉપજાવવું હતું. આજકાલ લાંબા સમયથી એ સ્થિતિ છે કે જે બાબતનો સંબંધ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે કરી દેવામાં આવે છે, તે જો કે ખરી ન હોય તોયે તરત જ તે પ્રચલિત થઇ તેનો સામાન્ય સ્વીકાર કરવામાં આવે છે એ જ કારણે યહૂદીઓની નકામી વાતો હદીસોના સંગ્રહમાં સામિલ થઇ ગઇ. મુહદ્દિષીનોએ એટલું કર્યું કે, "જરહ" અને "તા'દીલ" દ્વારા સામાન્યતાનો અટકાવ કર્યો, પરંતુ જ્યારે કોઇ રાવી (કથન કરનાર)ની "તા'દીલ" સિદ્ધ થતી હતી ત્યારે તેઓ વધુ પૂછપરછ કે તપાસ કરતા ન હતા. એ ઉપરાંત પ્રથમ યુગ માટે એમણે સામાન્ય નિયમ બાંધી લીધો કે કોઇ રિવાયતમાં અસત્યતાનો સંભવ રહી શકતો નથી, પરંતુ હઝરત ઉમર (રદિ.) એ મુદ્દાને જાણતા હતા કે જે બાબતો મનુષ્ય–સ્વભાવની છે તેનાથી કોઇ યુગ બાકાત રહી શકતો નથી, તેથી તેઓ હદીસોની ચોકસાઇમાં સર્વે તે જ શંકાઓને ધ્યાનમાં લેતા હતા કે જે મુહદ્દિષીનોએ તે સમય પછી ઉત્પન્ન કરી. એક વેળા અબૂ મૂસા અશઅરી એમને મળવા આવ્યા અને ત્રણ વાર રજા

* "ઇઝાલતુલ ખિફાઅ" ભાગ ૨, પૃષ્ઠ ૧૪૧.



માંગવાની રીતે કહ્યું : "અસ્સલામુ અલયકુમ" અબૂ મૂસા હાજર છે. "હઝરત ઉમર (રદિ.) તે વેળા કંઈક કામમાં રોકાયેલા હતા તેથી તે તરફ ધ્યાન આપી શક્યા નહિ. જ્યારે તેઓ કાર્યથી પરવાર્યા ત્યારે કહ્યું કે, "અબૂ મૂસા ક્યાં છે ?" તેઓ આવ્યા ત્યારે હઝરત ઉમર (રદિ.) બોલ્યા કે, "તમે કેમ પાછા ચાલ્યા ગયા હતા ?" અબૂ મૂસાએ કહ્યું કે, "મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, ત્રણ વાર આજ્ઞા માંગો, જો તેમ કરતાંયે રજા ન મળે તો પાછા ચાલ્યા જાવ." હઝરત ઉમર (રદિ.) બોલ્યા : "એ રિવાયતનો પુરાવો આપો, નહિતર હું તમને શિક્ષા કરીશ." અબૂ મૂસા અશ્અરી સહાબા પાસે ગયા અને વસ્તુસ્થિતિ સમજાવી. આથી અબૂ સઈદે આવી પુરાવો આપ્યો કે મેં રસૂલુલ્લાહ (સલ.)થી એ હદીસ સાંભળી છે." હઝરત ઉબય ઈબ્ને કા'બે કહ્યું, "ઉમર, તમે રસૂલુલ્લાહ (સલ.)ના અસહાબોને શિક્ષા કરવા માંગો છો ?" હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો કે, "મેં એક રિવાયત સાંભળી અને તેની સાબિતી માંગી."

ફિકહનો એક મતભેદવાળો નિયમ એ છે કે જે સ્ત્રીને 'બાઈન' તલાક આપી હોય તેની (ઈદ્દત) બેસવાની મુદ્દત સુધી તેને ભરણપોષણનું સાધન ને મકાન મળવું જોઈએ કે નહિ ? કુર્આન શરીફમાં છે કે "અસકિનૂ હુન્ન મિન હયષુ સકુનતુમ" જેથી એ સિદ્ધ થાય છે કે ઘર મળવું જોઈએ અને ઘરની સાથે ખાધા ખોરાકી એક જરૂરી વસ્તુ છે. ફાતિમા બિન્તે કૈસ એક સહાબીયા હતા, તેમને એમના પતિએ 'બાઈન' તલ્લાક આપી. તેઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા કે મને ભરણપોષણ લેવાનો હક છે કે નહિ ? તેઓ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જવાબ આપ્યો કે, "નહિ."

ફાતિમાએ એ રિવાયત હઝરત ઉમર (રદિ.) સમક્ષ કહી ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "અમે કુર્આનને એક સ્ત્રીના કહેવા પર છોડી શકતા નથી; એ ખબર નથી કે તેને હદીષ યાદ છે કે નહિ."

"સકત"નો પ્રશ્ન ઉપસ્થિત થયો તો હઝરત ઉમર (રદિ.)એ અસહાબો સાથે મશવેરો કર્યો. મુગીરાએ એના સંબંધી એક હદીષ કહી. હઝરત ઉમર (રદિ.) બોલ્યા કે, જો તમે સાચા હો તો બીજો કોઈ સાક્ષી લાવો. આથી જ્યારે મુહમ્મદ ઈબ્ને મસ્લમાએ પુરાવો આપ્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ માન્યું. એ જ પ્રમાણે હઝરત અબ્બાસના મુકર્દમામાં એક હદીસ ધરવામાં આવી તો હઝરત ઉમર (રદિ.)એ એના ટેકામાં પુરાવો માંગ્યો અને જ્યારે ઘણા લોકોએ પુરાવો આપ્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે મને તમારા પ્રતિ શંકા ન હતી, પરંતુ હદીસ પ્રતિ મેં ખાતરી કરવા ધાર્યું હતું. હઝરત ઉમર (રદિ.)ને એ વાતની ખાતરી થઈ ગઈ હતી કે રિવાયતમાં જાણ્યે-અજાણ્યે વધઘટ થઈ જાય છે, જેથી રિવાયત માટે ઘણી જ સાવચેતી રાખવી શરૂ કરી. એ સંબંધી એમણે જે બંધારણ ઘડયા હતા તે પર આજકાલ લોકોને મુશ્કેલીએ ભરોસો પડી શકે છે, તેથી હું આ પ્રસંગે પોતે કંઈ ન લખીશ, બલકે મહાન મુહદ્દિષોએ જે કંઈ લખ્યું છે તેનો અત્રે

ઉતારો કરી શાબ્દિક અનુવાદ કરીશ. અલ્લામા ઝહબી જેમનાથી વધીને એમના પછી કોઈ મુહદ્દિષ થયો નથી અને જેઓ હાફિઝ ઇબ્ને હજર અને સખાવી વગેરેના "શયખુશ્શુયૂખ" છે; તેઓ હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંતમાં લખે છે કે :

"સહાબ (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરવામાં ભૂલ ન કરે તે ડરે હઝરત ઉમર (રદિ.) તેમને હુકમ કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયતો ઓછી કરે કે જેથી હદીષોમાં મશગુલ રહી કુર્આન યાદ કરવાથી લોકો ગાફિલ ન થઇ જાય. કુર્ઝ ઇબ્ને કા'બથી રિવાયત છે કે જ્યારે ઉમર (રદિ.)એ અમને ઈરાક રવાના કર્યા ત્યારે પોતે સાથે નીકળ્યા અને બોલ્યા "તમો જાણો છો હું શા માટે તમારી સાથે સાથે આવું છું ?" લોકોએ કહ્યું, "અમારી ઇઝઝત વધારવાને" ત્યારે એમણે દર્શાવ્યું કે, "હા, પરંતુ એની સાથે એ હેતુ પણ છે કે તમે લોકો એવા સ્થળે જઇ રહ્યા છે કે જ્યાંના લોકોનો અવાજ મધમાખીની જેમ કુર્આન પઢતી વેળા ગુંજી રહે છે. માટે તેમને હદીસોમાં સપડાવી દેશો નહિ, કુર્આનમાં ભેળ ન કરો અને રસૂલુલ્લાહ (સલ.)ની રિવાયતો થોડી ચર્ચા કરો. હું તમારો સાથી છું." (આથી જ્યારે કુર્ઝ ત્યાં પહોંચ્યા ત્યારે લોકોએ કહ્યું કે, "હદીષો કહો." એમણે કહ્યું કે, "હઝરત ઉમર (રદિ.)એ અમને મનાઈ કરી છે."

અબૂ સલમા કહે છે કે અમોએ અબૂ હુરૈરહ (રદિ.)થી પૂછયું કે, "આપ ઉમર (રદિ.)ના સમયમાંયે એ પ્રમાણે હદીસો રિવાયત કર્યા કરતા હતા ?" તેમણે કહ્યું કે, "જો હું એમ કરત તો ઉમર મને કોરડા મારત." હઝરત ઉમર (રદિ.)એ અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ, અબૂદરદા અને અબૂ મસ્ઊદને કેદ કર્યા અને કહ્યું કે, "તમે લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ની ઘણી હદીસો કહેવી શરૂ કરી છે."

મસ્નદે દારમીમાં કુર્ઝ ઇબ્ને કા'બની રિવાયતનો ઉતારો કરી લખ્યું છે કે, હઝરત ઉમર (રદિ.)નો એ ઉદ્દેશ હતો કે, "ગઝવાત" સંબંધી થોડી રિવાયત કરવામાં આવે, એથી ફરાઇઝ અને સુન્નતો સંબંધી ઓછી રિવાયતો કરાય એવો એમનો હેતુ ન હતો. શાહ વલીઉલ્લાહ સાહબ દારમીના વચન નકલ કરી લખે છે કે, "મારી ધારણા મુજબ રસૂલુલ્લાહ (સલ.)ના સદ્ગુણો ને સદ્વર્તનોની હદીસો હોવી જોઇએ, કારણ કે એમાં કોઇ ધાર્મિક આશય સમાયેલો નથી અથવા તો તે હદીસો હોવી જોઇએ કે જેને મોઢે યાદ કરવા અને એના બંધારણ માટે પૂરતી વ્યવસ્થા કરવામાં આવી ન હતી.*" અમારા ધારવા પ્રમાણે એ સમજુતીઓની કંઇ આવશ્યકતા નથી. હઝરત ઉમર (રદિ.)નો ઉદ્દેશ એમના પોતાના સ્પષ્ટીકરણ પરથી જણાઇ શકે છે. બલાઝરી ઇતિહાસકાર કે જેઓ મુહદ્દિષ પણ છે તેઓએ "અનસાબુલ અશરાફ"માં રિવાયત કરી છે કે, "લોકોએ તેમનાથી કોઇ ધાર્મિક બાબત પૂછી તો તેમણે કહ્યું કે "મને એ ભય ન લાગત કે રિવાયત કરવામાં

* "ઇઝાલતુલ ખિફા" પૃષ્ઠ ૧૪૧, ભાગ–૨.

મારાથી કંઈ વધઘટ થઈ જશે તો હું હદીસ કહેત."

મજકૂર ઈતિહાસકારે એ રિવાયતને "સનદે મુત્તસિલ" સહિત રિવાયત કરી છે અને જેના રાવી મુહમ્મદ ઈબ્ને સા'દ અબ્દુલ હમીદ ઈબ્ને અબ્દુર્રહમાન અલ હમાની, નો'માન ઈબ્ને ષાબિત (ઈમામ અબૂ હનીફા) મૂસા ઈબ્ને તલહા, અબૂલ હુતકયાહ હતા. હઝરત ઉમર (રદિ.)ને જે ભય પોતાના માટે રહેતો હતો તે જ બીજાઓ સંબંધી પણ હોવો જોઈતો હતો. એ વિચારને એથી વધુ ટેકો મળે છે કે અબ્દુર્રહમાન ઈબ્ને મસઊદ જેઓ ઇલ્મી ધોરણોમાં હઝરત ઉમર (રદિ.) પાસે ખાસ કેળવાયેલા હતા તેઓ વિશે મુહદ્દિષીનોએ લખ્યું છે કે :

"તેઓ રિવાયતમાં સખતી વાપરતા અને પોતાના શાગિર્દોને ધમકાવતા કે હદીસના શબ્દો સાચવી રાખવામાં બેપરવાઈ ન કરે."

મુહદ્દિષીનોએ એ પણ લખ્યું છે કે તેઓ હદીસો થોડી રિવાયત કરતા હતા તે એટલે સુધી કે આખા વર્ષભરમાં હદીસો કહેતા ન હતા. હઝરત ઉમર (રદિ.) રિવાયત સંબંધી જેવી સાવચેતી રાખતા તેવી સાવચેતી જો કે એમના પહેલાંયે મહાન સહાબાઓ રાખતા હતા. અલ્લામા ઝહબીએ "તઝકિરતુલ હુફ્ફાઝ"માં હઝરત અબૂ બક્ર (રદિ.)ના વૃત્તાંતમાં લખ્યું છે કે, "સૌથી પહેલાં જેણે હદીસો માટે સાવચેતી રાખી હોય તો તેઓ અબૂબક્ર હતા." અલ્લામા ઝહબીએ હાકિમથી એ પણ રિવાયત કરી છે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ ૫૦૦ હદીસો લખી હતી; પરંતુ ફરી તેમને આગમાં બાળી નાખી અને બોલ્યા કે, "કદાચ એમ બની શકે છે કે મેં માણસને ભરોસાપાત્ર ગણી તેના દ્વારા હદીસો રિવાયત કરી હોય અને તે ખરેખરો વિશ્વાસપાત્ર ન હોય."

પરંતુ હઝરત ઉમર (રદિ.)ની સાવચેતી અને બીજા સહાબાઓની સાવચેતીમાં તફાવત હતો. અસહાબો ફક્ત રાવી (રિવાયત-કથન કરનાર) વિશ્વાસપાત્ર છે કે નહિ તેનો વિચાર રાખતા, પરંતુ હઝરત ઉમર (રદિ.) રાવી ભરોસાપાત્ર હોવા સાથે પણ એ બાબતની સાવચેતી રાખતા કે રાવીએ એ બાબતની પૂરી વસ્તુસ્થિતિ સમજી છે કે નહિ. હઝરત આઈશાએ એ જ કારણે અબૂ હુરૈરહ (રદિ.) પાસે ઘણી વાર જવાબો માંગ્યા છે, નહિતર હઝરત અબૂ હુરૈરહ (રદિ.) વિશ્વાસપાત્ર હોવા સંબંધી તેમને શંકા ન હતી.

હઝરત ઉમર (રદિ.)ની રોકટોક, સાવચેતી અને કાળજીથી જો કે એ પરિણામ અવશ્ય નિપજ્યું કે રિવાયતો ઓછી કહેવામાં આવી, પરંતુ જેટલીયે રિવાયતો કહેવામાં આવી તેઓ દરેક પ્રકારે શંકાના ડાઘથી શુદ્ધ હતી. એમના પછી જો કે હદીસોનો વિસ્તાર ઘણો વધ્યો, પરંતુ વિશ્વાસ અને સબળતાનો પાયો તેવો રહ્યો નહિ. શાહ વલીઉલ્લાહ સાહબે ઘણું જ સત્ય કહ્યું છે કે, "અને જે જમાઅત ખિલાફત-સમય પછી બાકી રહી તેમણે જે સહાબાઓ દ્વારા રિવાયત કરી તે સહાબાઓ જો કે ઘણા સત્યવાદી હતા અને તેમની

રિવાયતોથી જે આદેશ સિદ્ધ થાય છે તે પર અમલ કરવો જરૂરી છે, પરંતુ ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયમાં અને તેમના સમય પછી હદીસ અને ફિકહ સંબંધી જે કંઇ બન્યું તેમાં આકાશ ને જમીનનું અંતર છે."

હઝરત ઉમર (રદિ.)એ હદીસો સંબંધી જે સખતી અને સાવચેતીની જે ભાવના ઉત્પન્ન કરી તે સામાન્ય રીતે જો કે પ્રચલિત થઇ શકી નહિ, પરંતુ સત્યશોધક સહાબાઓમાંથી એ ભાવના નષ્ટ થઇ નહિ. અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ વિશે સામાન્ય રીતે પ્રસિદ્ધ છે અને મુસ્નદે દારમીમાં જગેજગ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે કે હદીસો કહેતી વેળા તેમના ચહેરાનો રંગ બદલાઇ જતો હતો અને જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના શબ્દો ઉચ્ચારતા હતા ત્યારે કહેતા કે "રસૂલુલ્લાહ (સલ.)એ એ શબ્દ કહ્યો હતો કે કદાચ એને મળતો કે લગભગ એના જેવો કે એની બરાબરીનો." અબૂદરદા અને હઝરત અનસ જેઓ મહાન સહાબાઓ હતા તેઓની પણ એવી જ દશા હતી. ઈમામ શુઅબી કહે છે કે, "હું અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરની સાથે વર્ષ સુધી રહ્યો એ મુદ્દત દરમિયાન મેં તેમનાથી ફક્ત એક હદીસ સાંભળી. ષાબિત ઈબ્ને કુતબ્તિલ અનસારીનું કથન છે કે, "અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર મહિનામાં બે–ત્રણ હદીસો રિવાયત કરતા હતા." સાએબ ઈબ્ને ઝૈદ કહે છે કે, "હું સા'દ ઈબ્ને વક્કાસની સાથે મક્કાથી મદીના સુધી ગયો અને પાછો આવ્યો, પરંતુ એ મુદ્દત દરમિયાન તેમણે એક હદીસ પણ નહિ સંભળાવી. એ સર્વે બનાવો અને રિવાયતો સહીહ દારમીમાં "સનદે મુત્તસિલ" સહિત આપવામાં આવી છે.*

સનદ અને રિવાયત વિશે હઝરત ઉમર (રદિ.)એ જે અગ્રગણ્ય સિદ્ધાંતો ઘડયા હતા તેમને સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે લખી શકાય છે :

(૧) રિવાયત શબ્દે શબ્દ હોવી જરૂરી છે.

(૨) ફક્ત રાવી (કથન કરનાર)નું વિશ્વાસપાત્ર હોવું રિવાયત ઉપર ભરોસો કરવા માટે પૂરતું નથી.

(૩) "ખબરે વાહિદ"માં અનુમોદન આપતા પુરાવાની જરૂર છે જે મુહદ્દિષીનોની પરિભાષામાં "તાબેઅ" અને "શાહેદ" કહેવાય છે.

(૪) "ખબરે વાહેદ" હંમેશા દલીલના પાત્ર ગણાતી નથી.

(૫) રિવાયત પર ભરોસો કરવા માટે બનાવના સ્થળ ને સમયની વિશેષતાની ગણના કરવાની શરત છે.

ફિકહની કળા એ હઝરત ઉમર (રદિ.)ની શોધ છે. એ કળા વિશે એમની કાબિલીયત

* "સનદે દારમી" –કાનપુરના નિઝામી પ્રેસમાં છપાયેલી પૃષ્ઠ ૪૫–૪૮.

અને પ્રવિણતાનો સર્વે સહાબીઓ સ્વીકાર કરે છે. મુસ્નદે દારમીમાં છે કે હુઝયફા ઇબ્નુલ યમાને કહ્યું કે, ફતવો આપવાનું કાર્ય તે માણસનું છે કે જે ઇમામ હોય અથવા કુર્આનના "નાસિખ" ને "મનસૂખ"ને જાણતો હોય. લોકોએ પૂછયું કે એવો કયો માણસ છે ? હુઝયફાએ જવાબ આપ્યો કે, "ઉમર ઇબ્નુલ ખત્તાબ." અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે "જો પૂરા અરબસ્તાનની વિદ્યા એક પલ્લામાં રાખવામાં આવે અને ઉમરની વિદ્યા બીજા પલ્લામાં રાખવામાં આવે તો ઉમરનું પલ્લું ભારી થશે." અલ્લામા અબૂ ઇસ્હાક શીરાઝીએ જેઓ નિઝામીયા પાઠશાળાના મુખ્ય શિક્ષક હતા, તેમણે "ફુકહા" વિશે એક પુસ્તક લખ્યું છે; એ પુસ્તકમાં તેમણે હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંતમાં સહાબા અને તાબિઇનના એ પ્રકારના ઘણા વર્ણનો નકલ કર્યા છે અને અંતમાં લખ્યું છે :

"જો લંબાણ થઇ જવાનો ભય ન હોત તો હું હઝરત ઉમર (રદિ.)ના ફતવા અને તેમાં જે ફિકહના સિદ્ધાંતો મળી આવે છે તેને એટલા પ્રમાણમાં લખત કે વિદ્વાનો વિસ્મિત થઇ જાત."

અલ્લામા અબૂ ઇસ્હાક શીરાઝીએ જે બાબત લખી નથી તેને અમે આગળ જતાં કંઇક સવિસ્તર લખીશું. પ્રથમ એ બતાવવું છે કે ફિકહના જેટલા વિભાગો આજે ઇસ્લામમાં કાયમ છે તે સર્વેનું મૂળ હઝરત ઉમર (રદિ.)ની પવિત્ર હસ્તી છે. ઇસ્લામી દેશોમાં જે સ્થળો ફિકહના કેન્દ્ર મનાય છે તેઓ મક્કા મુઅઝઝમા, મદીના મુનવ્વરહ, બસરા, કૂફા, સિરીયા હતા. એ સંબંધનું કારણ એ છે કે ફિકહના મહાન શયખો અને એ કળાના સ્થાપક એ જ સ્થળોના વતની હતા. ઉદાહરણ રૂપે શયખ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ મક્કા મુઅઝઝમાના હતા. મદીના મુનવ્વરહના ઝૈદ ઇબ્ને સાબિત અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, કૂફાના હઝરત અલી અને અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ અને અબૂ મૂસા અશ્અરી, સિરીયાના અબૂદરદા અને મઆઝ ઇબ્ને જબલ હતા. તેઓમાંથી (હઝરત અલીના સિવાય) ઘણાખરા બુઝુર્ગોએ હઝરત ઉમર (રદિ.)ની જ સોબતથી લાભ ઉઠાવ્યો હતો અને ખાસ કરીને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ, (અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ) તો એમની પાસે જ કેળવાયેલા હતા. અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, "ઉમરની પાસે એક ઘડી બેસવું હું વર્ષ આખાની ઇબાદતથી બહેતર ગણું છું." અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસને તો જાણે પોતાની કેળવણીના પાલવ તળે હઝરત ઉમર (રદિ.)એ પાળ્યા હતા. તે એટલે સુધી કે લોકોને એથી અદેખાઇ આવતી હતી. સહીહ બુખારીમાં ખુદ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસથી રિવાયત છે કે, "હઝરત ઉમર અને બદરના શયખો સાથે બેસાડયા કરતા હતા." એથી કેટલાક બુઝુર્ગોએ કહ્યું કે, "આપ આ નવયુવાનને અમારી જોડે બેસાડો છો, અને અમારા બાળકો જેઓ એમના જોડીયા છે તેમને એ તક કેમ આપતા નથી." હઝરત ઉમર (રદિ.)એ જવાબમાં કહ્યું કે, "એ તે માણસ છે કે જેની કાબિલીયત તમે જાણતા નથી." મુહદ્દિષ અબ્દુલબર્રે "ઇસ્તિઆબ"માં લખ્યું છે કે, "હઝરત ઉમર

(રદિ.) ઇબ્ને અબ્બાસ પર હેત રાખતા હતા અને તેમને પાસે રાખતા હતા. ઘણી વાર એમ બનતું કે હઝરત ઉમર (રદિ.)ના મંડળમાં કોઇ પ્રશ્ન પૂછવામાં આવતો તો એનો જવાબ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ આપવા ચાહતા, પરંતુ નાની ઉમરના લીધે અચકાતા. હઝરત ઉમર (રદિ.) તેમને હિમ્મત આપતા અને કહેતા કે, "વિદ્યા વય ઓછી કે વધારે હોવા પર અવલંબિત નથી." જો કોઇ માણસ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસના 'મુજતહિદાત' (ધર્મ–સિદ્ધાંતો પરથી તારવેલા ધાર્મિક નિયમો)થી હઝરત ઉમર (રદિ.)ના ધાર્મિક નિયમોથી મેળવશે તો જણાશે કે બંનેમાં ગુરૂ–શિષ્યનો સંબંધ છે.

અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર હઝરત ઉમર (રદિ.)ના જ પુત્ર હતા; ઝૈદ ઇબ્ને ષાબિત વર્ષો સુધી હઝરત ઉમર (રદિ.)ની સોબતમાં લખવાનું કામ કરતા રહ્યા હતા. ઇમામ શુઅબીનું વર્ણન છે કે ઉમર, અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ અને ઝૈદ ઇબ્ને ષાબિત એક બીજા વડે લાભ મેળવતા હતા અને એ કારણે એમના નિયમો એક બીજાથી મળતા આવે છે.

મુહદ્દિષીનોનું સામાન્ય વર્ણન છે કે રસૂલુલ્લાહ (સલ.)ના અસહાબોમાં છ માણસ હતા જેઓ પર ઇલ્મે ફિકહનો આધાર હતો. તેઓ ઉમર, અલી, અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ, ઉબય ઇબ્ને કા'બ, ઝૈદ ઇબ્ને ષાબિત, અબૂ મૂસા અશ્અરી હતા. ઇમામ મુહમ્મદે કિતાબુલ આષારમાં રિવાયત લખી છે કે, "રસૂલુલ્લાહ (સલ.)ના અસ્હાબોમાંથી છ માણસો એવા હતા જેઓ માંહોમાંહે ફિકહના નિયમો ઉપર ચર્ચા અને વાદવિવાદ કરતા હતા. તેઓમાં અલી, ઉબય અને અબૂ મૂસા અશ્અરી ભેગા મળી અને હઝરત ઉમર (રદિ.) ઝૈદ અને ઇબ્ને મસઊદ એક સાથે ભેગા મળી ચર્ચા ચલાવતા હતા. સફવાન ઇબ્ને સલીમ લખે છે કે, "રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ફક્ત ચાર માણસો –ઉમર, અલી, મઆઝ, અબૂ મૂસા– ફતવો આપતા હતા. ઇમામ શુઅબીના વચન છે કે "ઇલ્મ છ અસ્હાબો પાસે શીખી શકાય છે." જો કે એ હદબંધી દેખીતી કઠીન જણાય છે, પરંતુ વસ્તુસ્થિતિ એ છે કે ઘણાખરા ધાર્મિક નિયમો– મસાઇલ એવા છે કે જેમાં હદીસો ખરી શુદ્ધ અને સ્પષ્ટ મૌજૂદ છે, કારણ કે હજારો સહાબાઓમાંથી ફક્ત ચાર કે છ મુફતીઓની સંખ્યા બુદ્ધિ વિરુદ્ધ માલુમ પડે છે, પરંતુ વસ્તુસ્થિતિ એ છે કે ઘણા મસાઇલ (ધાર્મિક નિયમો) એવા છે કે જેઓમાં હદીસો ખરી, શુદ્ધ અને સ્પષ્ટ મૌજૂદ છે અને કોઇ બીજી હદીસ એના વિરુદ્ધ પણ નથી, તેવા મસાઇલ માટે ફક્ત હદીસોનું જાણવું પૂરતું છે, એથી ઉલટું ઘણાખરા મસાઇલ એવા છે કે જેમના સંબંધી હદીસમાં કોઇ હુકમ ખુલાસા સહિત મૌજૂદ નથી, બલકે એક નિયમ પરથી બીજો નિયમ ઉપજાવવાના કાનૂન વડે થોડો ભાવાર્થ નીકળે છે અથવા હુકમનો ખુલાસો હોય છે; પરંતુ બીજી હદીસો એના વિરુદ્ધ હોય છે એવા સંજોગો એ "ઇજતિહાદ" અને એક પરથી બીજો નિયમ કાઢવાની જરૂર પડે છે અને ફિકહ મૂળ એનું જ નામ છે. સહાબાઓમાં એવા મહાપુરુષો ઘણા હતા જે પહેલા પ્રકારના સંબંધી ફતવાઓ આપતા હતા અને મુફતી કહેવડાવતા હતા."એથી એમની સંખ્યા ૨૦ સુધી

પહોંચી છે, પરંતુ બીજી પ્રકારના મસાઈલનો નિર્ણય કરવાનું કાર્ય તે જ લોકોનું હતું કે જેઓ એ કળાના સ્થાપક અને ઈમામ હતા અને એ દરજ્જાના માણસો તે જ છ મહાપુરુષ હતા જેમનું વર્ણન ઉપર આવી ગયું છે. શાહ વલીઉલ્લાહ સાહબ ચાર મહાપુરુષો –ઉમર, અલી, ઈબ્ને મસઊદ અને ઈબ્ને અબ્બાસના નામો લખી કહે છે :

"એ ચારેયના સિવાય બાકી જે લોકો હતા તે અર્થ જાણતા હતા, પરંતુ નિયમો, સુન્નતો, સિદ્ધાંતો અને શરતોમાં તફાવત ને ભેદ કરી શકતા ન હતા અને જ્યાં હદીસો વિરુદ્ધ પડતી હતી અને દલીલોમાં અથડામણ થતી હતી તેઓ ત્યાં કેટલાક પ્રસંગો સિવાય તેઓ હાથ નાખતા ન હતા, ઉદાહરણ રૂપે ઈબ્ને ઉમર, આયશા, ઝૈદ ઈબ્ને ષાબિત."

સારાંશ કે 'ઈજતિહાદ' કરનારા સહાબાઓમાંથી વધુ ન હતા. એની વસ્તુસ્થિતિ એમ છે કે, હઝરત અલી (રદિ.)ની સાથે સોબત રાખનારા તે લોકો હતા કે જેઓ હદીસ અને રિવાયતની કળામાં ઉચ્ચ ધોરણ ધરાવતા ન હતા. સહીહ મુસ્લિમના ઉપોદ્‌ઘાતમાં છે કે અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદના સાથીઓના સિવાય હઝરત અલી (રદિ.)થી જે લોકોએ રિવાયતો કરી તેમના ઉપર વિશ્વાસ રાખવામાં આવતો ન હતો. હઝરત ઉમર (રદિ.)એ પોતે મઆઝ ઈબ્ને જબલને રિવાયતને શિક્ષણ માટે સિરીયા મોકલ્યા હતા, પરંતુ સને ૧૮ હિજરીમાં તેઓ જન્નતનશીન થયા; તેથી જેમ શાહ વલીઉલ્લાહ સાહબે લખ્યું છે, તેમ "તેમની હદીસો કંઈ બાકી રહી નથી."

અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ અને અબૂ મૂસા અશઅરી હઝરત ઉમર (રદિ.)ના ખાસ શિષ્યોમાંથી હતા. અબૂ મૂસા અશઅરીને હઝરત ઉમર (રદિ.) ઘણીવાર લેખન દ્વારા હદીસ અને ફિકહના મસાઈલ શીખવતા રહેતા હતા. ઝૈદ ઈબ્ને ષાબિત પણ ખરું જોતા હઝરત ઉમર (રદિ.)ના માનનારા હતા. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે કે "અને ઝૈદ ઈબ્ને ષાબિત પણ ઘણી બાબતમાં તેમનું અનુકરણ કરે છે." એ બનાવોથી જણાશે કે સહાબાઓમાંથી જે લોકોમાં ફિકહનો રિવાજ પડયો તે સર્વે હઝરત ઉમર (રદિ.)ની પાસે કેળવાયેલા હતા. હઝરત ઉમર (રદિ.)એ ફિકહના મસાઈલમાં જેટલું મનન અને જેટલી શોધ કરી છે તેટલી સહાબાઓમાંથી કોઈએ કરી નથી. એમણે ઈસ્લામની શરૂઆતથી જ ફિકહને પોતાનું લક્ષ્યબિંદુ બનાવી લીધું હતું. કુર્આનમાં જે ફિકહના નિયમો છે એમાં જેના વિશે શંકા પડતી તો પોતે તેને રસૂલુલ્લાહ (સલ.)થી પૂછી લેતા હતા અને જ્યાં સુધી પૂરી ખાતરી થતી ન હતી ત્યાં સુધી ચેન લેતા નહિ. એમ બીજા સહાબાઓ કરી શકતા ન હોતા; કારણ કે એમની પેઠે કોઈ માણસ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં કહેવાની હિંમત ભરી શકતો ન હતો; "કલાલા"ના પ્રશ્ન વિશે જે એક બારીક અને ઘણો જ મતભેદી પ્રશ્ન છે તે વિશે એમણે રસૂલુલ્લાહ (સલ.)થી એટલી બધી વારે–ઘડીએ પૂછયા કર્યું કે આપ (સલ.) કંટાળી ગયા અને બોલ્યા કે, "સૂરએ નિસાઅ"ની છેલ્લી

આયત તમારા માટે પૂરતી થઈ શકે છે."*

જે મસાઈલ વધુ કઠીન હતા તે યાદ રહે તે માટે લખી લેતા હતા અને હંમેશા તે પર મનન કરતા રહેતા. કદી કોઈ વાર એ વિશે જે મત બંધાતો તેને લખી લેતા અને વધુ મનન અને વિચાર કરી એમાં પણ ઘટાડો વધારો કર્યા કરતા. ફોઈના વારસા સંબંધી જે યાદદાશ્ત લખી હતી તે અંતે મટાડી દીધી. એ વૃત્તાંત ઈમામ મુહમ્મદે મુઅત્તામાં લખ્યું છે. કસ્તલ્લાનીએ શર્હે બુખારીમાં વિશ્વાસપાત્ર હવાલા સહિત ઉતારો કર્યો છે કે દાદાની મિરાસ સંબંધી હઝરત ઉમરે (રદિ.)એ ૧૦૦ જુદા જુદા મતો કાયમ કર્યા. કેટલાક મસાઈલ માટે એમણે મરતાં દમ સુધી સંશોધન ચાલુ રાખ્યું અને કોઈ છેવટનો મત બાંધી શક્યા નહિ. મુસ્નદે દારમીમાં છે કે દાદાના વારસા સંબંધી એમણે એક લખાણ લખ્યું હતું, પરંતુ વફાતના લગભગ એને મંગાવી નાશ કર્યું અને બોલ્યા, "તમે લોક પોતે એનો નિર્ણય કરી લેજો."

એ પુસ્તકમાં એ રિવાયત પણ છે કે જ્યારે હઝરત ઉમર (રદિ.) ઝખ્મી થયા ત્યારે સહાબાઓને બોલાવી કહ્યું કે, "મેં દાદાના વારસા સંબંધી મત કાયમ કર્યો હતો, જો આપ લોકો ચાહો તો તેને કબૂલ રાખજો." હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું, "આપનો મત અમે લોકો કબૂલ કરીએ તોયે બેહતર છે અને અબૂબકના મતને માનીએ તો તેઓ પણ એક મહા બુદ્ધિશાળી પુરુષ હતા." તેઓ ઘણીવાર કહ્યા કરતા કે "રસૂલુલ્લાહ (સલ.) ત્રણ મસાઈલ– કલાલા, દાદાનો વારસો અને રિબાના કેટલાક પ્રકાર–સંબંધી કંઈ લખાણ લખી જાત તો કેવું સારું થાત !" ફિકહના કાનૂનોના સંશોધન માટે એમને જેટલી કાળજી હતી તેનું પ્રમાણ કાઢવા અર્થે નીચેનું દષ્ટાંત પૂરતું થઈ પડશે.

વારસાના વર્ણનમાં અલ્લાહે એક પ્રકારના વારસને "કલાલા" કહ્યો છે, પરંતુ કુર્આન મજીદમાં એનું સવિસ્તર વર્ણન મૌજૂદ નથી. તેથી અસહાબોમાં એ વિશે મતભેદ હતો કે "કલાલા"માં કયા કયા વારસોનો સમાવેશ થાય છે. હઝરત ઉમર (રદિ.)એ પોતે એ વિશે રસૂલુલ્લાહ (સલ.)થી પૂછયું. એથી સંતોષ ન થયો ત્યારે હઝરત હફસાને એક યાદદાશ્ત લખીને આપી કે રસૂલુલ્લાહ (સલ.)થી પૂછી લેજો. ફરી એમણે પોતાની ખિલાફતના સમયમાં સર્વે સહાબાઓને એકત્ર કરી એ પ્રશ્નને રજૂ કર્યો; પરંતુ એ સર્વે બાબતોથીયે એમને પૂરતો સંતોષ ન થયો, તેથી તેઓ કહ્યા કરતા કે, "રસૂલુલ્લાહ (સલ.) જો ત્રણ બાબત ખિલાફત, કલાલા, રિબા–ની હકીકત બતાવી જાત તો એ મને તમામ સૃષ્ટિ કરતાંયે વધુ પ્રિય થઈ પડત. એ સર્વે બનાવોને મુહદ્દિષ અલાઉદ્દીન ઈબ્ને અષીરે સહીહ હદીસોના હવાલાથી પોતાની 'તફસીરે કુર્આન'માં નકલ કર્યા છે.

તે સમયે વિજયોમાં ઘણી જ ત્વરાએ વૃદ્ધિ થતી જતી હતી અને સુધારામાં

* મુસ્નદે ઈમામ અહમદ હમ્બલ.

દિન–પ્રતિદિન ઉન્નતિ થતી જતી હતી, તેથી ઘણી પુષ્કળ રીતે વ્યવહારના અવનવા રૂપો આગળ આવતા જતા હતા. જો કે દરેક સ્થળે કાઝી અને મુફતી નિર્માણ થયેલા હતા અને એ લોકો મોટે ભાગે સહાબાઓના મહાપુરુષોમાંથી હતા, છતાંયે ઘણાખરા મસાઈલમાં એ લોકો જયારે નિરૂપાય બનતા ત્યારે એવા મસાઈલ માટે દરબારે ખિલાફતથી પૂછાવવું પડતું હતું. એ બીનાઓને લઈને હઝરત ઉમર (રદિ.)ને ગુંચવાડા ભરેલા અને અસિદ્ધ ધાર્મિક કાનૂનો પર મનન અને ચિંતન કરવાની જરૂર પડતી. એમના જે ફતવાઓ જે પુષ્કળ રીતે સર્વે પુસ્તકોમાં આપવામાં આવ્યા છે તે મોટે ભાગે એવા જ ધાર્મિક પ્રશ્નો સંબંધી છે કે જે વિવિધ દેશોથી એમની પાસે ઉત્તર માટે મોકલવામાં આવ્યા હતા. એ ઉપરથી "મુસન્નિફ ઈબ્ને અબી શયબા" વગેરેમાં ફતવાઓની સાથે ફતવો પૂછનારાઓના નામ પણ મૌજૂદ છે. ઉદાહરણરૂપે અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ, અમ્માર ઈબ્ને યાસિર, અબૂ મૂસા અશ્અરી, અબૂ ઉબયદા, જર્રાહ, મુગીરા ઈબ્ને શુઅબા વગેરે વગેરે.

હઝરત ઉમર (રદિ.) પોતે એક મહાન ફકીહ હતા અને એમનો એકલાનો મત પણ ફતવા માટે પૂરતો થઈ શકતો હતો; છતાં સંભાળ ને સાવચેતીની ખાતર તેઓ ઘણાખરા પ્રશ્નોને સામાન્ય રીતે સહાબાઓની સભામાં ધરતા હતા અને એ પર ઘણી જ બુદ્ધિપૂર્વક ચર્ચા કરવામાં આવતી હતી. અલ્લામા બલાઝરીએ "કિતાબુલ અશરાફ"માં લખ્યું છે કે, "હઝરત ઉમર (રદિ.)એ કોઈ એવી બાબતને જેનો નિર્ણય એમની પહેલાં કરવામાં આવ્યો ન હતો તેનો ફેંસલો સહાબાઓની મસલત વિના આપ્યો નથી." શાહ વલીઉલ્લાહ સાહબ "હુજ્જતુલ બાલિગહ"માં લખે છે કે, "હઝરત ઉમરનો એ દસ્તૂર હતો કે તેઓ સહાબાઓ સાથે મશ્વેરો અને વાદવિવાદ એટલે સુધી કરતાં કે ભેદ ઉઘડી જતો અને ખાતરી થઈ જતી હતી. એ કારણે હઝરત ઉમર (રદિ.)ના ફતવાનું સર્વ પૂર્વ–પશ્ચિમ દેશોમાં અનુકરણ કરવામાં આવ્યું."

હઝરત ઉમર (રદિ.)એ જે મસાઈલનો સહાબાઓના મંડળમાં રજૂ કરીને નિર્ણય કર્યો તેની સંખ્યા કંઈક ઓછી નથી. હદીસો અને ઇતિહાસોના પુસ્તકોમાં એની પૂરી વિગત મળી શકે છે. ઉદાહરણ રૂપે બયહકીએ લખ્યું છે કે, "જનાબત"ના ગુસલની એક ખાસ સ્થિતિમાં (બયહકીએ એનું સ્પષ્ટીકરણ પણ કર્યું છે) સહાબાઓ વચ્ચે મતભેદ પડયો. હઝરત ઉમર (રદિ.)એ મુહાજિર અને અનસારોને એકત્ર કરવા આજ્ઞા કરી. એથી એ ભેગા મંડળમાં એ પ્રશ્ન રજુ કરવામાં આવ્યો. સર્વે અસહાબો એક વાત પર સંમત થયા, પરંતુ હઝરત અલી અને મઆઝ વિરુદ્ધ પડયા. આથી હઝરત ઉમર (રદિ.) બોલ્યા "જયારે આપ લોકો અસ્હાબે–બદર થઈને વિરુદ્ધ મતના છો, ત્યારે આગળ જતાં શી દશા થશે ?" અંતમાં રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર બીવીઓના નિર્ણય પર એ પ્રશ્ન મુલતવી રહ્યો અને તેમણે જે ફેંસલો કર્યો તેને જારી કર્યો. એ જ પ્રમાણે જનાઝાની તકબીર



સંબંધી સહાબા વચ્ચે ઘણો જ મતભેદ હતો. હઝરત ઉમર (રદિ.)એ અસહાબોની સભા બોલાવી. એ સભામાં એ નિર્ણય થયો કે રસૂલુલ્લાહ (સલ.)એ છેલ્લી જે રીતે નમાઝ અદા કરી તેનું સંશોધન કરવું. તપાસ કરવાથી સિદ્ધ થયું કે રસૂલુલ્લાહ (સલ.)એ જનાઝાની જે છેલ્લી નમાઝ પઢી તેમાં ચાર તકબીરો કહી હતી. એ જ મુજબ બીજા ઘણાખરા મસાઇલ છે, પરંતુ એ સર્વેની વિગત માટે આ પ્રસંગ નથી. હઝરત ઉમર દ્વારા ફિકહના જેટલાયે કાનૂનો સહીહ રિવાયત મુજબ આલેખવામાં આવ્યાં છે તેઓની સંખ્યા કંઇક હજારો સુધી પહોંચી છે. એમાંથી લગભગ હજારો કાનૂનો એવા છે કે જેઓ ફિકહના અગ્રગણ્ય અને ગંભીર કાનૂનો છે. એ સર્વે કાનૂનોમાં ચારેવ ઇમામોએ એમનું અનુકરણ કર્યું છે. શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે કે, "એ જ પ્રમાણે મુજતહિદીન લોકો ફિકહના કાનૂનોના પાઠમાં તેઓ ફારૂકે આ'ઝમની પદ્ધતિનું અનુકરણ કરે છે. એવા કાનૂનો લગભગ હજારેક હશે." ઓછાવત્તા મુસન્નિફ ઈબ્ને અબી શયબા વગેરેમાં એ કાનૂનો આપવામાં આવ્યા છે અને શાહ વલીઉલ્લાહ સાહબે એની મદદથી "ફિકહએ ફારૂકી"ના વિષય પર એક અલગ ચોપાનિયું લખી "ઇઝાલતુલ ખિફા" સાથે સામેલ કરી દીધું છે. એ સર્વે ચર્ચા એ ધાર્મિક કાનૂનો સંગ્રહ કરવાના કારણે હતી, પરંતુ ફિકહની કળા સંબંધી હઝરત ઉમર (રદિ.)ની મૂળ કારકિર્દી કંઇ ઓર વસ્તુ છે, એમણે પેટા-બાબતોનો સંગ્રહ કર્યો એટલું જ નહિ, બલકે મૂળ સિદ્ધાંતો પરથી કાનૂનો ઘડવાના નિયમો અને ધોરણો કાયમ કર્યાં, જે ઉસૂલે ફિકહ (ફિકહના સિદ્ધાંતો)ના નામથી ઓળખી શકાય છે.

સૌથી પહેલો મુદ્દો એ હતો કે રસૂલુલ્લાહ (સલ.)ના જે આચાર-વિચાર લખાયા છે તે સર્વે કાનૂનોનું મૂળ થઇ શકે છે અથવા તેઓમાં કંઇ તફાવત છે. શાહ વલીઉલ્લાહ સાહબે એ વિશે "હુજ્જતુલ બાલિગહ"માં એક ઘણો જ લાભકારક લેખ લખ્યો છે જેનો સાર એ છે કે રસૂલુલ્લાહ (સલ.)ના જે આચાર-વિચારો લખાયા છે તેના બે વર્ગ છે : (૧) એક એ કે જેઓ નબવી હોદ્દાથી સંબંધ ધરાવે છે, એ વિશે ખુદા દર્શાવે છે કે, "પયગમ્બર જે વસ્તુ તમને આપે તે લ્યો અને જેનાથી અટકાવે તેનાથી દૂર રહો." (૨) બીજો વર્ગ એ કે જેનો સંબંધ રિસાલતથી નથી, એ માટે રસૂલુલ્લાહ (સલ.)એ પોતે દર્શાવ્યું છે કે :

"હું મનુષ્ય છું, તેથી હું જ્યારે ધર્મ વિશે કંઇ હુકમ કરું તો તેને ઉપાડો, અને જ્યારે હું મારી સમજથી કંઇ કહું તો હું એક મનુષ્ય છું."

એના પછી શાહ વલીઉલ્લાહ સાહબ લખે છે કે, "રસૂલુલ્લાહ (સલ.)એ વૈદક સંબંધી જે કહ્યું છે અથવા જે આ'માલ રસૂલુલ્લાહ (સલ.)થી સ્વભાવિક રીતે થયા, પરંતુ ભક્તિભાવે કે આકસ્મિક રીતે થયા ન હતા કે જાણી જોઇને કરવામાં આવ્યા ન હતા અથવા જે બાબતો રસૂલુલ્લાહ (સલ.)એ અરબસ્તાનની મનપસંદ વસ્તુઓ સંબંધી વર્ણવી. ઉદાહરણ રૂપે ઉમ્મે ઝરઅની હદીસ અને ખુરાફાની હદીસ અથવા જે બાબતો કોઇ પેટા

લાભ અનુસરીને ધારણ કરવામાં આવી-જેમ કે ચઢાઈ અને એ પ્રકારના ઘણાખરા હુકમો-એ સર્વેનો બીજા વર્ગમાં સમાવેશ થાય છે. શાહ વલીઉલ્લાહ સાહબે હદીસોના વર્ગોનો જે ભેદ બતાવ્યો છે અને જેની કોઈ બુદ્ધિશાળી પુરુષ ના પાડી શકતો નથી, તે વર્ગોના ભેદના પ્રયોજક ખરૂં જોતાં હઝરત ઉમર (રદિ.) છે. જીવનવૃત્તાંત અને હદીસોના પુસ્તકોમાં તમે ઘણી વાર વાંચ્યું હશે કે ઘણા એવા પ્રસંગો ઉપસ્થિત થયા હતા કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ કોઈ કાર્ય કરવા ચાહયું અથવા કોઈ વાત કહી તો હઝરત ઉમર (રદિ.)એ તે વિરુદ્ધ પોતાનો મત પ્રદર્શિત કર્યો; ઉદાહરણ રૂપે સહીહ બુખારીમાં છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયના જનાઝા પર નમાઝ પઢવા ઈચ્છા દર્શાવી ત્યારે હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "આપ મુનાફિકના જનાઝા પર નમાઝ પઢો છો ?" બદરના બંદીવાનોના મામલા સંબંધી એમનો મત રસૂલુલ્લાહ (સલ.)ના ઠરાવથી વિરુદ્ધ હતો. હુદયબિય્યહની સુલેહ વખતે એમણે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, "એમ દબાઈને શા માટે સુલેહ કરવામાં આવે છે ?" એ સર્વે બાબતો પરથી તમે અંદાઝો કાઢી શકો છો કે હઝરત ઉમર (રદિ.) એ સર્વે વાતોને નુબુવ્વતના હોદ્દા બહાર સમજતા હતા, નહિતર એવી વાતો નુબુવ્વત-હોદ્દાથી સંબંધ ધરાવતી હતી એમ જાણતા હોવા છતાં તેઓ તેમાં દખલગીરી કરત તો એમને બુઝુર્ગ માનવાનું તો કોરે રહ્યું, અમે એમને ઈસ્લામના વર્તુળથીયે બહાર ગણત. એ જ ક્રમ-ભેદના સિદ્ધાંતે ઘણીખરી બાબતો કે જેઓ ધર્મથી સંબંધ ધરાવતી નહોતી તે પર પોતાની સમજ પ્રમાણે એમણે અમલ કર્યો. ઉદાહરણ રૂપે હઝરત અબૂબક (રદિ.)ના સમય સુધી "ઉમ્મહાતે અવલાદ" કિંવા એવી લોંડીઓ કે જેઓથી સંતાન પ્રાપ્તિ થઈ હોય-તેમને બરાબર ખરીદી કે વેચાઈ શકાતી હતી. હઝરત ઉમર (રદિ.)એ એ રિવાજને સદંતર બંધ કર્યો. જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ જંગે તબૂકમાં જઝિયાની રકમ માણસ દીઠ એક દીનાર રાખી હતી. હઝરત ઉમર (રદિ.)એ વિવિધ દેશોમાં વિવિધ દરો ઠેરવ્યા હતા. જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં દારૂ પીવા માટે શિક્ષા કરવાની કોઈ હદ બાંધવામાં આવી નહોતી; પરંતુ હઝરત ઉમર (રદિ.)એ એ માટે ૮૦ કોરડા ઠેરવ્યા. એ સ્પષ્ટ છે કે એ મામલાઓમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના આચાર-વિચાર જો ધાર્મિક-કાનૂનના રૂપે હોત તો હઝરત ઉમર (રદિ.)ની શી હિંમત હતી કે તેઓ એમાં વધઘટ કરી શકત અને ન કરે ખુદા ને કદાચ તેઓ એમ કરવાયે ચાહત તો સહાબાઓ એક પળ માટે પણ એમને ખિલાફતના પદે રાખવા પસંદ કરત નહિ. હઝરત ઉમર (રદિ.)ને એમ વર્ગ-ભેદ પાડવાની હિંમત એ કારણે થઈ કે રસૂલુલ્લાહ (સલ.)ના કેટલાક હુકમોમાં જ્યારે એમણે દખલગીરી કરી તો જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ એ માટે નારાજી પ્રદર્શિત કરી નહિ, પરંતુ કેટલીક બાબતોમાં તો હઝરત ઉમર (રદિ.)ના અભિપ્રાયને મંજુર રાખવામાં આવ્યો અને કેટલાક પ્રસંગોએ તો ખુદાઈ વહીએ હઝરત ઉમર (રદિ.)ના મતને અનુમોદન આપ્યું. બદરના બંદીવાનો, જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર બીવીઓ માટે પડદો, મુનાફિકની જનાઝાની નમાઝ

એ સર્વ બાબતો પ્રત્યે જે વહી આવી તે હઝરત ઉમર (રદિ.)ના અભિપ્રાય અનુસાર આવી હતી. એ તફાવત અને ભેદના કારણે ફિકહના મસાઈલ–કાનૂનો પર ભારે અસર થઈ, કારણ કે જે બાબતોમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની આજ્ઞા નુબુવ્વતના હોદ્દાની રૂએ ન હતી, તેઓમાં સમય અને ચાલુ સ્થિતિ અનુસાર નવા કાનૂનો ઘડવાની તક મળી. આથી વ્યવહારમાં હઝરત ઉમર (રદિ.)એ સમય ને સ્થિતિની આવશ્યકતાને લઈને નવા નવા કાયદાઓ ઘડ્યા કે જે આજે હનફી ફિકહમાં પુષ્કળ રીતે મૌજૂદ છે. એથી ઉલટું ઈમામ શાફિઈ સાહબ એટલે સુધી આગ્રહ કરે છે કે લશ્કરની રચના, દસ્તૂરની યોજના, મહેસૂલ આકારણી વગેરે સંબંધી જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના વચનોને પણ તેઓ ધાર્મિક–શરીઅત સાથે સંબંધ ધરાવનારા ઠરવે છે અને હઝરત ઉમર (રદિ.)ના વર્તન સંબંધી લખે છે કે રસૂલુલ્લાહ (સલ.)ના મુકાબલામાં કોઈના વચન કે વર્તન કંઈક વિસાતમાં નથી."

એ ચર્ચા પછી બીજી બાબત "ખબરે અહાદ" (તે હદીસ કે જેનો રાવી એકથી વધુ ન હોય)*ની હેસિયત બીજી બાબતોના પુરાવા માટે જરૂરી છે તે છે. ઘણા મહાપુરુષો એ પ્રકારની હદીસોને એમ ગણે છે કે એથી કુર્આન મજીદની સિદ્ધ વાતો પર અસર પડી શકે છે; કિંવા કુર્આન મજીદનો કોઈ હુકમ સામાન્ય હોય તો "ખબરે અહાદ"થી એની ખાતરી કરી શકાય છે, બલકે એ દ્વારા કુર્આન મજીદનો એ હુકમ પણ રદ થઈ શકે છે. ઈમામ શાફિઈની એ જ માન્યતા છે, હઝરત ઉમર (રદિ.) એમ માનતા કે "ખબરે અહાદ"ને દરેક પ્રસંગે પુરાવામાં લઈ શકાતી નથી. એ જ કારણે મુલાકાતની આજ્ઞા માંગવી, ગર્ભનું પડવું, અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબના મકાનની ખરીદી, તયમ્મુમ, "જનાબત"ના પ્રશ્નો સંબંધી એમણે અમ્માર ઈબ્ને યાસિર, અબૂ મૂસા અશ્અરી, મુગીરા ઈબ્ને શુઅબ, ઉબય ઈબ્ને કા'બની રિવાયતોને ત્યાં સુધી સાબિત થયેલ ઠરાવી નહિ કે જ્યાં સુધી એના અનુમોદન માટે સાક્ષીઓ લીધી નહિ. એ ઉપરથી "તઝકિરતુલ હુફ્ફાઝ"માં એ બનાવોને સવિસ્તર લખ્યા છે, એ કારણે "ખબરે અહાદ"ના આધારે કુર્આન મજીદના "મનસૂખ" અને ખાસ થયેલા હુકમોને જાઈઝ લેખતા ન હતા. ફાતિમા બિન્તે કૈસે જ્યારે તલાક અપાયેલી સ્ત્રીના નિવાસને ગુજરાન સંબંધી પોતાની રિવાયતથી જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની હદીસ કહી તો જો કે હઝરત ઉમર (રદિ.)ની માન્યતા પ્રમાણે એ હુકમ કુર્આન મજીદની આયતથી સિદ્ધ હતો છતાં તેઓ બોલ્યા કે "સ્ત્રીની રિવાયતથી કુર્આન મજીદનો કાનૂન બદલી શકાતો નથી." ઈમામ શાફિઈ સાહબ અને એમના સમ–વિચારના લોકોની એવી દલીલ છે કે હઝરત ઉમર (રદિ.)એ ઘણી બાબતોમાં "અખબારે અહાદ"નો સ્વીકાર કર્યો છે," પરંતુ ઈમામ સાહબે એનો વિચાર ન કર્યો કે એથી હઝરત ઉમર (રદિ.)ના સિદ્ધાંતમાં કંઈ ફેર પડતો નથી. હઝરત ઉમરની માન્યતા

* હદીસના નિયમોમાં જે હદીસના રાવી એકથી વધુ પરંતુ પ્રખ્યાતી કે પરંપરાની શરતે ઓછા હોય તે પણ "ખબરે અહાદ"માં ગણાય છે, પરંતુ એ પાછળથી ઘડાયેલો નિયમ છે. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એ ન હતો.

એવી છે કે "ખબરે અહાદ"ના પુરાવાપાત્ર નથી. એમ નથી કે કોઈ પણ "ખબરે અહાદ" પુરાવાપાત્ર નથી. (એ બંને રીતોમાં જે તફાવત છે તે સ્પષ્ટ છે.) કેટલીક બાબતો એવી હોય છે કે તેમાં ફક્ત એક માણસની સાક્ષી પૂરતી હોય છે; એથી દૈનિક કામકાજમાં પ્રત્યેક માણસ એ જ પ્રમાણે અમલ કરે છે, પરંતુ કેટલીક બાબતો એવી ગંભીર અને નાજુક હોય છે કે જેના માટે એક બે માણસની સાક્ષી પૂરતી થતી નથી; બલકે એવો અંદેશો રહે છે કે તેઓએ રિવાયત (કથન)ના શબ્દો અથવા બનાવની હકીકત સમજવામાં ભૂલ કરી હશે, સારાંશ કે દરેક બનાવ અને દરેક રાવી (વર્ણન કરનાર)ની સ્થિતિ ને ધોરણ જુદા હોય છે અને એ કારણે કોઈ સામાન્ય કાયદો ઠેરવી શકાતો નથી. હઝરત ઉમર (રદિ.)એ બેશક ઘણા પ્રસંગે "અખબારે અહાદ"ની દલીલ આપી છે, પરંતુ કેટલાક પ્રસંગોએ એના વિરુદ્ધ પણ કર્યું છે. એ કાર્યરીતિથી સ્પષ્ટ માલમ પડે છે કે તેઓ "અખબારે અહાદ"માં સ્થિતિની વિશેષતાઓને લક્ષ્યમાં લેતા હતા. "અખબારે અહાદ"ના સંબંધી "ફુકહા" અને "મુહદ્દિષીન"માં સખત મતભેદ રહ્યો છે અને મોટી મોટી લાંબી ચર્ચાઓ ઉત્પન્ન થઈ છે, પરંતુ જ્યાં સુધી અમે એ લાંબી ચર્ચાઓનું અવલોકન કર્યું છે ત્યાં સુધી હઝરત ઉમર (રદિ.)ની માન્યતામાં જે તિક્ષ્ણ બુદ્ધિ, ઝીણવટ– ચોકસાઈ દષ્ટિગોચર થાય છે તેનું દષ્ટાંત કોઈ સ્થળે મળતું નથી, પરંતુ આ સ્થાને એ સૂચના કરવી આવશ્યક છે કે, "અખબારે અહાદ"નો સ્વીકાર કરવા–ન કરવામાં હઝરત ઉમર (રદિ.)નો જે સિદ્ધાંત હતો તેનો આધાર કેવળ સત્ય તપાસ પર હતો. આજના સમયના આઝાદ વિચારવાળાઓની જેમ સ્વાર્થ સાધવાનો ઉદેશ ન હતો કે ફાવે તે હદીસને માની લીધી અને ફાવે તેને ખોટી કહી દીધી.

કારે પાકાં રા કયાસ અઝ ખુદ મગીર
ગર ચે માનદ દર નવિશતન શેર શીર.

ફિકહનો વિસ્તાર અને તમામ જરૂરિયાતો માટે એનું પૂરતું થવું "કયાસ" પર અવલંબિત છે. એ પ્રસિદ્ધ છે કે કુર્આન મજીદ અને હદીસોમાં સર્વે પેટા બાબતો હોતી નથી, તેથી પેટા બાબતોનો નિર્ણય કરવા માટે કયાસથી કામ લેવું આવશ્યક છે, એ જ જરૂરિયાતોના લીધે ચારે ઈમામો–ઈમામ અબૂ હનીફા, ઈમામ માલિક, ઈમામ શાફિઈ, ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ–સર્વે એ "કયાસ"નો સ્વીકાર કર્યો છે અને એમના ધાર્મિક નિયમો–મસાઈલનું મહાન મૂળ કયાસ છે, પરંતુ "કયાસ"નો પાયો જેણે પ્રથમ નાખ્યો તે હઝરત ઉમર ફારૂક (રદિ.) છે. સામાન્યજનોની માન્યતા એવી છે કે, "કયાસ"ના પ્રયોજક મઆઝ ઈબ્ને જબલ છે. એ લોકોની દલીલ એ છે કે જ્યારે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ મઆઝને યમન મોકલ્યા ત્યારે એમનાથી પૂછયું કે, "કોઈ ધાર્મિક સવાલ ઉપસ્થિત થશે તો શું કરશો ?" તેમણે જવાબ આપ્યો કે, "હું કુર્આન મજીદથી જવાબ આપીશ; અને જો કુર્આન અને હદીસમાં તેનો જવાબ ન હશે તો "ઈજતેહાદ" કરીશ,

પરંતુ એથી એ દલીલ મળી શકતી નથી કે એમ કહેવાનો હેતુ કયાસ હતો. "ઈજતેહાદ" "કયાસ" પર અવલંબિત નથી. ઈબ્ને હઝમ અને દાવૂદ તાઈ વગેરે મૂળથી "કયાસ"ને માનતા નથી. જો કે તેઓ "ઈજતેહાદ"ને માનતા હતા અને શરઈ મસાઈલ (ધાર્મિક-કાનૂનો)માં "ઈજતેહાદ" કરતા હતા. મસ્નદે દારમીમાં સનદ સહિત વર્ણન કરવામાં આવ્યું છે કે હઝરત અબૂબક્ર (રદિ.)નો એ દસ્તૂર હતો કે જ્યારે કોઈ ધાર્મિક સવાલ ઉપસ્થિત થતો ત્યારે તેઓ તે માટે કુર્આનની મદદ લેતા, કુર્આનથી તેનું નિરાકરણ ન થતું તો હદીસથી તેનો જવાબ કાઢતા. હદીસ પણ નહોતી ત્યારે સહાબાઓના મહાન પુરુષોને એકત્ર કરી તેમની સંમતિથી જે બાબત નક્કી થતી તે મુજબ નિર્ણય કરતા.* એથી પણ સિદ્ધ થાય છે કે હઝરત અબૂબક્ર (રદિ.)ના સમય સુધી મસાઈલના જવાબ આપવામાં કુર્આન, હદીસ અને "ઈજમા" (વધુમતી)થી કામ લેવામાં આવતું હતું. "કયાસ"નું અસ્તિત્વ નહોતું.

હઝરત ઉમર (રદિ.)એ અબૂ મૂસા અશ્અરી પર ન્યાય સંબંધી જે લખાણ મોકલ્યું હતું, તેમાં "કયાસ"ની ખાસ સૂચના કરવામાં આવી હતી. એના શબ્દો નીચે પ્રમાણે હતા :

"જે બાબત કુર્આન-હદીસમાં ન મળે અને તમને એ માટે શક હોય તો તે પર મનન કરો અને ખૂબ મનન કરો એનો સમ-પ્રમાણ અને સમ-પ્રકારની બાબતોને શોધો. ત્યાર પછી તેમના ઉપરથી "કયાસ" (અનુમાન) કરો."

ફિકહના નિયમોના પુસ્તકોમાં "કયાસ"ની એવી વ્યાખ્યા લખી છે કે, "બંનેમાં સમાન કારણ હોવાના લીધે મૂળ આદેશ પરથી વ્યવહારિક નિયમ ઉપજાવવો." ઉદાહરણરૂપે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ ઘઉં, જવ વગેરેનું નામ લઈ કહ્યું કે, એમને સમ-પ્રમાણમાં આપો. સમ-પ્રમાણથી વધુ લેશો તો વ્યાજ થઈ જશે. એ સવાલમાં 'કયાસ' એ પ્રમાણે કરવામાં આવશે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ જો કે કેટલીક ખાસ જણસના નામ લીધા, પરંતુ એ નિયમ તે સર્વે વસ્તુઓને લાગુ પડશે કે જે એ પ્રમાણ અને વર્ગમાં આવે છે. દ્રષ્ટાંતરૂપે જો કોઈ માણસ કોઈને શેર ચુનો આપે તો તેનાથી એ જ વર્ગનો સવા શેર ચૂનો લે અથવા શેર ભરજ લે, પરંતુ એનાથી ઊંચા પ્રકારનું લેશે તો વ્યાજ ઠરશે. મૂળ સિદ્ધાંતોના જાણકારોની માન્યતા પ્રમાણે "કયાસ"ની બે મુખ્ય શરતો છે :

(૧) જે બાબત "કયાસ"થી સિદ્ધ કરવામાં આવે તે સિદ્ધ થયેલી હોવી ન જોઈએ, અર્થાત્ એના વિશે કોઈ ખાસ આદેશ મૌજૂદ ન હોય. (૨) "મકીસ" (જેનો "કયાસ" કરવામાં આવ્યો) અને "મકીસ અલયહ" (જેના ઉપરથી "કયાસ" કરવામાં આવ્યો)માં કારણો સામાન્ય હોય. હઝરત ઉમર (રદિ.)ના લખાણમાં એ બંને શરતો પ્રતિ ઈશારા,

* મુસ્નદે દારમી, પૃષ્ઠ ૩૨.

બલકે ખુલાસો કરવામાં આવ્યો છે. પહેલી શરત એ શબ્દોમાં વર્ણવી છે કે, "જે બાબત કુર્આન અને હદીસમાં ન મળી શકે." અને બીજી શરત નીચેના શબ્દોથી જાહેર થાય છે :–

"વ અરિફિલ અમષાલ વલ અશબાહા સુમ્મકિસિલ ઉમૂરા."

એ મહાન સિદ્ધાંતો ઉપરાંત હઝરત ઉમર (રદિ.)એ એક આદેશ પરથી બીજા આદેશ ઉપજાવવા અને એક નિયમ પરથી બીજા નિયમો કાઢવાના ઘણા કાનૂનો ઘડયા હતા કે જેઓ આજે "ઈલ્મે ઉસૂલે ફિકહ"નું મૂળ છે; પરંતુ એના સ્પષ્ટીકરણ કરવા પહેલાં એ મુદ્દો સમજી લેવો જોઈએ કે એ બાબત સર્વમાન્ય છે કે ઈમામ અબૂ હનીફા અને ઈમામ માલિક વગેરે ફિકહના કાનૂનોમાં એક બીજાથી ઘણા જુદા મતના છે. એ મતભેદના કારણે કેટલાક મસાઈલમાં એક સાહબને હદીસ મળી અને બીજાને નહિ, પરંતુ સામાન્ય રીતે તેઓના મતભેદનું કારણ એ છે કે એ સાહેબોના એક મસ્અલા પરથી બીજો મસ્અલો ઉપજાવવાના અને "ઈજતિહાદ"ના સિદ્ધાંતો જુદા છે. એથી ફિકહના સિદ્ધાંતો સંબંધી પુસ્તકોમાં એ વિવિધ સિદ્ધાંતોને સવિસ્તર લખ્યા છે, પરંતુ એથી એમ ન સમજવું જોઈએ કે એ ઈમામોએ ખુલાસા સહિત એ સિદ્ધાંતો વર્ણવ્યા હતા. ઈમામ શાફિઈએ બેશક, એક પુસ્તક લખ્યું છે, જેમાં પોતાના કેટલાક સિદ્ધાંતો લખ્યાં છે, પરંતુ ઈમામ અબૂ હનીફા અને ઈમામ માલિક વગેરે તરફથી એક કાયદો યે ખુલાસા સહિત લખાયો નથી, બલકે એ મહાપુરુષોએ મસાઈલને જેવી રીતે ઉપજાવ્યા અને મસાઈલ સંબંધી જે બયાન આપ્યું તેથી સિદ્ધ થાય છે કે એમની એક નિયમના આધારે બીજા નિયમો ઘડવાની રીત નાછૂટકે એ સિદ્ધાંતોના આધારે છે. દાખલા તરીકે એક ઈમામે કુર્આનની એ આયત : **"ઇઝા કુરિઅલ કુર્આનુ ફસ્તમિઉ લહુ વઅન સિતૂ"**ની દલીલ લીધી કે મુક્તદીએ ઈમામની પાછળ ફાતિહાની કિરાઅત ન પઢવી જોઈએ. કોઈએ કહ્યું કે એ આયત તો ખુત્બા વિશે ઉતરી હતી. એમણે કહ્યું કે આયત કોઈ માટે પણ ઉતરી હોય, પરંતુ હુકમ સામાન્ય છે. એથી સ્પષ્ટ જણાય કે તેઓ એ સિદ્ધાંતને માનનારા હતા કે, "અલ ઈબરતુલ ઉમુમિલ્લફઝિ લાલિ ખુસૂસિ સ્સબબિ." અર્થાત્ : કારણનું ખાસ હોવું હુકમની સામાન્યતાને કંઈ અસર પહોંચાડી શકતું નથી.

ઉસૂલે ફિકહમાં ઈમામ અબૂ હનીફા વગેરેના જે સિદ્ધાંતો વર્ણવવામાં આવ્યા છે તે એ જ પ્રકારની સૂરતોમાંથી કાઢવામાં આવ્યા છે, નહિતર એ બુઝુર્ગોએ કોઈ ઠેકાણે ખુલાસાવાર એ કાયદાઓ લખ્યા નથી.

હઝરત ઉમર (રદિ.) સંબંધી અમારે એ દાવો કે એમણે એક મસ્અલા પરથી બીજા મસાઈલ કાઢવાના નિયમો કાયમ કર્યા તે એ કારણે છે કે એમણે જે ઘણા મસાઈલનો ઉકેલ કર્યો તે સહાબાઓના મંડળમાં વાદવિવાદ અને શાસ્ત્રાર્થ કર્યા પછી તેઓનો નિકાલ કર્યો હતો. એ પ્રસંગોએ જે એમણે બયાનો કર્યા હતા તેના આધારે ઘણાખરા સિદ્ધાંતો

કાયમ કરવામાં આવ્યા છે. કેટલાક મસાઈલમાં એક બીજાથી વિરુદ્ધ રિવાયતો અથવા દલીલોનું મૂળ હતું, તેથી એમને એ નિર્ણય કરવો પડતો કે બંનેમાંથી કોને શ્રેષ્ઠ ગણવામાં આવે, કોને "નાસિખ" (રદ કરતી) ગણવામાં આવે, કોને "મનસૂખ" (રદ થયેલી) અને કોને સામાન્ય ગણવામાં આવે અને કોને ખાસ. કોને "મૌકુત" (અમુક વખત માટેની) અને કોને "મુઅય્યિદ" (અનુમોદન આપનારી). એ જ પ્રમાણે રદ, ખાસ અને મુકાબલા વગેરે સંબંધી ઘણા સિદ્ધાંતો ઘડવામાં આવ્યા. સામાન્ય રીતે ફતવો આપતી વેળાએ એમની વાણીથી ઘણી વાર કોઈ સિદ્ધાંતની સાબિતી મળતી હતી. દૃષ્ટાંત રૂપે એક વેળા એક માણસે એમને આવીને કહ્યું કે, "મારા ગુલામના હાથ કાપી નાખવાનો હુકમ આપો, કારણ કે એણે મારી સ્ત્રીનું દર્પણ ચોર્યું છે કે જેનું મૂલ્ય ૬૦ દિરહમ હતું." હઝરત ઉમર (રદિ.)એ જવાબમાં કહ્યું કે, "તમારો જ ગુલામ હતો અને તેણે તમારી જ વસ્તુની ચોરી કરી, એ માટે હાથ કાપી શકાતો નથી." એ ઉપરથી એ સિદ્ધાંત નીકળ્યો કે ચોરી માટે એ આવશ્યક છે કે ચોરનો ચોરેલા માલમાં કંઈ અધિકાર ન હોય." એક બીજા માણસે બયતુલ માલમાંથી કંઈક વસ્તુ ચોરી હતી. હઝરત ઉમર (રદિ.)એ તેને પણ એ જ કારણે છોડી દીધો હતો કે બયતુલ માલમાં દરેક જણનો કંઈ ને કંઈ હક હોય છે. એક વેળા પ્રવાસ દરમ્યાન એક તળાવ નજીક હઝરત ઉમર (રદિ.) ઉતર્યા. અમ્ર ઈબ્ને આસ પણ સાથે હતા. એમણે લોકોથી પૂછયું કે "અહિંયા ફાડી ખાનાર પશુઓ તો પાણી નથી પીતા ?" હઝરત ઉમર (રદિ.)એ લોકોને જવાબ આપતા અટકાવ્યા.*

એ ઉપરથી બે સિદ્ધાંતો સિદ્ધ થયા. એક એ કે મૂળ વસ્તુ નિર્બાધ છે; બીજી એ કે દેખીતી સ્થિતિ જો શુદ્ધ છે તો ફરી પૂછપરછ ને તપાસ અમારા માટે બંધનકારક નથી.

એક વેળા રમઝાનમાં અબર–વાદળોના કારણે સૂર્ય અસ્ત પામવા જેવો લાગ્યો. હઝરત ઉમર (રદિ.)એ રોઝો છોડયો. થોડી વાર પછી સૂર્ય દેખાયો. લોકો વિચારમાં પડયા. આથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "મામલો એટલો ગંભીર નથી. આપણે આપણી કોશિશ કરી ચૂક્યા છીએ."

એવાં બીજા ઘણા દૃષ્ટાંતો છે. કોઈ માણસ ચાહે તો એનાથી ફિકહના ઘણા સિદ્ધાંતોનો સંગ્રહ કરી શકે છે.

હઝરત ઉમર (રદિ.)એ ફિકહના જે મસાઈલ બયાન કર્યા છે તેઓમાં ઘણાખરા એવા છે કે જેની સાથે બીજા સહાબાઓ પણ સંમત થયા અને ઈમામો અને ઈજતેહાદ કરનારાઓએ એમનું અનુકરણ કર્યું. શાહ વલીઉલ્લાહ સાહબ પોતાના સંશોધનથી એ પ્રકારના મસાઈલની સંખ્યા ઓછામાં ઓછી એક હજારની બતાવે છે; પરંતુ ઘણાખરા એવા મસાઈલ છે કે જેમાં બીજા સહાબાઓ એમનાથી વિરુદ્ધ ગયા. એમાંથી જે થોડાક

* મુઅત્તા ઈમામ મુહમ્મદ, પૃષ્ઠ ૬૬.

મસાઈલ જેમાં સહાબાઓ વિરુદ્ધ મતના હતા તે જ વ્યાજબી છે. દાખલા તરીકે તયમ્મુમ, જનાબત, પ્રથમ ઉમરાનો એહરામ બાંધી ફરી હજનો એહરામ બાંધવામાં આવે તે હજનો અટકાવ, ત્રણ તલાક વગેરેમાં હઝરત ઉમર (રદિ.)ના "ઈજતેહાદ"થી બીજા સહાબાઓનો "ઈજતેહાદ" વધુ વાસ્તવિક જણાય છે; પરંતુ ઘણા મસાઈલ અને ખાસ કરીને તે મસાઈલ કે જે મતભેદી રહ્યા છે અને જેઓ સુધારા કે રાજકીય બાબતો સંબંધી છે તેઓમાં હઝરત ઉમર (રદિ.)નો "ઈજતેહાદ" ઘણી તિક્ષ્ણ બુદ્ધિ અને દિર્ઘદષ્ટિને આધારે છે અને એ જ મસાઈલથી હઝરત ઉમર (રદિ.)ની "ઈજતેહાદ"માં નિપૂણતાનો અંદાઝો થઈ શકે છે. તેઓમાંથી કેટલાક મસાઈલનું વર્ણન અમે આ સ્થળે કરીએ છીએ.

એક મહાન મતભેદી પ્રશ્ન "ખુમુસ" (ગનીમતનો ૧/૫મો ભાગ)નો છે. કુર્આન મજીદમાં છે કે :–

**"વઅ્લમુ અન્નમા ગનિમતુમ મિન શયઇન ફઇન્ન લિલ્લાહિ ખુમુસહૂ વલિર્રસૂલિ વલિઝીલ કુરબા વલ્ યતામા વલ મસાકીનિ વિબ્નિસ્સબીલ."**

જે કંઈ તમને જિહાદની લૂટમાં હાથ લાગે તેનો પાંચમો ભાગ ખુદા માટે, પયગમ્બર માટે, સગાંઓ માટે, યતીમો માટે, ગરીબો માટે અને મુસાફરો માટે.

એ આયતથી સિદ્ધ થાય છે કે "ખુમુસ"માં રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓનો પણ ભાગ છે. એથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ જેઓ સહાબાઓમાં વિદ્યાના સમુદ્ર કહેવાતા હતા તેઓ ઘણા જોરની સાથે એ આયતની દલીલ "ખુમુસ" માટે રજૂ કરતા હતા. હઝરત અલી (રદિ.)એ જો કે એક કુનેહના લીધે બનૂ હાશિમને ખુમુસમાંથી ભાગ ન આપ્યો, પરંતુ એમનો પણ મત એવો હતો કે બનૂ હાશિમ ખરેખરા હકદાર છે. એ ફક્ત હઝરત અલી (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસનો મત હતો, એટલું જ નહિ, પરંતુ સર્વે અહલે બૈત એ મસ્અલા પર સહમત હતા. ઈજતેહાદ કરનાર ઈમામોમાંથી ઈમામ શાફિઈ એ જ મસ્અલાને માનનારા હતા અને પોતાના પુસ્તકોમાં એમણે ઘણી વિગતરથી એની દલીલો આપી છે. હઝરત ઉમર (રદિ.)ના વિશે લોકો એમ કહે છે કે તેઓ રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓને "ખુમુસ"ના બિલકુલ હકદાર સમજતા ન હતા. એથી એમણે અહલે બૈતને કદી "ખુમુસ"માંથી ભાગ આપ્યો નથી. ઈજતેહાદી ઈમામોમાંથી અબૂ હનીફા પણ સગાઓનો "ખુમુસ"માં ભાગ હોવાનું માનતા ન હતા. એમનો એવો મત હતો કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પછી તેમનો હિસ્સો પણ જતો રહ્યો તેમ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓનો હિસ્સોય જતો રહ્યો. હવે આપણે ધ્યાનપૂર્વક જોવું જોઈએ કે કુર્આન મજીદમાંથી એ માટે શો કાનૂન નીકળે છે અને રસૂલુલ્લાહ (સલ.)ની એ સંબંધી વ્યહારની શી રીત હતી.

કુર્આન મજીદના લખાણથી ફક્ત એટલું સિદ્ધ થાય છે કે કુલ પાંચ પક્ષો "ખુમુસ"ના

ભાગીદાર છે; પરંતુ એથી એમ સિદ્ધ થતું નથી કે દરેક પક્ષમાં વ્યક્તિગત પ્રમાણે વહેંચી આપવું ફરજ છે. કુર્આન મજીદમાં જ્યાં ઝકાતની વહેંચણી બતાવી છે ત્યાં બરાબર એવા જ પ્રકારના શબ્દો છે : **"ઇન્નમસ્સદકાતુ લિલ્ ફુકરાએ વલ મસાકીનિ વલ આમિલીન અલયહા વલ મુઅલ્લફતિ કુલૂબુહુમ વફી સબીલિલ્લાહી વબ્નિસ્સબીલિ."**

એમાં ઝકાતના હકદાર માટે આઠ પક્ષો ઠેરવ્યા છે :

ફકીર, મિસ્કીન, ઝકાત વસૂલ કરનારા, મુઅલ્લફતીલ કુલૂબ (નવમુસ્લિમો અથવા કાફિરો કે જેને ઇસ્લામ તરફ આકર્ષિત કરવા ઝકાત આપવામાં આવતી.) કેદી, દેણદાર, મુજાહિદીન અને મુસાફર.

તેઓમાંથી જેમને ઝકાત આપવામાં આવશે તો અદા થઇ જશે. એ જરૂરી નથી કે નકામા આઠે પક્ષો ઊભા કરવામાં આવે. આઠે પક્ષો અસ્તિત્વ ધરાવતા હોય તોયે જે પક્ષ તે વેળા મદદ કરવાને વધુ પાત્ર હોય તેના તરફ ધ્યાન આપવામાં આવશે. કોણ ઓછી અને કોણ તદ્દન મદદને પાત્ર નથી તે પણ ધ્યાનમાં લેવામાં આવશે. આઠે પક્ષોને તેમની જરૂરિયાતો પ્રમાણે કે વિના જરૂરે ઓછું વત્તુ વહેંચવું તે બિનજરૂરી બાબત અને જરૂરી બાબત ઠરાવવાનો નિયમ ઇમામ શાફિઇ સાહબે પોતાના તરફથી ઉપજાવી કાઢયો છે. એ જ પ્રમાણે "ખુમુસ"ની વહેંચણી જે ખુદાએ બતલાવી છે તેથી એ ભાવાર્થ નીકળે છે કે "ખુમુસ" એ લોકોના સિવાય કોઇને આપવામાં આવે નહિ, એમ ભાવાર્થ નીકળતો નથી કે વગર જરૂરતે એના પાંચ સરખા ભાગ પાડવામાં આવે અને પાંચે પક્ષોને બરાબર આપવામાં આવે.

હવે આપણે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની એ પ્રત્યે કેવી કાર્યપદ્ધતિ હતી તે જોઇએ. રિવાયતો ને હદીસોના સંશોધનથી જે કંઇ સિદ્ધ થાય છે તે આ છે : (૧) સગાઓમાંથી આપ ફક્ત બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબને હિસ્સો આપતા હતા. બનૂ નૌફલ અને બનૂ અબ્દુશ્શમ્સ જો કે સગાઓની ગણતરીમાં હતા તો પણ આપે એમને માંગવા છતાંયે કંઇ આપ્યું નથી. એ બનાવનો અલ્લામા ઇબ્નુલ કય્યિમે ઝાદુલ મઆદમાં* હદીસોના પુસ્તકો પરથી સવિસ્તર ઉતારો કર્યો છે. (૨) બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબને જે ભાગ રસૂલુલ્લાહ (સલ.) આપતા હતા તે સર્વેને એક સરખો આપતા ન હતા. અલ્લામા ઇબ્નુલ કય્યિમે "ઝાદુલ મઆદ"માં લખ્યું છે કે, "પરંતુ ધનવાનો અને ગરીબો વચ્ચે એકસરખી વહેંચણી કરતા ન હતા, તેમજ વારસાના કાયદા પ્રમાણે વહેંચણી કરતા ન હતા, બલકે ભલાઇ અને અગત્ય પ્રમાણે અર્પણ કરતા હતા, કિંતુ કુંવારાઓના લગ્ન કરાવી આપતા, દેણદારોના દેણ ચુકવી આપતા અને ગરીબોને આવશ્યકતા અનુસાર આપતા હતા."

* "ઝાદુલ મઆદ" ભાગ ૨, પૃષ્ઠ ૧૬૧.



એ બનાવોથી પ્રથમ તો એ સિદ્ધ થયું કે "ઝિલ કુરબા" (સગાઓ)ના શબ્દમાં સામાન્યતા નથી, નહિંતર બનૂ નૌફલ અને બનૂ અબ્દુશશમ્સને પણ જનાબ રસૂલુલ્લાહ (સલ.) હિસ્સો આપત, કારણ કે તેઓ પણ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સગા હતા, બીજું એ કે બનૂ હાશિમ અને બનુ મુત્તલિબના સર્વે માણસોને સમાન રીતે ભાગો મળતા ન હતા. જ્યાં સુધી સહીહ રિવાયતોથી સિદ્ધ છે ત્યાં સુધી હઝરત ઉમર (રદિ.)એ બનૂ મુત્તલિબનો હક કાયમ રાખ્યો, પરંતુ તેઓ બે બાબતોમાં તેમનાથી વિરુદ્ધ હતા. એક તો એ કે તેઓ એમ માનતા હતા કે "ખુમુસ"નો પૂરો પાંચમો હિસ્સો સગાઓનો છે. બીજું એ કે તેઓ ફાયદા અને જરૂરિયાતને ધ્યાનમાં લઈ ઓછી વત્તી વહેંચણી કરવાનો અધિકાર સામયિક ખલીફાનો છે એમ ગણતા હતા. એથી ઉલટું અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ વગેરેનો એવો દાવો હતો કે "ખુમુસ"ના પૂરેપૂરા ભાગ પર ખાસ સગાઓનો હક છે, અને કોઈને એમાં કોઈ પ્રકારની દખલગીરીનો અધિકાર નથી. કાઝી અબૂ યૂસુફ સાહબે "કિતાબુલ ખિરાજ"માં અને નસાઈએ પોતાની સહીહમાં અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસના નીચેના વચનનો ઉતારો કર્યો છે :

"ઉમર ઈબ્નુલ ખત્તાબે એ વાત અમારા લોકો સમક્ષ રજુ કરી હતી કે લોકો 'ખુમુસ'ના માલ વડે પોતાની વિધવાઓના નિકાહ માટે અને દેણદારોના દેણ પતાવવા માટે રકમો લેતા રહે, પરંતુ અમે એ વાતને એના વિના કબૂલ કરતા ન હતા કે સર્વે અમારા હસ્તકે આપવામાં આવે. ઉમરે એ વાતને મંજુર ન કરી."

બીજી રિવાયતો પણ એ મુજબ છે. કલબીની ફક્ત એક રિવાયત છે કે, "હઝરત અબૂબક્ર અને ઉમરે "ઝીલ કુરબા"ના હકો તદન ખોટા કરી દીધા હતા," પરંતુ કલબી ઘણો જ ઝઈફ રાવી* છે તેથી એની રિવાયત પર ભરોસો થઈ શકતો નથી.

કુર્આન મજીદની ભાષાની ઢબ અને રસૂલુલ્લાહ (સલ.)ની કાર્યપદ્ધતિને સરખાવી જોશો તો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે હઝરત ઉમર (રદિ.)એ જે કંઈ કર્યું તે તદન કુર્આન અને હદીસ અનુસાર હતું. ઈમામ શાફિઈ વગેરે કોઈ પુરાવો રજુ કરી શકતા નથી કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) હંમેશા પૂરેપૂરો પાંચમો ભાગ આપતા હતા. કુર્આન મજીદથી એવું નક્કીપણું કે હદબંધી કદી સાબિત થઈ શકતાં નથી. નહિતર, 'ઝીલ કુરબા'નો અનિશ્ચિત હકનો તો હઝરત ઉમર (રદિ.)એ કદી ઈનકાર કર્યો ન હતો, હવે અકલી સિદ્ધાંતની રૂએ એ સવાલને જુઓ કિંવા "ખુમુસ"માંથી જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓનો ભાગ કાયમ થવો કયા સિદ્ધાંતની રૂએ હતો. એ સ્પષ્ટ છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) હુકમોના પ્રચારકાર્ય અને રિસાલતના મહાન કાર્યો કરવામાં લાગેલા રહેવાથી ગુજરાનના કાર્યમાં મશગુલ થઈ શકતા ન હતા. તેથી એ દેશની આવકમાંથી કોઈ ભાગ એમના માટે નિર્માણ

* ઝઈફ રાવી તે કહેવાય છે કે જે દીનદાર, પરહેઝગાર અને ઘણું યાદ રાખનાર ન હોય અને તેના પર કંઈ આક્ષેપ હોય.

કરવામાં આવે તે આવશ્યક હતું. તે સમય ગનીમતનો માલ, મુસ્લિમોએ જીતેલી જમીન અને "અનફાલ" બસ એ જ આવકોના સાધન હતા. એ સર્વેમાં ખુદાએ જનાબ રસૂલુલ્લાહ (સલ.)નો હિસ્સો કાયમ કર્યો હતો જેનું વર્ણન કુર્આન શરીફની વિવિધ આયતોમાં છે. એની મિસાલ એવી છે કે જેમ બાદશાહના અંગત ખરચ માટે ખાસ રકમ ઠરાવવામાં આવે છે. રસૂલુલ્લાહ (સલ.)ના સગાઓનો હક એ માટે નિર્મિત કર્યો હતો કે એ લોકોએ ઈસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ (સલ.)ને સહાય કરી હતી. જેમ કે રસૂલુલ્લાહ (સલ.)ને મક્કાના કાફિરો જ્યારે વધુ ત્રાસ આપવા લાગ્યા ત્યારે સર્વે બનૂ હાશિમ કબીલાવાળાઓ કે જેઓમાં તે લોકો પણ સામિલ હતા કે જેમણે હજૂ ઈસ્લામનો સ્વીકાર કર્યો ન હતો, તેઓએ રસૂલુલ્લાહ (સલ.)ને સહાય કરી અને જ્યારે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ મક્કાથી નીકળી એક પહાડની ખીણમાં આસરો લીધો ત્યારે સર્વે બનૂ હાશિમવાળા સાથે ગયા. એથી જનાબ રસૂલુલ્લાહ (સલ.) અને તેમના સગાઓ માટે જે કંઈ ઠરાવવામાં આવ્યું હતું તે સમયની જરૂરિયાતો અને ડહાપણની રૂએ હતું, પરંતુ એમ ઠરાવવું કે કિયામત સુધી એમના સગાઓ માટે પાંચમો ભાગ નિર્માણ કરવામાં આવ્યો છે, અને જો એમના વંશમાં કેટલીય વૃદ્ધિ થાય અને એ કે તેઓ ગમે તેટલાયે ધનવાન બને, છતાંયે એ રકમ તેમને મળતી રહેશે તે એક એવો કાયદો છે કે સુધારના સિદ્ધાંતોથી તદ્દન ઉલટો છે. કયો માણસ એમ માની શકે છે કે એક શરીઅત (ધાર્મિક ધારાશાસ્ત્ર)નો સાચો સ્થાપક એવો કાનૂન ઘડશે કે તેની સર્વે ઔલાદને એક અમુક રકમ કિયામત સુધી મળતી રહે ? જો કોઈ ધર્મ સ્થાપક એમ કરે તો તેનામાં અને સ્વાર્થી બ્રાહ્મણોમાં શો તફાવત રહેશે ? હઝરત અલી (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ જેઓ "ખુમુસ"ના દાવેદાર હતા તેમનોયે એ હેતુ ન હતો કે એ હક કિયામત સુધીનો છે, બલકે જે લોકો જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સમય સુધી બાકી રહી ગયા હતા તેમના વિશે એમને એવો દાવો હશે. એક બીજો વધુ મહાન સવાલ "ફય"નો છે કિંવા તે જમીન ને મિલકત કે જેમને મુસ્લિમોએ જીતી હોય. એ સવાલ એટલો ગંભીર છે કે સહાબાઓના સમયથી આજ સુધી કોઈ છેવટનો ફૈસલો થયો નથી. ફદકના બાગવાળી મહાન ચર્ચા પણ એ સવાલનો એક કાંટો છે.

મહાન ગુંચવાડો એ કારણે ઉપસ્થિત થયો કે "ફય"ના મળતીયા અર્થના જે બીજા શબ્દો– "નફલ," (જીતાયેલી મિલકત") ગનીમત (જીતાયેલી માલમત્તા) સલબ (જીતાયેલા સૈનિકોના સાધનો)માં લોકો તફાવત કરી શક્યા નહિ. અમે એ ચર્ચાને સવિસ્તર નીચે પ્રમાણે લખીએ છીએ.

વસ્તુસ્થિતિ એ છે કે ઇસ્લામ પૂર્વે અરબસ્તાનમાં એવો રિવાજ હતો કે લડાઈની જીતમાં જે કંઈ હાથ આવતું તે સર્વ લડવૈયાઓ વચ્ચે સરખું વહેંચી દેવામાં આવતું. કબીલાના સરદારને અલબત્ત સૌથી વધુ મળતું કિંતુ ચોથો ભાગ મળતો હતો. રસૂલુલ્લાહ (સલ.)

જ્યારે પયગમ્બરી પદે પહોંચ્યા ત્યારે શરૂઆતમાં જેમ બીજા ઘણા ખરા પુરાતન રિવાજો ચાલુ રહ્યા તેમ એ કાયદોયે કંઈક ભિન્ન રૂપે ચાલુ રહ્યો. એથી લડાઈની જીતમાં જે કંઈ મળતું તે લડવૈયાઓ વચ્ચે વહેંચી નાખવામાં આવતું, કારણ કે પુરાતન કાળથી એ રિવાજ ચાલ્યો આવતો હતો અને જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં પણ કાયમ રહ્યો; તેથી લોકોને એવો વિચાર બંધાયો કે ગનીમતના માલ પર લડવૈયાનો અંગત હક છે અને તેઓ એ પ્રાપ્ત કરવાનો દરેક સ્થિતિમાં દાવો કરી શકે છે. એથી એ માટે એક વેળા ઝઘડો ઉપસ્થિત થયો. બદરની લડાઈમાં જ્યારે વિજય પ્રાપ્તિ થઈ રહી ત્યારે કેટલાક લોકો કાફિરોની પુંઠ પકડી દૂર સુધી ચાલ્યા ગયા અને કેટલાક લોકો જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર રહ્યા. પૂઠ પકડનારા પાછા આવ્યા ત્યારે તેઓએ દાવો કર્યો કે ગનીમતમાં અમારો હક છે, કારણ કે અમે શત્રુઓથી લડીને આવ્યા છીએ. એ લોકોએ કહ્યું કે અમે રસૂલુલ્લાહ (સલ.)ના રક્ષક હતા તેથી અમે વધુ હકદાર છીએ." એ કારણે નીચેની આયત ઉતરી :

**યસ્અલુનક અનિલ અનફાલિ કુલિલ અનફાલુ લિલ્લાહિ વર્રસૂલિ.**

લોકો આપનાથી ગનીમતના માલ સંબંધી પૂછે છે તો કહી દો કે તે અલ્લાહ અને રસૂલની મિલકત છે.

એ આયતે તે સિદ્ધાંતનો અંત આણ્યો કે ગનીમતના સર્વ માલમતામાં લડવૈયાનો ખાસ હક છે અને ઓફિસરને કોઈ પ્રકારની દખલગીરીનો એમાં અધિકાર નથી, પરંતુ એ આયતમાં ગનીમતની વહેંચણીનું વર્ણન કરવામાં આવ્યું ન હતું. એ પછી નીચેની આયત ઉતરી :

**વઅ્લમુ અન્નમા ગનિમતુમ્ મિન શયઇન ફઅન્ન લિલ્લાહી ખુમુસહૂ વ લિર્રસૂલિ વલિઝિલ કુર્બા વલ યતામા વલ મસાકીનિ વબ્નિસ્સબીલ.**

જાણી લો કે કંઈ ચીજ જે ગનીમતમાં હાથ લાગે તો તેનો પાંચમો ભાગ ખુદા માટે છે અને પયગમ્બર માટે અને સગાંઓ માટે અને યતીમો માટે અને મિસ્કીનો માટે અને મુસાફરો માટે છે.

એ આયતથી એ કાયદો કાયમ થયો કે ગનીમતની માલમતાના પાંચ ભાગ કરવામાં આવે. ચાર ભાગ મુજાહિદીન (ધર્મ માટે લડનારા)ને આપવામાં આવે અને પાંચમા ભાગના પાંચ ભાગ પાડી જનાબ રસૂલુલ્લાહ (સલ.) એમના સગાંઓ અને મિસ્કીનો વગેરેને વહેંચવામાં આવે, પરંતુ એ બધા હુકમો રોકડ અને સરસામાન સંબંધી હતા. જમીનને મિલકતો સંબંધી કોઈ કાનૂન ઘડાયો ન હતો. ગઝવએ બની નદીર જે સને ૫ હિજરીમાં બનવા પામ્યો ત્યારે 'સૂરએ હશ્ર'ની એ આયત ઉતરી :



**મા અફાઅલ્લાહુ અલા રસૂલિહી મિન અહ્‌લિલ કુરા ફલિલ્લાહિ વલિર્રસૂલિ વલિઝીલ કુર્બા વલ યતામા વલ મસાકીનિ વબ્નિસ્સબીલ લિલ ફુકરાઈલ મુહાજિરીનલ્લઝીન ઉખરિજુ મિન દિયારિહિમ વલ્લઝીન જાઊ મિમ્ બઅ્‌દિહિમ.**

અર્થાત્ જે જમીન અથવા મિલકત હાથ લાગે તે ખુદા રસૂલ, યતીમો, મિસ્કીનો, મુસાફિરો, ફકીરો, મુહાજિરીન અને તે સર્વે લોકોની છે, જે ભવિષ્યમાં જગતમાં આવશે.

એ પરથી એ સાર નીકળે છે કે જે જમીન જીતાય તે વહેંચી નાખવામાં આવશે નહિ, બલકે "વકફ" તરીકે તેને જાળવી રાખવામાં આવશે અને એના નફાથી તમામ વર્તમાન ને ભવિષ્યના મુસલમાન લાભ ઉઠાવશે. આ છે હકીકત "નફલ" "ગનીમત" અને "ફય"ની.

એ કાનૂનો સમજવામાં લોકોએ કેટલીક ભૂલો ખાધી. સૌથી પ્રથમ એ કે લોકોએ 'ગનીમત અને "ફય" (જીતાયેલા દેશોની જમીન)ને એક ગણ્યા. ચાર ઈમામોથી ઈમામ શાફિઈનો પણ એવો જ મત છે અને એમના મઝહબ પ્રમાણે જીતાયેલી જમીનને તે જ વખતે મુજાહિદીનો વચ્ચે વહેંચી આપવી જોઈએ. ઈરાન અને સિરીયા જયારે જીતાયા ત્યારે તો લોકોએ જીતાયેલા દેશો મુજાહિદીનો વચ્ચે વહેંચી આપવા હઝરત ઉમર (રદિ.)ને આગ્રહ કર્યો. એ જ પ્રમાણે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ, ઝુબૈર ઈબ્નુલ અવ્વામ, બિલાલ ઈબ્ને રબાહે ઘણો જ આગ્રહ કર્યો; પરંતુ હઝરત ઉમર (રદિ.)એ ન માન્યું. એ કારણે (જેમ અમે ઉપર મહેસૂલ ખાતામાં લખી આવ્યા તેમ) એક મોટી સભા બોલાવવામાં આવી અને દિવસો સુધી એ વિશે ચર્ચા ચાલી. અંતે હઝરત ઉમર (રદિ.)એ ઉપરોક્ત આયતની દલીલ રજૂ કરી અને એ આયતના શબ્દો "**વલ્લઝીન જાઊ મિમ્ બઅ્‌દિહિમ**" પઢી બોલ્યા :

"તો એ સર્વ ભવિષ્યમાં આવનારાઓ માટે છે, એ કારણે એ દેશો પર સર્વે લોકોનો હક થઈ શકે છે. ફરી એ કેવી રીતે થઈ શકે છે કે હું હાલના લોકો વચ્ચે વહેંચી આપું અને તે લોકોને એથી અભાગ્ય–વંચિત રાખું કે જે ભવિષ્યમાં જન્મશે."

ઈમામ શાફિઈ અને એના સમ–વિચારવાળાઓની મોટી દલીલ એ છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની જમીન મુજાહિદીનો વચ્ચે વહેંચી દીધી હતી; પરંતુ તેઓ એટલું વિચારતા નથી કે ખૈબર પછી બીજા સ્થળો પણ જીતાયા અને જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પહેલાં તો પૂરા અરબસ્તાન પર કબજો થઈ ગયો હતો. છતાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ કોઈ સ્થળની જમીનનો એક ટુકડો સરખોયે વહેંચ્યો નથી. ફદકના બાગનો મામલો પણ એ જ પ્રકારનો છે કે જે મુદત સુધી મતભેદી રહ્યો છે. એક પક્ષની એવી ધારણા છે કે, "એ બાગ ખાસ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની મિલકત હતી, કારણ કે એના પર હુમલો લઈ જવામાં આવ્યો ન હતો, બલકે ત્યાંના લોકોએ પોતાની જાતે



રસૂલુલ્લાહ (સલ.)ને સોંપ્યો હતો અને એ કારણે તે આ આયત હેઠળ આવે છે :

**"વમા અફાઅલ્લાહુ અલા રસૂલિહી મિન્હુમ ફમા અવજફતુમ અલયહિ મિન ખયલિન વલા રિકાબીન વલા કિન્નલ્લાહ યુસલ્લિતુ રસૂલહુ અલા મંય્ યશાઉ વલ્લાહુ અલા કુલ્લિ શયઇન કદીર."**

જે ખુદાએ પોતાના પયગમ્બરને તે લોકો પાસેથી અપાવ્યું તો તમે લોકો તે માટે ઊંટ અને ઘોડા દોડાવી ગયા ન હતા, પરંતુ ખુદા પોતાના પયગમ્બરને જે પર ચાહે તે પર કબજો કરાવી દે છે અને ખુદા સર્વ શક્તિમાન છે.

"અને જયારે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની એ ખાસ મિલકત ઠરી તો એને વારસાનો સામાન્ય કાયદો જે કુર્આન મજીદમાં છે તે લાગુ પડશે અને જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના વારસો એના હકદાર ગણાશે, પરંતુ હઝરત અલી (રદિ.)એ માંગણીને આગ્રહ કરવા છતાં હઝરત ઉમર (રદિ.)એ નબી (સલ.)ની અવલાદને એનાથી અભાગ્યા-મહરૂમ રાખ્યા."

એ ચર્ચા જો કે ઉભય પક્ષોની હુંસાતુંસીથી ઘણી લંબાઇ છે, પરંતુ વસ્તુસ્થિતિ એ છે કે એ બાબત અતિ ટૂંક હતી અને જયારે રાજનીતિ અને સુધારાના સિદ્ધાંતો વધુ સ્પષ્ટ અને સામાન્ય સમજમાં આવે તેવા થઇ ગયા છે ત્યારે તો એ સવાલ એવોયે રહ્યો નથી કે એને ચર્ચાના વર્તુળમાં લાવી શકાય. મૂળ મુદ્દે વાત એમ છે કે નબી, ઇમામ કે બાદશાહના કબજામાં જે મિલકત હોય છે તેના બે વર્ગ છે :

એક ખાસ મિલકત જેની પ્રાપ્તિ સાથે નુબુવ્વત, ઇમામત અને સલતનતની પદવીઓને કંઇ લેવાદેવા હોતું નથી. ઉદાહરણરૂપે હઝરત દાવૂદ (અલૈ.) બખ્તર બનાવી પોતાની આજીવિકા મેળવતા હતા અથવા આલમગીર કુર્આન લખી ગુજરાન કરતા. એ આવકો એમની અંગત આમદની હતી અને તે પર દરેક પ્રકારનો તેમને અધિકાર હતો. બીજી રાજકીય મિલકત -જેવી કે હઝરત દાવૂદ (અલૈ.)ના તાબેના દેશો કે જે હઝરત દાવૂદના કબજામાં આવ્યા હતા. એ બીજા વર્ગની મિલકતોમાં વારસાઇ હક લાગુ પડી શકતો નથી, બલકે જે માણસ ઇમામત કે સલતનતના પદનો ઉત્તરાધિકારી બને છે તે જ એનો માલિક કે વહીવટદાર બને છે. એ બાબત આજકાલના જમાનાની રીત અનુસાર તદ્દન સૂર્ય જેમ પ્રકાશિત છે. દષ્ટાંતરૂપે સુલતાન અબ્દુલ હમીદખાનના પછી એમના તાબાના દેશો અથવા એમની સરકારી જાગીરો એમના પુત્ર, ભાઇ, મા, બહેન વગેરે વચ્ચે વહેંચાશે નહિ, બલકે જે ગાદીએ બેસશે તેનો એ પર કબજો રહેશે. ધાર્મિક રૂએ પણ મુસલમાનોના દરેક પંથમાં એ કાયદો સર્વમાન્ય રહ્યો હતો; દષ્ટાંતરૂપે જે લોકો ફદકના બાગ પર પેઢી દર પેઢી અસ્ના અશરી ઇમામોનો હક સમજે છે તેઓ પણ એ પર વારસાનો કાયદો લાગુ પડતા નથી, જેમ કે હઝરત અલી (રદિ.) પોતાના સમયમાં એના માલિક

બન્યા તો એમ ન બન્યું કે એમની વફાત પછી વારસાનો કાયદો લાગુ પાડવામાં આવ્યો અને એમ ન થયું કે હુસૈન, અબ્બાસ, મુહમ્મદ ઈબ્ને હનીફા અને ઝયનબ વગેરે કે જેઓ હઝરત અલી (રદિ.)ના વારસદારો હતા તેમને એનો થોડો ભાગ ભાગે પડતો મળ્યો, બલકે હઝરત ઈમામ હસનના કબજામાં આવ્યો, કારણ કે ઈમામતની રૂએ તેઓ જ હઝરત અલી (રદિ.)ના ઉત્તરાધિકારી હતા. સારાંશ કે એ એક સામાન્ય અને સર્વમાન્ય કાયદો છે કે જે મિલકત નુબુવ્વત, ઈમામત કે સલતનત પદવીના લીધે પ્રાપ્ત થાય છે તે ખાસ મિલકત નથી. હવે કેવળ એટલું જોવાનું છે કે ફદકનો બાગ કેવી રીતે પ્રાપ્ત થયો હતો. એની હકીકત એ છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ખૈબરની જીત પછી પાછા ફર્યા ત્યારે મહીદા ઈબ્ને મસઊદ અનસારીને ફદકવાળાઓ પાસે ઈસ્લામના પ્રચાર અર્થે મોકલ્યા. ફદક યહૂદીઓના કબજામાં હતું અને તેમનો સરદાર યૂશુઅ ઈબ્ને નૂન નામક એક યહૂદી હતો. યહૂદીઓએ સુલેહનો સંદેશો મોકલ્યો અને સુલેહના અવેજમાં અડધી જમીન આપવા મંજુર કરી. તે વખતથી એ બાગ ઈસ્લામના કબજામાં આવ્યો. હવે પ્રત્યેક માણસ સમજી શકે છે કે એવી મિલકત જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાસ મિલકત કેવી રીતે થઈ છે ? ફદક ખાસ મિલકત હોવાનો દાવો એ કારણે કરવામાં આવે છે કે એ લશ્કર વડે જીતાયું નથી, બલકે આ આયત મુજબ મળ્યું છે– **"ફમા અવજફ્તુમ અલયહિ મિન ખયલીન વલા રિકાબીન"** પરંતુ શું જે દેશો સુલેહ દ્વારા કબજામાં આવે છે તે ઈમામ કે બાદશાહની ખાસ મિલકત ઠરે છે. અરબસ્તાન બીજા મથકો પણ એ જ રીતે કબજે થયા છે કે તેમના પર ચઢાઈ કરવી પડી ન હતી તો શું તેઓને કોઈ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાસ મિલકત ગણી ? અલબત્ત એ બાબત પર મનન કરવું જોઈએ કે જ્યારે બીજા જીતાયેલા સ્થળો પ્રતિ કોઈએ એ પ્રકારનો વિચાર કર્યો નથી તો ફદકમાં શું વિશેષતા હતી, જેના કારણે ગેરસમજૂતી ઉત્પન્ન થઈ ? એની હકીકત એમ છે કે બીજી જીતાયેલી જમીનો જાહેર રીતે આમ "વકફ" રહી, પરંતુ ફદકને જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના ઉપયોગ માટે નિર્માણ કર્યો હતો, તેથી એવી ધારણા ઉત્પન્ન થવા પામી કે તે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાસ મિલકત છે, એ વિચારને વધુ અનુમોદન એ માટે મળ્યું કે ફદક પર ચઢાઈ કરવામાં આવી ન હતી અને એ કારણે બીજા લોકોનો કોઈ પ્રકારનો હક ન હતો, પરંતુ એ વિચાર ખરું જોતાં વ્યાજબી નથી. ફદકને બેશક જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના ઉપયોગ માટે ખાસ નિર્માણ કર્યો હતો, પરંતુ કેવી રીતે ? એની સવિસ્તર રિવાયતો મોજૂદ છે.*

**"ફકાન નિસફુ ફદકા ખાલિસન લિર્રસૂલિલ્લાહિ વકાન યસરિફુ મા યઅતિહિ મિન્હા ઇલા અબ્નાઇસ્સબીલી."** અડધું ફદક ખાસ રસૂલુલ્લાહ (સલ.)નું હતું. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એમાંથી મુસાફરોનું ખર્ચ ચલાવતા હતા.

* ફુતુહુલ બુલ્દાન, બલાઝરી, ઝીક્રે ફદક.

એક બીજી રિવાયત છે કે :

"ફદક જનાબ રસૂલુલ્લાહ (સલ.)નું હતું; તેઓ એમાંથી ખરચ કરતા અને બની હાશિમના ગરીબોને આપતા હતા અને તેમની વિધવાઓના લગ્ન કરાવી આપતા."

બુખારી વગેરેમાં સવિસ્તર લખવામાં આવ્યું છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.) વાર્ષિક ખરચ એમાંથી લેતા હતા, બાકી આમદની–આવક સામાન્ય મુસ્લિમોના લાભાર્થે વ્યય કરતા હતા. એ રિવાયતોથી સ્પષ્ટ પ્રસિદ્ધ થાય છે કે ફદક નુબુવ્વતની મિલકત એવી રીતે હતી કે જેવી રીતે સુલતાનો માટે કોઈ મિલકત અલગ કરી દેવામાં આવે છે. એ બીનાની રૂએ મિલકત નિર્માણ હોવાની સાથે "વકફ"ની પંક્તિમાંથી તેને બાકાત રખાઈ શકાતી નથી. હવે એ જોવાનું છે કે હઝરત ઉમર (રદિ.) પણ એ સિદ્ધાંતના જાણકાર હતા ? અને એ કારણે તેમણે ફદકમાં વારસાઈ હક લાગુ પાડયો નહિ ? અથવા એ મુદ્દાઓ પાછળથી જાણવામાં આવ્યા ? ઈરાક અને સિરીયાની જીત પછી હઝરત ઉમર (રદિ.)એ સહાબાઓના આમ સમૂહ સમક્ષ જે બયાન કર્યું હતું ત્યારે પવિત્ર કુર્આનની એ આયત : **"મા અફાઅલ્લાહુ અલા રસૂલિહી મિન અહ્‌લિલ કુરા ફલિલ્લાહિ....."**ને દલીલમાં રજુ કરી સ્પષ્ટ કહ્યું હતું કે, "જીતાયેલા સ્થળો કોઈ માણસની મિલકત નથી, પરંતુ સાર્વજનિક વકફ છે. એ જ મુજબ "ફય"ના વર્ણનમાં એ ચર્ચા આલેખાઈ છે. અલબત્ત, એ શક ઉપસ્થિત થાય છે કે એ આયતના પૂર્વે જે આયત છે તેનાથી ફદક વગેરે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાસ મિલકત હોવું સિદ્ધ થાય છે અને હઝરત ઉમર (રદિ.) પોતે એના એ જ અર્થ કરતા હતા તે આયત આ છે :

**વમા અફાઅલ્લાહુ અલા રસૂલિહી મિન્હુમ ફમા અવજફતુમ અલયહિ મિન ખયૂલીન વલા રિકાબીન વલા કિન્નલ્લાહ યુસલ્લિતુ રુસૂલહુ અલા મંય્યશાઉ.**

"અને જે કંઈ એ લોકો (યહૂદીઓ અને બની નદીરવાળા) પાસેથી ખુદાએ પોતાના પયગમ્બરને અપાવ્યું તો તમે લોકો એ પર ચઢાઈ લઈ ગયા ન હતા, બલકે ખુદા ચાહે છે તેના પર પોતાના પયગમ્બરોનો કબજો કરાવી દે છે."

એથી હઝરત ઉમર (રદિ.)એ એ આયતને પઢીને કહ્યું કે, "ફકાનત ખાલિસતલ લિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ," અને એ બનાવ સહીહ બુખારી બાબુલ ખુમુસ, બાબુલ મગાઝી અને બાબુલ મિરાસમાં સવિસ્તર રીતે વર્ણવવામાં આવ્યો છે. એમાં કશો શક નથી કે હઝરત ઉમર (રદિ.) એ આયતના આધારે ફદક વગેરેને રસૂલુલ્લાહ (સલ.) માટે ખાસ નિર્માણ કરેલી મિલકત ગણતા હતા, પરંતુ એ પ્રકારની ખાલસા જમીન અંગત મિલકત હોતી નથી; જેવી રીતે સુલતાનોના ખરચ માટે કોઈ જમીન ખાસ નિર્માણ કરી દેવામાં આવે છે, પરંતુ એને વારસાનો સામાન્ય કાયદો લાગુ પાડી શકાતો નથી. જે માણસ ગાદીએ બેસે છે તે જ એકલો એનો લાભ ઉઠાવે છે.

હઝરત ઉમર (રદિ.)ના એ વિચારનો સચોટ પુરાવો એ છે કે તેઓએ જ્યારે એમણે ઉપરોક્ત આયતના આધારે ફદકને જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાલસા મિલકત કહી તો સાથે જ એ શબ્દો કહ્યા કે જે સહીહ બુખારી બાબુલ ખુમુસ અને બાબુલ મગાઝીમાં આપવામાં આવ્યા છે :

"જનાબ રસૂલુલ્લાહ (સલ.) એમાંથી આખા વર્ષના ખરચની રકમ લેતા હતા. બાકી રકમને ખુદાના માલની રીતે ખરચ કરતા હતા. જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ જીવન પર્યંત એ જ પ્રમાણે અમલ કરતા રહ્યા. જ્યારે વફાત થઈ ત્યારે અબૂબકે (રદિ.) કહ્યું કે, "હું એમનો ઉત્તરાધિકારી છું" અને તેનો કબજો લીધો અને એ જ પ્રમાણે કાર્યવાહી કરી જેમ રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા. જ્યારે તેઓની વફાત થઈ તો હું અબૂબકનો ઉત્તરાધિકારી બન્યો, એટલે મેં એના પર બે વર્ષ સુધી કબજો રાખ્યો અને તે જ પ્રમાણે કર્યું જેમ રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા."

એ વાણીથી સ્પષ્ટ જાહેર થાય છે કે હઝરત ઉમર જો કે ફદકને ખાલસા મિલકત સમજતા હતા, પરંતુ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખાનગી મિલકત (જેમાં વારસાઈ હક લાગુ પડી શકે) સમજતા ન હોતા અને એ જ કારણે એના કબજાનો તેને જ હકદાર સમજતા કે જે રસૂલુલ્લાહ (સલ.)નો ઉત્તરાધિકારી હોય, એ જ કારણે એમણે હઝરત અબૂબક (રદિ.) અને પોતાના કબજાનું એ જ કારણ બતલાવ્યું.

હઝરત ઉમર (રદિ.)એ ઉપરોક્ત ભાષણ તે વેળા કર્યું હતું કે જ્યારે હઝરત અબ્બાસ અને હઝરત અલી (રદિ.) એમની પાસે ફદકના દાવેદાર બની આવ્યા હતા અને એમણે કહી દીધું હતું કે એને વારસાનો કાયદો લાગુ પડી શકતો નથી.

સારાંશ કે હઝરત ઉમર (રદિ.)ની માન્યતા પ્રમાણે ફદક વગેરે મિલકતો ખાલસા (અમુક કાર્ય માટે નિર્માણ કરેલી સરકારી જમીન) પણ હતી અને "વકફ" પણ હતી; એથી ઈરાકની જીત વેળા હઝરત ઉમર (રદિ.)એ એ આયત કે જેનાથી જનાબ રસૂલુલ્લાહ (સલ.) માટે ખાલસા કરેલી જમીન પુરવાર થાય છે તેને પઢી એ શબ્દો કહ્યા, "ફહાઝિહી આમ્મતુન ફીલ કુરા કુલ્લિહા" –અર્થાત્ : "જે હુકમ એ આયતમાં છે તે એ જ ગામો (ફદક) વગેરેને જ બંધનકર્તા નથી, બલકે સર્વે ગામોને લાગુ પડી શકે છે."

મૂળ વાત એમ છે કે 'ફદક'ની બે બાજૂ હોવી જ સર્વે ગેર સમજૂતીઓનું કારણ હતું. એથી હાફિઝ ઈબ્નુલ કય્યિમે "ઝાદુલ મઆદ"માં એ વાતને વર્ણવી છે. તેઓ લખે છે કે :

"ફહુવ મવકૂફુન મુખાલિફુ હુકમા ગયરીહી મિનલ્ મમાલિકીના વહાઝન્નવઉ મિનલ્ અમવાલિ હુવલ્ ફિસ્મુલ્લઝી વકઆ બઅદહૂ ફીહિ મિનન્નિઝાઇ મા વકઆ ઈલલ્ યવમિ

વલવ્ લા ઈશકાલુ અમરિહી અલયહિમ લમા તલબત ફાતિમતુ બિન્તુ રસૂલિલ્લાહિ (સલ.) મિરાષહા મિન તરકતિહી વ ઝન્નાત અન્નહુ યૂરષુ અન્હુ મા કાન મિલ્કન લહુ કસાઈરિલ મસાકીનિ વ ખફીયા અલયહા રદિયલ્લાહુ અન્હા હકીકતુલ મિલ્કિલ્લઝી લયસ મિમ્મા યૂરષુ અન્હુ.''

એ બનાવો પરથી તમે એ વાતનો અંદાઝો કરી શકો છો કે જે પ્રશ્નો પ્રથમથી આજ દિન સુધી તકરારી રહ્યા છે અને જે માટે મહાન સહાબીઓને શંકા રહી હતી તેઓનો હઝરત ઉમર (રદિ.)એ કેવી સુંદર રીતે નીવેડો આણ્યો કે એક તરફ તો કુર્આન અને હદીસનું ખરું સ્થાન એ જ થઈ શકે છે અને બીજી તરફ સામ્રાજ્યના સિદ્ધાંતો અને સુધારાના બંધારણ સાથે તદ્દન સમાનતા ધરાવે છે.

## પ્રકરણ ૪૬

### અંગત વૃત્તાંત–સદ્‌ગુણો ને રીતભાત

અરબસ્તાનમાં આત્મિક શિક્ષણનો પ્રારંભ જો કે ઇસ્લામ દ્વારા થયો, પરંતુ ઇસ્લામ પૂર્વે પણ અરબસ્તાનની પ્રજામાં ઘણા ખરા એવા સદ્‌ગુણો મળી આવતા હતા કે જે શરાફતના ચિહ્નરૂપ હતા અને જે માટે દરેક કૌમ દરેક સમયે અભિમાન ધરાવી શકે છે. એ સદ્‌ગુણો ઓછા–વત્તા પૂરી કૌમમાં મળી આવતા, પરંતુ કેટલીક વ્યક્તિઓ વધુ ઉચ્ચ હતી અને એ જ લોકો કૌમ પાસેથી રાજ્ય અને સત્તાની પદવી પ્રાપ્ત કરતા હતા. એ સદ્‌ગુણોમાં વાક્ચાતુરી, વક્તૃત્વ, વાચા શક્તિ, કાવ્યકળા, વંશાવળી–જ્ઞાન, સિપાહગીરી, વીરતા અને આઝાદી અગ્રગણ્ય વસ્તુઓ હતી અને રાજસત્તા અને સરદાર એ જ ગુણો ધ્યાનમાં લેવાતા હતા. હઝરત ઉમર (રદિ.)ને કુદરતે એ સર્વેનો સારો હિસ્સો અર્પણ કર્યો હતો. એમની ભાષણ કરવાની છટા ખુદાઇ બખ્શિશ હતી અને ઉકાઝની હરિફાઇઓએ એને ઔર પ્રબળ બનાવી હતી, એ જ કાબિલીયતના કારણે કુરૈશ પ્રજાએ એમને એલચીનો હોદ્દો આપ્યો હતો. એ હોદ્દો તે લોકો માટે ખાસ નિર્માણ હતો કે જેઓ સૌથી વધુ વાચાશક્તિ ધરાવતા હતા. એમના સાધારણ વાક્યોમાં ઑરેટરી (વક્તૃત્વ)ની અસર અને જે બંધબેસતા વાક્યો એમના મોઢેથી નીકળતા તેમાં ભાષા લાવણ્યતાનો આત્મા જણાતો હતો. અમ્ર ઇબ્ને મા'દી કરબને જ્યારે એમણે પહેલવહેલા જોયાં તો એક અસાધારણ ડીલ–શરીરના કદાવર માણસ હતા તેથી આશ્ચર્ય પામી બોલ્યા : "અલ્લાહ ! એનો અને અમારો ઉત્પન્ન કરનાર એક જ છે." કિંતુ અમારા અને એના શરીર વચ્ચે એટલો તફાવત છે કે બંને એક કારીગરની કૃતિ જણાતી નથી.

મરકીના બનાવ વેળા અબૂ ઉબયદાએ જ્યારે એમના પર ટીકા કરી કે, "આપ ખુદાએ નિર્માણ કરેલા ભાગ્યથી નાસો છો" ત્યારે એમણે કેટલા સુંદર શબ્દોમાં જવાબ આપ્યો કે, "હા, ખુદાએ નિયત કરેલા નસીબથી ખુદાએ નિયત કરેલા નસીબ તરફ નાસું છું."

જૂદી જૂદી વેળાએ જે જે ઉપદેશો એમણે આપ્યા તે આજે પણ મૌજુદ છે, જે પરથી એમની વાચાશક્તિ અને મોકેસરની બંધબેસતી વાણીનો અંદાઝો થઇ શકે છે. ખિલાફત પદે બિરાજમાન થયા પછી જે ઉપદેશ આપ્યો તેના પ્રારંભિક વાક્યો આ હતા :

"હે ખુદા ! હું સખત છું મને નરમ બનાવ. હું નિર્બળ છું મને બળ આપ. હા, અરબ પ્રજા મસ્તીખોર ઊંટ છે, જેની નાથ મારા હાથમાં આપવામાં આવી છે, પરંતુ હું એમને

રસ્તા પર ચલાવીને મુકીશ."

ખિલાફતના બીજે કે ત્રીજે દિવસે જ્યારે એમને ઈરાન પર ચઢાઈ કરવા માટે લોકોને એકત્ર કર્યા તો લોકો ઈરાનના નામથી આનાકાની કરતા હતા અને મુખ્યત્વે કરી એ કારણે કે હઝરત ખાલિદ ત્યાંથી બોલાવી લેવામાં આવ્યા હતા. એ વેળા હઝરત ઉમર (રદિ.)ની વાણી શકતી હતી કે મુષન્ના શયબાની એક મશહૂર યોદ્ધા નિરંકુશપણે ઊભા થઇ ગયા અને ફરી પૂરી સભામાં જાણે અગ્નિ પ્રગટી. દમિશ્કના પ્રવાસ વેળા જાબ્યા સ્થળે ફરી દરેક કૌમ ને ધર્મના માણસો એકઠા મળ્યા હતા. ખ્રિસ્તીઓના લૉર્ડ બીશપ સુદ્ધાં સભામાં હતો. એ ઉપરાંત જૂદા જૂદા ધર્મ અને જૂદી જૂદી પ્રજાના લોકો ભેગાં થયાં હતાં અને એમને જૂદા જૂદા વિષયો અને વિવિધ ઉદ્દેશો જાહેર કરવાના હતા. મુસલમાનોને એમણે નીતિના પાઠો આપવાના હતા. ગેરમુસ્લિમોને ઈસ્લામની હકીકત અને ઈસ્લામના યુદ્ધ અને સુલેહના હેતુઓ સમજાવવાના હતા. એમને લશ્કર સમક્ષ ખાલિદની બરતરફીનું કારણ બતાવવાનું હતું. એ સર્વે વિષયોને એવી સુંદર રીતે અદા કર્યા કે મુદતો સુધી એમના ભાષણના છૂટા છવાયા વાક્યો લોકોની જીભે રહ્યા. ફુકહાઓએ એના ઉપરથી ફિકહના મસ્અલા ઉપજાવ્યા. સાહિત્યકારોએ વાક્ચાતુર્ય ને વક્તૃત્વના નિયમોના ઉદાહરણો ઉપજાવ્યા. તસવ્વુફ (આધ્યાત્મિક વિદ્યા) અને નીતિના લેખો લખનારાઓએ એથી લાભ લીધો. સને ૨૩ હિજરીમાં જ્યારે હજની ક્રિયા બજાવી લાવ્યા કે જે હજ્જ એમની અંતિમ હજ હતી ત્યારે એક માણસે કોઈને કહ્યું કે ઉમર મરણ પામશે તો હું તલહાના હાથ પર બૈઅત કરીશ. હઝરત ઉમર મિના મુકામે હતા ત્યાં જ એ ઘટના બનવા પામી. એ ઘટનાના સમાચાર હઝરત ઉમર (રદિ.)ને મળ્યા; તેઓ ગુસ્સે થઇ બોલ્યા : "આજે રાત્રે જ હું એ વિષય પર ઉપદેશ આપીશ." અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે વિનવ્યું કે "અમીરુલ મુઅમિનીન ! હજના જનસમૂહમાં દરેક પ્રકારના સારા નરસા લોકો એકઠા થાય છે. જો આપ અહિંયા વિવેચન કરશો તો ઘણા લોકો ખરો ભાવાર્થ સમજશે નહિ અને ખરી રીતે અમલ કરી શકશે નહિ. મદીના જઈ ખાસ લોકોના મંડળ માં વિવેચન કરજો તેઓ દરેક બાબતના મુદ્દા સમજી શકે છે." હઝરત ઉમર (રદિ.) એ મતને મળતા થયા. ઝિલહજના અંતે તેઓ મદીના આવ્યા. જુમ્આના દિવસે લોકો આગળ થી મસ્જિદમાં આવી ભેગા થયા. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ સૌથી વધુ આતુર જણાતા હતા, એથી તેઓ મિમ્બરના નજીક જઇ બેઠા અને સઇદ ઇબ્ને ઝૈદને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, "આજે ઉમર એવું બયાન કરશે કે તેઓએ એવું કદી કર્યું ન હસે." સઇદે કહ્યું કે, "એવી શું નવી બાબત હોઇ શકે છે કે જે એમણે પહેલાં કદી કહી ન હતી." સારાંશ કે અઝાન થઇ ગઈ ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ખુત્બો (ઉપદેશ) આપ્યો. એ પૂરેપૂરો બનાવ ને સંપૂર્ણ ખુત્બો સહીહ બુખારીમાં આલેખાયો છે. એમાં સકીફા બની સાઈદાનો બનાવ, અનસારોના વિચારો, હઝરત અબૂબક્રના જવાબ, બૈઅતનો હેવાલ, ખિલાફતની ખરી હકીકત એવી સુંદર અને ઉમદા રીતે આલેખવામાં આવી છે કે

એથી વધુ શ્રેષ્ઠ રીતે વિવરણ કરવું અશક્ય હતું. એ વિવેચનને વાંચવાથી તદન મગજમાં ઠસી જાય છે કે તે સમયે જે કંઇ થયું તે જ થવું જોઇતું હતું અને તે જ થઇ શકતું હતું. જે સભાઓમાં ગેર કોમો પણ સામેલ રહેતી તેમાં એમના ખુત્બાનું ભાષાંતર પણ સાથે સાથે થતું જતું હતું. એથી દમિશ્કમાં જાબ્યા મુકામે જે ખુત્બો એમણે આપ્યો તેનો તરજૂમો સાથે સાથે ભાષાંતરકાર કરતો જતો હતો.

જો કે ઘણીવાર સમયને અનુકુળ અને બંધબેસતા ખુત્બા આપતા હતા, પરંતુ જે ભારે ખુત્બાઓ હતા તે વેળા તૈયાર થઇને જતા હતા. સકીફા બની સાઇદાના બનાવમાં તેઓનું પોતાનું કહેવું છે કે, "હું ખૂબ તૈયાર થઇને ગયો હતો."

હઝરત ઉસ્માન (રદિ.) જયારે ખલીફા થયા અને ખુત્બો આપવા મિમ્બર પર ચઢયા ત્યારે તેઓ એકાએક અટકી પડયા અને જીભે સાથ ન આપ્યો ત્યારે એ કારણ બતાવ્યું કે, "અબૂબક અને ઉમર ખુત્બા માટે આગળથી તૈયાર થઇને આવતા હતા અને હવેથી હું પણ એમ જ કરીશ."

એઓ જો કે દરેક પ્રકારના વિષયો પર ખુત્બા આપવા તૈયાર થઇને આવતા હતા, પરંતુ એઓ પોતે કહે છે કે, "મારાથી નિકાહનો ખુત્બો આપી શકાતો નથી." અબ્દુલ્લાહ ઇબ્નુલ મુકન્નાઅ જેઓ અબ્બાસીઆ સલ્તનતનો મશહૂર સાહિત્યકાર અને વિદ્વાન હતો તેનાથી લોકોએ હઝરત ઉમર (રદિ.)ની લાચારીનું કારણ પૂછયું તો એણે કહ્યું કે, "નિકાહના ખુત્બામાં પ્રેક્ષકોમાંથી પ્રત્યેક વ્યક્તિ બરાબરીનો દરજ્જો ધરાવે છે. ખતીબ (ઉપદેશ)નું સ્થાન કંઇ શ્રેષ્ઠ હોતું નથી. એનાથી ઉલટું સામાન્ય ઉપદેશોમાં ઉપદેશક જયારે મિમ્બર પર ચઢે છે; તો સર્વે માણસ એને તાબેદાર દીસે છે તેથી આપોઆપ એના ભાષણમાં બળ આવી જાય છે," પરંતુ અમારી માન્યતા પ્રમાણે એનું કારણ એમ છે કે નિકાહના ખુત્બામાં વિવેચનનો વિષય ટૂંકો અને મર્યાદિત હોય છે અને દરેક વાર તે જ સાધારણ વાત કહેવી પડે છે. એ વાત લક્ષ્યમાં લેવા યોગ્ય છે કે હઝરત ઉમર (રદિ.)ની પૂર્વે જે વિષયો પર લોકો ખુત્બા (ઉપદેશો) આપતા હતા તે બોધ, શિખામણ, અભિમાન, દાવો, કુદરતી બનાવોનું વર્ણન, શોક હર્ષનું પ્રદર્શિત કરવું હતું. રાજકીય કાવાદાવાના મામલાઓને ખુત્બામાં કહી શકાતા ન હતા. હઝરત ઉમર (રદિ.) પ્રથમ માણસ છે કે જેમણે પોલીટિકલ ખુત્બા આપ્યા. એ ઉપરાંત તેઓ ખુત્બામાં એવી રીતે વાતચીત કરતા કે દેખીતી રીતે તે સાધારણ વાતો હતી, પરંતુ એનાથી ઘણા મુદ્દાઓ નીકળતા હતા.

ખુત્બામાં વિવેચનનો મહાવરો હોવા ઉપરાંત કૃત્રિમ બાબતો આવશ્યક ગણાય છે તે સર્વે હઝરત ઉમર (રદિ.)માં મોજૂદ હતી. અવાજ ઊંચો અને પ્રભાવશાળી હતો, કદ એટલું ઊંચું હતું કે જો જમીન પર ઊભા રહેતા તો એમ જણાતું કે તેઓ મિમ્બર પર ઊભા છે. આ સ્થળે અમે એમના કેટલાક ખુત્બા અત્રે ટાંકવાનું વાસ્તવિક ધારીએ છીએ.



એક વેળા એમણે અધિકારીઓને ઉદ્દેશીને જે ખુત્બો (ઉપદેશ) આપ્યો હતો તેના શબ્દો નીચે પ્રમાણે છે :

"ઈન્ની લા અજદુ હાઝા અલ માલા યુસ્લહુહુ ઈલ્લા ફઈલાલુ સલાસુન અન યુખઝા બિલહક્કિ વ યુઅ્તાબિલ હક્કિ વ યુમનઆ મિનલ્ બાતિલિ વલસ્તુ અદઉ અહદન યઝલિમુ અહદન હત્તા અદઆ ખદહુ અલલ્ અરદિ વ અદઆ કદમી અલા ખદિહીલ આખરિ હત્તા યદ્અના લિલ હક્કિ યા અય્યુહન્નાસુ ઈન્નલ્લાહ અઝઝમા હક્કહુ ફવ્ક હક્કિ ખલ્કિહી ફકા–લ ફીમા અઝઝમા મિન હક્કિહી વલા યા'મુરૂકુમ અન તત્તખિઝુ વલ મલાઈકતા અરબાબન અલા વ ઈન્ની લમ અબઅષકુમ ઉમરાઆ વલા જબ્બારીના વલાકીન બઅષતકુમ અઈમ્મતા અલહુદા યુહ્તદા બિકુમ વલા તગલુકૂલ અબવાબ દવનહુમ ફયાકુલા કવીયુહુમ દઈફહુમ.*"

એક બીજા ખુત્બાના થોડાક વાક્યો નીચે પ્રમાણે છે :

"ફઅન્તુમ મુસ્તખ્લફૂના ફિલ અરદિ કાહિરૂના લિ અહ્લિહા કદ નમરલ્લાહુ દીનકુમ ફલા તુસ્બિહુ ઉમ્મતુન મુખાલિફતન લિદીનિકુમ ઈલ્લા અમાનુન ઉમ્મતુન મુસ્તઅ્બદતુન લિલ્ ઈસ્લામિ વ અહ્લિહી યહિઝઝૂના લકુમ અલયૂહિમુમ મુનતુ વલકુમુન્નફકતુ વ ઉમ્મતુન યનઝુરૂના વકાઈ અલ્લાહિ વ સતવાતિહી ફી કુલ્લિ યવ્મિન વ લયૂલતિન કદ મલાઅલ્લાહુ કુલૂબહુમ રૂઅ્બન કદ હમ્મતહુમ જુનૂદુલ્લાહુ વ નઝલત બિસાહતિહિમ મઆરફાહતિલ અયૂશિ વસ્તિફા દતિલ માલિ વતતાબુઅલ મબઉષિ વ સદિખ્ખુગુરિ....."

હઝરત ઉમર (રદિ.)ના ખુત્બાઓનો સમાપ્ત એ શબ્દો વડે થતો હતો :

"અલ્લાહુમ્મ લા તદઅ્ની ફી ગમરતીન વલા તાખુઝની અલા ગઝવતિન વલા તજ્અલ્ની મઅલ ગાફિલીન."

વાચા–શક્તિની સાથે લેખન શક્તિમાં પણ એઓ નિપૂણ હતા. એમના ફરમાનો, પત્રો, કાર્યક્રમો અને દરેક પ્રકારના લખાણો આજે પણ મૌજુદ છે. જે લખાણ જે વિષય પર છે તે વિષયમાં અનુપમ છે. આથી અમે કેટલાક લખાણો અત્રે ટાંકીએ છીએ :

અબૂ મૂસા અશ્અરીના નામે :–

અમ્મા બા'દુ, ફઈન્નન્નાસ નફરતુન સલતાનિહિમ ફ અઉઝુ બિલ્લાહિ અન તુદ્રિક્ની વ ઈય્યાક અમયાઉ ખજહૂલતુ વદગાઈનુ મહમૂલતુન વ અહ્વાઉન મુત્તબઅતુહુ કુન મિન માલિલ્લાહિ અલા હઝરીન વખફિલ ફુસ્સાકા વજઅલહુમ યદન યદન રજુલન વઈઝા કાનત બયનલ કબિમ ષાઉરતુન યાલિલ ફુલાનિ યા લિલ ફુલાનિ ફઈન્નમા તિલ્ક

* ઈઝાલતુલ ખિફા તારીખે તબરીમાંથી.



બિખિઝયિશયતાનિ ફદરિબહુમ બિસ્સયફિ હત્તા યફલિઉ ઈલા અમરિલ્લાહિ વયકુન દઅ્વતુહુમ ઈલલ ઈસ્લામી."

બીજું એક લખાણ અબૂ મૂસા અશઅરીના નામ પર એ પ્રમાણે હતું :

અમ્મા બા'દુ, ફઈન્નલ કુવ્વત ફિલ અમલિ અન અન લા તદખિરૂ અમલલ યવ્મિ લિગદિન ફઈન્નકુમ ઈઝા ફઅલતુમ ઝાલિક તદારકત અલયકુમુલ અઅ્માલુ ફલમુ તદરૂ અય્યહા તાખુઝૂના ફઆદઅતુમ."

અમ્ર ઈબ્નુલ આસને જ્યારે મિસરના ગવર્નર નિમી મોકલ્યા ત્યારે તેમણે મહેસૂલ મોકલાવવામાં મોડું કર્યું તો હઝરત ઉમર (રદિ.)એ દબાણ કર્યું. અમ્ર ઈબ્નુલ આસે ઢીલ કરી. હઝરત ઉમર (રદિ.)એ ગુસ્સામાં આવી ઠપકા ને ધમકીનો પત્ર લખ્યો. અમ્ર ઈબ્નુલ આસે ઘણી જ આઝાદી અને હિંમતથી જવાબ આપ્યો. એ લખાણો મકરેઝીએ "તારીખે મિસર"માં તે જ પ્રમાણે તેની નકલ કરી છે એનું અવલોકન કરવાથી હઝરત ઉમરની લેખન શક્તિનો અંદાઝો થઈ શકે છે.

કેટલાક ફકરાઓ નીચે પ્રમાણે છે :

"વકદ અલિમતુ અન્નહુ લમ યમનઅક મિન ઝાલિક ઈલ્લા અન્ના ઉમ્માલક ઉમ્માલુસ્સૂઈ ઈત્તઝૂકા કહફન વ ઈન્દી બિઈઝનિલ્લાહિ દવાઉન ફીહિ શિફાઉન ઈન્ની અજિબ્તુ મિન કષરિતિ કુતુબી ઈલયક ફી બતાઈક બિલ ખિરાજી વ કિતાબિકિ ઈલય્યાબિ જનય્યાતિત્તવકિ અમ્મા અસ્અલુક ફીહિ ફલા તજઝઅ અબા અબદિલ્લાહિ અન યુખઝા મિલ્કલ હક્કુ વ તુઅતાહુ ફઈન્નન્નહરા યુખરિજુ દુર્રા."

કાવ્ય-કવિતા સંબંધી એમની ખ્યાતિ જો કે સામાન્ય રીતે ઓછી છે અને એમાં શંકા નથી કે તેઓ કાવ્યો ઘણા ઓછા કહેતા હતા, પરંતુ કાવ્યો પ્રત્યે તેઓ એવી ઉમદા અભિરૂચી રાખતા હતા કે એમના જીવન ઈતિહાસમાંના એ બનાવને છોડી શકાતો નથી. એમને અરબસ્તાનના ઘણાખરા મશહૂર કવિઓના કાવ્યો યાદ હતા અને તમામ કવિઓના કાવ્યો પર એમના ખાસ ખાસ મતો હતા. સાહિત્યકારોએ સામાન્ય રીતે સ્વીકાર કર્યો છે કે એમના સમયમાં એમનાથી વધીને કોઈ કાવ્યનો પારખનાર ન હતો. અલ્લામા ઈબ્ને રશીક અલ કીરવાની "કિતાબુલ ઉમદા"માં જેની હસ્તલેખિત પ્રત મારી પાસે છે, તેમાં તેઓ લખે છે :

"હઝરત ઉમર (રદિ.) પોતાના સમયમાં સૌથી શ્રેષ્ઠ કાવ્યના પારખનાર અને અંદાઝને ઓળખનાર હતા."

જાહઝે "કિતાબુલ બયાન વત્તબીઈન"માં લખ્યું છે :



"ઉમર ઈબ્નુલ ખત્તાબ પોતાના સમયમાં કાવ્ય સમજવામાં સૌથી શ્રેષ્ઠ હતા."

નજ્જાશી એક કવિ હતો જેણે તમીમ ઈબ્ને મકબલના ખાનદાનની નિંદા કહી હતી. એ લોકોએ હઝરત ઉમર (રદિ.) સમક્ષ એની ફરિયાદ કરી. હઝરત ઉમર (રદિ.)એ હસ્સાન ઈબ્ને સાબિત કે જેઓ મશહૂર કવિ હતા તેમને લવાદ નિમ્યા અને જે ચુકાદો તેમણે આપ્યો તે પ્રમાણે અમલ કરવામાં આવ્યો. એ બનાવથી જો કે એ ગેરસમજૂતીનો સંભવ રહે છે કે હઝરત ઉમર (રદિ.) પોતે કાવ્યની સમજ રાખતા નહોતા તેથી સાહિત્યકારોએ જ્યાં એ બનાવને લખ્યો છે ત્યાં એ પણ લખ્યું છે કે એ હઝરત ઉમર (રદિ.)ની કુનેહ હતી કે તેઓ નિંદાખોર કવિઓની વચ્ચે પડવા માંગતા ન હતા, નહિતર કાવ્યની બારીક વાતોનો એમનાથી વધુ જાણકાર કોણ હતો ? હઝરત ઉમર (રદિ.)ને જો કે સર્વે મશહૂર કવિઓના કાવ્યો જાણતા હતા, પરંતુ તેઓએ ત્રણ કવિઓની સૌમાંથી ચૂંટણી કરી હતી, તેઓ ઈમરાઉલ કૈસ, ઝહીર અને નાબિગા હતા. એ સર્વેમાં ઝહીરના કાવ્યો વધુ પસંદ કરતા હતા અને એને કવિઓના કવિ કહ્યા કરતા હતા. અરબ પ્રજા અને સાક્ષરો વચ્ચે એક એ પ્રશ્નનો નિવેડો આવ્યો નથી કે અરબસ્તાનનો સૌથી મહાન કવિ કોણ હતો, પરંતુ એ માટે સર્વે એક મત છે કે એ ત્રણે સર્વે કરતાં શ્રેષ્ઠ હતા. હઝરત ઉમર (રદિ.)ના મત પ્રમાણે ઝહીર સર્વે કરતાં શ્રેષ્ઠ હતો. જરીર પણ એ વાત માનતો હતો. એક વેળા રણયુદ્ધમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ હઝરત ઉમર (રદિ.)ની સાથે હતા. હઝરત ઉમર (રદિ.)એ અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસને કહ્યું કે, કવિશ્વરના કાવ્યો બોલો. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસે કહ્યું "તે કોણ ?" એમણે કહ્યું "ઝહીર" હઝરત અબ્દુલ્લાહે શ્રેષ્ઠતાનું કારણ પૂછયું ત્યારે હઝરત ઉમર (રદિ.)એ એના ઉત્તરમાં જે શબ્દો કહ્યા તે આ છે :

તે (ઝહીર) અપ્રસન્ન શબ્દોની શોધમાં રહેતો નથી. એની વાણીમાં ગુંચવણ હોતી નથી અને તે તેવા જ વિષયને બાંધે છે કે જેનો તે જાણકાર હોય છે. તે જે કોઈના વખાણ કરે છે ત્યારે તેના એવા સદ્‌ગુણોનું વર્ણન કરે છે કે જે તેનામાં ખરેખરા હોય છે."

ફરી દલીલ માટે નીચેની કડીઓ બોલ્યા :

ઈઝબ તદરત કયસુબ્નુ ગબલાના ગાયતન
મિનલ મજદિ મન યસબક ઈલયહા યસૂદુ
વલવ કાન હમદુન યુખલિદુન્ન લમ તમુત
વલા કિન્ના હમ્દન્નાસિ લયૂસ બિખાલિદી.

કાવ્યકળાના જાણકારોએ ઝહીરના કાવ્યો વાંચી જે વિશેષતાઓ એમાં બતાવી છે તે એ છે કે એની વાણી સાફ હોય છે અને જો કે તે અજ્ઞાનતાના કાળનો કવિ છે છતાં એની



ભાષા એવી શુદ્ધ છે કે ઈસ્લામી કવિ દેખાય છે. એ ઉપરાંત તે નકામી અતિશયોક્તિ કરતો નથી. હઝરત ઉમર (રદિ.)એ એ સર્વે વિશેષતાઓને ઘણા જ ટૂંકા શબ્દોમાં વર્ણવી છે. ઝહીર જેના વખાણ કરતો હતો તે અરબસ્તાનનો જાગીરદાર હરમ ઈબ્ને સિનાન હતો. સંજોગે ઝહીર અને હરમ બંનેના પુત્રો હઝરત ઉમર (રદિ.)ના સમયમાં હયાત હતા. તેઓ હઝરત ઉમર (રદિ.)ના દરબારમાં હાજર થયા. હઝરત ઉમર (રદિ.)એ હરમના પુત્રથી કહ્યું કે, "તમારા પિતાના વખાણમાં ઝહીરની કંઈ વાણી કહો." તે આજ્ઞા બજાવી લાવ્યો. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : "તમારા ખાનદાનના વખાણમાં ઝહીર ખૂબ કાવ્યો કહેતો હતો." તેણે કહ્યું "અમે અવેજ પણ સારો આપતા હતા." હઝરત ઉમર બોલ્યા : "હા, પરંતુ તમે જે આપ્યું તેનો નાશ થયો અને તેનું આપેલું આજે પણ બાકી રહ્યું છે." હઝરત ઉમર (રદિ.)એ ઝહીરના પુત્રથી પૂછયું કે, "હરમે તમારા બાપને જે માનના પોશાકો આપ્યા હતા તેનું શું થયું ?" તેણે જવાબ આપ્યો કે, "તે સડી ગયાં." હઝરત ઉમર બોલ્યા : "પરંતુ તમારા બાપે હરમને જે બક્ષિસો અર્પણ કરી હતી તેને સમય સડાવી શક્યો નહિ."

ઝહીરના પછી તેઓ નાબિગાને વખાણનારા હતા અને એના ઘણાખરા કાવ્યો એમને યાદ હતા. ઈમામ શુઅબી લખે છે કે એક વેળા લોકોને ઉદ્દેશીને હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "સૌથી શ્રેષ્ઠ કવિ કોણ છે ?" લોકોએ કહ્યું કે, તમારાથી વધુ જાણનાર કોણ છે ?" હઝરત ઉમર (રદિ.) બોલ્યા : "એ કાવ્ય કોનું છે ?"

**અલા સુલયમાનુ ઈઝ કાલલ ઈલાહુ લહુ**
**કુમ ફિલ બરિયતિ ફહદુદ હા અનિલ ફનદી.**

લોકોએ કહ્યું કે, "નાબીગાનું." એમણે ફરી પૂછયું કે, એ કાવ્ય કોનું છે ?"

**અતયતુકા આરિયન ખલિકન થિયાબી,**
**અલા ખવ્ફીન તઝુન્નુ બિયઝ્ઝુનૂના.**

લોકોએ કહ્યું : "નાબાગીનું." એમણે ફરી પૂછયું કે, એ કાવ્ય કોનું છે ?

**હલફતુ ફલઅ અતરૂક લિનફસિક રીબતન,**
**વલયસા વરા અલ્લાહિ લિલ્ મિરઇ મઝહબુ**

લોકોએ કહ્યું : "નાબાગીનું." એઓ બોલ્યા "એ માણસ અરબસ્તાનના કવિઓમાંથી છે." એ જ પ્રમાણે એઓ ઈમરઉલ કૈસની ઉસ્તાદી અને વિષયો ઉત્પન્ન કરવાની શક્તિના માનનારા હતા. એક વેળા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસે કવિઓ સંબંધી એમનો અભિપ્રાય પૂછયો ત્યારે એમણે ઈમરઉલ કૈસના સંબંધી નીચેના શબ્દો કહ્યા :



"તે સૌથી આગળ છે, એણે કાવ્યના ઝરાથી પાણી કાઢયું અને એણે જ આંધળા વિષયોને દેખતા કર્યા."

અંતિમ ફકરો એ કારણે છે કે ઈમરઉલ કૈસ યમની હતો અને યમનના લોકો વાક્ચાતુર્ય અને વક્તૃત્વમાં પાછળ પડતા ગણાતા હતા. એથી અલ્લામા ઈબ્ને રશીકે હઝરત ઉમર (રદિ.)ના એ વચનનો એવો જ ભાવાર્થ કહ્યો છે. હઝરત ઉમર (રદિ.)ને કાવ્ય–વાણીનો એટલો શોખ હતો કે જ્યારે તેઓ કોઈ સારું કાવ્યપદ સાંભળતા તો તેને વારંવાર મજા લઈને બોલતા હતા. એક વેળા ઝહીરનું કાવ્ય સાંભળી રહ્યા હતા. જ્યારે નીચેનું કાવ્યપદ આવ્યું :

**વઈન્નલ હક્કા મક્તઉહુ સલાસુન,**
**યમીનુન અવ નિફારૂન અવ જીલાઉન.**

ત્યારે કાવ્ય બાંધણીની ખૂબી પર ઘણા ખુશ થયા અને ઘણીવાર સુધી એ કડીઓને બોલતા રહ્યા. એક બીજી વેળા ઈબ્નુત્તીબનો લામીય્યા કસીદો સાંભળી રહ્યા હતા ત્યારે નીચલી કડીઓ–

**વલ યબ્કે સાઅ લિઅમ્રીન લયસા યુદરિકુહુ**
**વલ અયશુ શુરહુન વ ઇશફાકુન વ તામીલુન**

સાંભળી એઓ વ્યાકુળ બન્યા અને બીજી કડીને વારંવાર બોલતા રહ્યા. એ જ પ્રમાણે અબૂ કૈસ ઈબ્નુલ અસ્લતનો કસીદો સાંભળ્યો તો તેની કેટલીક કડીઓને વારંવાર બોલતા રહ્યા. જો કે ખિલાફતના કાર્યોને કારણે એ પ્રવૃત્તિમાં મંડયા રહેવાનો અવસર પ્રાપ્ત થઈ શકતો ન હતો, છતાંયે સ્વભાવિક રૂચી આપતા હતા. તેથી સેંકડો–હજારો કડીઓ મોઢે યાદ હતી. સાક્ષરોનું કહેવું છે કે એમના કાવ્યોની યાદસક્તિની એ સ્થિતિ હતી કે જ્યારે કોઈ કેસનો ચુકાદો આપતા ત્યારે કોઈ કાવ્યના ચરણ બોલતા હતા. જે પ્રકારના કાવ્યો એ પસંદ કરતા હતા તે કેવળ એવા હતા કે જેમાં સ્વાભિમાન, આઝાદી, કુલિનતા, ઉત્સુકતા, માન– ઈઝઝતના વિષયો હતા એ કારણે એમણે ફોજના સરદારો અને જિલ્લાધિકારીઓ પર ફરમાનો મોકલી આપ્યા હતા કે લોકોને કાવ્યો મોઢે કરવાનું દબાણ કરજો. એવું જ એક નીચેનું ફરમાન અબૂ મૂસા અશઅરી પર મોકલ્યું હતું :

"લોકોને કાવ્યો યાદ કરવાની આજ્ઞા કરો, કારણ કે તે નીતિની ઉચ્ચ વાતો અને ખરી સમજ અને સગાઈઓ પ્રતિ માર્ગ દેખાડે છે."

સર્વે જિલ્લાઓ પર જે ફરમાનો મોકલ્યા હતા તેમાં નીચે પ્રમાણે શબ્દો હતા :

"પોતાના સંતાનોને તરવા અને સવાર થતા શીખવાડો અને ઉદાહરણો અને સારા



કાવ્યો યાદ કરાવો."

એ પ્રસંગે એ વાત પણ યાદ રાખવા યોગ્ય છે કે હઝરત ઉમર (રદિ.)એ કાવ્ય-કળાની ઘણી ખામીઓ નાશ કરી. તે સમયે પૂરા અરબસ્તાનમાં એવો રિવાજ ચાલુ હતો કે કવિઓ સ્ત્રીઓના નામ છડેચોક કાવ્યોમાં બોલતા અને તેઓથી પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતા હતા. હઝરત ઉમર (રદિ.)એ એ પદ્ધતિને તદ્દન નાબુદ કરી અને એ માટે સખત શિક્ષા નિર્માણ કરી. એ જ પ્રમાણે નિંદાજનક કાવ્યો કહેવાને એક ગુનોહ ઠરાવ્યો અને હુતૈયા કે જે નિંદાજનક કાવ્યો કહેવામાં મશહુર હતો તેને એ ગુનાહ માટે કેદ કર્યો. બનૂ અજલાન એક ઘણો જ પ્રતિષ્ઠિત કબીલો હતો. એક કવિએ એમની નિંદા લખી. કબીલાવાળાઓએ હઝરત ઉમર (રદિ.) સમક્ષ આવી ફરિયાદ કરી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, તે કાવ્યની કડીઓ બોલો. તેઓએ નીચલી પંક્તિઓ કહી સંભળાવી :

ઈઝલ્લાહુ આદા અહ્લાલુ મિન વરિક્કતિન
ફઆદા બનીલ ઈજલાના રહ્તબનિ મુકબિલી

ભાવાર્થ :- ખુદા જો નીચ માણસોને શત્રુ ગણે છે તો કબીલા અજલાનને પણ શત્રુ રાખો.

હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : "એ તો નિંદા નથી, શ્રાપ છે અને બનવાજોગ છે કે ખુદા એને કબૂલ ન કરે."

તેઓએ બીજી કડી કહી :

કબીલતુહુમ લા યગ્દિરૂના બિઝિમ્મતીન
વલા યઝ્લિમૂન નાસા હબ્બતા ખરદલિ.

ભાવાર્થ :- એ કબીલો કોઈનું વચનભંગ કરતો નથી અને કોઈના પર તલ માત્ર અત્યાચાર કરતો નથી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "મારો પૂરોય કબીલો એવો જ હોત તો કેવું સારું !" જો કે કવિએ એ શબ્દો એ માટે કહ્યા હતા કે અરબસ્તાનમાં એ બાબતો નિર્બળતાના ચિન્હ રૂપ ગણાતી હતી :

વલા યરિદૂનલ માઅ ઈલ્લા અશિય્યતન,
ઈઝા સદરલ વુર્રાદુ અન કુલ્લિ મનહલી.

ભાવાર્થ :- એ લોકો ઝરા કે કૂવા પર ફક્ત રાતના વખતે જાય છે કે જ્યારે બીજા લોકો પાછા ફરી ચૂક્યા હોય છે.

એ વાત પણ કવિએ એ કારણે કહી હતી કે અરબ પ્રજાના વિચારે લાચાર અને નિર્બળ

લોકો એમ કરતા હતા. હઝરત ઉમર (રદિ.)એ એ કડીઓ સાંભળી કહ્યું કે, "બીકથી બચવું તો ઘણી સારી વાત છે. તેઓ અંતે નીચેની કડીઓ બોલ્યા :

વમા સુમિય્યલ અજલાનુ ઈલ્લા કવ્લિહિમ,
ખુઝિલ અકબા વહ્‌લિબ અય્યુહલ અબ્દુ વઅજલિ.

ભાવાર્થ :– એનું નામ અજલાન એ માટે પડયું કે લોકો એનાથી કહેતા હતા કે અબ્યા, હે દાસ ! પ્યાલો લે અને જલદીથી દૂધ દોહી લાવ.

હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "કૌમનો સરદાર કૌમનો સેવક હોય છે."

વંશાવળી–વિદ્યા કિંતુ કબીલાઓના નામ અને તેમની વંશાવળી યાદ રાખવી તે હઝરત ઉમર (રદિ.)ની ઘરની વિદ્યા હતી, કિંતુ કંઈ પેઢીઓથી એ વિદ્યા ચાલી આવતી હતી. એમના પિતા ખત્તાબ પ્રખ્યાત વંશાવલી–જ્ઞાતી હતા. હઝરત ઉમર (રદિ.) એ કળાના જ્ઞાન સંબંધી ઘણીવાર એમનો હવાલો આપતા હતા. ખત્તાબના પિતા નુફેલ પણ એ કળામાં ખ્યાતિ ધરાવતા હતા. એથી એ બનાવોને અમે હઝરત ઉમર (રદિ.)ની આરંભિક હકીકતમાં લખી આવ્યા છીએ. વાંચન–લેખન પણ અમે જેમ પુસ્તકના આરંભમાં લખી આવ્યા છીએ તેમ ઈસ્લામ પૂર્વે એમણે શીખી લીધું હતું. સમય ને સંજોગોથી એમ જણાય છે કે મદીના પહોંચી એમણે ઈબ્રાની (ઈબ્રુ) ભાષા પણ શીખી લીધી હતી. રિવાયતોથી સિદ્ધ થાય છે કે તે સમય સુધી અરબી ભાષામાં તૌરેતનો અનુવાદ થયો ન હતો. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જયારે તૌરેતનું કંઈ કામ પડતું હતું તો ઈબ્રાની જ પ્રતથી જ કામ કાઢવામાં આવતું હતું અને મુસલમાનો ઈબ્રાની ભાષા જાણતા ન હતા તેથી યહૂદીઓ વાંચી સંભળાવતા હતા અને અરબીમાં અનુવાદ કરતા જતા હતા. સહીહ બુખારીમાં અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે :–

"અહલે કિતાબ (યહૂદીઓ) તૌરેતને ઈબ્રાની ભાષામાં વાંચતા હતા અને મુસલમાનો માટે અરબીમાં અનુવાદ કરતા જતા હતા."

મુસ્નદે દારમીમાં રિવાયત છે કે એક વેળા હઝરત ઉમર (રદિ.) તૌરેતની એક પ્રત જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની પાસે લઈ ગયા અને તેને વાંચવી શરૂ કરી. તેઓ વાંચતા જતા હતા અને રસૂલુલ્લાહ (સલ.)નો ચહેરો બદલાતો જતો હતો. એથી એવું અનુમાન થાય છે કે હઝરત ઉમર (રદિ.)એ ઈબ્રાની ભાષા એટલા પ્રમાણમાં શીખી લીધી હતી કે તેઓ તૌરેત પોતે વાંચી શકતા હતા. એ બાબત પણ સહીહ રિવાયતોથી સિદ્ધ થઈ છે કે યહૂદીઓને ત્યાં જયારે તૌરેતનો પાઠ અપાતો હતો ત્યારે હઝરત ઉમર (રદિ.) ઘણી વાર એમાં ભાગ લેતા હતા. તેઓ પોતે કહે છે કે "હું યહૂદીના પાઠના દિવસે તેમને ત્યાં આવ–જા કરતો હતો, તેથી યહૂદીઓ કહ્યા કરતા કે તમારા એ સ્વધર્મીઓમાંથી અમે

તમને સૌથી વધુ પ્રિય સમજીએ છીએ, કારણ કે તમે અમારી પાસે આવ–જા કરો છો."

હઝરત ઉમર (રદિ.)ની પારખ શક્તિ અને તિક્ષ્ણ બુદ્ધિ અહિંયા પણ કામ લાગી, જેવા જેમ તેઓ યહૂદીઓના પુસ્તકોના જાણકાર બનતા ગયા તેમ તેમ વધુ ને વધુ તિરસ્કાર એમની નકામી કહાણીઓ ને વાર્તાઓ પ્રત્યે એમને આવતો ગયો. ઘણી જ રિવાયતો કરવામાં આવી છે કે સિરીયા અને ઇરાક વગેરેમાં મુસલમાનોને યહૂદીઓના લખેલા પુસ્તકો હાથ લાગ્યાં તો હઝરત ઉમર (રદિ.)એ લોકોને ઘણી જ સખતી સાથે એના વાંચનથી અટકાવ્યા. એમની મગજ શક્તિ ને સમજ શક્તિનો ખરેખરો અંદાઝો જો કે એમની ફિકહને લગતા ઇજતિહાદોથી થઇ શકે છે કે જેનું વર્ણન એમની ઇલ્મી કાબિલીયતોમાં આવી ગયું છે, પરંતુ એમની સાધારણમાં સાધારણ વાતો પણ મગજ શક્તિ અને ઉચ્ચ સમજ શક્તિ વિનાની ન હતી. એથી અમે નમૂના રૂપે બે–ત્રણ દષ્ટાંતો લખીએ છીએ. હઝરત અમ્માર ઇબ્ને યાસિરને જ્યારે એમણે કૂફાના ગવર્નર બનાવ્યા ત્યારે એક વર્ષ પણ વ્યતિત થયું ન હતું કે લોકોએ દરબારે ખિલાફતમાં ફરિયાદ નોંધાવી કે તેઓ પ્રભાવ ને પ્રતાપવાળા અને રાજનીતિજ્ઞ પુરુષ નથી. હઝરત ઉમર (રદિ.)એ એમને પાછા બોલાવી લીધા અને બોલ્યા કે, "હું પણ એ વાતનો જાણકાર હતો, પરંતુ હું સમજ્યો કે કદાચ ખુદા આપને એ આયત મુજબ બનાવી દે."

**"વ નુરીદુ અમ્મન્નુ અલલ્લઝીન સ્તુદઅફૂ ફિલ અરદિ વ નજઅલહુમ અઇમ્મતંવ્ વ નજઅલહુમુલ વારિસીન."**

ભાવાર્થ :– અમે ઇચ્છીએ છીએ કે તે લોકો કે જેઓ નિર્બળ છે તેઓ પર ઉપકાર કરીએ અને તેમને આગેવાન અને જમીનના વારસ બનાવીએ.

એમણે એક વેળા એક માણસને એવી દુઆ માંગતા સાંભળ્યો કે, "હે ખુદા ! તું મને ફિત્નાઓથી બચાવજે" તો તેઓ બોલ્યા કે, "શું તમે એવું ઇચ્છો છો કે ખુદા તમને છોકરાં– છૈયાં ન આપે. ખુદાએ કુર્આન મજીદમાં છોકરાં–છૈયાંને ફિત્ના કહ્યાં છે."
**"ઇન્નમા અમવાલુકુમ વ અવલાદુકુમ ફિત્નહ."**

એક વેળા એક માણસે એમને પૂછયું કે, "દરિયાની મુસાફરીમાં નમાઝની કસર હોય છે કે નહિ ?" એ પૂછવાનો હેતુ એ હતો કે સમુદ્રની મુસાફરી શરીઅતની રૂએ મુસાફરી ગણી શકાય કે નહિ. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "કેમ નહિ ?" ખુદા પોતે ફર્માવે છે કે :

**"હુવલ્લઝી યુસય્યિરૂકુમ ફીલ બર્રિ વલ બહ્રિ."**

ભાવાર્થ :– તે (ખુદા) છે કે તમને ખુશકી અને દરિયાની સ્હેલ કરાવે છે.

એમના તત્વજ્ઞાની વચનો ઘણાખરા સાહિત્યના પુસ્તકોમાં અને ખાસ કરીને "મજમઉલ અમસાલ-મયદાની"ના ઉપસંહારમાં ઘણા નકલ કરવામાં આવ્યા છે. નમૂના રૂપે કેટલાક વચનો અહીં ટાંકવામાં આવે છે.

**મન કતમા સિર્રહુ કાનલ ખિયારૂ ફીયદિહી**

ભાવાર્થ :– જે માણસ પોતાનો ભેદ છૂપાવે છે તે પોતાની સત્તા પોતાના હાથમાં રાખે છે.

**ઈત્તકૂ મન તુબગિદુહુ કુલૂબુકુમ**

ભાવાર્થ :– જેના માટે તમને તિરસ્કાર હોય તેનાથી ડરતા રહો.

**"આ'કલુન્નાસિ આ'ઝરૂહુમ લિન્નાસિ"**

ભાવાર્થ :– સૌથી બુદ્ધિશાળી તે પુરુષ છે જે પોતાના કૃત્યોનું વર્ણન સારી રીતે કરી શકે છે.

**"લા તુવખ્ખિર અમલા યવ્મિકા ઈલા ગદિકા"**

ભાવાર્થ :– આજનું કામ કાલ પર મુલતવી ન રાખો.

**"અબતિ ફરાહિમુલ્લા અંય્યખરૂજા અઅ્નાકુહા"**

ભાવાર્થ :– પૈસા માથું ઊંચું કર્યા વિના રહેતા નથી.

**"મા અદબરા શઅ્યુન ફઆ અકબલા"**

ભાવાર્થ :– જે વસ્તુ પાછળ હઠી તે ફરી આગળ વધતી નથી.

**"મન લમયા'રિફિશ્શર્રા યકઅ ફીહિ"**

ભાવાર્થ :– જે માણસ દુર્ગુણોથી તદ્દન અજ્ઞાન છે તે દુર્ગુણોમાં સપડાશે.

**"માસાઅલની રૂજલુન ઈલ્લા તબય્યન લી ફી અકલિહી"**

ભાવાર્થ :– જ્યારે કોઈ માણસ મારાથી સવાલ કરે છે તો મને તેની બુદ્ધિનો અંદાઝો થઈ જાય છે.

(ઉપદેશકોને ઉદ્દેશીને) : **"લા યુકલિહિન્નાસુ અન નફ્સિક"**

ભાવાર્થ :– લોકોની ચિંતામાં તમે તમારી જાતને ભૂલી ન જાવ.

**"અકલિલ મિન દુન્યા તઈશ હુર્રન"**

ભાવાર્થ :– દુન્યા થોડી લો તો સ્વતંત્રપણે જીવન ગાળી શકશો.

**"તર્કુલ ખતીઅતિ અરહલુ મિન મુઆલજતિત્તવબતિ"**

ભાવાર્થ :– તવબા (પશ્ચાત્તાપ)ની વેદનાથી પાપનો ત્યાગ કરવો વધુ સહેલું છે.

**"લી અલા કુલ્લિ ખાઈનીન અમીનાનિ અલમાઉ વત્તીનુ"**

ભાવાર્થ :– દરેક અપ્રમાણિક માણસ પર મારા બે ચોકીદારો નિર્માણ છે–પાણી અને માટી.

**"લવિન્નસ્સબર વશ્શુકર બઈરાનિ માબા લયૂતુ અલા બયિહિમા રકિબ્તુ"**

ભાવાર્થ :– જો સહનશીલતા અને સંતોષ બે સવારીઓ હોત તો હું એની પરવા ન કરત કે હું બેમાંથી કોના પર સવાર થાઉં.

**"રહિમલ્લાહુમ્અરન અહદા ઈલા ઉયૂબી"**

ભાવાર્થ :– ખુદા તે માણસનું ભલું કરે જે મારી ત્રુટીઓ રૂપી ભેટો મારી પાસે મોકલે છે.

(અર્થાત્ મારી ઐબો મને જાહેર કરે છે.)

હઝરત ઉમર (રદિ.) હંમેશા ઘણો જ વ્યાજબી મત આપતા. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર કહ્યા કરતા હતા કે, "જ્યારે ઉમર (રદિ.) કોઈ બાબત પ્રતિ એમ કહેતા કે, 'એ સંબંધી મારો મત એવો છે.' તો હંમેશા તે જ પ્રમાણે બનતું હતું કે જેવો એમનો મત હતો.*" એમના મતની સંગીનતા માટે એથી વધુ સારી કઈ દલીલ હશે કે એમના ઘણા અભિપ્રાયો ધાર્મિક નિયમો બની ગયા અને જે આજ પર્યંત ચાલુ છે. નમાઝની ખબર કરવા માટે જ્યારે એક ચોક્કસ પદ્ધતિ વિશે ઠરાવ રજૂ કરવામાં આવ્યો તો લોકોએ વિવિધ મતો દર્શાવ્યા. કોઈએ શંખનું નામ લીધું તો કોઈએ તુરઈનો અભિપ્રાય દર્શાવ્યો. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું, "એક માણસ શા માટે નિર્માણ કરવામાં નથી આવતો કે જે નમાઝ માટે મુનાદી "કર્યા કરે ?" જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ તે જ વખતે બિલાલને અઝાન પોકારવાની આજ્ઞા કરી; તેથી એ પહેલો દિવસ હતો કે અઝાનની રૂઢિ કાયમ થઈ અને ખરેખર એક ધાર્મિક ફરજ માટે એથી વધુ અસરકારક કાનૂન બીજો બંધબેસતો હોઈ

* સહીહ બુખારી–બાબ ઈસ્લામે ઉમર.

શકતો ન હતો. બદરના બંદીવાનો સંબંધી જ્યારે મતભેદ પડયો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ જે અભિપ્રાય દર્શાવ્યો તે જ પ્રમાણે વહી (ઇશ્વરી સંદેશ) આવી. જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર બીવીઓ પ્રથમ પરદો કરતાં ન હતાં. હઝરત ઉમર (રદિ.)ને એ વિશે ઘણી વાર વિચાર થયો અને એમણે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ને એ વિશે વિનવ્યું; પરંતુ જનાબ રસૂલુલ્લાહ (સલ.) વહીની વાટ જોતા હતા; તેથી ખાસ પરદાની આયત ઉતરી કે જેને "આયતે હિજાબ" કહેવામાં આવે છે. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય જે મુનાફિકોનો આગેવાન હતો જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ નબવી સદ્‌ગુણના કારણે તેના જનાઝાની નમાઝ પઢવા ચાહી. હઝરત ઉમર (રદિ.)એ અસભ્ય પણે વિનંતી કરી કે "આપ મુનાફિકના જનાઝા પર નમાઝ પઢો છો ?" એના કારણે નીચેની આયત ઉતરી.

વલા તુસલ્લિ અલા અહદિમ મિન્હુમ.

એ સર્વે બનાવો સહીહ બુખારીમાં અને મુસ્લિમ વગેરેમાં વર્ણવવામાં આવ્યા છે.

હઝરત ઉમર (રદિ.)ના જ વ્યાજબી મતના પરિણામે કુર્આન મજીદ એકત્ર કરી પુસ્તક આકારે ગોઠવવામાં આવ્યું; નહિતર હઝરત અબૂબક્ર (રદિ.) અને ઝૈદ ઇબ્ને ષાબિત (વહી લખનાર) બંને સાહેબોએ પહેલાં એ ઠરાવનો વિરોધ કર્યો હતો. સર્વે ધાર્મિક અને રાજકીય ગંભીર પ્રશ્નોમાં જ્યાં જ્યાં બીજા સહાબાઓને હઝરત ઉમર (રદિ.) સાથે મતભેદ પડયો ત્યાં કેટલાક પ્રસંગોને છોડી સામાન્ય રીતે હઝરત ઉમર (રદિ.)ના જ મતો વ્યાજબી સાબિત થયા.

જીતાયેલા દેશો સંબંધી ઘણા ખરા સહાબાઓ એક મત હતા કે એ દેશોને લશ્કર વચ્ચે વહેંચી નાખવા. એક હઝરત ઉમર (રદિ.) એ મત વિરુદ્ધ હતા અને જો લોકોએ એમના મતનો સ્વિકાર ન કર્યો હોત તો આજે ઇસ્લામી રાજ્યની સ્થિતિ ખેતીવાડીથી વધુ ખરાબ થઇ ગઇ હોત. હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત અલી (રદિ.) બંને જીતોની આવકમાં દરેક માણસનો સરખો ભાગ પાડતા હતા. હઝરત ઉમર (રદિ.)એ હકો અને કારકિર્દીના દરજ્જાના તફાવત પ્રમાણે વિવિધ દરો કાયમ કર્યા. હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત અલી (રદિ.) બંને સાહેબોએ સંતાનવાળી લોંડીઓના ખરીદ-વેચાણને વાસ્તવિક ઠરાવ્યું. હઝરત ઉમર (રદિ.)એ વિરોધ કર્યો. એ સર્વે બનાવોમાં હઝરત ઉમર (રદિ.)ના મતને જે શ્રેષ્ઠતા પ્રાપ્ત છે તેની દલીલની જરૂર નથી.

ખિલાફત સંબંધી જ્યારે ચર્ચા ઉપસ્થિત થઇ કે હઝરત ઉમર (રદિ.)ના પછી એ ભારે બોજો કોણ ઉઠાવી શકે છે; ત્યારે છ સાહેબોના નામો લેવામાં આવ્યા. હઝરત ઉમર (રદિ.)એ દરેક માટે ખાસ ખાસ અભિપ્રાયો આપ્યા અને તે સર્વે સાચા નિવડયા.

તેઓ દરેક કાર્યમાં મનન ને વિચારથી કામ લેતા હતા અને જાહેરી વાતો પર ભરોસો રાખતા ન હતા. એમના વચન હતા કે :

"કોઈની ખ્યાતિનો શોર સાંભળી ભૂલમાં પડો નહિ. માણસની નમાઝ-રોઝા ન જુઓ, બલકે તેની સચ્ચાઈ અને બુદ્ધિને જુઓ."

એક વેળા એક માણસે એમની આગળ કોઈના વખાણ કર્યા. એમણે પેલા માણસને પૂછયું, "કદી તમારાથી એનું કામ પડયું છે ?" તેણે કહ્યું, "ના."

ફરી હઝરત ઉમર (રદિ.)એ પૂછયું, "કદી મુસાફરીમાં તે સાથે રહ્યો છે ?" એની પણ પેલા માણસે ના પાડી. એથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "તમે તો એવી વાતો કહો છો કે જેનું તમને જ્ઞાન નથી." હદીસો વિશે લોકોએ જે ભૂલો કરી તે એ જ હતી કે ઘણા મુહદ્દિષીનો જે માણસને બાહ્યથી પરહેઝગાર અને ભક્તિમાન પુરુષ જોતા હતા તેને વિશ્વાસપાત્ર સમજી તેનાથી રિવાયત શરૂ કરી દેતા હતા. અબ્દુલ કરીમ અબીલ મુખારિક જે ઝઈફ રાવીઓમાંથી એક પુરુષ હતો, તેનાથી ઈમામ માલિકે રિવાયત કરી. લોકોએ આશ્ચર્યતાથી પૂછયું કે, "આપ એવા માણસથી રિવાયત કરો છો ?" એમણે કહ્યું, "એ વાતે મને ભૂલમાં નાખ્યો કે તે મસ્જિદમાં ઘણો બેસ્યા કરતો હતો."

હઝરત ઉમર (રદિ.)ને ખિલાફતના કારભારના કારણે દિવસે ઓછી ફુરસત મળતી હતી તેથી ઈબાદત કરવાનો વખત રાત્રિનો એમણે ઠેરવ્યો હતો. એ એમનો દસ્તૂર હતો કે રાત્રે નફલો પઢયા કરતા હતા, જ્યારે સવાર થવા આવતી તો ઘરવાળાઓને જગાડતા અને આ આયત પઢતા : **"વઅ્મુર અહ્લ-ક બિસ્સલાત."**

સવારની નમાઝમાં લાંબી લાંબી સૂરતો પઢતા હતા, પરંતુ વધુમાં વધુ ૧૨૦ આયતો પઢતા.

અબ્દુલ્લાહ ઈબ્ને આમિરનું કહેવું છે કે મેં એક વાર એમની પાછળ નમાઝ પઢી તો એમણે સૂરએ યૂસુફ અને સૂરએ હજ પઢી હતી. યૂનુસ, કહફ, હૂદ પણ તેઓ પઢતા એમ કહેવામાં આવે છે. જમાઅતની સાથે નમાઝ પઢવી પસંદ કરતા હતા અને કહ્યા કરતા હતા કે હું એને આખી રાતની ઈબાદતથી ઉત્તમ ગણું છું. કોઈ જરૂરી કામ આવી પડતું અને વાર લાગવાનો ડર ન રહેતો તો પહેલાં એ કાર્યને બજાવી લાવતા હતા. એક વેળા "ઈકામત" થઈ ચૂકી હતી અને સફો ગોઠવાઈ ગઈ હતી કે એક માણસ સફથી નીકળી એમની તરફ આવ્યો, તો એમણે તેની તરફ મોઢું ફેરવ્યું અને ઘણી વાર સુધી તેનાથી વાત કરતા રહ્યા. તેઓ કહ્યા કરતા હતા કે ખાવાથી પરવારી રહો ત્યારે નમાઝ પઢો. કેટલીક વાર તેઓ જિહાદ વગેરેની વ્યવસ્થામાં એટલા વળગેલા રહેતા કે નમાઝમાં પણ એની વિચારમાળા બંધાયેલી રહેતી. એમનું પોતાનું કહેવું છે કે, "નમાઝ પઢતો જાઉં છું અને



લશ્કરો તૈયાર કરતો જાઉં છું." એક બીજી રિવાયતમાં છે કે, "મેં નમાઝમાં બહરૈનના જઝિયાનો હિસાબ કર્યો." એક વેળા નમાઝ અદા કરી રહ્યા હતા, ત્યાં એ આયત-**ફલ યઅ્બુદૂ રબ્બ હાઝલ બયૃતિ**-આવી તો કા'બાની તરફ આંગળી બતાવી ઈશારો કર્યો. શાહ વલીઉલ્લાહ સાહબે એ રિવાયતની નકલ ઉતારી લખ્યું છે કે, "નમાઝમાં એટલો ઈશારો કરવો જાઇઝ છે."*

કેટલીકવાર જુમ્આનો ખુત્બો કહેતાં કહેતાં કોઈની સાથે વાત કરી લેતા. ઈમામ માલિકની મુઅત્તામાં છે કે, એક વેળા હઝરત ઉસ્માન (રદિ.)ને જુમ્આમાં આવતાં મોડું થઈ ગયું અને મસ્જિદમાં તે વખતે પહોંચ્યા કે જ્યારે હઝરત ઉમર (રદિ.)એ ખુત્બો શરૂ કરી દીધો હતો. બરાબર ખુત્બાની હાલતમાં હઝરત ઉમર (રદિ.)એ એમની તરફ જોયું અને કહ્યું કે, "એ શો વખત છે ?" હઝરત ઉસ્માન (રદિ.)એ ઉત્તરમાં કહ્યું કે, "બજારથી આવી રહ્યો હતો કે અઝાન સાંભળીને, તરત જ વુઝૂ કરી હાજર થઈ ગયો." હઝરત ઉમર બોલ્યા; "વુઝૂથી જ કેમ સંતોષ માન્યો ? રસૂલુલ્લાહ (સલ.) ગુસલની આજ્ઞા કર્યા કરતા હતા." અબૂબક્ર ઈબ્ને શયબાએ રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.)એ ઈન્તિકાલથી બે વરસ અગાઉથી લાગલગાટ રોઝા રાખવા શરૂ કર્યા હતા; પરંતુ એમની એ પણ રિવાયત છે કે એક માણસ વિશે એમણે સાંભળ્યું કે તે રોજે રોજ રોઝા રાખે છે તો એને મારવા માટે કોરડો ઉઠાવ્યો. તેઓ દર વર્ષે હજ કરતા હતા અને પોતે કાફલાના આગેવાન બનતા હતા.

તેઓ કિયામતના હિસાબથી ઘણા ડરતા હતા અને હંમેશા એમને એની ચિંતા રહેતી હતી. સહીહ બુખારીમાં છે કે એક વેળા અબૂ મૂસા અશ્અરીને ઉદ્દેશીને કહ્યું, "કેમ અબૂ મૂસા! તમે એ પર રાજી છો કે આપણા જે લોકોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો અને હિજરત કરી અને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં દરેક સ્થળે હાજર રહ્યા એ સર્વે બાબતોના અવેજમાં આપણને એ મળે કે આપણે સરભર મુક્તિ મેળવીએ કિંવા અમને સવાબ મળે ન અઝાબ." અબૂ મૂસા બોલ્યા; "નહિ, હું તો કદી એથી રાજી નથી. અમે ઘણી નેકીઓ કરી છે અને અમને ઘણી આશા છે."

હઝરત ઉમર (રદિ.) બોલ્યા, "તેની કસમ કે જેના હાથમાં ઉમરના પ્રાણ છે કે હું તો ફક્ત એટલું માંગું છું કે આપણે વગર હિસાબે મુક્તિ મેળવીએ." હઝરત ઉમર (રદિ.)એ પરલોક સિધાવતી વેળા-ઈન્તિકાલ વેળા એક કાવ્યની નીચલી કડીઓ બોલ્યા :

**ઝલૂમુન લિનફ્સી ગયૃર અન્ની મુસ્લિમુન**
**ઉસલ્લીસ્સલાત કુલ્લહા વઅસૂમુ**

---

* ઈઝાલતુલ ખિફા, ભાગ ૨, પૃષ્ઠ ૯૫.



ભાવાર્થ :– મેં મારા જીવ પર અત્યાચારો કર્યા છે. હા, એટલું છે કે હું મુસલમાન છું, નમાઝ પઢું છું અને રોઝા રાખું છું.''

હઝરત ઉમર (રદિ.) જો કે ધર્મના સાક્ષાત પાબંદ હતા, પરંતુ ખુશ્ક ઝાહિદ ન હતા અને આજકાલના મુકદ્દસ લોકોની જેમ તેઓમાં તિરસ્કારભાવ કે સખતી ન હતી. અમારા આલિમો ખ્રિસ્તીઓના વાસણો વગેરે વાપરવાને પવિત્રતાની વિરુદ્ધ સમજે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.) વિશે ઈમામ શાફિઈ અને ઈમામ બુખારીએ રિવાયત કરી છે કે, ''તવદ્દઆ મિમ્માઈન હિય બિહી મિન ઈન્દિ નસરાનીયતિન.'' બગવીની રિવાયત એથી વધુ સ્પષ્ટ છે કે, ''તવર્દઆ ઉમરૂ મિન માઈન ફી જર્રિન નસરાનીયતિન અને સાથે હઝરત ઉમર (રદિ.)ના એ વચનો પણ ટાંક્યા છે કે, ''ઈસાઈઓ જે પનીર બનાવે છે તેને ખાવ.'' ખ્રિસ્તીઓ વગેરેનું ખાવું આજકાલ મકરૂહ અને મના થયેલું દર્શાવવામાં આવે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ કરારોમાં એ ધારાનો સમાવેશ કર્યો હતો કે, ''જ્યારે કોઈ મુસલમાન આવી ચઢે તો ખ્રિસ્તીઓ તેને ત્રણ દિવસ મહેમાન રાખે.'' આજકાલ ગૈરકૌમો સાથે વેરભાવ અને શત્રુવટ રાખવાનું શિક્ષણ આપવામાં આવે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ની એ સ્થિતિ હતી કે મરતાં મરતાંયે ખ્રિસ્તી અને યહૂદી પ્રજાઓને ભૂલ્યા નથી. એથી એમના પ્રત્યે માયા અને લાગણીની જે વસિય્યત કરી હતી તે ''બુખારી'' અને ''કિતાબુલ ખિરાજ'' વગેરેમાં આલેખવામાં આવી છે. શાહ વલીઉલ્લાહ સાહબે એ બાબતને હઝરત ઉમર (રદિ.)ના ઉત્તમ સદ્‌ગુણો ને ખૂબીઓમાં ગણી છે કે તેઓ ઝિમ્મી પ્રજા (અર્થાત્ તે ખ્રિસ્તી અને યહૂદીઓ જેઓ મુસલમાનોના દેશોમાં રહેતા હતા) સાથે ભલાઈ કરવા માટે દબાણ કરતા હતા; એ માટે શાહ વલીઉલ્લાહ સાહબના ખાસ શબ્દો એ છે :

''વ અઝાં જુમલા આંકે બિએહસાન અહલે ઝિમ્મા તાકીદ ફરમૂદ.''

ભાવાર્થ :– એ સર્વે બાબતો ઉપરાંત ઝીમ્મીઓ પર ઉપકાર કરવા તાકીદ કરી હતી.''

મુહિબ, તબરી વગેરેએ રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.) ઈસાઈઓને નોકર રાખવા માટે પોતાના અમલદારોને મનાઈ કરતા હતા. અફસોસ છે કે શાહ વલીઉલ્લાહ સાહબે પણ એ રિવાયતોનો સ્વીકાર કર્યો છે, પરંતુ જે માણસે મુહિબ તબરીનું પુસ્તક (રિયાદુન્નદરહ) જોયું છે તે પ્રથમ દષ્ટિએ જ સમજી શકે છે કે એમની રિવાયતો કયા ધોરણની છે. એ બુઝુર્ગોને એની પણ ખબર નથી કે ઈરાક, મિસર અને સિરીયાના મહેસૂલને લગતા જેટલા દફતરો હતા તે સુરયાની અને કોપ્ટિક વગેરે ભાષામાં હતા, તેથી મહેસૂલ ખાતાના સર્વે અધિકારીઓ પારસી કે ખ્રિસ્તી હતા. નોકરી કે સેવા કોરે રહી હઝરત ઉમર (રદિ.)એ તો વારસોની ગોઠવણી અને સુધારા માટે એક રોમન ખ્રિસ્તીને મદીના મુનવ્વરહમાં બોલાવ્યો હતો. એથી અલ્લામા બલાઝરીએ એ બનાવને ''કિતાબુલ

અશરાફ''માં સવિસ્તર લખ્યો છે અને તેના શબ્દો નીચે પ્રમાણે છે :

''અમારી પાસે એક રોમનને મોકલી આપો કે જે મીરાસના હિસાબને ઠીક કરી આપે.'' આજે પરધર્મી કોઈ મક્કા મુઅઝઝમા જઈ શકતો નથી અને એને એક ધાર્મિક કાનૂન સમજવામાં આવે છે, પરંતુ હઝરત ઉમર (રદિ.)ના સમયમાં પરધર્મીઓ નિર્ભયપણે મક્કા મુઅઝઝમા જતા હતા અને જ્યાં સુધી ચાહતા ત્યાં સુધી રહેતા હતા. કાઝી અબૂ યૂસુફ સાહબે ''કિતાબુલ ખિરાજ''માં ઘણા બનાવો ટાંક્યા છે.* આજકાલ યુરોપીયન પ્રજા ઈસ્લામ પર જે સંકુચિત દષ્ટિ અને વહેમપૂજાનો આક્ષેપ થોપે છે તેઓએ સમજવું જોઈએ કે આજનો સમય ઈસ્લામનું મૂળ ચિત્ર નથી. ઈસ્લામનું ચિત્ર તો ખુલફાએ રાશિદીનના વૃત્તાંતના દર્પણમાં દષ્ટિગોચર થાય છે.

હઝરત ઉમર (રદિ.)ના મંડળમાં ઘણીવાર ઈલ્મી પ્રશ્નો ઉપર ચર્ચા થતી રહેતી. એક દિવસે અસ્હાબે બદર (તે સહાબાઓ કે જેઓ બદરના યુદ્ધમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા.) મંડળમાં સામેલ હતા. હઝરત ઉમર (રદિ.)એ સહાબાઓના મંડળને ઉદ્દેશી કહ્યું કે, **''ઇઝા જા-અ નસરૂલ્લાહિ વલફત્હુ''**નો ભાવાર્થ શો છે ? કેટલાઓએ કહ્યું કે, ''ખુદાએ આજ્ઞા કરી છે કે જ્યારે જીત પ્રાપ્ત થાય તો અમે ખુદાનો પાડ માનીએ'' અને કેટલાક તદ્દન મૌન રહ્યા. હઝરત ઉમર (રદિ.)એ અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસની તરફ જોયું તો તેમણે કહ્યું કે, ''જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની વફાતની તરફ ઈશારો કરવામાં આવ્યો છે.'' અર્થાત્ હે મુહમ્મદ ! જ્યારે વિજય અને સફળતા પ્રાપ્ત થઈ તો એ આપના આલોક-વિશ્વથી ઉઠી જવાનું ચિહ્‌ન છે. તેથી આપ ખુદાના વખાણ કરો અને પાપોની ક્ષમા માંગો. નિઃસંદેહ, ખુદા મહાન તૌબા કબૂલ કરનારો છે.'' હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, ''જે તમે કહ્યું, એવી જ મારી પણ ધારણા છે.''

એક દિવસે બીજા સહાબાઓનું એક મંડળ ભેગું મળ્યું. એમાં અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ પણ હાજર હતા. હઝરત ઉમર (રદિ.)એ **''અયવદ્દુ અહદુકુમ અન તકૂન લહુ જન્નતુન''** -આયતના અર્થ પૂછયા. લોકોએ કહ્યું કે, ''ખુદા વધુ જાણે છે.'' હઝરત ઉમર (રદિ.)ને એ નકામા જવાબ પર ગુસ્સો આવ્યો અને બોલ્યા : ''જાણતા ન હોય તો સાફ કહેવું જોઈએ કે હું જાણતો નથી.''

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ એ આયતના ખરા અર્થ જાણતા હતા, પરંતુ નાની વયના લીધે અચકાતા હતા. હઝરત ઉમર (રદિ.)એ તેમની તરફ જોઈ કહ્યું કે, ''સાહબઝાદા, તમે પોતાને હલકો ન ગણો, જે તમારા ધ્યાનમાં હોય તે કહો.''

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસે કહ્યું, ''ખુદાએ એક કામ કરનાર માણસનું દષ્ટાંત આપ્યું

* કિતાબુલ ખિરાજ, પૃષ્ઠ ૭૭ અને ૭૯.

છે." જવાબ અપૂર્ણ હતો તેથી હઝરત ઉમર (રદિ.)ને એથી સંતોષ થયો નહિ, પરંતુ અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ એથી વધુ બતાવી શકતા ન હોતા. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, એ તે માણસનું દષ્ટાંત છે કે જેને ખુદા એ દૌલતની નેઅમત આપી કે અલ્લાહની ઈબાદત કરે, પરંતુ એણે આજ્ઞા–ઉલ્લંઘન કરી તેથી એના સારા કૃત્યોએ બરબાદ કરી દીધા.

એક વેળા મુહાજિર સહાબાઓમાંથી એક સાહબે દારૂ પીધો; તેથી એ ગુનાહમાં પકડાઈ હઝરત ઉમર (રદિ.) સમક્ષ આવ્યા. હઝરત ઉમર (રદિ.)એ શિક્ષા કરવા ચાહી ત્યારે તેમણે કહ્યું, "કુર્આનની આયતથી સાબિત છે કે એ ગુનાહ માટે શિક્ષાને પાત્ર ઠરતો નથી. ફરી નીચેની આયત પઢી :

લયસ અલલ્લઝી–ન આમનુ વઅ્મિલુસ્સાલિહાતિ જુનાહુન ફીમા તઈમુ"

ભાવાર્થ :– જે લોકો ઈમાન લાવ્યા અને સારાં કાર્યો કર્યા તેઓએ જે કંઈ ખાધું અને પીધું તે માટે તેઓ પર કંઈ આરોપ નથી."

એ આયતની દલીલ રજુ કરી કહ્યું : "હું બદર, હુદયબિય્યહ, ખંદક અને બીજા ગઝવાતોમાં શામિલ રહ્યો છું, તેથી મારી ગણતરી તે લોકોમાં થઈ શકે છે કે જેમણે સારા કૃત્યો કર્યા."

હઝરત ઉમર (રદિ.)એ સહાબાઓની તરફ જોયું. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ બોલ્યા; "એ ક્ષમા ભૂતકાળ સંબંધી છે, કિંતુ જે લોકોએ મદ્યપાનની મનાઈ થઈ તે પહેલાં દારૂ પીધો હોય તો જો તેઓના બીજા કૃત્યો સારાં હોય તો તેઓ પર કંઈ દોષ લાગુ પડી શકતો નથી." એ પછી તેમણે નીચેની આયત પઢી કે જેમાં દારૂ પીવાની મનાઈનો સ્પષ્ટ હુકમ છે :

યા અય્યુહલ્લઝીન આમનૂ ઈન્નમલ ખમરૂ વલ મયસરૂ વલ અનસાબુ વલ અઝલામુ રિજ્સુન મિન અમલિશ્શયતાનિ ફજતનિબૂહુ.

હઝરત ઉમર જે લોકો સાથે મેળ–મિલાપ રાખતા હતા તેઓ સામાન્ય રીતે વિદ્વાન માણસો હતા અને એમાં તેઓ નવયુવાન કે વૃદ્ધોનો ભેદ રાખતા ન હતા. સહીહ બુખારીમાં છે કે :

"હઝરત ઉમરના મંડળના માણસો ને સલાહકારો વિદ્વાનો હતા. ફરી તેઓ યુવાન હોય કે વૃદ્ધ."

ફિકહનો ઘણો મોટો ભાગ કે જે અસત્યથી શુદ્ધ થયો અને જે ફિકહે ઉમરી કહેવાય છે



તે એ જ ઇલ્મી મંડળોના પ્રતાપે થયો. એ મંડળના મોટા સભ્યો ઉબય ઇબ્ને કા'બ, ઝૈદ ઇબ્ને થાબિત, અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ, અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ, હુર્રિબ્નિ કૈસ હતા. હઝરત ઉમર (રદિ.) એ સર્વે લોકોને એમની ઇલ્મી દરજ્જાના લીધે તેઓને ઘણા ચાહતા હતા. એ રિવાજ હતો કે જ્યારે મંડળમાં બેસતા ત્યારે દરજ્જાના તફાવત પ્રમાણે લોકોને પ્રવેશ કરવાની આજ્ઞા આપતા; કિંતુ પ્રથમ વયોવૃદ્ધ સહાબાઓ આવતા, ફરી એમની નજીકના દરજ્જાવાળા આવતા, એમ બીજા એ પ્રમાણે અનુક્રમે આવતા; પરંતુ કદી કદી એ ગોઠવણને માંડી વળાતી અને એ ખાસ વ્યવસ્થા તે લોકો માટે થતી કે જેઓ ઇલ્મી મોટાઇમાં શ્રેષ્ઠ હતા; તેથી એમણે અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસને વયોવૃદ્ધ સહાબાઓની સાથે સામિલ કરી દીધા હતા, છતાંયે સવાલ ને જવાબમાં બીજા બુઝુર્ગોની બરાબરી કરવા મનાઇ કરી હતી, કિંતુ જે કંઇ કહેવું હોય તે સૌના પછી એમણે કહેવું. ઘણીવાર એમ બનતું કે જે લોકો નાની વયના હતા તેઓ મસાઇલ સંબંધી પોતાનો મત આપતાં અચકાતા. હઝરત ઉમર તેમને હિમ્મત આપતા અને કહેતા કે વિદ્યા એ વય નાની કે મોટી હોવા પર અવલંબિત નથી. અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ તે સમયે તદ્દન નવયુવાન હતા. તેમની સામિલગીરી માટે કેટલાક સહાબાઓના વડાઓએ પોતાનો વાંધો પ્રદર્શિત કર્યો. હઝરત ઉમર (રદિ.)એ એમની ખાસ વિશેષતાનું કારણ બતાવ્યું અને એક ઇલ્મી પ્રશ્ન રજૂ કર્યો કે જેનો જવાબ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસના સિવાય કોઇ આપી શક્યો નહિ. તેઓ અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદની પણ ભારે કદર કરતા હતા. સને ૨૧ હિજરીમાં જ્યારે એમને કૂફાના મુફતી અને ખજાનચી બનાવી મોકલ્યા ત્યારે કૂફાવાસીઓ પર લખ્યું કે, "હું એમને શિક્ષક અને વઝીર બનાવી મોકલું છું અને મેં તમને મારા કરતાં શ્રેષ્ઠતા આપી છે કે હું એમને મારાથી જૂદા કરું છું." ઘણી વાર એમ બનતું કે કોઇ પ્રશ્નનો ઉકેલ અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કરતા ત્યારે તેમના પ્રત્યે હઝરત ઉમર (રદિ.) બોલતા :

"કનીફુન મુલિઆ ઇલ્મન."

ભાવાર્થ : એક વાસણ છે કે જે વિદ્યાથી ભરપૂર છે.

જો કે વિદ્યા કાબિલીયતમાં હઝરત અલીના સિવાય કોઇ એમનો સમોવડીયો ન હતો, છતાં તેઓ વિદ્વાન ને કાબિલ લોકો સાથે એવી રીતે વર્તતા હતા કે જેવી રીતે બીજા બુઝુર્ગો સાથે વર્તતા હતા. અલ્લામા ઝહબીએ "તઝકિરતુલ હુફ્ફાઝ"માં લખ્યું છે કે "હઝરત ઉમર (રદિ.) ઉબય ઇબ્ને કા'બને ઘણું માન આપતા હતા અને તેમનાથી ડરતા હતા. ઉબય જ્યારે પરલોકવાસી બન્યા ત્યારે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે "આજે મુસલમાનોનું મસ્તક ઉઠાવી લેવામાં આવ્યું." ઝૈદ ઇબ્ને થાબિતને ઘણી વેળા પોતાની ગેરહાજરીમાં પોતાના ઉત્તરાધિકારી બનાવતા અને જ્યારે પાછા આવતા ત્યારે તેમને કંઇ ને કંઇ જાગીર રૂપે અર્પણ કરતા હતા. એ જ પ્રમાણે અબૂ ઉબયદા, સલમાન ફારસી,





ઉમૈર ઇબ્ને સા'દ, અબૂ મૂસા અશઅરી, સાલમ અબૂદરદા, ઇમરાન ઇબ્ને હુસૈન વગેરેને ઘણું માન આપતા. ઘણા સહાબા એવા હતા કે જેમને પેન્શન એ માટે બાંધી દેવામાં આવ્યા હતા કે તેઓ વિદ્યાને કાબિલિયતમાં શ્રેષ્ઠ હતા. અબૂઝર ગિફારી બદરના યુદ્ધમાં સામિલ ન હતા, પરંતુ તેમનો પગાર બદરના સહાબાઓના સમાન નિર્માણ કર્યો હતો. એનું કારણ એ હતું કે તેઓ વિદ્યા ને કાબિલિયતમાં બીજા લોકોથી ઉતરતા ન હતા.

એમની કદરદાની કોઇ પક્ષ માટે મર્યાદિત ન હતી. કોઇ માણસમાં કોઇ પ્રકારનો ગુણ હોય તો તે તેની ખાસ ગણના કરવામાં આવતી. ઉમૈર ઇબ્ને વહબ અલ જહમીને ૨૦૦ રૂપિયાનું વર્ષાસન એ કારણે બાંધી આપ્યું કે તેઓ જીવ સટોસટના યુદ્ધમાં અડગ રહેતા હતા. ખારજા ઇબ્ને ખુઝાફા અને ઉસ્માન ઇબ્ને અબીલ આસના પગારો એ કારણે નિર્માણ કર્યા કે ખારજા બહાદુર અને ઉસ્માન ઘણા જ સખી દિલના માણસ હતા.

એક વેળા મુગીરા ઇબ્ને શુઅબા પર હઝરત ઉમર (રદિ.)એ ફરમાન મોકલ્યું કે કૂફામાં જેટલાયે કવિઓ હોય તેઓના કાવ્યો કે જે તેમણે ઇસ્લામી કાળ દરમિયાન કહ્યા હોય તેઓને લખી મોકલો. મુગીરાએ અગલબ અજલીને બોલાવ્યો અને કાવ્ય સંભળાવવાની માંગણી કરી. એણે નીચેની કડીઓ કહી :

લકદ તલબ્તા હય્યન મવ્જુદન,
અરજઝન તુરીદુ અમ કસીદન.

ભાવાર્થ :– તમે ઘણી જ સહેલી વસ્તુની માંગણી કરી. બોલો ! પ્રશંસા કાવ્ય માંગો છો કે નિંદાજનક.

એના પછી લબીદને બોલાવીને હુકમ સંભળાવ્યો. તેઓ સૂરએ બકરહ લખી લાવ્યા અને બોલ્યા, "ખુદાએ મને કાવ્યના બદલે આ અર્પણ કર્યું છે." મુગીરાએ પૂરેપૂરું વૃત્તાંત હઝરત ઉમર (રદિ.)ને લખી મોકલ્યું. ત્યાંથી જવાબ આવ્યો કે અગલબનો પગાર ઘટાડી લબીદના પગારમાં પાંચસોની વૃદ્ધિ કરો."

અગલબે હઝરત ઉમર (રદિ.)ની સેવામાં વિનંતી કરી કે, "આજ્ઞા પાલનનો એ જ બદલો છે ?" હઝરત ઉમર (રદિ.)એ લબીદના વધારાની સાથે એનો પગાર પણ બહાલ રાખ્યો.

એ સમયે જેટલાયે વિદ્વાન અને કાબિલ માણસો હતા જેવા કે –કવિઓ, ઉપદેશકો વંશાવલી–જ્ઞાની, પહેલવાન અને યોદ્ધાઓ–સર્વે એમના દરબારમાં આવ્યા અને એમની કદરદાનીના ઋણી બન્યા. તે સમયે સૌથી મહાન કવિ મુતમ્મિમ ઇબ્ને નુવૈરા હતો કે જેના ભાઇને અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયમાં હઝરત ખાલિદે ભૂલથી કત્લ કરી



નાખ્યો હતો. એ ઘટનાથી એને એટલો બધુ દુ:ખ થયું કે તે હંમેશા રડયા કરતો હતો અને વિલાપ–ગીત ગાયા કરતો હતો. તે જે માર્ગે નીકળી પડતો ત્યાં સ્ત્રી–પુરુષો એની આસપાસ એકઠા થઇ જતા હતા અને એના મરસીયા (વિલાપ–ગીત) ગવાડી સાંભળતા. મરસીયા બોલતા બોલતા એ પોતે રડતો જતો હતો અને બીજાઓને રડાવતો જતો હતો. હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થયો તો એમણે તેને મરસીયા બોલવાની ભલામણ કરી. તે કેટલાક પદો બોલ્યો. છેલ્લા પદો આ હતા :

વકુન્ના કનદમાનૈ જઝીમતા હિકબતન
મિન દહરિ હત્તા કીલા લંટયત સદઅન
ફલમ્મા તદર્રકના કઅન્ની વ માલિકા
બિતૂલિ જતિમાઇન લમ નબિત લયલતન મઅન

ભાવાર્થ :– એક સમય સુધી અમે બંને જઝીમા (એક બાદશાહનું નામ છે)ના એલચીઓની જેમ સાથે રહ્યા, તે એટલે સુધી કે લોકોએ કહ્યું કે હવે તેઓ જૂદા ન પડશે. ફરી અમે જ્યારે વિખુટા પડી ગયા ત્યારે જાણે એક રાત્રિ પણ અમે સાથે ગાળી ન હતી.

હઝરત ઉમર (રદિ.)એ મુતમ્મિમને ઉદ્દેશીને કહ્યું, "જો મને મરસીયા આવડત તો હું મારા ભાઇ ઝૈદનો મરસીયો બોલત." કવિએ કહ્યું કે, "અમીરુલ મુઅમિનીન ! જો મારો ભાઇ આપના ભાઇની પેઠે (શહીદ થઇ) માર્યો જાત તો હું કદી એનો વિલાપ ન કરત."

હઝરત ઉમર (રદિ.) હંમેશા કહ્યા કરતા હતા કે, "મુતમ્મિમે જેવો મને દિલાસો આપ્યો તેવો કોઇએ આપ્યો નથી." એ સમયે વળી એક બીજી વિલાપ–ગીત કહેનાર મહાન સ્ત્રી કવિ ખનસા હતી. એનું કાવ્ય–સંગ્રહ આજે પણ મળી શકે છે કે જેમાં મરસીયાના સિવાય બીજું કંઇ નથી.

સાક્ષરોમાં સર્વાનુમતે મનાય છે કે મરસીયાની કળામાં આજ સુધી ખનસાના જેવો કોઇ કવિ પેદા થયો નથી. એને કા'બામાં રડતાને ચીસો પાડતાં જોઇ હઝરત ઉમર (રદિ.) એની પાસે ગયા અને દિલાસો અને આશ્વાસન આપ્યું; અને જ્યારે એના ચાર પુત્રો કાદિસિયાના યુદ્ધમાં શહીદ થઇ ગયા ત્યારે તે ચારેવના પગારો એના નામે ચાલુ કરી દીધા.

પહેલવાની અને બહાદુરીમાં બે માણસો તુલહા ઇબ્ને ખાલિદ અને અમ્ર મા'દી કરબ અરબસ્તાનમાં શ્રેષ્ઠ હતા અને હજાર હજાર અસ્વારોની બરાબર ગણાતા હતા. હઝરત ઉમર (રદિ.)એ બંનેને પોતાના દરબારમાં બોલાવ્યા અને જ્યારે કાદિસિયાના યુદ્ધ પર એમને મોકલ્યા ત્યારે સા'દ ઇબ્ને વક્કાસને લખ્યું કે "હું બે હજાર અસ્વાર તમારી કુમકે મોકલું છું." અમ્ર મા'દી કરબ પહેલવાન હોવા ઉપરાંત વકતા અને કવિ પણ હતા.

હઝરત ઉમર (રદિ.) ઘણી વેળા એમની સાથે યુદ્ધ કળા સંબંધી વાતચીત કરતા રહેતા હતા, એથી એક સભામાં અરબ કબીલા અને યુદ્ધ શસ્ત્રો વિશે જે સવાલો મા'દી કરબથી પૂછવામાં આવ્યા અને એમણે એકેએકના જે ટૂંકા અને છટાદાર વાક્યોમાં જે જવાબો આપ્યા, તેને સાહિત્યકારોએ સામાન્ય રીતે અને મસઊદીએ "મુરવ્વજુઝહબ"માં સવિસ્તર લખ્યા છે. એથી જ્યારે તેમને બરછી વિશે પૂછયું તો તેઓએ કહ્યું :

**અખૂકા વ રૂબ્બમા ખાનકા**

તારો ભાઈ છે, પરંતુ કદી કદી દગો દે છે.

ફરી તીરો વિશે પૂછયું તો બોલ્યા :

**બુરૂદુલ મનાયા તુખ્તી વ તુસીબુ**

"મોતના કાસિદ છે. કદી મુકામે પહોંચે છે અને કદી ભટકી જાય છે."

ઢાલ વિશે તેઓ બોલ્યા "**અલહિ તદૂરૂદવાઈરૂ**" એ જ પ્રમાણે દરેક દરેક હથિયારો વિશે વિચિત્ર મધુર વાક્યો વાપર્યા કે જેની વિગત લખવાનું આ સ્થાન નથી.

હઝરત ઉમર (રદિ.)ના આ વર્તને અરબસ્તાનના સર્વે કાબિલ માણસોને દરબારે ખિલાફતમાં એકત્ર કર્યા હતા અને હઝરત ઉમર (રદિ.)એ એમની કાબિલીયતો વડે મહાન કાર્યો પાર પાડયાં. જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સંબંધની ઘણી દરકાર રાખતા હતા. જ્યારે હઝરત ઉમર (રદિ.)એ સહાબા વગેરેના પગારો નિર્માણ કરવા ચાહયું ત્યારે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ વગેરેનો અભિપ્રાય હતો કે હઝરત ઉમર (રદિ.)ને અગ્રગણ્ય રાખવામાં આવે, પરંતુ હઝરત ઉમર (રદિ.)એ ના પાડી અને કહ્યું કે "દરજ્જાઓના ક્રમ ગોઠવણીમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના સગાં–સંબંધીઓને સૌથી અગ્ર રાખવા જોઈએ." આથી સૌથી પહેલાં બની હાશમ કબીલાથી શરૂ કર્યું અને તેમાં હઝરત અબ્બાસ અને હઝરત અલી (રદિ.)ના નામોથી શરૂઆત કરી. બનૂ હાશિમ પછી કુળમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની નજીક બનૂ ઉમૈયા હતા. ફરી અબ્દુશશમ્સ, બનૂ નૌફલ, ફરી અબ્દુલ ઉઝઝા અને અંતે હઝરત ઉમર (રદિ.)નો કબીલો–બનૂ અદી પાંચમા દરજ્જામાં આવતો હતો. એથી એ જ ક્રમ પ્રમાણે સૌના નામો લખવામાં આવ્યા. પગારોના પ્રમાણમાં એ જ બાબતને લક્ષ્યમાં રાખવામાં આવી. સૌથી ભારે પગારો બદરના સહાબાઓના હતા. હઝરત ઈમામ હસન અને હુસૈન (અલયહિમસ્સલામ) જો કે એ ટોળાની ગણતરીમાં ન હતા, છતાં એમના પગારો પણ એ જ હિસાબે ઠરાવ્યા. જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર બીવીઓના પગારોની રકમ બાર બાર હજારની ઠેરવવામાં આવી, અને એ જ પ્રમાણ સૌથી ભારે હતું. ઉસામા ઈબ્ને ઝૈદનો પગાર જ્યારે હઝરત ઉમર (રદિ.)એ પોતાના પુત્ર અબ્દુલ્લાહથી વધુ બાંધી આપ્યો તો અબ્દુલ્લાહે એનું

કારણ પૂછયું તો હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, "રસૂલુલ્લાહ (સલ.) ઉસામાને તારાથી અને ઉસામાના પિતાને તારા પિતાથી વધુ ચાહતા હતા."

હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફતના આરંભે એમની અને હઝરત અલી (રદિ.) વચ્ચે (જેમ અમે ઉપર લખી આવ્યા છીએ) કંઇક અણબનાવ રહ્યો. એનું કારણ એ હતું કે હઝરત અલી (રદિ.)એ છ મહિના સુધી હઝરત અબૂબક્ર (રદિ.)ની ખિલાફત પર બૈઅત કરી ન હતી. સહીહ બુખારીના "ગઝવએ ખૈબર"ના પ્રકરણમાં છે કે છ મહિના પછી કિંવા જ્યારે ફાતિમા-ઝુહરા જન્નતનશીન થયાં ત્યારે હઝરત અલી (રદિ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)ને સમજુતી અને બૈઅતના ઉદ્દેશે બોલાવવા ઇચ્છા કરી, પરંતુ જ્યારે એ કહી મોકલ્યું કે તમે એકલા આવો," કારણ કે હઝરત અલી (રદિ.) હઝરત ઉમરની હાજરી પસંદ કરતા ન હતા, પરંતુ જ્યારે ધીમે ધીમે હઝરત અલી (રદિ.)ને ખિલાફતનો ખેદ જતો રહ્યો ત્યારે તદ્દન ચોખવટ થઇ ગઇ. એથી હઝરત ઉમર (રદિ.) મહાન ગંભીર મામલાઓમાં હઝરત અલી (રદિ.)ના મશવેરા વિના કામ કરતા ન હતા અને હઝરત અલી (રદિ.) પણ ઘણા મિત્રભાવ ભર્યા અને નિર્દોષ મશવેરા આપતા હતા. નહાવંદના યુદ્ધમાં એમને સેનાપતિ બનાવવા ઇચ્છા દર્શાવવામાં આવી, પરંતુ એમણે એ જગ્યા મંજુર રાખી નહિ. હઝરત ઉમર (રદિ.) બયતુલ મુકદ્દસ ગયા ત્યારે ખિલાફતનો કારોબાર એમને જ સોંપતા ગયા. સંપ અને ઐક્યતાનું અંતિમ ધોરણ એ હતું કે હઝરત અલી (રદિ.)એ ઉમ્મે કુલસુમને કે જેઓ ફાતિમા ઝુહરાથી એમના પુત્રી હતાં તેમને હઝરત ઉમર (રદિ.)ના નિકાહમાં આપ્યાં કે જેની વિગત આગળ આવે છે. એમના નીતિ આચરણ અને સ્વભાવની વિગતમાં ઇતિહાસકારોએ નમ્રતા અને સાદાઇનું અલગ પ્રકરણ બાંધ્યું છે અને ખરેખર એમની મોટાઇ અને ઉત્કૃષ્ટ હસ્તીના મુગટ પર સાદાઇનો તોરો ઘણો જ શોભીતો દેખાતો હતો. એમના જીવન ચરિત્રની એક બાજુ એ છે કે એઓ રોમ અને સિરીયા પર લશ્કરો મોકલી રહ્યા છે, સિઝર અને ખુસરૂના એલચીઓથી કામ પડયું છે, ખાલિદ અને અમીર મુઆવિયાથી જવાબ માંગી રહ્યા છે, સા'દ ઇબ્ને વક્કાસ, અબૂ મૂસા અશ્અરી, અમ્ર ઇબ્નુલ આસના નામે ફરમાનો લખાઇ રહ્યા છે; ત્યારે બીજી બાજુ પર એ છે કે શરીર પર બાર થીંગડાનો કુરતો છે, માથા પર ફાટેલી જેવી પાઘડી છે, પગોમાં ફાટેલાં પગરખાં છે, ફરી એક હાથમાં કે ખાંધે મશક લઇ જઇ રહ્યા છે કે વિધવા સ્ત્રીઓને ઘેર પાણી ભરવું છે, અથવા મસ્જિદના ખૂણામાં ભોંય પર સૂતા છે, કારણ કે કામ કરતાં કરતાં થાકી ગયા છે અને ઊંઘનું ઝોકું આવી ગયું છે. ઘણીવાર મક્કાથી મદીના સુધી પ્રવાસ કર્યો, પરંતુ તંબુ કે શામિયાનો કદી સાથે લીધા નહિ. કોઇ ઝાડ પર ચાદર નાખી દીધી અને તેના છાયડામાં પડી રહ્યા. ઇબ્ને સા'દની રિવાયત છે કે એમનો દૈનિક ખાનગી ખર્ચ બે દિરહમ હતો કે જેના વધુમાં વધુ દસ આના થવા જાય છે. એક વેળા અહનફ ઇબ્ને કૈસ અરબસ્તાનના જાગીરદારો સાથે એમને મળવા ગયા તો જોયું કે તેઓ દામન ચઢાવી અહિં તહિં દોડતા ફરે છે. અહનફને જોઇ તેઓ બોલ્યા, "આવો,

તમે પણ મારી મદદ કરો. બયતુલ માલનું એક ઊંટ ખોવાઇ ગયું છે. તમે જાણો છો કે એક ઊંટમાં કેટલા ગરીબોના હક સામિલ છે ?"

એક માણસે કહ્યું, "અમીરુલ મુઅમિનીન ! તમે શા માટે કષ્ટ લો છો ? કોઇ ગુલામને આજ્ઞા કરો તે શોધી લાવશે."

એમણે કહ્યું, "અય્યુ અબ્દિન આ'બદુ મિન્ની." અર્થાત્ : મારાથી વધીને કયો ગુલામ હશે ?"

મુઅત્તા–ઇમામ મુહમ્મદમાં રિવાયત છે કે જ્યારે સિરીયાના પ્રવાસે નીકળ્યા ત્યારે શહેરની નજીક પહોંચી કુદરતી હાજત માટે સવારી પરથી ઉતર્યા. એ વેળા એમનો ગુલામ અસલમ પણ સાથે હતો. તેઓ ફારિગ થઇ આવ્યા તો ભૂલથી કે કોઇ કુનેહના કારણે અસલમના ઊંટ પર સવાર થઇ ગયા. તે તરફ સિરીયન લોકો એમના સ્વાગત માટે આવી રહ્યા હતા. જે આવતો તે પહેલાં અસલમ તરફ ફરતો હતો તો એ હઝરત ઉમર (રદિ.)ની તરફ ઇશારો કરી દેતો હતો. લોકોને નવાઇ લાગતી હતી અને માંહોમાંહે વિસ્મિત પામી કાનોમાં વાત કરતા હતા. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : "એમની આંખો પ્રભાવ ને પ્રતાપને શોધી રહી છે. (તે અહિંયા ક્યાંથી ?)

એક વેળા ઉપદેશમાં કહ્યું : "સાહેબો ! એક સમયે હું એટલો બધો કંગાળ હતો કે લોકોને પાણી ભરી આપતો હતો અને તેઓ મને એના અવેજમાં સુકી ખારેકો આપતા હતા. હું તે જ ખાઇને જીવતો હતો." એટલું બોલી મિમ્બર પરથી ઉતરી પડયા. લોકોએ વિસ્મય થઇ પૂછયું કે, "એવું મિમ્બર પર કહેવાનું શું કારણ હતું ?" એમણે કહ્યું, "મારા સ્વભાવમાં જરાક ગર્વ આવી ગયો હતો, તેનું આ ઔષધ છે."

સને ૩૩ હિજરીમાં હજની મુસાફરી કરી. એ તે સમય હતો કે એમના પ્રભાવ ને પ્રતાપનો સૂર્ય મધ્યાહ્નકાળ પર હતો. સઇદ ઇબ્નુલ મુસૈબ જેઓ એક મશહૂર તાબિઇ થઇ ગયા છે તેઓ પણ એ પ્રવાસમાં સાથે હતા. તેમનું કહેવું છે કે "હઝરત ઉમર (રદિ.) જ્યારે અલબત્હ અઝઝજ મુકામે પહોંચ્યા ત્યારે કાંકરીઓ ભેગી કરી તે પર કપડું નાખી દીધું અને તેને જ ઓશિકું બનાવી ભોંય પર સૂઇ ગયા. ફરી આકાશની તરફ હાથ ઉઠાવી બોલ્યા, "હે ખુદા ! હવે મારી વય વધારે થઇ ગઇ અને મારા સ્નાયુઓ નિર્બળ થઇ ગયા, હવે તું મને આ જગતમાંથી ઉઠાવી લે."

જો કે ખિલાફતની ચિંતાઓએ એમને શુષ્ક સ્વભાવના કરી દીધા હતા, પરંતુ એ એમની સ્વભાવિક સ્થિતિ ન હતી. કોઇ કોઇ વાર ખુશ મિઝાજીની ક્રિડાઓથી પણ દિલ મગ્ન કરતા હતા. એક વેળા એમણે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસથી આખી રાત કાવ્યો બોલાવ્યા. જ્યારે સૂર્યોદય થયો ત્યારે કહ્યું કે, "હવે કુર્આન પઢો."



મુહદ્દિષ ઇબ્ને જવઝીએ સીરતુલ ઉમરૈનમાં લખ્યું છે કે, એક વેળા હઝરત ઉમર (રદિ.) રાત્રે ફેરી–ગશ્ત ફરી રહ્યા હતા ત્યારે એક તરફથી આવાનો અવાજ સંભળાયો. તે તરફ એમણે લક્ષ્ય આપ્યું અને ઘણીવાર સુધી સાંભળતા રહ્યા. એક વેળા હજ્જની મુસાફરીમાં હઝરત ઉસ્માન (રદિ.), અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર વગેરે એમની સાથે હતા. અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર પોતાની સમવયના સાથીઓ સાથે હસી–મજાક કરતા ઈંદ્રાયણના દાણા ઉછાળતા ચાલતા હતા. હઝરત ઉમર (રદિ.) ફક્ત એટલું કહેતા કે, "જો જો, ઊંટ ભડકવા ન પામે." લોકોએ રબાહથી હુદી ગાવા ભલામણ કરી, પરંતુ તેઓ હઝરત ઉમર (રદિ.)ના લીધે અટક્યા; પરંતુ જ્યારે હઝરત ઉમર (રદિ.)એ કંઇ નારાજી પ્રદર્શિત ન કરી ત્યારે રબાહે ગાવાનું શરૂ કર્યું. હઝરત ઉમર (રદિ.) પણ સાંભળતા રહ્યા. જ્યારે સવાર થવા આવી ત્યારે તો એમણે કહ્યું કે, "બસ, હવે ખુદાની યાદ કરવાનો સમય છે."*

એક વેળા હજ્જની મુસાફરીમાં એક અસ્વાર ગાતો જતો હતો. લોકોએ હઝરત ઉમર (રદિ.)ને કહ્યું કે, "આપ એને અટકાવતા નથી ?" ત્યારે એમણે કહ્યું કે, "ગાયન એ તો ઊંટ–સવારો માટે રસ્તાનું ભાથું છે." ખવ્વાત ઇબ્ને જુબૈર કહે છે કે "એક વેળા મુસાફરીમાં હું હઝરત ઉમર (રદિ.)ની સાથે હતો. અબૂ ઉબયદા અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ પણ સાથે ચાલતા હતા. લોકોએ મને ભલામણ કરી કે 'ઝરારના કાવ્યો ગાવ.' હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, બહેતર તો એ છે કે એ પોતે પોતાના કાવ્યો ગાય. આથી મેં મારા કાવ્યો ગાવા શરૂ કર્યાં અને આખી રાત ગાતો રહ્યો."

કુદરતી રીતે હઝરત ઉમર (રદિ.)નો સ્વભાવ ઘણો આકરો, તેજ અને અનાયાસે ઉશ્કેરાઇ જાય તેવો હતો. અજ્ઞાનતાની દશામાં તો ક્રોધના સાક્ષાત સ્વરૂપ હતા; પરંતુ ઈસ્લામ લાવ્યા પછી પણ લાંબા સમય સુધી સ્વભાવમાંથી એની અસર ગઇ નહિ.

બદરના ધાર્મિક યુદ્ધમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, "મને ખબર છે કે કાફિરોએ બનૂ હાશિમને બળજબરીથી પોતાની પડખે લીધા હતા, નહિતર તેઓ પોતાની મેળે કદી આવત નહિ; તેથી જો અબૂલ બુખ્તરી અથવા અબ્બાસ વગેરે કંઇ નજરે પડે તો તેમને કત્લ કરશો નહિ."

અબૂ હુઝયફા બોલી ઉઠયા કે, "અમે અમારા બાપ, બેટા, ભાઇને છોડતા નથી તો બનૂ હાશિમમાં શી વિશેષતા છે ! વલ્લાહ ! જો મને અબ્બાસ હાથ આવશે તો હું તેને તલવારની મજા ચખાડીશ." જનાબ રસૂલુલ્લાહ (સલ.)ને એ અપમાનથી ખોટું લાગ્યું. એમણે હઝરત ઉમર (રદિ.)ને ઉદ્દેશીને કહ્યું કે "અબૂ હફસ ! (હઝરત ઉમરની કુન્નિય્યત હતી) જૂઓ, રસૂલુલ્લાહ (સલ.)ના કાકાનો ચહેરો તલવારને પાત્ર છે !"

* ઇઝાલતુલ ખિફા, પૃષ્ઠ ૨૦૬.

આથી હઝરત ઉમર (રદિ.) ક્રોધાવશ થયા અને બોલ્યા, "આજ્ઞા આપો કે હું એનું માથું ઉડાવી દઉં."

હુઝયફા મોટા દરજ્જાના સહાબી હતા અને એ વાક્ય આકસ્મિક–અચાનક રીતે તેઓના મોઢેથી નીકળી ગયું. એથી જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ એ વિશે એમનાથી કંઇ જવાબ માંગ્યો નહિ. હાતિબ એક પ્રતિષ્ઠિત સહાબી હતા અને ગઝવએ બદરમાં શામિલ રહ્યા હતા. એમણે એક વેળા કોઇ જરૂરી કારણે મક્કાના કાફિરો સાથે ખાનગી પત્રવહેવાર કર્યો. એ ભેદ ઉઘાડો પડી ગયો. હઝરત ઉમર (રદિ.) ગુસ્સે થઇ જનાબ રસૂલુલ્લાહ (સલ.) પાસે દોડી ગયા અને બોલ્યા કે, "એ કાફિર થઇ ગયો. મને આજ્ઞા આપો કે હું એને કત્લ કરી નાખું."

જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું, "ઇબ્નુલ ખત્તાબ ! તમને શું ખબર છે કે ખુદાએ કદાચ બદર યુદ્ધના લડવૈયાઓને કહી દીધું હોય કે તમે જે ચાહો તે કરો, હું સર્વેને ક્ષમા આપીશ."

ઝિલ ખુવૈસરા નામના એક માણસે જનાબ રસૂલુલ્લાહ (સલ.)થી અસભ્યપણે કહ્યું કે, "મુહમ્મદ ! ન્યાય ધારણ કર."

આથી હઝરત ઉમર (રદિ.) ગુસ્સાથી નિરંકુશ થઇ ગયા અને તેને કત્લ કરવા ઇચ્છા દર્શાવી; પરંતુ જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ તેમ કરતાં અટકાવ્યા. એ સર્વે બનાવોથી તમને અંદાઝો થશે કે કેવી રીતે દરેક પ્રસંગે એમની તલવાર મ્યાનમાંથી બહાર નીકળી પડતી હતી અને કાફિર તો કાફિર, પરંતુ મુસલમાનો સાથે એમની કેવી વર્તણૂક હતી, પરંતુ ઇસ્લામની બરકતે, પાકી વયે અને ખિલાફતના કામકાજે એમને ધીમે ધીમે નમ્ર અને સહનશીલ બનાવી દીધા; તે અહિંયા સુધી કે ખિલાફતના સમયે તેઓ કાફિરોની સાથે જેવી માયા અને કૃપાભરી વર્તણૂક આદરતા હતા તેવી તો આજે મુસલમાન સાથે મુસલમાન આદરતા નથી. એમના ખાનગી જીવનના વૃત્તાંત ઓછા જાણમાં આવ્યા છે. સંજોગોથી એટલું સિદ્ધ થયું છે કે તેઓ પત્નીઓ ને સંતાનોના અતિ પ્રેમી ન હતા અને ખાસ કરીને પત્નીઓ પ્રત્યે એમને તદ્દન પ્રેમ ન હતો. એનું ઘણું કરીને એ કારણ હતું કે તેઓ સ્ત્રીઓને જેટલું માન આપવું જોઇએ તેટલું માન આપતા ન હતા. સહીહ બુખારીના બાબુલ લિબાસમાં એમના શબ્દો ટાંકવામાં આવ્યા છે કે, "અમે લોકો અજ્ઞાનતાની દશામાં સ્ત્રીઓને તદ્દન તુચ્છ ગણતા હતા. જયારે કુર્આન ઉતર્યું અને તેમાં સ્ત્રીઓનું વર્ણન આવ્યું ત્યારે અમે સમજયા કે તે કંઇક વસ્તુ છે, છતાં વ્યવહારમાં અમે તેમને કંઇ દખલગીરી કરવા દેતા ન હતા."

એ જ રિવાયતમાં છે કે એક વેળા એમણે પોતાના પત્નીને આકરા શબ્દો કહ્યા. તેમણે પણ બરાબરીનો જવાબ આપ્યો. એથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, હવે તમે એટલા

દરજ્જા સુધી પહોંચી ગયા !" એથી તેઓ બોલ્યા કે, "તમારી પુત્રી જનાબ રસૂલુલ્લાહ (સલ.) સાથે એવી જ વાતો કરે છે."

હઝરત ઉમર (રદિ.)ના એક પત્ની જમીલા હતાં. એમનાથી આસિમનો જન્મ થયો હતો. આસિમ હજૂ તો નાની વયના હતા કે કોઈ કારણે હઝરત ઉમર (રદિ.)એ તેમને તલાક આપી. તે વેળા હઝરત અબૂબક (રદિ.)નો સમય હતો અને હઝરત ઉમર (રદિ.) કબા કે જ્યાં પહેલા રહેતા હતા ત્યાંથી મદીના ચાલ્યા આવ્યા હતા. એક દિવસે અણધાર્યા કબાની તરફ હઝરત ઉમર (રદિ.) જઈ ચઢયા. આસિમ બાળકો સાથે રમી રહ્યા હતા. હઝરત ઉમર (રદિ.)એ એમને પકડી પોતાના ઘોડા પર બેસાડી સાથે લઈ જવા ચાહ્યું. આસિમની માતાને એની ખબર થઈ. તેઓ આવી વચ્ચે પડયાં કે એ મારો પુત્ર છે, હું એને મારી સાથે રાખીશ. ઝઘડો વધુ લંબાયો અને હઝરત અબૂબક (રદિ.)ને ત્યાં ફરિયાદ આવી. હઝરત અબૂબક (રદિ.)એ હઝરત ઉમર (રદિ.) વિરુદ્ધ ચુકાદો આપ્યો; એથી તેઓ નિરૂપાય થયા.

એ બનાવ ઈમામ માલિકના "મુઅત્તા" વગેરેમાં આલેખવામાં આવ્યો છે. એ બનાવોથી માલુમ પડે છે કે સ્ત્રીઓની સાથે એમની વર્તણૂક એવી પ્રેમ અને માયાભરી ધોરણની ન હતી કે જેવી બીજા બુઝુર્ગોની હતી. સંતાન ને ખાનદાનના માણસો સાથે પણ એમને અસાધારણ પ્રેમ ન હતો. ઝૈદ કે જેઓ સગા ભાઈ હતા તેમના પ્રત્યે એમને ઘણો પ્રેમ હતો. જ્યારે તેઓ યમામાના યુદ્ધમાં શહીદ થયા તો તેઓ ઘણા રડયા અને એમને ઘણું જ દુઃખ થયું. એમ તેઓ કહ્યા કરતા હતા કે જ્યારે યમામા તરફથી હવા ચાલે છે તો મને ઝૈદની સુગંધ આવે છે. અરબસ્તાનનો મશહુર મરસીયા કહેનાર કવિ મુતમ્મિમ ઈબ્ને નુવૈરા જ્યારે એમની સેવામાં આવ્યો ત્યારે એમણે તેને ઝૈદનો મરસીયો કહેવા ભલામણ કરી અને બોલ્યા કે "મને તમારી જેમ મરસીયા કહેતાં આવડત તો હું જાતે કહેત." હઝરત ઉમર (રદિ.)એ જેમ આગળ લખી આવ્યા છીએ તેમ મક્કાથી જ્યારે હિજરત કરી તો અવાલી મુકામે આવી રહ્યા કે જે મદીનાથી બે–ત્રણ માઈલ પર છે, પરંતુ ખિલાફત મળ્યા પછી ત્યાં રહેવાનું તદન છોડી દીધું અને શહેરમાં આવીને રહ્યા. જે મકાનમાં તેઓ રહેતા હતા તે મસ્જિદે નબવીની સાથે 'બાબુસ્સલામ' અને 'બાબુર્રહમત'ના દ્વારો વચ્ચે આવ્યું હતું. મરણ સમયે એમણે વસિય્યત કરી હતી કે "ઘર વેચી મારું દેણ વાળજો" એથી અમીર મઆવિયાએ એને ખરીદયું અને નાણા આપી એમનું દેણ વાળ્યું; તેથી એ ઘર એક મુદત સુધી "દારુલ કઝા"ના નામથી પ્રખ્યાત રહ્યું.

આજીવિકાનું મુખ્ય સાધન વ્યાપાર હતું. એથી સહીહ બુખારીમાં છે કે ઘરમાં પ્રવેશ કરવાની આજ્ઞાવાળી હદીષની અજાણતાનું એમણે પણ એ જ કારણ બતાવ્યું કે હું ખરીદ–વેચાણના કામમાં વળગેલો રહેવાથી જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ઓછો જતો હતો, પરંતુ બીજી સફળતાઓ પણ કદી કદી પ્રાપ્ત થતી હતી. કાઝી અબૂ યૂસુફ સાહબે



"કિતાબુલ ખિરાજ"માં લખ્યું છે કે "રસૂલુલ્લાહ (સલ.)એ મદીના પહોંચી અબૂબક (રદિ.) અને ઉમર (રદિ.)ને જાગીરો અર્પણ કરી. જ્યારે ખૈબર જીતાયું ત્યારે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ સર્વ સહાબાઓ કે જેઓએ યુદ્ધમાં ભાગ લીધો હતો તેમની વચ્ચે વહેંચી નાખ્યું. હઝરત ઉમર (રદિ.)ના ભાગે જે જમીન આવી તેનું નામ ષમગ હતું અને તે ઘણી જ ફળદ્રુપ હતી. ઈતિહાસકાર બલાઝરીએ લખ્યું છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના સર્વે ભાગીદારોના નામ એક પુસ્તકમાં લખી રાખ્યા હતા. બની હારિષા યહૂદીઓ પાસેથી પણ એક જમીન હાથ લાગી હતી એનું નામ પણ ષમગ હતું, પરંતુ એમણે બંને જમીનો ખુદાના માર્ગે વકફ કરી દીધી. ખૈબરની જમીન વકફ કરવાની ખરી હકીકત બુખારીના "બાબુશ્શુરૂત ફીલ વકફ"માં લખી છે. વકફમાં જે શરતો કરી હતી તે આ હતી કે એ જમીન વેચાશે નહિ કે ન બખ્શિશ કરી શકાશે, ન વારસામાં જશે. જે કંઈ એમાંથી ઉત્પન્ન થાય તેમાં ફકીરો, ઝીલ કુરબા, ગુલામ, મુસાફર અને મહેમાનનો હક છે. ખિલાફત્તના થોડા દિવસ પછી એમણે સહાબાઓની સેવામાં પોતાના આવશ્યક ખરચ માટે માંગણી કરી, એથી હઝરત અલી (રદિ.)ના અભિપ્રાય અનુસાર એટલો પગાર બાંધી આપવામાં આવ્યો કે સાધારણ પોશાક અને ખોરાક માટે પૂરતો થઈ રહે. સને ૧૫ હિજરીમાં જ્યારે સર્વે લોકોના પગારો બંધાયા ત્યારે મહાન વડા સહાબાઓની સાથે એમનો યે પાંચ હજાર દિરહમનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. એમ માલુમ પડે છે કે મદીના પહોંચી પહેલવહેલા તેઓએ ખેતીવાડી પણ કરી હતી; પરંતુ તેને અર્ધ ભાગે એવી રીતે આપતા કે બીજ કદી પોતે પૂરા પાડતા અને કદી તેનું મેળવવું પણ ભાગીદારને માથે નાખવામાં આવતું. એથી સહીહ બુખારીના "બાબુલ મુઝારેઆ"માં એ વિગત સવિસ્તર આપવામાં આવી છે.

ખોરાક અતિ સાદો હતો. સાધારણ રોટલી અને ઝયતૂનનું તેલ રસોઈમાં રહેતું. મુખ્યત્વે રોટી ઘઉંની રહેતી, પરંતુ લોટને ચાળવામાં આવતો ન હતો. સામાન્ય દુકાળની વેળા જવની રોટલીનો નિયમ કરી લીધો હતો. કદી કદી ઘણી ખરી ચીજો દસ્તરખ્વાન પર રાખવામાં આવતી હતી અને એ વસ્તુઓમાં માંસ, ઝયતૂનનું તેલ, દૂધ, શાક, સરકો વગેરે હતાં. મહેમાન કે એલચીઓ આવતા ત્યારે તેમને ખાવામાં મુશ્કેલી પડતી; કારણ કે તેઓને એવો સાદો ખોરાક ખાવાની ટેવ ન હતી. એમનો પોશાક પણ સાધારણ હતો. તેઓ ઘણી વાર ખમીસ પહેરતા હતા. બરંસ નામની એક જાતની ટોપી ઈસાઈ સાધુઓ પહેરતા હતા તેવી ટોપી પહેરવાનો રિવાજ મદીના મુનવ્વરહમાં પણ ચાલુ થયો હતો. એથી હઝરત ઉમર (રદિ.) પણ કદી કદી એ ટોપી પહેરતા હતા. પગરખાં અરબી ઢબનાં હતાં કે જેને ચામડાનો લાંબો ટુકડો લગાડેલો હતો.

તેઓ ઘણી જ સાદાઈથી રહેતા હતા અને કપડાંઓ ઘણી વાર થીંગડા મારેલા પહેરતા. એક વેળા ઘણી વાર સુધી ઘરમાં રહ્યા. તેઓ બહાર આવ્યા તો લોકો એમની રાહ જોતા

ઊભા હતા. એનું કારણ એ હતું કે પહેરવાને કપડાં નહોતા તેથી એ જ કપડાઓને ધોઇ સુકવવા નાખ્યા હતા. જયારે સુકાઇ રહ્યા ત્યારે તે જ કપડાં પહેરી બહાર નીકળ્યા, પરંતુ એ સર્વે વાતોથી એવો વિચાર ન કરવો જોઇએ કે તેઓ તપશ્ચર્યા અને કંગાળ જીવનને પસંદ કરતા હતા. એ વિશે એમના અભિપ્રાયનો અંદાઝો એથી થઇ શકે છે કે એક વેળા એક માણસ કે જેને એમણે યમનનો ગવર્નર નિમ્યો હતો તે એવા રૂપમાં તેમને મળવા આવ્યો કે સુશોભિત વસ્ત્રો શરીરે પહેર્યાં હતા અને વાળોમાં પુષ્કળ તેલ નાંખ્યું હતું. હઝરત ઉમર (રદિ.) ઘણા નારાજ થયા અને તે કપડાં ઉતરાવી જાડા કપડાં પહેરાવ્યા. બીજી વાર વિખરાયેલા વાળ અને ફાટેલાં તૂટેલાં કપડાં પહેરીને આવ્યો. હઝરત ઉમર (રદિ.) બોલ્યા "એ પણ મારો ઉદ્દેશ નથી. માણસે ન વિખરાયેલા વાળે રહેવું જોઇએ ન પટીઓ પાડવી જોઇએ." સારાંશ કે હઝરત ઉમર (રદિ.) ન તો નકામા ઠાઠમાઠ અને શણગારને પસંદ કરતા હતા અને ન તપસ્વી જીવનને સારું સમજતા હતા. એમના શરીરનો ઘાટ એ હતો કે તેઓ રંગે ઘઉંવર્ણા હતા. કદ એમનું એટલું લાંબુ હતું કે સેંકડો-હજારો માણસોની મેદનીમાં ઊભા થઇ જતા તો એમનું કદ સૌથી ઊંચું માલુમ પડતું હતું. ગાલ ઓછા માંસવાળા, દાઢી ઘનવાળની અને મૂછો લાંબી લાંબી હતી. માથાના વાળ આગળથી ઉડી ગયા હતા.

હઝરત ઉમર (રદિ.)એ દરેક ખાતામાં જે જે નવા સુધારા કર્યા તેઓને ઇતિહાસકારોએ એક સ્થળે લખ્યા છે અને તેમને નવી યોજનાઓ તરીકે લેખ્યા છે. એથી અમે એમના વૃત્તાંતને એ જ સુધારાઓની વિગત પર સમાપ્ત કરીએ છીએ કે પહેલેથી લઈ છેલ્લે સુધી સંબંધ જળવાઇ રહે.

(૧) બયતુલ માલ કિંવા ખઝાનો સ્થાપિત કર્યો.

(૨) અદાલતો સ્થાપી અને કાઝીઓ નિમ્યા.

(૩) તારીખ અને સનને કાયમ કરી કે જે આજ સુધી ચાલુ છે.

(૪) અમીરુલ મુઅમિનીનનો ખિતાબ ધારણ કર્યો.

(૫) લશ્કરી દફતરની રચના કરી.

(૬) વૉલન્ટીયરોના પગારો નિર્માણ કર્યા.

(૭) મહેસૂલ ખાતાની કચેરી કાયમ કરી.

(૮) માપણીનું કામ ચાલુ કર્યું.

(૯) વસતી ગણતરી કરાવી.

(૧૦) નહેરો ખોદાવી.



(૧૧) શહેરો વસાવ્યા—કૂફા, બસરા, જીઝા, ફુસ્તાત, મોસલ.

(૧૨) જીતાયેલા દેશોને પ્રાંતોમાં વહેંચી નાંખ્યા.

(૧૩) પાકનો દસમો ભાગ મહેસૂલ તરીકે ઠરાવ્યો (એની વિગત મહેસૂલ ખાતામાં આવી ગઇ છે.)

(૧૪) દરિયાની ઉપજ જેવી કે અબર વગેરે પર મહેસૂલ ઠરાવ્યું અને મહેસૂલ ઉઘરાતદાર નિમ્યા.

(૧૫) પર રાજ્યોના વ્યાપારીઓને દેશમાં આવવા અને વ્યાપાર કરવાની છૂટ આપી.

(૧૬) જેલખાનાની સ્થાપના કરી.

(૧૭) કોરડાનો ઉપયોગ ચાલુ કર્યો.

(૧૮) રાત્રિએ ગશ્ત—ફેરી ફરી પ્રજાની સ્થિતિ જાણવાની પદ્ધતિ કાઢી.

(૧૯) પોલીસ ખાતું સ્થાપન કર્યું.

(૨૦) જગે જગ ફોજી છાવણીઓ સ્થાપિત કરી.

(૨૧) ઘોડાઓના કુળમાં નસલ અને વર્ણસંકરનો ભેદ કર્યો કે જે ભેદ તે સમયે અરબસ્તાનમાં ન હતો.

(૨૨) રિપોર્ટરો નિમ્યા.

(૨૩) મક્કા મુઅઝઝમાથી મદીના મુનવ્વરહ સુધી મુસાફરોના આરામ માટે મકાનો બંધાવ્યા.

(૨૪) માર્ગમાં ત્યાગી દેવામાં આવેલા બાળકોના પોષણ અને ઉછેર માટે પગારો બાંધી આપ્યા.

(૨૫) વિવિધ શહેરોમાં મહેમાનખાના બાંધવામાં આવ્યા.

(૨૬) એ કાનૂન ઘડવામાં આવ્યો કે અરબો (જો કે તે કાફિર હોય)ને ગુલામ બનાવી શકાય નહિ.

(૨૭) કંગાળ હાલતના યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પગારો બાંધી આપવામાં આવ્યા.

(૨૮) નિશાળો ઉઘાડી.

(૨૯) શિક્ષકો અને મુદર્રિસોના પગારો નિર્માણ કર્યા.

(૩૦) હઝરત અબૂબક્ર (રદિ.)ને આગ્રહ કરી કુર્આન મજીદની ગોઠવણી કરવા તૈયાર કર્યા અને પોતાની દેખરેખ હેઠળ એ કાર્યને પૂરું કર્યું.

(૩૧) "કયાસ"નો સિદ્ધાંત સ્થાપિત કર્યો.



(૩૨) વારસાના કાયદામાં "ઓલ"નો નિયમ કાઢ્યો.

(૩૩) સવારની અઝાનમાં "અસ્સલાતુ ખયરૂમ્મિનન નવ્મ"નો વધારો કર્યો. એની વિગત મુઅત્તા–ઈમામ માલિકમાં આપવામાં આવી છે.

(૩૪) તરાવીહની નમાઝ જમાઅતની સાથે અદા કરવા ઠરાવી.

(૩૫) ત્રણ તલાકો જો એક સાથે આપવામાં આવે તો તેને "બાઈન" તલાક ઠરાવી.

(૩૬) દારૂ પીવા માટે ૮૦ કોરડા મારવા ઠરાવ્યું.

(૩૭) વ્યાપારના ઘોડાઓ પર ઝકાત લેવા ઠરાવ્યું.

(૩૮) બનૂ તગલબના ખ્રિસ્તીઓ પાસે જઝિયાના બદલે ઝકાત લેવાનું નક્કી કર્યું.

(૩૯) 'વકફ' પદ્ધતિની સ્થાપના કરી.

(૪૦) જનાઝાની નમાઝ માટે ચાર તકબીરો કહેવા પર સર્વે લોકોને એકમત કર્યા.

(૪૧) મસ્જિદોમાં વઅઝ (ઉપદેશ)ની રીત ચાલુ કરી. એથી એમની આજ્ઞાથી તમીમદારીએ વઅઝ કરી અને એ ઈસ્લામમાં પ્રથમ વઅઝ હતી.

(૪૨) ઈમામો અને મુઅઝઝીનોના પગારો બાંધી આપ્યા.

(૪૩) મસ્જિદોમાં રાત્રે અજવાળાની વ્યવસ્થા કરી.

(૪૪) નિંદા કહેવા માટે શિક્ષા નિર્માણ કરી.

(૪૫) ગઝલના કાવ્યોમાં સ્ત્રીઓના નામ લેવાની મનાઈ કરી. જો કે એ રિવાજ લાંબી મુદતથી અરબસ્તાનમાં પ્રચલિત હતો.

એ સિવાય એમના બીજા ઘણા સુધારા છે તે અમે લંબાણના કારણે છોડી દઈએ છીએ.

## પ્રકરણ ૪૭

### પત્નીઓ અને સંતાન

હઝરત ઉમર (રદિ.)એ અજ્ઞાન દશામાં અને ઇસ્લામમાં કેટલાક નિકાહ કર્યા. પહેલા લગ્ન ઉસ્માન ઇબ્ને મઝઉનના બહેન ઝૈનબ સાથે થયા. ઉસ્માન ઇબ્ને મઝઉન પ્રથમ સહાબાઓમાંથી હતા; કિંતુ ઇસ્લામ કબૂલ કરનારાઓમાં એમનો ચૌદમો નંબર હતો. સને ૨ હિજરીમાં તેઓ વફાત પામ્યા અને જનાબ રસૂલુલ્લાહ (સલ.)ને એમની વફાતથી એટલો આઘાત પહોંચ્યો કે આપ (સલ.) એમની મય્યિતને ચુંબન કરતા હતા અને નિરંકુશપણે રડતા જતા હતા. ઉસ્માનના બીજા ભાઇ કુદામા પણ મહાન સહાબાઓમાંથી છે. ઝયનબ મુસલમાન થઇ મક્કા મુઅઝઝમામાં ગુજરી ગયાં. હઝરત અબ્દુલ્લાહ અને હઝરત હફસા એમનાથી જ જન્મ પામ્યા હતા.

એમના બીજા પત્ની કુરૈતા બિન્તે અબી મય્યતલ મખઝુમી હતા. તેઓ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર પત્ની ઉમ્મે સલમાના બહેન હતાં. એમણે ઇસ્લામ સ્વીકાર કર્યો નહિ અને મુશરિક સ્ત્રી સાથે નિકાહ કાયદેસર નથી તેથી હુદયબિય્યહની સુલેહ પછી સને ૬ હિજરીમાં એમને હઝરત ઉમર (રદિ.)એ તલાક આપી. ત્રીજા પત્ની મુલૈકા બિન્તે જરૂલ અલ ખુઝાઇ હતા. એમને ઉમ્મે કુલસુમ પણ કહેવામાં આવે છે. એમણે પણ ઇસ્લામનો સ્વીકાર કર્યો નહિ તેથી સને ૬ હિજરીમાં એમને પણ તલાક આપી. ઉબયદુલ્લાહનો જન્મ એમનાથી થયો હતો. ઝયનબ અને કુરૈતા કુરૈશ ખાનદાનમાંથી અને મુલૈકા ખુઝાઆ કબીલામાંથી હતા. એમણે મદીના આવી અન્સાર સાથે સગાઇ જોડી, કિંવા સને ૭ હિજરીમાં આસિમ ઇબ્ને થાબિત અલ અફલહ જેઓ એક પ્રતિષ્ઠિત અનસારી હતા અને બદરના ધાર્મિક યુદ્ધમાં જેમણે ભાગ લીધો હતો તેગના બેટી જમીલા સાથે એમણે નિકાહ કર્યા; જમીલાનું પ્રથમ નામ આસિયા હતું, પરંતુ જ્યારે તેઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો ત્યારે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ તેમનું નામ બદલાવી જમીલા નામ રખાવ્યું; પરંતુ હઝરત ઉમર (રદિ.)એ એમને પણ તલાક આપી.

જીવનના છેલ્લા વર્ષોમાં નુબુવ્વત–ખાનદાનથી સંબંધ જોડવા એમનો ઇરાદો થયો કે જે સંબંધ માન અને બરકતનું કારણ હતું. એથી જનાબ અલી (રદિ.)થી હઝરત ઉમ્મે કુલસુમ માટે માંગણી કરી. હઝરત અલી (રદિ.)એ પ્રથમ કુલસુમની સગીર વયના કારણે ના પાડી, પરંતુ જ્યારે હઝરત ઉમર (રદિ.)એ વધુ ઇચ્છા દર્શાવી અને બોલ્યા કે

"એથી મારો હેતુ માન–પ્રાપ્તિ છે" ત્યારે હઝરત અલી (રદિ.)એ મંજુર કર્યું અને ૪૦ હજારની મહેર પર નિકાહ થયા.*

હઝરત ઉમર (રદિ.)ના બીજાં પત્નીઓ પણ હતાં; જેઓના નામ ઉમ્મે હકીમ બિન્તુલ હારિષ ઈબ્ને હિસામ અલ મખઝુમી, ફુકૈહા, યમીના, આતિકા બિન્તે ઝૈદ ઈબ્ને ઉમર ઈબ્ને નુફૈલ છે. આતિકા હઝરત ઉમર (રદિ.)ના પિત્રાઈ બહેન હતાં. એમના નિકાહ પહેલાં હઝરત અબૂબક્ર (રદિ.)ના ફરઝંદ અબ્દુલ્લાહથી થયા હતાં. આતિકા ઘણા ખૂબસૂરત હતાં તેથી અબ્દુલ્લાહ એમને ઘણા ચાહતા હતા. અબ્દુલ્લાહ તાયફના યુદ્ધમાં શહીદ થઈ ગયા. આતિકાએ એમનો અતિ કરૂણાજનક મરસીયો રચ્યો હતો જેની બે કડીઓ નીચે પ્રમાણે છે :

ભાવાર્થ :– મેં કસમ ખાધી છે કે મારી આંખ હંમેશા તારા માટે શોકમય રહેશે અને શરીર ધૂળમય બની રહેશે.

હઝરત ઉમર (રદિ.)એ એમનાથી સને ૧૨ હિજરીમાં નિકાહ કર્યા. વલીમાની દાવતમાં હઝરત અલી (રદિ.)એ ભાગ લીધો હતો. હઝરત ઉમર (રદિ.)ને પુષ્કળ રીતે સંતાન–પ્રાપ્તિ થઈ. સંતાનોમાં હઝરત હફસા (રદિ.)ને શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, કારણ કે તેઓ જનાબ રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર બીવીઓમાંથી છે. પ્રથમ એમનાં નિકાહ ખુનૈસ ઈબ્ને હુઝાફાની સાથે થયા હતાં કે જેઓ મુહાજિરીન સહાબાઓમાંથી હતા. ખુનૈસ જ્યારે ઉહુદના ધાર્મિક યુદ્ધમાં શહીદ થયા ત્યારે તેઓના નિકાહ જનાબ

* હઝરત ઉમ્મે કુલસુમના નિકાહના બનાવને સર્વે વિશ્વાસપાત્ર ઈતિહાસકારોએ સવિસ્તર લખ્યો છે. અલ્લામા તબરીએ "તારીખે કબીર"માં, ઈબ્ને હિબ્બાને કિતાબુષ્ષકાતમાં, ઈબ્ને કુતૈબાએ "મઆરિફ"માં અને ઈબ્ને અષીરે "કામિલ"માં સવિસ્તર લખ્યું છે કે, ઉમ્મે કુલસુમ બિન્તે ફાતિમતુઝ્ઝુહરા હઝરત ઉમર (રદિ.)ના પત્ની હતાં. ઉમ્મે કુલસુમ નામે એમના બીજાં એક પત્ની હતાં, પરંતુ તેઓ બંને વિશે ઈતિહાસકારોએ સ્પષ્ટ ખુલાસો કર્યો છે. અલ્લામા તબરી, ઈબ્ને હિબ્બાન અને ઈબ્ને કુતૈબાના ખુલાસા મેં મારી જાતે જોયા છે અને એનાથી વધુ ઐતિહાસિક પુરાવો શો હોઈ શકે છે ? આ સ્થળે હું તે લખાણો નકલ કરું છું. ઈબ્ને હિબ્બાનના પુસ્તક "કિતાબુષ્ષકાત"માં હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતના વર્ણન અને સને ૧૭ હિજરીના બનાવોમાં છે કે, તઝવ્વજા ઉમરા ઉમ્મે કુલસુમ બિન્તે અલી ઈબ્ને અબી તાલિબ વહિયા મિન ફાતિમતા વદખલા બિહા ફી શહરિ ફી કઅદા : ઈબ્ને કુતૈબાના મઆરિફમાં હઝરત ઉમર (રદિ.)ની ઓલાદના વર્ણનમાં છે કે, "વ ફાતિમા વ ઝયૂદન વ ઉમ્મુહુમા ઉમ્મે કુલસુમ બિન્તે અલી ઈબ્ને અબી તાલિબે મિન ફાતિમતા બિન્તે રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ. "અસદુલ ગાબા" ફી અહવાલે સહાબા– (ઈબ્ને અષીર)માં જ્યાં હઝરત ઉમ્મે કુલસુમનું વૃત્તાંત લખ્યું છે ત્યાં સવિસ્તર એમના નિકાહનો બનાવ લખ્યો છે. એ જ પ્રમાણે તબરીએ ઠેક ઠેકાણે ખુલાસો કર્યો છે જેને અમે લંબાણના ડરે જતો કરીએ છીએ. સૌથી વધુમાં એ કે સહીહ બુખારીમાં વચ્ચે એક સ્થાને હઝરત ઉમ્મે કુલસુમનું વર્ણન આવી ગયું છે, જેનો બનાવ એવો છે કે હઝરત ઉમર (રદિ.)એ સ્ત્રીઓને ચાદરો વહેંચી ત્યારે એક ચાદર વધી એથી એ વિશે તેઓ વિચારતા હતા કે તે વધેલી ચાદર કોને આપવી જોઈએ ત્યારે એક માણસે એમને ઉદ્દેશીને કહ્યું : "યા અમીરુલ મુઅમિનીન ! ઈઅ્તિ હાઝા બિન્તી રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમલ્લતી ઈન્દકા યુરીદુ ઉમ્મન કુલષુમ. (સહીહ બુખારી, બાબુલ જિહાદ–મીરતમાં છપાયેલી, પૃષ્ઠ ૨૦૩) એમાં સ્પષ્ટ ખુલાસો છે કે ઉમ્મે કુલષુમ જેઓ હઝરત ઉમર (રદિ.)ના બીવી હતાં તેઓ ખાનદાને નુબુવ્વતમાંથી છે.

રસૂલુલ્લાહ (સલ.) સાથે થયા. એમનાથી ઘણી હદીસો રિવાયત થઇ છે અને ઘણા સહાબાઓએ એમનાથી રિવાયતો કરી છે. સને ૪૫ હિજરીમાં ૬૩ વરસની વયે તેઓ વફાત પામ્યાં.

હઝરત ઉમર (રદિ.)ના પુત્રોના નામ-અબ્દુલ્લાહ, ઉબયદુલ્લાહ, આસિમ, અબૂ શહમા, અબ્દુર્રહમાન, ઝૈદ, મુજૈર છે. તેઓમાંના ત્રણ પહેલાં વધુ પ્રખ્યાત છે. હઝરત અબ્દુલ્લાહ ફિકહ અને હદીષના મહાજ્ઞાની મનાય છે. બુખારી અને મુસ્લિમમાં એમના મસાઇલ અને રિવાયતો પુષ્કળ લખવામાં આવી છે. તેઓ મક્કામાં હઝરત ઉમર (રદિ.)ની સાથે ઈસ્લામના વર્તુળમાં આવ્યા અને ઘણા યુદ્ધોમાં જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહ્યા છે. અલ્લામા ઝહબીએ "તઝકિરતુલ હુફ્ફાઝ"માં અને ઈબ્ને ખલકાને "દફયાતુલ અઅ્યાન"માં એમનું સવિસ્તર વૃત્તાંત લખ્યું છે કે, જેનાથી એમની વિદ્યાકળા ને કાબિલીયત, પરહેઝગારીને પવિત્રતાનો અંદાઝો થઇ શકે છે. વિદ્યા કળા ઉપરાંત સત્ય બોલવામાં તેઓ ઘણા જ નિડર હતા. એક વેળા હજ્જાજ ઈબ્ને યૂસુફ કા'બામાં ખુત્બો આપી રહ્યો હતો, બરાબર તે જ સંજોગોમાં એમણે ઊભા થઇ કહ્યું, "એ અલ્લાહનો શત્રુ છે, કારણ કે એણે અલ્લાહના મિત્રોને કત્લ કર્યા છે." એથી હજ્જાજે એ વેર લેવા માટે એક માણસ નિર્માણ કર્યો કે જેણે એમને ઝેરીલા હથિયાર વડે ઝખ્મી કર્યા અને એ જ ઝખ્મથી તેઓ માંદગી ભોગવી જન્નતનશીં થયા. અલ્લામા ઝહબીએ લખ્યું છે કે, જ્યારે હઝરત અલી (રદિ.) અને અમીર મુઆવિયાએ પોતાનો મામલો લવાદના હાથમાં આપ્યો ત્યારે લોકોએ હઝરત અબ્દુલ્લાહથી આવી કહ્યું કે, "સર્વે મુસલમાન આપની ખિલાફતથી રાજી છે. આપ તૈયાર થઇ જાવ તો અમે લોકો આપના હાથ પર બૈઅત કરીશું." એમણે એની ના પાડી અને બોલ્યા કે, "હું મુસલમાનોના લોહીથી ખિલાફત ખરીદવા માંગતો નથી." હઝરત અબ્દુલ્લાહના પુત્ર સાલમની ગણતરી "ફુકહાએ સબઆ" અર્થાત્ મદીના મુનવ્વરહના તે સાત ફુકહાઓમાં થાય છે કે જેઓ પર હદીસ અને ફિકહનો આધાર હતો અને જેમના ફતવા વિના કોઇ કાઝી ચુકાદો કરી શકતો ન હતો. સાલમ ઉપરાંત બીજા છ ફુકહાઓના નામ-ખારિજા ઈબ્ને ઝૈદ, ઉરવા ઈબ્ને ઝુબૈર, સુલયમાન ઈબ્ને યસાર, ઉબયદુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહ, સઈદ ઈબ્ને અલ મુસૈબ અને કાસિમ ઈબ્ને મુહમ્મદ છે.

એ વાત યાદ રાખવા યોગ્ય છે કે સર્વે મુહદ્દિષીનોના મત પ્રમાણે હદીસના બે વિભાગ સૌથી વધુ સિદ્ધ થયેલા છે અને મુહદ્દિષીન એ વિભાગોને "ઝંજીરે-ઝર" કહે છે. પ્રથમ તે હદીસ કે જેની રિવાયતના હારમાળામાં ઈમામ માલિક, નાફિઅ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર હોય. બીજી તે હદીસ જેની હારમાળામાં ઝુહરી, સાલમ અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર હોય. ઈમામ માલિક અને ઝુહરીના સિવાય બાકીના સર્વે સભ્યો હઝરત ઉમર (રદિ.)ના જ ખાનદાનમાંથી છે. અબ્દુલ્લાહ એમના પુત્ર, સાલમ એમના પૌત્ર અને

નાફેઅ એમના ગુલામ હતા. હઝરત ઉમર (રદિ.)ના બીજા પુત્ર અબ્દુલ્લાહ વીરતા અને પહેલવાનીમાં પ્રખ્યાત હતા. ત્રીજા પુત્ર આસિમ ઘણા જ પરહેઝગાર, આલિમ અને ફાઝિલ હતા. સને ૮૦ હિજરીમાં જ્યારે એમની વફાત થઈ ત્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ એમનો મરસીયો લખ્યો જેની બે કડીઓ નીચે પ્રમાણે છે :

**ફલયતલ મનાયા કુન્ના ખલ્લફના આસિમન,**
**ફિશઅના જમીઅન અવઝહીના બિનામઅન.**

ભાવાર્થ :– મૌત આસિમને છોડી જાત તો કેવું સારું થાત કે અમે સૌ ભેગા રહેત, લઈ જવું હતું તો સૌને લઈ જાત !

આસિમ ઘણા જ ઊંચા કદના અને જબરા બાંધાના હતા અને કાવ્યો ઘણા રચતા હતા. એમના માટે સાહિત્યકારોએ લખ્યું છે કે, "દરેક કવિને કંઈ ને કંઈ એવા શબ્દો (ભરતીયાના) લાવવા પડે છે કે જેને લાવવાની જરૂરત નથી હોતી, પરંતુ આસિમ એનાથી બાકાત રહ્યા છે." હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ એમના દોહિત્ર* હતા. ઈબ્ને કુતૈબાએ "કિતાબુલ મઆરિફ"માં હઝરત ઉમર (રદિ.)ના પૌત્રા, પરપૌત્રો અને દોહિત્રોનું વૃત્તાંત પણ લખ્યું છે, પરંતુ અમે સ્થળ–સંકોચના કારણે એને જતું કરીએ છીએ.

* હઝરત ઉમર (રદિ.)ની બીવીઓ ને તેમની ઔલાદનું વૃત્તાંત મેં "અસદુલ ગાબા", "કિતાબ અલ મઆરિફ," "ઈબ્ને મસઊદને કામિલ", "ઈબ્ને અસીર" અને "ફત્હુલ મુગીસ" પરથી લખ્યું છે.

# પ્રકરણ ૪૮

## ઉપસંહાર

**લયૂસા લિલ્લાહિ બિમુસ્તન્કિરીન**
**અન્ યજ્મઅલ આલમા ફી વાહિદીન.**

ભાવાર્થ :– ખુદાની કુદરત માટે શું એ અશક્ય છે કે પૂરું જગત એક વ્યક્તિમાં સમાઇ જાય ?

હઝરત ઉમર (રદિ.)નું જીવન ચરિત્ર અને વૃત્તાંત વિગતપૂર્વક અને જે ચોકસાઇ સહિત લખાયું છે તે ઐતિહાસિક કૃતિની ચોકસાઇની અંતિમ હદ છે. જગતમાં જેટલીયે મહાન પ્રખ્યાત વ્યક્તિઓ થઇ ગઇ છે તેમના સવિસ્તર જીવનચરિત્રો પ્રથમથી લખાયેલાં છે. એ બંને વસ્તુઓ તમારી સમક્ષ છે અને એ વાતનો નિર્ણય કરવાનો અસર છે કે પૂરા જગતમાં હઝરત ઉમર (રદિ.)નો કોઇ સમોવડીયો થઇ ગયો છે કે નહિ ?

કુદરતી કાનૂનના રહસ્યજ્ઞાનીઓ સમજી શકે છે કે મનુષ્ય–ગુણોના વિવિધ પ્રકારો છે અને દરેક ગુણનો માર્ગ જુદો હોય છે. એ બનવાજોગ છે, બલકે ઘણીવાર એમ બન્યું છે કે એક માણસ એક ગુણના કારણે અખિલ જગતમાં અનુપમ હોય છે, પરંતુ બીજા ગુણોનો એને ઘણો થોડો ભાગ મળેલો હોય છે. સિકંદર સૌથી મહાન વિજેતા હતો, પરંતુ તત્વજ્ઞાની ન હતો. એરીસ્ટોટલ એક તત્વજ્ઞાની હતો, પરંતુ રાજનીતિજ્ઞ ન હતો.

મહાન ઉત્કૃષ્ટ ગુણો તો બાજુએ રહ્યા, નાનામાં નાના ગુણો પણ એક માણસમાં મુશ્કેલીએ એકત્ર થઇ શકે છે. ઘણા પ્રખ્યાત મનુષ્યો થઇ ગયા જેઓ વીર હતા, પરંતુ નીતિવાન ન હતા. ઘણા નીતિવાન હતા, પરંતુ બુદ્ધિશાળી ન હતા, ઘણાખરામાં બંને વાતો હતી, પરંતુ વિદ્યાકળાનો તેઓમાં છાંટો ન હતો.

હવે હઝરત ઉમર (રદિ.)ના વૃત્તાંત અને એમની વિવિધ સામર્થ શક્તિઓ પર નજર કરશો તો સ્પષ્ટ જણાશે કે તેઓ સિકંદર પણ હતા અને એરીસ્ટોટલ પણ, ઈસા મસીહ પણ હતા અને સુલયમાન પણ, તૈમુર પણ હતા અને નવશેરવાન પણ, અબૂ હનીફા અને ઈબ્રાહીમ અદહમ પણ હતા. સૌથી પ્રથમ રાજ્યશાસન અને સલતનતની લાયકાતને લ્યો. જગતમાં જેટલાયે રાજકર્તા થઇ ગયા છે તેમના રાજ્યની ઉંડાણમાં કોઇ મશહૂર

બુદ્ધિશાળી–રાજનીતિજ્ઞ પુરુષ કે સેનાધિપતિનો છૂપો હાથ કામ કરતો હતો તે એટલે સુધી કે એ બુદ્ધિશાળી–પુરુષ કે સેનાધિપતિ જયારે રહ્યો નથી તો એકાએક વિજયો પણ અટકી પડયા કાં તો રાજયવ્યવસ્થાનું યંત્ર બગડી ગયું.

સિકંદર દરેક પ્રસંગે એરીસ્ટોટલની સૂચનાના આધારે ચાલતો હતો. અકબરના પડદામાં અબૂલ ફઝલ અને ટોડરમલ કામ કરતા હતા. અબ્બાસીયા ખિલાફતની મોટાઇ બરામકા ખાનદાનના દમ વડે હતી; પરંતુ હઝરત ઉમર (રદિ.)નો આધાર ફકત પોતાના બાહુબળ પર હતો. ખાલિદની આશ્ચર્યચકિત લડાયક કારકિર્દીઓ જોઇ લોકોને એવો વિચાર ઉત્પન્ન થયો હતો કે જીત ને સફળતાની ચાવી એમના જ હાથમાં છે; પરંતુ જયારે હઝરત ઉમર (રદિ.)એ તેમને બરતરફ કર્યા ત્યારે કોઇને જણાયું પણ નહિ કે યંત્રમાંથી કયો પૂરઝો નીકળી ગયો છે ? ઇરાનના વિજેતા સા'દ ઈબ્ને વક્કાસ વિશે લોકોમાં એ પ્રકારનો વહેમ ઉત્પન્ન થઇ ગયો હતો. તેઓને પણ છૂટા કરી દેવામાં આવ્યા અને કોઇને કંઇ જાણ પણ ન થઇ. એ સત્ય છે કે હઝરત ઉમર (રદિ.) બધું કામ પોતે કરતા ન હતા અને કરીએ ન શકતા હતા, પરંતુ તેઓ જે લોકો પાસેથી કામ લેતા હતા તેઓના બંધાએલા રહેતા ન હતા. તેઓ રાજયના યંત્રને એવી રીતે ચલાવતા હતા કે જે પૂરઝાને જયાંથી ચાહતા ત્યાંથી કાઢી લેતા અને જયાં ચાહતા ત્યાં લગાડી દેતા હતા. કંઇ કુનેહ દેખાઇ તો કોઇ પૂરઝાને તદ્દન કાઢી નાંખ્યો અને આવશ્યકતા જણાઇ તો નવા પૂરઝા તૈયાર કરી લીધા. જગતમાં કોઇ એવો રાજકર્તા થઇ ગયો નથી જેને રાજકીય આવશ્યકતાઓને લઇને અદલ–ઇન્સાફની સીમા વટાવી દેવી પડી ન હોય. નવશેરવાનને જગત અદલ–ઇન્સાફનો પયગમ્બર લેખે છે, પરંતુ એનો દામન પણ એ ડાઘથી પવિત્ર નથી; એથી ઉલટું હઝરત ઉમર (રદિ.)ના સર્વે બનાવોને તમે તપાસી નાખો તો એ પ્રકારનું એક દષ્ટાંત પણ મળી શકતું નથી.

જગતના બીજા મશહૂર બાદશાહો જે દેશોમાં પેદા થયા ત્યાં લાંબા સમયથી રાજયના ધારાધોરણ સ્થાપિત હતા તેથી એ બાદશાહોને કોઇ નવો પાયો રચવો પડતો ન હતો. પુરાતન વ્યવસ્થાઓ કાં તો પૂરતી નીવડતી હતી, કાં તો કંઇ ઉમેરો કરવો પડતો હતો; એથી ઉલટું હઝરત ઉમર (રદિ.) જે જમીનમાં પેદા થયા તે એ વસ્તુઓથી અજ્ઞાત હતી. હઝરત ઉમર (રદિ.)એ પોતે ૪૦ વરસ સુધી સત્તા કે સલતનતનું સ્વપ્નુંયે જોયું ન હતું અને યુવાન અવસ્થા તો એમણે ઊંટો ચારવામાં વિતાવી હતી. એ સ્થિતિ હોવા છતાં એક વિશાળ મહા રાજયની સ્થાપના કરવી, દરેક પ્રકારની રાજય વ્યવસ્થા–પ્રાંતોને જિલ્લાઓની વહેંચણી, મહેસૂલ વ્યવસ્થા, અદાલતખાતું, ફોજદારી અને પોલીસખાતું પબ્લીક વર્કસ, કેળવણી ખાતું, લશ્કરની એટલા પ્રમાણમાં વૃદ્ધિ કરવી, તેના ધારા નિયમો સ્થાપિત કરવા, એ હઝરત ઉમર (રદિ.)ના સિવાય બીજું કોણ કરી શકતું હતું ? પૂરા જગતના ઇતિહાસમાં તમે કોઇ એવો રાજકર્તા દેખાડી શકો છો કે જેનું જીવન વ્યવહાર

એ હોય કે ખમીસમાં દસ દસ થીંગડાં લાગેલા હોય, જે ખાંધ પર મશક રાખી ગરીબ સ્ત્રીઓના ઘરે પાણી ભરી આપતો હોય, જમીન પર પડી રહેતો હોય, બજારોમાં ફરતો રહેતો હોય, જ્યાં જતો હોય ત્યાં એકલી જાતે જતો હોય, ઊંટોના શરીર પર પોતાના હાથે તેલ મસળતો હોય અને દરબાર, ચાઉસ ચોબદાર, નોકર કે ચાકરના નામથી અજાણ હોય, એ છતાંએ પ્રભાવ ને રોબદાબ એવા હોય કે અરબસ્તાન અને ઈરાન એના નામથી ધ્રૂજતા હોય અને જે તરફની રૂખ કરતો હોય તે તરફની ભૂમિ કંપી ઉઠતી હોય ? સિકંદર અને તૈમૂર ત્રીસ ત્રીસ હજારની સેના પોતાની સાથે રાખી નીકળતા ત્યારે તેમનો પ્રભાવ પડતો હતો. ઉમર ફારૂક (રદિ.) સિરીયાના પ્રવાસે ગયા તો સવારીના ઊંટના સિવાય બીજું કંઈ ન હતું, છતાં ચારે દિશાએ શોર પડી ગયો હતો કે જાણે ધરતી ધ્રૂજી ઉઠી છે.

હવે ઈલ્મી કાબિલીયત તરફ દષ્ટિ કરો. સહાબાઓમાંથી જે લોકોએ મુખ્યત્વે એ કાર્યને ઉઠાવ્યું હતું અને રાત્રિ દિવસ એ જ કામકાજમાં પોતાનો સમય વ્યતિત કરતા હતા, તેઓમાંના હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ, ઝૈદ ઈબ્ને સાબિત, અબૂ હુરૈરહ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદના "મસાઈલ" અને "ઈજતેહાદ" અને હઝરત ઉમર (રદિ.)ના "મસાઈલ" અને "ઈજતેહાદ" સાથે સરખાવી જુઓ તો સ્પષ્ટ રીતે "મુજતહિદ" અને "મુકલ્લિદ"નો તફાવત નજરે પડશે. એ સમય પછી ઈસ્લામી વિદ્યાકળાએ ઘણી ઉન્નતિ કરી અને મોટા મોટા મુજતહિદો અને એ કળાના ઈમામો પેદા થયા. તેઓમાં ઈમામ અબૂ હનીફા, શાફિઈ, બુખારી, ગઝઝાલી, રાઝી વગેરે હતા; પરંતુ ન્યાય દષ્ટિએ નિહાળો ! હઝરત ઉમર (રદિ.)એ જે વિષય પ્રત્યે જે કંઈ કહ્યું તેમાં કંઈ વધારો કરી શકાયો ? ભાગ્યનો સવાલ, ધાર્મિક ક્રિયાને માન, નુબુવ્વતનું ધોરણ, શરીઅતના કાનૂનો, અકલી કે નકલી હોવું, હદીસોના વિશ્વાસનું ધોરણ, "ખબરે અહાદ"ની બીજી બાબતો માટે દલીલ લેવાની પાત્રતા, "ખુમુસ" અને ગનીમતના નિયમો–એ સવાલો ઈસ્લામના આરંભથી આજ સુધી મતભેદી રહ્યા છે અને એ કળાના ઈમામોએ એમના વિશે સમજ અને બુદ્ધિ વડે અંતિમ કોશિશો કરી છે; પરંતુ ન્યાય દષ્ટિએ નિહાળશો તો જણાશે કે હઝરત ઉમર (રદિ.)એ એ સવાલોનો જે રીતે ઉકેલ કર્યો તેનાથી આગળ તપાસનું એક ડગલુંયે ભરાયું છે ? સર્વે ઈમામોએ એમનું અનુકરણ કર્યું અને જો એમનાથી અનુચિત–વિરુદ્ધ કર્યું તો છડેચોક ભૂલ કરી. નીતિની રૂએ નિહાળ શો તો નબીઓના સિવાય બીજો કયો માણસ નીતિ સદાચરણમાં એમની બરાબરી કરે તેવો મળશે ? પરહેઝગારી, સંતોષ, નમ્રતા, ભલમનસાઈ, સાદાઈ, સત્યતા, હકપરસ્તી, સહનશીલતા અને ઈશ્વરેચ્છાધિનતા, કૃતજ્ઞતા ને ઈશ્વર પર આધાર–એ સર્વે સદ્‌ગુણો એમનામાં જેવી સંપૂર્ણ રીતે મળી આવે છે તેથી વધુ સદ્‌ગુણો શું લુકમાન, ઈબ્રાહીમ અદહમ, અબૂબક્ર શિબ્લી, મા'રૂફ કરખીમાં મળી શકતા હતા ? શાહ વલીઉલ્લાહ સાહબે હઝરત ઉમર (રદિ.)ની વિશેષતા (અર્થાત્ સર્વ સદ્‌ગુણોનું એક ઠેકાણે ભેગા હોવું)ને ઘણી જ સુંદર રીતે વર્ણવી છે અને અમે એ જ લખાણ સહિત આ પુસ્તકને સમાપ્ત કરીએ

છીએ. તેઓ લખે છે કે :

હઝરત ઉમર (રદિ.)ના હૃદય-મુબારકને કેટલાક દ્વારવાળું ઘર સમજવું જોઈએ કે જેના પ્રત્યેક દ્વાર પર એક સાહબે-કમાલ બેઠો છે; ઉદાહરણ રૂપે એમ સમજવું જોઈએ કે મહાન સિકંદર દેશો જીતવાની અને જગત પર સત્તા જમાવવાની શક્તિ અને શત્રુને તાબે કરનારા લશ્કર સહિત એક દ્વાર પર બેઠો છે; બીજા દ્વાર પર પોતાની દયા, માયા અને રૈયત-પાલન અને ન્યાય શક્તિની સાથે નવશેરવાન [જો કે હઝરત ઉમર (રદિ.)ના સદ્‌ગુણોના વર્ણન સાથે નવશેરવાનનું વર્ણન કરવું એક પ્રકારની બેઅદબી છે.] બેઠો છે, બીજા દ્વાર પર ઈમામ અબૂ હનીફા અને ઈમામ માલિક પોતાની સર્વે વિદ્યા-જ્ઞાન અને ફતવા નવેશી સહિત હુકમોનું વર્ણન કરતા બેઠા છે, બીજા દ્વાર પર એક મુરશિદ-સૈયદી અબ્દુલ કાદિર જીલાની અથવા ખ્વાજા બહાઉદ્દીન-જેવા બેઠા છે; બીજા દ્વાર પર હઝરત અબૂ હુરૈરહ (રદિ.) અને ઈબ્ને ઉમર જેવા મુહદ્દિષીનને સમજવું જોઈએ. બીજા દ્વાર પર મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) અથવા શૈખ ફરીદુદ્દીન અત્તાર જેવા તત્વજ્ઞાની બેઠેલા સમજવા જોઈએ અને ઘરની ચારે તરફ જરૂરતવાળા લોકો એકઠા થયા છે અને દરેક જરૂરતવાળો પોતાની જરૂરત પૂરી કરવા મહાજ્ઞાનીને વિનવે છે અને દરેકને સફળતા પ્રાપ્ત થાય છે."

મુકામ-કાશ્મીર

પમી જુલાઈ ૧૮૯૮

**શિબ્લી નો'માની**

**☆ સમાપ્ત ☆**

